श्रीमद् उपेन्द्रभगवत्स्मारक ग्रन्थावलि-ग्रंथांकः ४७

॥ ॐ श्रीँ ॥

श्री श्रेयस्साधक अधिकारिवर्गना संस्थापक

# श्रीमन्नृसिंहाचार्यजी



રચનાર

ચુનીલાલ જયશંકર ઓઝા



નૃ૦ ૯૪

સંવત્ : ૨૦૦૪ ઈ. સ. ૧૯૪૮

મૂલ્ય : ૬-૮-૦

प्रसिद्धकर्ता

શ્રી ઉપેન્દ્રભગવત્સ્મારકપ્રવૃત્તિપ્રવર્તક શ્રેયસ્સાધકો



પ્રથમ આવૃત્તિ



પ્રકાશક
ગોવિંદલાલ ત્ર્યંબકલાલ ત્રિવેદી
વડોદરા

મુદ્રક
પરીખ સુરેશચંદ્ર પોપટલાલ
ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસ
અમદાવાદ

# પ્રાસ્તાવિક વચનો

અધ્યાત્મવિદ્યાજેવી સર્વ વિદ્યાઓની શિરોમણિ વિદ્યાના અલૌકિક પ્રકાશથી જે તત્ત્વદર્શી મહાપુરુષે ગુજરાતસમસ્તને પ્રકાશિત કર્યું છે, શ્રેયસ્સાધકઅધિકારીવર્ગસરખી મહાન્ ઉદ્દેશોને ધારણ કરનાર અદ્વિતીય સંસ્થા જેમના સિદ્ધ સંકલ્પથી સ્થાપિત થઈ છે, તેમના—તે મહાપુરુષના—જીવન-ઉદ્યાનમાં કેવાં મનોહર પુષ્પો ખિલ્યાં છે, તેમનો કીર્તિસૌરભ કેવી રીતે દિશાઓમાં પ્રસર્યો છે, તેઓશ્રી કોણ હતા, ક્યાં હતા, વડોદરામાં શી રીતે આવ્યા અને જે અદ્‌ભુત પ્રકાશે જનતાનાં અજ્ઞાનતિમિર નિવૃત્ત કર્યાં તે પ્રકાશ તેમના હૃદયમાં કેવા સંયોગોમાં ઝળકી ઉઠ્યો છે, એ સર્વ ચિત્તાહ્‌લાદકારક વાર્તાઓ જાણવા, માત્ર શ્રેયસ્સાધકો જ નહિ—શ્રેયસ્સાધકવર્ગબહારની સંસ્કારી જનતા પણ જિજ્ઞાસુ હોય એ સ્વાભાવિક છે.

મહાપુરુષોનાં જીવન અત્યંત વિલક્ષણ હોય છે. તેમાં પણ આત્મ-ચૈતન્યના અનુભવજ્ઞાનનો મહાઅર્ણવ જેના હૃદયમાં પ્રબલ તરંગ ઉછાળતો હોય છે, તેમની કૃતિ, રીતિ, ચેષ્ટાઓ એટલી વિલક્ષણ અને સામાન્ય મતિને મુંઝવનારી હોય છે, કે તેઓશ્રીના અદ્‌ભુત કૃપાબલથી જેમનાં આંતર ચક્ષુનું ઉન્મીલન થયું હોય છે તેઓ જ તેમને યથાર્થ રૂપમાં સમજી શકવા સમર્થ થાય છે. એક જ કૃતિની પાછળ રહેલા હેતુ જુદા જુદા મનુષ્યો જુદાં જુદાં દૃષ્ટિબિંદુથી વિચારે છે. પરંતુ મહાપુરુષના સમાગમનો દીર્ઘકાલ લાભ મેળવનાર અને તેમના જીવનની રહસ્યભરી વાતોના મર્મ ઉકેલવા અનુકૂળ મતિથી વિચારનાર કોઈ સુભાગી વિરલ શિષ્ય સહજ ભાવે તેના મર્મો સમજી શકે છે.

શ્રીમન્નૃસિંહાચાર્યજીના આ પ્રકારના અદ્‌ભુત જીવનના મર્મો તેઓ-શ્રીના પટ્ટશિષ્યના સ્પૃહણીય પદને પ્રાપ્ત કરનાર શ્રીમાન્ છોટાલાલ જીવન-લાલ-વર્ગ જેમને શ્રીમન્ માસ્તર સાહેબના નામથી વિશેષ ઓળખે છે—એક જ સર્વથી વિશેષરૂપમાં જાણવા સમર્થ હતા. શ્રીમન્નૃસિંહાચાર્યજીના તનુના તિરોધાનપછી, શ્રેયસ્સાધકો તેમ જ અન્ય તટસ્થ વિદ્વજ્જનો અને વર્ગની પ્રવૃત્તિઓથી પરિચિત સંભાવિત સત્સંસ્કારવિભૂષિત સજ્જનો વગેરેએ તેઓશ્રીના ચરિતામૃતનું પાન કરવા આતુરતા દર્શાવી હોવાથી, શ્રીમન્ માસ્તર સાહેબે શ્રી મહાકાલ માસિકમાં 'શ્રીનૃસિંહલીલામૃત'

લખવાનો પ્રારંભ કર્યો હતો, પરંતુ કોઈ વિલક્ષણ સંકેતવશાત્ તેનાં માત્ર પાંચ બિંદુ પ્રકટ થયાં.

આ પછી વર્ગના અન્ય સમર્થ વિદ્વાનોએ તે કાર્ય કરવાપ્રતિ વેગ નથી ધર્યો. સદ્ગુરુશ્રીના જીવનની ઘણી ઘટનાઓ વગેરે જાણવા છતાં તેની સવિશેષ નોંધના અભાવે અને પોતાના દષ્ટિબિંદુથી વિચારવામાં કઠિનતા વિચારી, એપ્રતિ લક્ષ નથી અપાયું, એમ અનેક પ્રસંગોથી અને અનેક વિદ્વાનોની વાતચિતથી સ્પષ્ટ થયું છે.

શ્રીમન્ માસ્તર સાહેબના તેમ જ શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજીના દેહોત્સર્ગ-પછી શ્રી નગીનભાઈ સંઘવીએ 'શ્રેયઃ સર્વસ્વ' એવા નામથી એક લેખનો આરંભ કરી આ દિશામાં પ્રયત્ન કર્યો હતો. પરંતુ તેમની ઘણી હકીકત અવિશ્વસનીય છે એટલું જ નહિ તેમાં મિથ્યા કટાક્ષો અને કપોલકલ્પિત ઘટનાઓ નિરંકુશપણે લખવાનો પ્રયત્ન થયો છે. **निरंकुशाः कवयः** એ પ્રસિદ્ધ ઉક્તિ છે. સંઘવીજી જાતે કવિ અને કવિતરીકે સત્યાસત્યના વિવેકને તિલાંજલિ આપવાના સ્વભાવવાળા મૂળથી હોવાથી, તેમની ઇચ્છામાં આવ્યું તેમ લખ્યું છે. મહાન્ ગ્રીક તત્ત્વવેત્તા સોક્રેટીસના જીવનચરિતના લેખક, એડીનબરો યુનિવર્સિટીના પ્રાધ્યાપક એ. ઈ. ટેયલર, એ મહાપુરુષના જીવનપ્રસંગોનું આલેખન કરનાર વિવિધ વ્યક્તિ-ઓમાંથી કોને વિશ્વસનીય અથવા પ્રમાણભૂત માનવી એનો ઊહાપોહ કરતાં 'એરિસ્ટોફેનીસ' નામના કવિસંબંધમાં લખે છે :

Aristophanes, it was said, is a comic poet, and his business is not to tell the truth but to distort it; એરિસ્ટોફેનીસનું કામ સત્યનું પ્રકાશન કરવું એ નથી : સત્યને મચડી નાંખી રસ ઉત્પન્ન કરવો અથવા કટાક્ષદ્વારા હાસ્ય ઉત્પન્ન કરવું એવો હેતુ, તેના ચરિતાલેખનનો સમજાય છે. આ જ પ્રમાણે શ્રી સંઘવીનો પણ પોતાની કલ્પનાને બંધબેસતું ચરિત લખવાનો આંતરિક હેતુ અનેક શ્રેય-સ્સાધકોને–અગ્રણ્ય વિદ્વાનોને તેમ જ અન્ય અનેકને–સ્પષ્ટ થયો છે.

આ હકીકત તેમના પ્રતિ કટાક્ષના હેતુથી નહિ પરંતુ ભાવીમાં શ્રીનૃસિંહાચાર્યજીના જીવનમાં રસ લેનાર અને તેની સંશોધક વ્યક્તિના માર્ગદર્શનઅર્થે અગત્યની હોવાથી, તેના ઉલ્લેખની અગત્ય સ્વીકારી છે. આમ છતાં એ લેખ પણ સામાન્ય રૂપમાં અલ્પાંશે લખાયો છે, એ દષ્ટિથી તેના સંબંધમાં વિશેષ ઊહાપોહની અગત્ય રહેતી નથી.

# પ્રાસ્તાવિક વચનો

**શ્રીમન્નૃસિંહાચાર્યજીના** જીવનને પ્રસિદ્ધ કરવાનો ત્રીજો પ્રયત્ન વડોદરા રાજ્યની શ્રી સયાજી સાહિત્યમાળાના સંચાલકોતરફથી થયો છે. વડોદરા શહેરમાં દીર્ઘકાલપર્યંત નિવાસ કરનાર અને શ્રેયસ્સાધકઅધિકારીવર્ગ સરખી શકિતશાળી સંસ્થાને સ્થાપનાર, અને વડોદરાના ઉચ્ચકોટિના પ્રજાજનો ઉપરાંત વડોદરાના દિવાન, ન્યાયમૂર્તિઓ તેમ જ શ્રીમંત સયાજીરાવ મહારાજ પણ જેમના સમાગમના ઉત્સુક હતા, એવા અસાધારણ યોગજ્ઞાનસામર્થ્યસંપન્ન મહાપુરુષના જીવનમાં વડોદરાની પ્રતિષ્ઠિત અને વિદ્યાવિભૂષિત વ્યક્તિઓ રસ લે એ સ્વાભાવિક છે. અને તેમની આ જીજ્ઞાસા અને તેમાંથી થયેલી તે કાર્યની સંપૂર્ણતાને વિલોકી અવશ્ય તેમને ધન્યવાદ આપવો ઘટે છે. આમ છતાં એ ચરિતગ્રંથના યુવાન્ લેખક, વર્ગના પરિચયમાં છતાં **શ્રીમન્નૃસિંહાચાર્યજીના** જીવનને સમજવા માટે વર્ગના અગ્રણી વિદ્વાનોના સમાગમનો લાભ અલ્પસ્વલ્પ અંશમાં જ મેળવી શકયા છે. મહાપુરુષોના દૃઢ સમાગમવિના તેમના જીવનને સમજવાની સાચી દૃષ્ટિ ઉઘડતી નથી, અને તેવા સમાગમથી વંચિત રહેવાથી તેમના કાર્યમાં ઘણી ઉણપો દૃષ્ટિએ આવે છે. ચરિત-લેખન માટે તેમણે જે આધાર લીધા છે, તે પણ દોષવાળા છે. તેમના તર્કો અપૂર્ણ અને મહાપુરુષોની વિલક્ષણ કૃતિઓપાછળના મર્મોની સમજવિનાના છે. આવાં અનેક કારણોથી શ્રેયસ્સાધકવર્ગના નાના મોટા સર્વ મનુષ્યોને તેમ જ વર્ગની અગ્રણી વ્યકિતઓને એ ચરિતગ્રંથથી જે સંતોષ થવો જોઈતો હતો તે થયો નહિ એટલું જ નહિ—ઉલટો અસંતોષ થયો. એ ગ્રંથ પ્રસિદ્ધ થયા પછી અનેક શ્રેયસ્સાધક બંધુઓને તેમ જ અગ્રણીઓને તે ગ્રંથની કેટલીક ક્ષતિઓ અસહ્ય લાગી અને **શ્રીમન્નૃસિંહાચાર્યજીના** જીવનના વાસ્તવ પ્રસંગો શુદ્ધ સ્વરૂપમાં દર્શાવનાર અને તેમના અદ્ભુત જીવનની મહત્તાનું વાંચનારને કંઈ પણ ભાન જાગ્રત્ થાય એવું ચરિત લખાય એવી બળવાન્ સંકલ્પધારા સર્વના હૃદયમાંથી વહેવા લાગી.

આ લેખકની કૃતિઓની ક્ષતિઓને શોધી શોધી તેના ઉપર પ્રહાર કરવા અર્થે આ પ્રયત્ન નથી. એ નિંદ્ય પ્રવૃત્તિ છે. માત્ર તેમની કૃતિમાં કેવા પ્રકારની ક્ષતિઓ છે તે બે ત્રણેક પ્રસંગોથી સ્પષ્ટ કરવાની અગત્ય છે. તેથી તેનું સ્વરૂપ પણ સમજાય તેમ છે એટલે તેટલા અંશમાં તે દર્શાવીને જ વિરમવાનું છે.

"જીવનના તમામ કાર્યક્રમમાં નિયમિતતાનો નિયમ આગ્રહપૂર્વક પાલન

કરવાને તત્પર રહેતા શ્રી નૃસિંહાચાર્યજીએ મિશન નિશાળ માટે અનિયમિતતાનો અતિ નિયમ પાળ્યો હતો." પૃ. ૫૨ ઉપર આવો ઉલ્લેખ છે.

નિયમિતતા એ સદ્દગુણ છે અને શ્રી નૃસિંહાચાર્યજીમાં તે હોવો જ જોઇએ એવા સદ્અનુમાનથી આ વસ્તુ લખાઇ છે. પરંતુ જ્ઞાનારૂઢ મસ્ત પુરુષોની ભૂમિકામાં નિયમિતતાને સ્થાને અનિયમિતતા પણ એમની સ્વાતંત્ર્યપ્રિયતા અને દેશકાલાદિથી પર ભાવનાની દ્યોતક હોવાથી સદ્દગુણથી પણ વિશેષ માહાત્મ્ય દર્શાવે છે એ નિર્વિવાદ છે. ભૂમિકાભેદથી સામાન્ય નિયમો બદલાય છે એ માનસશાસ્ત્ર સ્વીકારે છે.

દ્વિતીયઃ "કોન્ટ્રાકટરનો ધંધો કરી કોન્ટ્રાકટના કુત્સિત ધંધાને અપનાવી તેમણે દીપાવ્યો છે." એવું આલેખન પૃ૦ ૨૨૨ ઉપર છે. શ્રીમન્નૃસિંહાચાર્યજીએ આજીવન ધંધો કર્યો જ નથી. ઉદરનિર્વાહમાટે આરંભમાં નોકરી જ સ્વીકારી છે, અને વડોદરા રેસીડેન્સીમાં પબ્લીકવર્ક્સ ખાતામાં હિસાબી કામ કરતા ત્યારે કોન્ટ્રાકટરોસાથે સંબંધમાં આવતા. તેમાં એક કોન્ટ્રાકટર તેઓની પરીક્ષા કરવા જતાં કેવા દીન બની ગયા છે તે આ ચરિત-ગ્રંથથી સમજાશે.

તૃતીયઃ પૃ૦ ૨૪૭ ઉપર શ્રીમન્ માસ્તર સાહેબના પ્રથમ સમાગમની હકીકત જણાવતાં લેખક જણાવે છેઃ

"નમસ્કારવિવેક કરી ઘેર જવાની વિદાય માગતાં શ્રીનૃસિંહાચાર્યજીએ ઉભા થઇ ભાવપૂર્વક પ્રતિવિવેક કર્યો, એટલું જ નહિ પણ શ્રી માસ્તર સાહેબના મસ્તકને સ્વાભાવિકપણે સુંઘતા હોય એવો સવિશેષ અભિનય કરી કહ્યું કે, "આવતા રહેજો. આશ્રમ તમારા જેવાના આગમનથી ભર્યો ભર્યો લાગે છે."

શ્રીમન્નૃસિંહાચાર્યજી આરંભની જ્ઞાનારૂઢ અવસ્થામાં મસ્તીમાં રહેતા ત્યારે જ માત્ર નહિ, પરંતુ પાછળની અતિ સાત્ત્વિક ભાવવાળી અવસ્થામાં પણ આવાં સ્પૃહાભર્યા વાકયો ઉચ્ચારવાની કે આવા નાટકી અભિનય કરવાની ચેષ્ટાસરખી કરતા નહિ. અસાધારણ સંયમબળવાળા તેઓશ્રી માત્ર સ્નેહભરી દૃષ્ટિથી સર્વનાં હૃદય વશ કરી લેતા. અનુકૂલ ચિત્તસામગ્રીવાળા જ એવા અનુગ્રહપાત્ર બનતા. તેમની જ્ઞાનારૂઢ મસ્ત દશાકાલે આવું ઉચ્ચારે એ કેવળ અસ્વાભાવિક અને તેમના ગૌરવને હાનિકારક જ લાગે છે. વળી શ્રીમન્ માસ્તર સાહેબનો પ્રથમ સમાગમ વડોદરાના આશ્રમમાં લેખક જણાવે છે તેમ નહિ પરંતુ નિજામપુરામાં થયો છે.

આવી અનેક ક્ષતિઓ શોધી શકાય, પરંતુ તેવી દોષમૂલક પ્રવૃત્તિની દૃષ્ટિ જ નથી. આવી અનેક ક્ષતિઓમાંથી ઉદ્ભવેલી અનેકની અસંતુષ્ટ વૃત્તિઓએ, શુદ્ધ સ્વરૂપમાં—બની શકે તેટલા શુદ્ધ સ્વરૂપમાં—ચરિત લખાય એવો પ્રબલ વેગ ધર્યો, અને અનેક બંધુઓતરફથી એ કાર્ય કરવા મને સૂચનો થયાં. મારે પણ એ પ્રકારના ઉદ્ગારો સાંભળી એ ગ્રંથ વાંચવાનો યોગ આવ્યો ત્યારે મને લાગ્યું કે એ કાર્ય હવે સદ્ગુરુશ્રીની કૃપાયાચના-પૂર્વક સત્વર મારે અરંભી દેવું જોઈએ. સંવત્ ૨૦૦૧ના શ્રાવણ શુ. ૨ ના શુભ દિવસે તે કાર્ય આરંભ્યું. એ સંબંધી વિશેષ વિસ્તાર નિરર્થક છે. પરંતુ આજે તે કાર્ય પૂર્ણ રૂપમાં પ્રકટ થાય છે, એ સંતોષની વાત છે. એક દૃષ્ટિથી એ પ્રસિદ્ધ થયેલી ક્ષતિયુક્ત કૃતિ પણ ઉપકારની ભાવનાની જનની છે.

પૂ૦ શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાનનો તથા શ્રીમન્ માસ્તર સાહેબનો દીર્ઘ-કાલનો સમાગમ, વર્ગના અન્ય અગ્રણી વિદ્વદ્રત્નોનો સહવાસ અને સદ્-ગુરુશ્રીનું પ્રેરણાબલ મારાં સહાયક બન્યાં અને આજે આ કૃતિ શ્રેયસ્સાધક તથા સદ્વિચારશીલ જનતાની સમક્ષ પ્રસિદ્ધિને પામે છે એમાં તે સર્વના કૃપાબલનો જ પ્રભાવ દૃષ્ટિએ આવે છે.

ઉપર જણાવ્યું તેમ સર્વના સમાગમમાં રહી મહેશ્વરના અવતારરૂપ સદ્ગુરુવર શ્રીમન્નૃસિંહાચાર્યજીના જીવન–પ્રસંગોમાં દૃષ્ટિ કરવાનો અલભ્ય લાભ મને મળેલો જ હતો. પરંતુ ઘણા લાંબે ગાળે તે કાર્ય કરવાનું હતું, એટલે તેમાં કઠિનતા પણ ઘણી દૃષ્ટિએ આવતી હતી. છતાં પૂજ્ય શ્રી જયંતી દેવીનું તનુ વિદ્યમાન હતું એ એક પ્રબલ ધૈર્ય અને વિશ્વાસનું કારણ હતું. શ્રીમન્નૃસિંહાચાર્યજીનો એમના પિતાના કુટુંબસાથે ગાઢ પરિચય હતો. તેઓશ્રીના અનુગ્રહથી કુમારી અવસ્થાથી જ તે સ્વતઃ પોષાયેલાં હતાં. અત્યંત બુદ્ધિમાન્, તેજસ્વી સ્મૃતિ અને તીવ્ર જિજ્ઞાસુવૃત્તિવાળાં હતાં, અપૂર્વ કાવ્યપ્રતિભા પણ તેમનામાં ઝળકતી હતી અને શ્રી ઉપેન્દ્ર ભગવાન્નાં સહધર્મચારિણી હોવાથી તેઓશ્રીના અખંડ સાન્નિધ્યથી બાપજીશ્રીના જીવનની ઘણી વાતો તેમણે જાણી લીધેલી હતી. એટલે આ કાર્યમાં તેમના તરફથી ઘણી પ્રમાણભૂત વસ્તુઓ મળવા સંભવ હતો. આ દૃષ્ટિથી કાર્ય આરંભ્યું અને જ્યારે પૂ. દેવીશ્રીના તે જાણવામાં આવ્યું ત્યારે ત્રણચાર દિવસ સતત પરિશ્રમ કરી ઘણા પ્રસંગોની નોંધ તેમણે કરાવી એટલું જ નહિ, પરંતુ પરમ-પૂજ્ય શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજીએ બાપજીશ્રીના ચરિત–ગ્રંથમાટે જે કંઈ પ્રાપ્ય હતું અને એકત્ર કરી રાખેલું હતું, તે સર્વ સાહિત્ય મને મોકલી આપવામાં

આવ્યું–કારણ પરમપૂજ્ય બાપજીશ્રીના જીવનચરિતનું સંપૂર્ણ અને શુદ્ધ સ્વરૂપમાં સર્વ પ્રમાણભૂત વસ્તુઓથી આલેખન થાય અને તે પ્રસિદ્ધ થાય એવી પૂ. દેવીશ્રીની એક પ્રબલ આકાંક્ષા હતી.

આ સાહિત્યમાંથી શ્રીમન્ માસ્તર સાહેબની નોંધો, ભાઈ અમૃતરાય બક્ષીની નોંધ, તથા રાવ સાહેબ શ્રી નારાણભાઈની નોંધમાંથી અનેક પૂર્તિઓ થઈ શકી છે અને મારા કાર્યમાં તે સર્વ સહાયભૂત થઈ છે. આ નિમિત્ત પૂ. શ્રી જયંતીદેવીનો મહદ્ ઉપકાર સ્મૃતિપટઉપર ચિરસ્થાયી રહેશે.

આ ઉપરાંત અન્ય પ્રમાણભૂત વસ્તુ જે જે રીતે મળી છે તેનો ઉલ્લેખ ગ્રંથમાં કરેલો છે.

સદ્‌ગુરુશ્રીના અનુગ્રહબલથી અને પૂર્વોક્ત સામગ્રીથી ચરિત જેમ જેમ લખાતું ગયું તેમ તેમ પૂ. શ્રી જયંતી દેવી તેમ જ શ્રી કૌશિકરામભાઈને વંચાવવામાં આવતું ગયું. ઉભયનાં પ્રોત્સાહક વચનોથી આલેખનમાં રસ અને ઉત્સાહ વધતાં ગયાં અને પરિણામે સર્વની ઇચ્છાના વિષયરૂપ કાર્ય પરિપૂર્ણતાને પામ્યું. ઉત્સાહપ્રેરક વચનોમાટે ઉભયના પ્રતિ ઉપકારભાવ દર્શાવવો કર્તવ્યરૂપ બને છે.

પૂ. દેવીશ્રીએ તો સદ્‌ગુરુશ્રીના સંવાદોમાં સદ્‌ગુરુશ્રીએ ઉચ્ચારેલાં વાક્યોથી ઉદ્‌ભવેલી પ્રસન્નતાથી ઉદ્‌ગાર કાઢ્યા હતા: "આ તો બાપજીશ્રી જ જાણે બોલે છે, એવો ભાવ જાગૃત થાય છે." કારણ પોતે તેવા જ શબ્દો, એ રીતે બોલતા, એમ એમણે તો પ્રત્યક્ષ અનુભવેલું જ હતું. શ્રેયસ્સાધકોને આ ઉદ્‌ગાર સવિશેષ ભાવોત્પાદક જણાયાથી અત્ર આલેખ્યા છે–નહિ કે આત્મપ્રશંસાઅર્થે!

ગ્રંથસંબંધમાં પોતાના વિશેષ વિચાર દર્શાવવાની પૂ. દેવીશ્રીની ખાસ ઇચ્છા હતી જ. તેમનું શરીર વિદ્યમાન હોત તો તે લાભ સર્વને અવશ્ય મળત, પરંતુ તેની અવિદ્યમાનતાના કારણથી ઇષ્ટેચ્છાને અધીન થઇ યથાપ્રાપ્તથી જ સંતોષ માનવાનો રહે છે.

ચરિત-ગ્રંથને તટસ્થ દૃષ્ટિથી વિલોકનાર, ધર્મ અને તત્ત્વજ્ઞાનના વિષયમાં સવિશેષ રસ લેનાર અને તેનું પરિશિલન કરનાર વિદ્વાન્ તે ઉપર સ્વતંત્ર દૃષ્ટિથી પ્રકાશ પાડે તો સર્વસામાન્ય સંસ્કારી જનતા પણ ગ્રંથ-ભાવનાને સમજી પ્રતિપાદિત વસ્તુ ધારણ કરવા સુભાગી થાય એ દૃષ્ટિથી વડોદરાની કૉલેજના સંસ્કૃત ભાષાના પ્રાધ્યાપક વિદ્વદ્‌રત્ન શ્રીયુત ગોવિંદલાલ હરગોવિંદ ભટ્ટ M. A.—એમને આમુખ લખવા વિનંતિ કરતાં તેમણે બહુ પ્રેમથી તેનો સ્વીકાર કર્યો. તેમનો વિદ્વત્તાપૂર્ણ આમુખ સંસ્કારી સજ્જનોને

માર્ગદર્શક થશે એ નિર્વિવાદ છે. તેમનું આ ઉપકારકૃત્ય પણ ચિરસ્મરણીય રહેશે. શ્રીભટ્ટ સાહેબના આમુખમાંથી એક વસ્તુવિષે સહજ સ્પષ્ટીકરણ કરવું યોગ્ય લાગે છે. તેઓ જણાવે છે:

"આચાર્યશ્રીએ શાંકર વેદાન્ત અને શાક્ત સંપ્રદાયનો સારો અભ્યાસ કરેલો છે અને પોતાની અસાધારણ પ્રતિભાને લીધે ભિન્ન ભિન્ન સિદ્ધાન્તોનો સમન્વય કરેલો છે."

સદ્‌ગુરુશ્રીએ વિદ્યાભ્યાસકાલે યજુઃસંહિતા વગેરેનું જે અધ્યયન કર્યું હતું તે વિના પાછળથી કદી કોઈ શાસ્ત્રગ્રંથનું અધ્યયન કરવાની વૃત્તિ જ દર્શાવી નથી. તેઓશ્રીનું જ્ઞાન ગ્રંથાધ્યયનના ફલરૂપ નથી. તેમનું સઘળું જ્ઞાન પ્રજ્ઞાનઘન ચિદાત્માના આવિષ્કારરૂપ છે. આ વસ્તુ ગ્રંથમાં પણ દર્શાવી છે. માત્ર પ્રમાણઅર્થે, કોઈ કોઈ વિદ્વાનોપાસે તેવા શાસ્ત્રીય ગ્રંથોમાંથી પ્રમાણો મેળવી પોતાના ગ્રંથોમાં આવશ્યકતા હોય ત્યાં મૂકતા. શાસ્ત્રાધ્યયનના પક્ષપાતપ્રતિ દોરાતી વૃત્તિના પ્રકાશઅર્થે, તથા તેઓશ્રીની લાક્ષણિક વૃત્તિના સ્વરૂપની સ્પષ્ટતાઅર્થે આટલું વિવક્ષિત છે.

શ્રી ઉપેન્દ્રભગવત્સ્મારકગ્રંથાવલિરૂપે આ ગ્રંથ પ્રસિદ્ધ થાય એવી પૂ. દેવીશ્રીની અત્યંત પ્રબલ ઇચ્છા હતી કારણ એમને પણ એમાં સદ્‌ગુરુશ્રીપ્રતિના ઋણની યત્કિંચિત્ નિવૃત્તિનો ભાવ હતો અને તેઓશ્રીની એ અંતિમ ઇચ્છાનુસાર તે ગ્રંથાવલિ રૂપે ગ્રંથ પ્રસિદ્ધ થાય છે એ અત્યંત સંતોષાનંદજનક છે.

મુદ્રણકાર્યની કઠિનતાના સમયમાં ડાયમંડ જ્યુબિલિ પ્રેસના સજ્જનવર્ય સંચાલકોએ ગ્રંથમુદ્રણની અનુકૂલતા આપી સંતોષજનક કાર્ય કર્યું છે, તે અંશમાં તેમનો ઉપકાર માનવો આવશ્યક છે.

મહાપુરુષોના જીવનની પરમ પાવનકર ઘટનાઓ જાણ્યેઅજાણ્યે પણ અનુકૂલ મતિથી વાંચનારના હૃદયમાં વિશુદ્ધ સંસ્કારો સ્થાપી તેનો પરમ ઉત્કર્ષ સાધે છે એ તો સિદ્ધ વસ્તુ છે. વિશુદ્ધ ભાવે પ્રેમથી વાંચનાર શ્રેયોવાંચ્છુ સંસ્કારી શ્રેયસ્સાધકમાત્રને આ ચરિત-ગ્રંથ પ્રેરણાદાયી થાઓ અને સર્વના હૃદયમાં પરમાત્માપ્રતિ વિશુદ્ધ પ્રેમ જાગૃત થઈ પરમાત્માના દિવ્યાનુગ્રહને સર્વ પામો, એ શુભ વાસનાસહ, પરમાત્માને પ્રાર્થતાં, મતિ વરમે છે.

સંવત્ ૨૦૦૪<br>
શ્રાવણ શુદ ૧૨: સોમવાર<br>
તા. ૧૬-૮-૪૮<br>
અમદાવાદ

ચુનીલાલ જયશંકર ઓઝા

॥ श्रीहरिः ॥

# આ મુ ખ

ઈ. સ. ના સોળમા શતકથી પાશ્ચાત્ય પ્રજા હિન્દુસ્તાનમાં વેપાર-અર્થે આવવા લાગી. પોર્ટુગીઝ, ડચ, ફ્રેન્ચ અને અંગ્રેજ લોકો હિન્દુસ્તાનના ભિન્ન ભિન્ન ભાગોમાં પોતાનું સામર્થ્ય દર્શાવવા લાગ્યા અને કોઠીઓ સ્થાપી નિત્ય વાસની યોજનાનો આરંભ કરવા લાગ્યા. વેપારમાંથી દેશનું શાસન કરવાની મહત્ત્વાકાંક્ષા સંયોગવશાત્ પ્રકટ થઈ, અને ભારતવર્ષની પ્રજાની નિર્બલતાનો લાભ લઈ ને અંગ્રેજ પ્રજા અતિ બળવાન્ બની ગઈ.

અર્વાચીન ભારતીય સંસ્કૃતિની ભૂમિકાની રચના ઓગણીસમા શતકના આરંભથી થએલી જણાય છે. ઈ. સ. ૧૮૦૦ માં નાના ફડનવીસનું મૃત્યુ, ૧૮૦૨ માં વસઈનું તહનામું અને ૧૮૧૮ માં ત્રીજો મરાઠી વિગ્રહ—આ ક્રમથી મરાઠી સત્તાનો નાશ થયો, અને અંગ્રેજ પ્રજાની સત્તાનો ઉદય થયો. પ્રાચ્ય અને પાશ્ચાત્ય સંસ્કૃતિનો સંયોગ થતાં આઘાત અને પ્રત્યાઘાતનાં તત્ત્વો પ્રકટ થયાં, અને એ વિજાતીય સંસ્કૃતિઓના સંઘર્ષને પરિણામે અનેક પ્રવૃત્તિઓ અસ્તિત્વમાં આવી. પશ્ચિમના પ્રકાશથી ભારતીય સંસ્કૃતિનો રંગ બદલાવા લાગ્યો, નવીન વિચારસરણીઓનો પ્રવાહ શરૂ થયો, અને દેશમાં એક પ્રકારનું ચૈતન્ય પ્રસરી ગયું. ધર્મ, શિક્ષણ, સાહિત્ય, સમાજ, વેપાર, શાસનપદ્ધતિ ઇત્યાદિ મહત્ત્વના વિષયોમાં રસ લેનારી અને તેમાં ચૈતન્ય રેડનારી મહાન્ વ્યક્તિઓ સંસ્કૃતિના વિધાતાઓતરીકે પ્રસિદ્ધ થઈ. ઘડીઆળના લોલકની ગતિ—આગતિની માફક ભારતીય સંસ્કૃતિ વિવિધ આન્દોલનોમાંથી પસાર થઇને વિવિધ સ્વરૂપો ધારણ કરવા લાગી, અને દેશની પ્રગતિનો ઇતિહાસ શરૂ થયો.

ઈ. સ. ૧૮૩૦ માં એલેક્ઝાન્ડર ડફ નામનો સ્કૉચ પાદરી કલકત્તામાં આવ્યો, અને રાજા રામમોહનરાયની મદદથી તેણે અંગ્રેજી ભાષાદ્વારા શિક્ષણ આપવાનો આરંભ કર્યો. તે ઉપરાંત તેણે ખ્રિસ્તી ધર્મનો પણ ઉપદેશ આપવાનું શરૂ કર્યું, અને તેને પરિણામે હિન્દુઓ ખ્રિસ્તી થવા લાગ્યા. લગભગ આ જ સમયે ડૉ. જૉન વિલ્સને મુંબઈમાં અને જૉન એન્ડરસને મદ્રાસમાં આ પ્રકારે શિક્ષણ અને ખ્રિસ્તી ધર્મનો ઉપદેશ આપવા માંડ્યો. ઈ. સ. ૧૮૩૫ માં જૉન વિલ્સને મુંબઈમાં એક સંસ્થા સ્થાપી જે આજે

વિલ્સન કૉલેજતરીકે પ્રસિદ્ધ છે. અંગ્રેજ લોકોની આ પ્રવૃત્તિથી ઘણા હિન્દુઓ ખ્રિસ્તી થઈ ગએલા જોવામાં આવે છે, અને આજે પણ આવી અનેક સંસ્થાઓ હિન્દુસ્તાનમાં કામ કરી રહી છે, અને શિક્ષણ અને સમાજસેવાદ્વારા અસંખ્ય માણસોને આકર્ષી રહી છે. ગુજરાતમાં પણ આ પ્રકારની ખ્રિસ્તી લોકોની પ્રવૃત્તિ ચાલેલી છે એ વાત સુવિદિત છે.

ભારતવર્ષમાં અનેક ધર્મો પ્રચલિત થએલા છે. ઓગણીસમા શતકમાં પશ્ચિમ ભાગમાં જૈન ધર્મ અને શ્રીવલ્લભાચાર્યનો વૈષ્ણવધર્મ, પૂર્વ ભાગમાં શ્રીચૈતન્યનો વૈષ્ણવધર્મ, દક્ષિણ ભાગમાં શ્રીરામાનુજાચાર્ય અને શ્રીમધ્વાચાર્યનો વૈષ્ણવધર્મ અને ઉત્તર ભાગમાં સર્વ પ્રકારના વૈષ્ણવધર્મો પ્રચલિત થએલા જોવામાં આવે છે. તે ઉપરાંત શ્રીસહજાનન્દ મહારાજનો સ્વામિનારાયણધર્મ અને બ્રહ્મોસમાજ, પ્રાર્થનાસમાજ, આર્યસમાજ, થિઓસોફી ઇત્યાદિ ધાર્મિક સંસ્થાઓ અસ્તિત્વમાં આવેલી છે, અને તેમાં અસાધારણ પ્રતિભાવાળી વ્યક્તિઓએ ભાગ લઇને સંસ્થાઓનો વિકાસ સાધેલો છે. આ બધી સંસ્થાઓના પરિણામે ખ્રિસ્તી લોકોની ધર્માન્તર કરાવવાની પ્રવૃત્તિને ઘણો સખત આઘાત પડેલો છે, અને ભારતીય સંસ્કૃતિનું રક્ષણ થઈ શક્યું છે.

પ્રાચીન શૈવ અને વૈષ્ણવ ધર્મોના ઇતિહાસઉપરથી આપણને સ્પષ્ટ પ્રતીત થાય છે કે ઓગણીસમા શતકના ગુજરાતમાં આ બધા ધર્મોમાંથી ચેતના તિરોહિત થઈ ગઈ હતી. ‘ પંથી ગયાં અને પગલાં રહ્યાં ’ એ પ્રમાણેની પરિસ્થિતિ ઉભી થઈ હતી, અને તેથી અંગ્રેજી શિક્ષણ લેનારો તર્કપ્રધાન વર્ગ તે બધા ધર્મોપ્રતિ અશ્રદ્ધાથી જોવા લાગ્યો હતો. જ્યારે એક બાજુ અંધશ્રદ્ધાળુ વર્ગ જુના સંપ્રદાયોને પોષણ આપતો હતો, ત્યારે બીજી બાજુ બુદ્ધિમાન્ વર્ગ યોગ્ય ધાર્મિક પોષણના અભાવે નાસ્તિકતાના માર્ગે ચાલ્યો જતો હતો, અને તેને પરિણામે સમાજના અનેક વિભાગો પડી જઈ સામાજિક અને રાષ્ટ્રિય જીવન નિર્બળ બનતું હતું.

ઓગણીસમા શતકની આ દયાજનક સ્થિતિ ગુજરાતના ધાર્મિક ઇતિહાસમાં સર્વનું ધ્યાન ખેંચે છે. પરત્માત્માની કૃપાથી ઇ. સ. ૧૮૩૪ માં બંગાળમાં રામકૃષ્ણ પરમહંસનો જન્મ થાય છે, અને ગુજરાતમાં ઇ. સ. ૧૮૨૪ માં દયાનન્દ સરસ્વતીનો જન્મ, ઇ. સ. ૧૮૫૪માં શ્રીનૃસિંહાચાર્યજીનો જન્મ અને ઇ. સ. ૧૮૫૮ માં નથુરામ શર્માનો જન્મ થાય છે. આગળ ચાલતાં ઇ. સ. ૧૮૭૨ માં અરવિન્દ ઘોષનો બંગાળમાં જન્મ થાય છે,

અને એ ત્રણ વર્ષપછી દક્ષિણમાં રમણમહર્ષિનો જન્મ થાય છે. તે ઉપરાંત યોગીશ્રી હંસદેવજી, નિત્યાનંદજી અવધૂત, મહાત્મા ગાંધીજી જેવી મહાનુભાવી વ્યક્તિઓ પણ આ જ શતકમાં જન્મેલી છે. આ સર્વ વિભૂતિઓએ અતિ વિશાળ દૃષ્ટિથી પોતપોતાના સમયમાં ધર્મનો ઉપદેશ આપેલો છે, અને અસંખ્ય તર્કપ્રધાન પુરુષોની તૃષા દૂર કરી તેમનું જીવન પ્રભુમય બનાવેલું છે. હિન્દી સમાજઉપર આ મહાપુરુષોનો ઉપકાર ખરેખર ચિરસ્મરણીય છે.

ગુજરાતના રસિકશિરોમણિ ભક્તકવિ દયારામભાઈના અવસાન (ઇ. સ. ૧૮૫૨) પછી બે જ વર્ષે શ્રીશ્રેયઃસાધકઅધિકારીવર્ગના આચાર્ય શ્રીનૃસિંહાચાર્યજીનો જન્મ થએલો છે. ગુજરાતની સંસ્કૃતિના ઇતિહાસમાં ૧૮૫૪નું વર્ષ વિશિષ્ટ પ્રકારનું છે. આ જ વર્ષમાં નડીઆદના સાક્ષર દોલતરામ કૃપારામ પંડ્યા અને અવસ્તા ફારસી ભાષાના અદ્વિતીય પણ્ડિત ડૉ. સર શમસ્ અલ ઉલ્મા જીવણજી જમશેદજી મોદીનો જન્મ થએલો છે. સર ચાર્લ્સ વુડનો કેળવણીવિષેનો ખરીતો આ જ વર્ષમાં પ્રસિદ્ધ થયો છે. રા. કરસનદાસ મૂળજીએ સંપાદિત કરેલો 'સત્યાર્થપ્રકાશ' પણ આ જ વર્ષમાં પ્રસિદ્ધ થયો છે, અને ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ (હાલની ગુજરાત વિદ્યાસભાએ) 'બુદ્ધિપ્રકાશ'નો કબજો પણ આ જ વર્ષમાં લીધો છે. આ પ્રકારની ઘટના બન્યાપછી એક વર્ષે શ્રીગોવર્ધનરામ-ભાઇનો જન્મ થાય છે, અને ત્રીજે વર્ષે સિપાઇનો બળવો થાય છે, અને મુંબઈ વિશ્વવિદ્યાલયના સ્થાપના થાય છે. ત્યાર પછી એક વર્ષે (ઇ. સ. ૧૮૫૮) મહારાણી વિક્ટોરિયા હિન્દની અધિરાજ્ઞી બને છે, અને નથુરામ શર્માનો અને મણિલાલ નભુભાઇનો જન્મ થાય છે.

શ્રીનૃસિંહાચાર્યજીનો જન્મ સુરત જીલ્લાના કડોદ ગામમાં એક સંસ્કારી વિસનગરા નાગર કુટુંબમાં થએલો હતો. તેમણે સુરતમાં પ્રાથમિક કેળવણી લીધા પછી અઢી વર્ષ અંગ્રેજી શિક્ષણ લીધું હતું. આ લૌકિક શિક્ષણમાં તેમને પહેલેથી જ આસક્તિ ન હતી. પ્રથમથી જ તેમનું ચિત્ત આધ્યાત્મિક વિષયોમાં રમતું હતું. સુરતમાં ગંગાદત્ત શુકલપાસે યજુર્વેદ સંહિતાનું અધ્યયન કર્યાપછી તેમણે તત્ત્વજ્ઞાનનો અભ્યાસ શરૂ કર્યો. ભૂમાનન્દ સ્વામીના સમાગમથી વેદાન્તનું સારૂં અધ્યયન કર્યાપછી આચાર્યશ્રીને મધુસૂદન સ્વામીનો સમાગમ થયો, અને તેમની પાસેથી

પોતાની અસાધારણ શક્તિથી મંત્રપ્રયોગ શીખ્યા, અને હનુમદ્ દુર્ગનો કઠિન મંત્રપ્રયોગ કરી સિદ્ધિ પ્રાપ્ત કરી. તેમણે યોગ પણ સારી રીતે સિદ્ધ કર્યો.

સુરત, અંકલેશ્વર અને વડોદરા કેમ્પ એ ત્રણ સ્થળોએ આચાર્યશ્રીએ નોકરી કરી હતી. આ સમયે પણ તેઓ સર્વ ધર્મોનો સમન્વય કરીને બધાને ઉપદેશ કરતા હતા, અને શ્રોતાઓ તેમની પ્રસાદયુક્ત અસ્ખલિત વાણી, અપૂર્વ તર્કશકિત, અપ્રતિમ જ્ઞાનશકિત અને સમાધાન કરવાની અદ્ભુત શકિત જોઇને તેમના ચરણમાં પોતાનું શીર્ષ આદરભાવથી નમાવતા હતા. આચાર્યશ્રીની ઓજસ્વી અને મનોહર મૂર્તિથી સર્વ આકર્ષાતા હતા. આના પરિણામે સર્વ શ્રોતાઓએ તેમને 'આચાર્ય'ની પદવી આપી, અને શ્રીનૃસિંહાચાર્યજી 'આચાર્ય' તરીકે પ્રસિદ્ધ થયા.

વડોદરામાં નૃસિંહાશ્રમની સ્થાપના થયા પછી આચાર્યશ્રીના ભકતજનોની સંખ્યા ઘણી વધવા લાગી. ઇ. સ. ૧૮૮૨માં શ્રેયઃસાધકઅધિકારીવર્ગની સ્થાપના કરવામાં આવી અને તેના પ્રથમ આચાર્યતરીકે શ્રી નૃસિંહાચાર્યજી થયા. દિવસે દિવસે સાધકોની સંખ્યા વધતી ગઇ. શ્રી છોટાલાલ જીવનલાલ માસ્તર સાહેબ આચાર્યશ્રીના પટ્ટશિષ્યતરીકે ગણાવા લાગ્યા. શ્રી નગીનદાસ સંઘવી, શ્રી જેકીસનદાસ કણિયા, શ્રી નર્મદાશંકર મ્હેતા, શ્રી કૌશિકરામભાઇ વગેરે સજ્જનોએ સાધકવર્ગમાં પ્રવેશ કર્યો. વડોદરાના કેટલાક પ્રતિષ્ઠિત દાક્ષિણાત્ય ગૃહસ્થો અને સરદારો પણ સાધકો બન્યા. શ્રી. મણિભાઇ જસભાઇ દીવાન, શ્રી. અંબાલાલ સાકરલાલ દેસાઇ, શ્રી. મનઃસુખરામભાઇ, શ્રી. મણિશંકર રત્નજી ભટ્ટ, શ્રી હરિદાસ વિહારીદાસ આદિ પ્રતિષ્ઠિત વ્યકિતઓ આચાર્યશ્રીના સમાગમમાં આવવા લાગી. બીજા અનેક સાધુસંતો, વેદાન્તીઓ, પીર, પારસીઓ અને ખોજાઓ પણ આચાર્યશ્રીનો ઉપદેશ ગ્રહણ કરવા લાગ્યા. વસ્તુતઃ વર્ણ અને આશ્રમનો ભેદ રાખ્યાવિના સર્વ પ્રકારના જિજ્ઞાસુઓને આચાર્યશ્રીએ ઉપદેશ આપવા માંડયો, અને નૃસિંહાશ્રમ એ આખા ગુજરાતમાં સંસ્કૃતિનું ધામ બની ગયું.

આચાર્યશ્રીએ ત્રણ વાર લગ્ન કર્યું હતું. તેમણે ગૃહસ્થાશ્રમમાં રહીને દામ્પત્યજીવનનો આદર્શ પાઠ શીખવ્યો અને તેઓ પોતે આધ્યાત્મિક ઉન્નતિની પરાકાષ્ઠાએ પહોંચ્યા. પ્રાચીન કાળમાં આચાર્યો ગૃહસ્થાશ્રમમાં રહીને પ્રજાને કેવી રીતે તત્ત્વજ્ઞાનનો ઉપદેશ આપતા હશે એનો ખ્યાલ આચાર્યશ્રીના જીવનઉપરથી આવી શકે છે. યાજ્ઞવલ્કય અને મૈત્રેયી, વસિષ્ઠ

અને અરુન્ધતી, વલ્લભાચાર્ય અને મહાલક્ષ્મી આદિ આદર્શ દંપતી તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં સુપ્રસિદ્ધ છે. આ પ્રાચીન પરંપરાને અનુસરીને જ શ્રીનૃસિંહાચાર્યજીએ ગૃહસ્થાશ્રમનું માહાત્મ્ય દર્શાવ્યું છે, અને જગતને બોધ આપ્યો છે કે ગૃહસ્થાશ્રમમાં રહીને બધી વાસનાઓ ક્ષીણ કર્યા પછી જ આધ્યાત્મિક ઉન્નતિ નિર્વિઘ્ને થઈ શકે છે. અર્થાત્ ગૃહસ્થાશ્રમ એ શ્રેયોમાર્ગને બાધક નથી પણ સાધક છે એમ ફલિત થાય છે.

આચાર્યશ્રીનો યોગાભ્યાસ ઘણો સારો હતો, અને મંત્રસિદ્ધિ પણ ઉત્તમ કોટિની હતી. પતંજલિ મહર્ષિ કહે છે તે પ્રમાણે આચાર્યશ્રીને મંત્ર-જપાદિથી ઇષ્ટ દેવતાનો સંપ્રયોગ થતો હતો, ઈશ્વરપ્રણિધાનથી સમાધિની સિદ્ધિ થતી હતી. ધારણા, ધ્યાન અને સમાધિ એ ત્રણેને એક જ વિષયમાં રાખવાથી જે સંયમ સિદ્ધ થાય છે તે સંયમ આચાર્યશ્રીના જીવનમાં બહુ સ્પષ્ટ રીતે પ્રતીત થાય છે. વસ્તુતઃ આચાર્યશ્રી એ મહર્ષિ પતંજલિના યોગશાસ્ત્રનું મૂર્તિમાન સ્વરૂપ છે એમ દરેક તટસ્થ વિચારકને જણાયા વિના રહેતું નથી.

આચાર્યશ્રીએ શાંકરવેદાન્ત અને શાક્તસંપ્રદાયનો સારો અભ્યાસ કરેલો છે, અને પોતાની અસાધારણ પ્રતિભાને લીધે ભિન્ન ભિન્ન સિદ્ધાન્તોનો સમન્વય સિદ્ધ કરેલો છે. આચાર્યશ્રીએ શાંકર વેદાન્તની ભૂમિકા ઉપર, શાક્ત સંપ્રદાયમાંથી પ્રેરણા લઈને, પોતાના શિષ્યોને ઉપદેશ આપેલો છે, અને ગ્રન્થો રચીને તેનો પ્રચાર કરેલો છે. સામાન્ય રીતે શાંકરવેદાન્તના અનુયાયીઓ જગત્‌ને મિથ્યા માનીને નીતિના સિદ્ધાન્તોનો તિરસ્કાર કરીને શુષ્ક વેદાન્તીઓ બની જાય છે, અને વ્યવહારમાં નિરર્ગલ રીતે પ્રવૃત્તિઓ કરે છે. તેના પરિણામે શાંકર વેદાન્તની સમીક્ષા કરનારાઓ શ્રી શંકરાચાર્યને સંપૂર્ણ ન્યાય આપી શકતા નથી. શ્રી નૃસિંહાચાર્યજીએ વ્યવહારકાલમાં પરમાત્માનું ધ્યાન અને કીર્તન કરીને જીવન વ્યતીત કરવાનો ઉપદેશ આપેલો છે, અને સ્પષ્ટતાથી બોધ કરેલો છે કે આ પ્રમાણેની સાધનાથી જીવને કૈવલ્યપદની પ્રાપ્તિ થાય છે. શ્રી શંકરાચાર્યની પારમાર્થિક અને વ્યાવહારિક અવસ્થાનો સુંદર સમન્વય આચાર્યશ્રીએ કરેલો છે; અને આજે જ્યારે ડૉ. રાધાકૃષ્ણનજેવા વિશ્વવિખ્યાત તત્ત્વચિન્તક શાંકરવેદાન્તની વ્યવસ્થા આ પ્રમાણે કરે છે ત્યારે આપણને શ્રી નૃસિંહાચાર્યજીના આર્ષ દર્શનને માટે ખરેખર અપૂર્વ માન ઉપજે છે.

જ્ઞાન, કર્મ અને ભક્તિ એ ત્રણુનો સમન્વય આચાર્યશ્રીએ સારો કરેલો છે. આચાર્યશ્રી અનેકવાર સંયમબળ ઉપર ભાર મૂકીને જણાવે છે કે સાધનાથી, સંયમથી, જીવાત્માને મુક્તિ મળી શકે છે. આચાર્યશ્રી સર્વને માટે એક જ પ્રકારનો ઉપદેશ આપતા નથી, પણ જેમ હોમિયોપથી ચિકિત્સાશાસ્ત્રમાં દરેક વ્યક્તિના સ્વરૂપનો સંપૂર્ણ અભ્યાસ કરીને ઔષધની યોજના કરવામાં આવે છે તેમ સાધક આત્માની કોટિનો નિર્ણય કરીને તેને અનુકૂલ પડે એવો ઉપદેશ આપવામાં આવે છે. આ પદ્ધતિ માનસ-શાસ્ત્રની દષ્ટિએ સ્વીકારવામાં આવેલી છે, અને તેને પરિણામે આચાર્ય-શ્રીના સમાગમમાં આવનાર સર્વ જીવોને સંપૂર્ણ સંતોષ મળેલો છે. આ જ કારણથી ગુજરાતનો શિક્ષિત અને બુદ્ધિમાન્ વર્ગ આચાર્યશ્રીપ્રતિ આક-ર્ષાયો છે, અને શ્રેયઃસાધકઅધિકારીવર્ગનો વિકાસ થઈ શકયો છે.

મુમુક્ષુઓના હિતને માટે આચાર્યશ્રીએ સાહિત્યની પણ યોજના કરેલી છે. પ્રથમ ‘મહાકાલ’ માસિક પ્રસિદ્ધ કરીને અનેક લેખો અને કાવ્યોદ્વારા આચાર્યશ્રીએ ઉપદેશામૃતનું પાન સર્વને કરાવ્યું છે. તેમની કાવ્યકૃતિઓ પ્રાસાદિક શૈલીવાળી હોવાથી ઘણી લોકપ્રિય થઈ ગઈ છે. શ્રી સુરેશચરિત્ર, શ્રી સિદ્ધાન્તસિન્ધુ, શ્રીનૃસિંહવાણીવિલાસ, શ્રીભામિની-ભૂષણ, શ્રી સદ્બોધપારિજાતક, શ્રી પંચવરદવૃત્તાન્ત, શ્રી ત્રિભુવનવિજયી ખડ્ગ ઇત્યાદિ ગ્રન્થો આચાર્યશ્રીના જ્ઞાન અને પ્રતિપાદન શૈલીનું ભાન કરાવે છે. આ બધા ગ્રન્થોમાં વિચારોની ભવ્યતાસાથે ભાષાની સરલ-તાનો વિરલ સંયોગ આશ્ચર્યજનક છે, અને તેથી ગુજરાતી સાહિત્યમાં તે વિશિષ્ટ સ્થાન ભોગવે છે.

શ્રીનૃસિંહાચાર્યજી સાધકોની બહિર્મુખ પ્રવૃત્તિઓને રોકી અંતર્મુખ વૃત્તિ કરી આપી વાસ્તવિક રીતે સદ્ગુરુ થયા છે, અને અનેક અધિકારી સાધકોને શક્તિપાતદ્વારા આધ્યાત્મિક ઉન્નતિને શિખરે પહોંચાડેલા છે. પ્રાચીનકાળમાં ઋષિમુનિઓ પોતાના આશ્રમમાં અસંખ્ય શિષ્યોને ઉપદેશ આપીને કુલપતિનું પદ ભોગવતા હતા; તે જ પ્રમાણે શ્રીનૃસિંહાચાર્યજી પણ યથાર્થ રીતે અનેક સાધકોના કુલપતિ બનેલા છે. ઐહિક અને પારલૌકિક કલ્યાણ કેવી રીતે સાધી શકાય છે એ વસ્તુ આચાર્યશ્રીએ પોતાના જ જીવનથી અને ઉપદેશથી જગતને સારી રીતે સમજાવેલી છે. જગતના પદાર્થોનું યોગ્ય મૂલ્ય આંકીને મનુષ્યે કેવી રીતે વ્યવહાર ચલાવવો એ બાબત આચાર્યશ્રીના ગ્રન્થોમાંથી અતિ સ્પષ્ટ રીતે મળી આવે છે. વ્યવ-

હારની અવસ્થા એ પારમાર્થિક કલ્યાણની ભૂમિકા છે એ સિદ્ધાન્ત સદ્‌ગુરુશ્રીએ આગ્રહપૂર્વક દર્શાવ્યો છે. આ પ્રકારે જીવનના સર્વ પ્રસંગોમાં સદ્‌ગુરુશ્રીનો બોધ સાધકોને માર્ગદર્શક અને શ્રેયઃસાધક થએલો છે, અને તેથી સાધકો સદ્‌ગુરુશ્રીને પોતાનું સર્વસ્વ માને એ અતિ સ્વાભાવિક છે.

પ્રાચીન ભારતીય સંસ્કૃતિના અભ્યાસકોને સુવિદિત છે કે આચાર્યવાન્ પુરુષને જ તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થઈ શકે છે, અને આચાર્યદ્વારા જ પ્રાપ્ત થએલી વિદ્યા બલિષ્ઠ બને છે. અનેક રાજાઓ પણ વસિષ્ઠ, વિશ્વામિત્ર જેવા ઋષિઓનું સર્વદા સેવન કરતા હતા, અને જ્યારે જ્યારે આપત્તિ આવે ત્યારે ત્યારે ગુરુનું શરણ લઇને ચિત્તની શાન્તિ પ્રાપ્ત કરતા હતા. દરેક વ્યક્તિને આવા પ્રકારના ગુરુની અપેક્ષા રહેતી હતી, અને તેથી ભારતવર્ષના અસંખ્ય ધર્મોની અંદર ગુરુનું માહાત્મ્ય નૈસર્ગિક રીતે સિદ્ધ થતું હતું. ગુરુરૂપી મધ્યબિન્દુની આજુબાજુ શિષ્યો બેસી જતા હતા અને એક પ્રકારનું મંડળ અસ્તિત્વમાં આવતું હતું. શાસ્ત્ર પણ ગુરુને દેવ તરીકે માનવાની આજ્ઞા કરે છે, અને શિષ્યો શાસ્ત્રની આજ્ઞાને અનુસરીને અને વિશેષતઃ ગુરુની કૃપાનો આસ્વાદ કરી મુગ્ધ બની જઈને પોતાના ગુરુને ઈશ્વર માને છે. આ વસ્તુ અતિ સ્વાભાવિક છે. શિષ્યની આ પ્રકારની દૃષ્ટિથી જ સદ્‌ગુરુનો ઉપદેશ તેનામાં ફલિત થાય છે. સદ્‌ગુરુનો મહિમા જેટલો ગાઈએ તેટલો ઓછો છે. ભારતવર્ષમાં વેદાન્તદર્શનની ભિન્ન ભિન્ન શાખાઓમાં અને ગૂઢવાદ—અનુભવવાદ–ના ઇતિહાસમાં ગુરુનો મહિમા સિદ્ધ કરે એવાં અગણિત દૃષ્ટાંતો મળી આવે છે એ જ વાત આ વિષયના સમર્થનમાં પર્યાપ્ત છે.

શ્રીનૃસિંહાચાર્યજીનો પ્રાદુર્ભાવ કાર્તિક કૃષ્ણ ચતુર્દશીએ થએલો છે. આચાર્યશ્રીની મુખમુદ્રાનાં દર્શન કરીને જ સર્વને પ્રતીત થતું કે પોતે મહેશ્વરનો અવતાર છે, મહેશ્વરનું લીલાતનુ છે. જ્યારે આચાર્યશ્રી ધ્યાન-પૂર્વક કીર્તન કરે ત્યારે શિષ્યને આ લીલાતનુનો જે અનુભવ થાય એ વસ્તુતઃ અવર્ણનીય છે. સદ્‌ગુરુશ્રીનું સાન્નિધ્ય જ એટલું બધું કાર્ય કરી શકે છે કે અધિકારી શિષ્યો સદ્‌ગુરુશ્રીનો ક્ષણિક વિરહ પણ સહન કરી શકતા નથી.

ગુરુપૂર્ણિમાને દિવસે સંન્યાસીઓ વ્યાસપૂજા કરે છે, અને શિષ્યો પોતાના ગુરુશ્રીની પૂજા કરે છે. ગુરુશ્રી શિષ્યોને આશીર્વાદ આપી ભવિષ્યના

કાર્યને માટે વધારે યોગ્ય બનાવે છે, કેટલાક અધિકારી શિષ્યોમાં પોતાની શક્તિનો પાત કરીને ઊર્ધ્વગતિએ લઈ જાય છે, અને બીજા અનેક શિષ્યોનાં ત્રિવિધ દુઃખો દૂર કરે છે. શિષ્યો 'સદ્ગુરુદેવકી જય' એ પ્રમાણે ભક્તિ અને આનંદથી ઘોષ કરે છે, અને આશ્રમનાં વાતાવરણની દિવ્યતાનો અનુભવ કરાવે છે. શ્રીનૃસિંહાશ્રમમાં દરેક ગુરુપૂર્ણિમાએ આ પ્રકારનો અલૌકિક આનન્દ અનેક સાધકો લેતા હતા. શ્રી. ગોવર્ધનરામભાઈએ સરસ્તીચન્દ્રમાં સુંદરગિરિઉપર આવેલા વિષ્ણુદાસ મહારાજના મઠનું જે વર્ણન કરેલું છે તેનો સાક્ષાત્કાર શ્રીનૃસિંહાચાર્યજીના આશ્રમમાં થતો હતો. થૅામસ મૂરનું યુટોપિઆ કે પ્લેટોનું આદર્શનગર જાણે નૃસિંહાશ્રમમાં ન હોય એમ લાગતું હતું. ગુરુપૂર્ણિમાને દિવસે સાધકો પોતાનું ભાન ભૂલી જતા હતા, રાગદ્વેષથી અને દ્વન્દ્વોથી મુક્ત બની જતા હતા, વિશ્વબંધુત્વની ભાવના અનુભવતા હતા, અને સદ્ગુરુશ્રીનાં કીર્તનો શ્રવણ કરીને મુગ્ધ બનતા હતા, અને એક દિવ્ય સૃષ્ટિમાં વિચરતા હોય એવો અનુભવ થતો હતો.

સંવત્ ૧૯૫૩ (ઈ. સ. ૧૮૯૭)ના શ્રાવણ શુક્લ પંચમીએ શ્રીનૃસિંહાચાર્યજીએ મૂલ સ્વરૂપમાં સ્થિતિ કરી. શ્રી શંકરાચાર્યજીએ બત્રીસ વર્ષની લઘુ વયમાં જે પ્રકારે અલૌકિક કાર્ય કર્યું તે પ્રમાણે સદ્ગુરુશ્રીએ પણ ત્રેંતાલીસ વર્ષની લઘુ વયમાં અલૌકિક કાર્ય કર્યું છે. ગુજરાત અને કાઠિયાવાડમાં અસંખ્ય માણસોને ભૌતિકવાદના પાશમાંથી મુક્ત કરી બ્રહ્મવિદ્યાના માર્ગે ચઢાવ્યા છે, અનેક સુશિક્ષિત બુદ્ધિમાન્ મનુષ્યોની તત્ત્વજિજ્ઞાસા તૃપ્ત કરી તેમને ચિરંતન શાન્તિ આપી છે, ગ્રન્થસ્થ વાઙ્મયદ્વારા જનસમાજના સર્વ પ્રકારના મનુષ્યોને જ્ઞાનપ્રકાશ આપ્યો છે, 'વિશ્વવન્દ્ય' જેવા આદર્શ પટ્ટશિષ્યદ્વારા અને ઉપેન્દ્ર ભગવાન્‌જેવા જ્યેષ્ઠ પુત્રદ્વારા લોકોપકારક શ્રેયઃસાધકઅધિકારી વર્ગને ચિરાયુષી બનાવ્યો છે, અને દામ્પત્ય જીવનનો મહિમા દર્શાવીને જગતમાં પણ બ્રહ્માનન્દનો અનુભવ કરવાનો પ્રકાર દર્શાવ્યો છે. જેટલા જેટલા દૃષ્ટિકોણથી આચાર્યશ્રીના સ્વરૂપનો વિચાર કરીએ છીએ તેટલા તેટલા પ્રકારે તેમનું અલૌકિકત્વ સિદ્ધ થતું જાય છે.

ભગવાન્‌ના અવતારો, આચાર્યો અને મહાનુભવી પુરુષોનું જ્યારે તિરોધાન થાય છે ત્યારે સાક્ષાત્ અને પરમ્પરાએ થએલા તેમના શિષ્યો, સેવકો અને અનુયાયીઓનાં હૃદય અતિ આર્દ્ર બની જાય છે, અને સર્વત્ર

વિષાદનું વાતાવરણ પ્રસરી જાય છે. કૌટુમ્બિક જીવનમાં પણ સાધારણ મનુષ્યોને આવા પ્રકારનો અનુભવ થાય છે. જ્યાં આધ્યાત્મિક સંબંધ હોય છે ત્યાં જે ભાવના પ્રવર્તે છે તે ખરેખર અસાધારણ હોય છે. જિસસ-ક્રાઈસ્ટના અંતસમયે, ગૌતમબુદ્ધના મહાપરિનિર્વાણપ્રસંગે, ભગવાન્ કૃષ્ણના તિરોધાનપ્રસંગે, શંકરાચાર્ય અને વલ્લભાચાર્ય પ્રભૃતિ આચાર્યોના અંતિમ સમયે, અને મહાત્મા ગાંધીજીના અવસાનસમયે અનુયાયીઓની જે મનોદશા થઈ હશે તેની શબ્દોમાં સંપૂર્ણ પ્રતીતિ કરાવવી અશક્ય છે. શ્રીનૃસિંહાચાર્યજીને સાધકો 'બાપજીશ્રી' એ આદર અને પ્રેમયુક્ત સંજ્ઞાથી સંબોધતા હતા. તેઓશ્રીનો અને શિષ્યોનો સંબંધ અતિ ગાઢ અને સ્નેહાળ હતો, અને વાસ્તવિક રીતે અખિલ શ્રેયઃસાધકઅધિકારીવર્ગમાં અદ્વૈતની ભાવના વ્યક્ત થએલી હતી. સદ્‌ગુરુશ્રીના સ્વરૂપશમનથી સાધકો 'બાપજીશ્રી' વિહોણા થઈ ગયા, અને અનાથની માફક ખિન્ન વદને મૂઢ બની ગયા! કેટલાક તો રામચન્દ્રની માફક કહેવા લાગ્યા કે **ते हि नो दिवसा गताः।**

પણ પંચીકરણ પ્રક્રિયાપ્રમાણે જગતમાં દરેક વસ્તુમાં સર્વ વસ્તુઓ રહેલી છે. તે પ્રમાણે દુઃખમાં પણ સુખનો અમુક અંશ રહેલો છે. તદનુસાર સદ્‌ગુરુશ્રીના તિરોધાનથી જે દુઃખ આવી પડ્યું હતું તેને યથાશક્તિ દૂર કરવાને માટે 'વિશ્વવન્દ્ય' જેવી પ્રતિભાસંપન્ન વ્યક્તિ સદ્‌ભાગ્યે અસ્તિત્વમાં હતી, ઉપેન્દ્ર ભગવાન્‌જેવી, લઘુ વયની છતાં અપ્રતિમ શક્તિથી પૂર્ણ, સદ્‌ગુરુશ્રીના પ્રતિમા વિદ્યમાન હતી, અને શ્રી રુક્મિણીદેવીજેવાં સ્નેહાળ માતાજી વિરાજમાન હતાં. આ ત્રિવેણીસંગમથી અનેક સાધકોનાં દુઃખો ધીમે ધીમે નાશ પામતાં હતાં; અને જેમ વર્ષા-ઋતુના મેઘાડંબરપછી શરદ્‌ઋતુનું નિર્મળ આકાશ દશ્યમાન થાય છે તેમ કાળક્રમે સાધકોના ચિત્તનો પ્રસાદ વ્યક્ત થવા લાગ્યો, અને શ્રેયઃ-સાધકઅધિકારીવર્ગની સત્પ્રવૃત્તિઓનો અસાધારણ વિકાસ શક્ય બન્યો.

આચાર્યશ્રીના સ્વરૂપશમનસમયે વિશ્વવન્દ્યની વય પાંત્રીસ વર્ષની હતી, અને ઉપેન્દ્ર ભગવાન્‌ની વય બાર વર્ષની હતી. છોટાલાલ જીવનલાલ માસ્તર સાહેબમાં જન્મથી જ આધ્યાત્મિક વિષયોપ્રતિ અભિરુચિ હતી. તેમનામાં બાલ્યકાળથી જ કવિત્વશક્તિ પ્રકટ થએલી હતી. દૈવયોગે તેમને લગભગ સત્તરમા વર્ષે વડોદરામાં અંગ્રેજી શાળામાં શિક્ષકતરીકે કાર્ય કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો, અને કેટલાક સમયપછી તે શ્રીનૃસિંહાચાર્યજીના

સમાગમમાં આવ્યા. માસ્તર સાહેબ ગુરુની શોધમાં જ હતા, અને જે ક્ષણે આચાર્યશ્રીનાં તેમને દર્શન થયાં તે જ ક્ષણે એક અદ્‌ભુત આકર્ષણને યોગે તેમણે આચાર્યશ્રીને ગુરુતરીકે સ્વીકારી લીધા, અને કાલક્રમે આચાર્યશ્રીના પટ્ટશિષ્ય થવાને ભાગ્યશાળી થયા. માસ્તર સાહેબ એ આદર્શ શિક્ષક હતા, અને આજે પણ તેમના હાથતળે ભણેલા પુરુષો ભક્તિભાવથી તેમનું સ્મરણ કરે છે. માસ્તર સાહેબના સમાગમથી ઘણા પુરુષોનાં જીવનનો પલટો થઈ ગયો હતો. તેમના જ દ્વારા પ્રો. કણિયા, શ્રી. સંઘવીપ્રભૃતિ વ્યક્તિઓ આચાર્યશ્રીના શિષ્યો થયા હતા. માસ્તર સાહેબની મુખમુદ્રા તત્ત્વચિન્તકની જ્ઞાપક હતી. આચાર્યશ્રીની કૃપાથી અને અનેક શિષ્યોના આગ્રહથી ઇ. સ. ૧૮૮૨ માં શ્રેયઃસાધકઅધિકારીવર્ગની સ્થાપના થઈ. તેમને યોગ્ય રીતે 'વિશ્વવન્દ્ય' પદ આપવામાં આવ્યું. વર્ગની પ્રવૃત્તિઓ વધવા લાગી, અને જ્ઞાનમય પ્રદીપ પ્રજ્વલિત થયો. 'મહાકાલ' માસિકનો આરંભ થયો અને તેમાં આચાર્યશ્રીના અને માસ્તર સાહેબના લેખો પ્રકટ થવા લાગ્યા. માસ્તર સાહેબે પણ નાના મોટા ગ્રન્થો લખવાનો આરંભ કર્યો. પોતાની સરલ અને હૃદયંગમ શૈલીને પ્રતાપે અને સદ્‌ગુરુશ્રીના અનુગ્રહથી તેમના ગ્રન્થો અતિ લોકપ્રિય થઇ પડ્યા. 'વિશ્વવન્દ્ય'ને વિશ્વ વન્દવા લાગ્યું.

આચાર્યશ્રીના તિરોધાનપછી બધો ભાર વિશ્વવન્દ્યઉપર આવી પડ્યો. બાર વર્ષના આચાર્યપુત્રની કાળજી રાખવાનો પવિત્ર ધર્મ પણ તેમને પ્રાપ્ત થયો. ઉપેન્દ્રભગવાન્‌માં જન્મથી જ અલૌકિક શક્તિઓ પ્રકટ થએલી હતી, અને તેથી સદ્‌ગુરુશ્રી અનેક પ્રસંગે કહેતા કે 'ઉપેન્દ્ર' તો વિષ્ણુનો અવતાર છે. સાધકો આ આચાર્યપુત્રને ભક્તિભાવથી 'ભગવાન્‌શ્રી' તરીકે સંબોધતા હતા. ઉપેન્દ્ર ભગવાને સંસ્કૃત ભાષા અને સાહિત્યનો સારો અભ્યાસ કર્યો અને શાસ્ત્રોનું અવગાહન પણ કરવા માંડ્યું. તેઓશ્રીનું લગ્ન આચાર્યશ્રીની યોજનાથી જ ગુજરાતના આદ્ય વિવેચક સાક્ષર શ્રી નવલરામભાઇની દૌહિત્રી કપિલાબેનસાથે થયું હતું. આ કપિલાબેન (પિતાના ઘરનું નામ) તે જ શ્રીજયન્તી દેવીતરીકે પ્રસિદ્ધ થયાં છે. શ્રીજયંતીદેવી ઘણાં સંસ્કારી હતાં. તેમનામાં કવિત્વશક્તિ અપ્રતિમ હતી. ભગવાન્‌શ્રીના સમાગમથી તેમનામાં અનેક શક્તિઓ પ્રકટ થઇ હતી, અને પરિણામે ભગવાન્‌શ્રી અને જયન્તીદેવીનું જીવન સમસ્ત ગુજરાતને આદર્શરૂપ બન્યું હતું. સાહિત્ય, સંગીત અને કલા એ ત્રણનો સુયોગ એ

દમ્પતીના જીવનમાં જોવામાં આવતો હતો; અને સૌથી વધારે પ્રશંસનીય વસ્તુ એ હતી કે તે બેનું જીવન આધ્યાત્મિક રસથી અત્યન્ત પરિપૂર્ણ બનેલું હતું, અને સર્વની વન્દનાને પાત્ર બન્યું હતું.

પ્રાચીન પરમ્પરાને અનુસરીને આચાર્યશ્રીના સ્વરૂપશમનપછી ઉપેન્દ્રભગવાનનો શ્રેયઃસાધકવર્ગના નેતા-આચાર્યતરીકે સ્વીકાર કરવામાં આવ્યો, અને આચાર્યશ્રીના પટ્ટશિષ્ય વિશ્વવન્દ્ય અને અન્ય સાધકોએ ભગવાન્શ્રીનું પૂજન કર્યું. ઇ. સ. ૧૮૯૯ માં ગુરુપૂર્ણિમાના ઉત્સવપ્રસંગે વિશ્વવન્દ્યે સદ્ઉપદેશશ્રેણીનો આરંભ કર્યો. તેમાં યોગ, ભક્તિ અને જ્ઞાનનો મહિમા દર્શાવનારાં કીર્તનો અને આધ્યાત્મિક વિષયોઉપરનાં વ્યાખ્યાનો પ્રકટ થવા લાગ્યાં. દર વર્ષે આ પ્રકારનું સાહિત્ય અસ્તિત્વમાં આવવા લાગ્યું, અને આજે શ્રેણીની સંખ્યા લગભગ એક શતકજેટલી થઈ છે. મહાકાલપછી ‘પ્રાતઃકાલ’નો ઉદય ઇ. સ. ૧૯૦૩ માં થાય છે, અને ત્રણ વર્ષ પછી ‘યમદણ્ડ’ પ્રકટ થવા આવે છે. આ બધી સાહિત્ય-પ્રવૃત્તિ વિશ્વવન્દ્યની મૌલિક યોજનાનું જ પરિણામ છે.

સાધકોને માટે સાધનાની આવશ્યકતા છે. મન, વાણી અને કર્મ એ ત્રણની પવિત્રતા સાધીને સંગીતપૂર્વક જીવનનો નિર્વાહ કરવાનો છે એ બાબતઉપર ઘણો ભાર યોગ્ય રીતે મૂકવામાં આવતો હતો. સાધકો પરસ્પર મળે, વિચારવિનિમય કરે, શાસ્ત્રીય અને ગૂઢવાદની ચર્ચા કરે અને જીવનપંથ ઉજાળે એ હેતુથી ઇ. સ. ૧૯૦૦ માં સાધનસમારંભમહોત્સવનો આરંભ કરવામાં આવ્યો. પ્રતિવર્ષ ફાલ્ગુન માસમાં કોઇ પવિત્ર અને એકાન્ત સ્થળમાં આ મહોત્સવની યોજના કરવામાં આવતી હતી. તેમાં સર્વ સાધકો એક સપ્તાહપર્યન્ત સાધના, ભજન, કીર્તન, વ્યાખ્યાન વગેરે દ્વારા અલૌકિક રસનું પાન કરતા હતા. વિશ્વવન્દ્ય અને ભગવાન્શ્રીના સાન્નિધ્યને લીધે સાધકોનો આધ્યાત્મિક રસ વૃદ્ધિ પામતો હતો, અને પૃથ્વીઉપર સ્વર્ગ આવ્યું હોય એમ ભાન થતું હતું. જેમણે આ સમા-રંભોમાં ભાગ લીધો છે તે ખરેખર કૃતાર્થ છે!

સમય જતાં બીજા ઉત્સવોની પણ યોજના કરવામાં આવી. ગુરુ-પૂર્ણિમાનો ઉત્સવ તો હતો જ. તેમાં શ્રી નૃસિંહાચાર્યજીના પ્રાદુર્ભાવને દિવસે, તેઓશ્રીના તિરોધાનના દિવસે, ભગવાન્શ્રીના જન્મદિવસે, અને અન્ય વિશિષ્ટ પ્રસંગોએ સામુદાયિક કાર્યોનો અને સંમેલનોનો આરંભ કરવામાં

આવ્યો. આવા પ્રસંગોએ કાવ્ય, નાટકો, કીર્તનો વગેરે રસમય અને બોધક કાર્યક્રમ રાખવામાં આવતો, અને જનસમાજને આનન્દસાથે તત્ત્વજ્ઞાનનો અપૂર્વ લાભ મળતો. ઇ. સ. ૧૯૧૧માં વિશ્વવન્દ્યના અવસાનપછી સાધકવર્ગની બધી જવાબદારી ઉપેન્દ્રભગવાને બહુ સારી રીતે ઉપાડી લીધી, અને વર્ગના આદર્શને ધ્યાનમાં રાખી જ્ઞાન, સાધના અને સાહિત્યદ્વારા સાધકોને સંપૂર્ણ સંતોષ આપ્યો. શ્રેયઃસાધક સાપ્તાહિકનો આરંભ કરીને લેખનપ્રવૃત્તિને નિયમિત રીતે વિકસાવી અને સાધકવર્ગને બળવાન્ બનાવ્યો.

ઇ. સ. ૧૯૨૦ પછી સર્વ ઉત્સવો બહુ વિશિષ્ટતા અને ઉત્સાહપૂર્વક ઉજવવામાં આવતા હતા. લગભગ સત્તર વર્ષસુધી આ બધા ઉત્સવોને યોગ્ય રીતે પોષીને ભગવાન્શ્રીએ અને જયન્તીદેવીએ સાધકવર્ગની અનુપમ સેવા કરેલી છે. રસાત્મક આનન્દમય પરમાત્માના દિવ્ય ગુણોનો, ભજન અને કીર્તન, દશ્ય અને શ્રાવ્ય નાટકો, અને આદર્શ ગૃહજીવન એ સર્વ સાધનોથી સાધકોને સાક્ષાત્કાર કરાવી આપીને ઉપેન્દ્રભગવાને અને તેમનાં ધર્મપત્નીએ ગુજરાતની સંસ્કૃતિમાં જે ફાળો આપ્યો છે તે ચિરસ્મરણીય છે. 'ચારિત્ર્યમન્દિર' જેવી આદર્શ સંસ્થા સ્થાપીને વિદ્યાર્થીઓના જીવનમાં ભગવાન્શ્રીએ અને દેવીશ્રીએ અલૌકિક તત્ત્વ ઉમેર્યું છે. વિશ્વવન્દ્યને યોગ્ય શ્રદ્ધાંજલિ અર્પીને આ દંપતીએ પોતાની અસાધારણ સંસ્કૃતિની પ્રતીતિ કરાવી છે, અને સર્વવન્દ્ય બન્યાં છે.

વિશ્વવન્દ્ય, ભગવાન્શ્રી અને જયંતીદેવી, અને અન્ય વિદ્વાન્ સાધકબન્ધુઓએ ગદ્ય અને પદ્યમાં જે રચનાઓ કરી છે તેથી ગુજરાતી સાહિત્ય સમૃદ્ધ થયું છે એ બાબતમાં શંકાને સ્થાન નથી. વિશ્વવન્દ્યે આરોગ્ય, ચારિત્ર્ય, ધર્મ અને તત્ત્વજ્ઞાન એ વિષયોની ચર્ચા કરનારાં અનેક પુસ્તકો લખ્યાં છે, અને ભિન્ન ભિન્ન માસિકોમાં લેખો લખીને પણ જ્ઞાનપ્રકાશ આપ્યો છે. તેમની સરલ અને મનોહર શૈલી મહાત્મા ગાંધીજીની શૈલીનું સ્મરણ કરાવે છે. યોગવિદ્યાઉપરના વિશ્વવન્દ્યના લેખો અને વાર્તાઓ આજે પણ બોધક અને આકર્ષક જણાય છે. અસાધારણ પ્રતિભાને પરિણામે વિશ્વવન્દ્ય વિશ્વવિખ્યાત થયા છે. તેમના અવસાનસમયે ભગવાન્શ્રીને અને જયંતીદેવીને, અને અન્ય સાધકબંધુઓને વજ્રના જેવો આઘાત થએલો હતો. પચાસ વર્ષના જીવનમાં જીવનપુત્ર વિશ્વવન્દ્યે જે કાર્ય કર્યું છે તે સર્વથા શ્રેષ્ઠ અને અસાધારણ છે અને તેના સમર્થનમાં ભગવાન્શ્રીએ અને જયન્તીદેવીએ વિશ્વવન્દ્યવિષે જે લખેલું છે તે પર્યાપ્ત છે. આ

વિષયમાં 'શ્રી વિશ્વવન્દ્યવિભૂતિવૈભવ' નામનો ગ્રન્થ (પ્રથમ આવિષ્કાર) વાંચવાજેવો છે. પીઠાધીશ આચાર્ય પણ યોગ્ય અને સમર્થ શિષ્યપ્રતિ કેવો ભાવ રાખે છે તેનો ખ્યાલ આ ગ્રન્થઉપરથી આવે છે. વિશ્વવન્દ્યના સમગ્ર લેખોનો સંગ્રહ કરવાની આવશ્યકતા છે, અને તેથી 'શ્રી વિશ્વવન્દ્ય-વિચારરત્નાકર', પ્રથમ રાશિ, નામનો ગ્રન્થ સર્વથા આદરપાત્ર છે.

ઇ. સ. ૧૯૩૭માં ઉપેન્દ્રભગવાને લગભગ બાવન વર્ષની વયે મૂલ-સ્વરૂપસ્થિતિ પ્રાપ્ત કરી. તેમણે રચેલું સાહિત્ય, ગદ્યાત્મક અને પદ્યાત્મક, વિશાલ અને ઉત્તમ કોટિનું છે; તે એટલે અંશે કે ગુજરાતી સાહિત્યપરિષદના પ્રમુખતરીકે તેમની વરણી થવી જોઇતી હતી. શ્રેયઃસાધકવર્ગનો વિકાસ સાધવામાં ભગવાન્શ્રીએ પોતાનું સમસ્ત જીવન અર્પી દીધું હતું, અને પિતાશ્રીના આદર્શોનું યથાર્થ રીતે પરિપાલન કર્યું હતું. તેમના કાર્યમાં જયંતીદેવીનો સહકાર અતિ ઉપયોગી હતો. ભગવાન્શ્રીના સ્વરૂપવિલય પછી જયંતીદેવીએ પોતાની આધ્યાત્મિક સંપત્તિના બળથી વર્ગના કાર્યને સારી રીતે વેગ આપેલો છે, અને વર્ગનું શ્રેયસ્ સદા વૃદ્ધિ પામે એ પવિત્ર હેતુથી ભગવાન્શ્રીના સ્મારકમાં 'ઉપેન્દ્રમન્દિર'ની અપૂર્વ યોજના કરી છે. આ યોજનાનો લાભ સાધકબંધુઓએ સારી રીતે લીધો છે, અને આજે, જયન્તીદેવીની અનુપસ્થિતિમાં પણ, ઉત્સાહપૂર્વક લઇ રહ્યા છે.

શ્રેયઃસાધકઅધિકારીવર્ગને આજે લગભગ છાસઠ વર્ષ થયાં છે. શ્રીનૃસિંહાચાર્યજીના આચાર, વિચાર અને ઉપદેશથી ગુજરાતમાં શ્રેયઃ-સાધકવર્ગે અધ્યાત્મવિદ્યાપીઠનું કાર્ય કરેલું છે. સર્વતોગુણગ્રાહી વૃત્તિ, સંયમ અને સદાચારનો આગ્રહ, જીવન્મુક્ત અવસ્થા, સ્વરૂપસાક્ષાત્કારની શ્રેષ્ઠતા, અધિકારાનુસાર ઉપદેશ અને જપયજ્ઞ—આ સર્વ વિશિષ્ટ લક્ષણોથી બાપજીશ્રીનું વ્યક્તિત્વ અતિ સ્પષ્ટ થાય છે. વિશ્વવન્દ્ય, ભગવાન્શ્રી અને જયંતી દેવી અને પ્રિ. કણિયા, દિ. બ. નર્મદાશંકર મ્હેતા, કૌશિકરામભાઇ પ્રભૃતિ વિશિષ્ટ સાધકો વર્ગના વાસ્તવિક માર્ગસ્તંભો છે. આજના કલહના યુગમાં પ્રાચીન આર્યસંસ્કૃતિનું પોષણ કરનારી સાધકવર્ગના જેવી સંસ્થાઓની બહુ જરૂર છે. આધ્યાત્મિક ઉન્નતિવિના ચિત્તને ચિરંતન શાન્તિ મળી શકે એમ નથી. પરમાત્માને પ્રાર્થના કરીએ કે આ સંસ્થા જનસમાજનું કલ્યાણ કરવાને માટે, ચિરંજીવ રહે!

સાધકવર્ગની સંસ્થાને સનાતન કરવામાટે સંસ્થાના આદ્ય સ્થાપક

શ્રીમન્નૃસિંહાચાર્યજીના સપ્રમાણ અને સવિસ્તર જીવનચરિતની જે આવશ્યકતા હતી તે શ્રી. ચુનીલાલ જયશંકર ઓઝાએ સદ્દગુરુશ્રીની કૃપાથી પૂર્ણ કરી છે. શ્રી. ઓઝા એ એક વિશિષ્ટ કોટિના સાધકબંધુ છે, અને તેથી આચાર્યશ્રીનું જીવનચરિત લખવાનો તેમનો અધિકાર અતિ સ્પષ્ટ છે. શ્રી ઓઝાએ સાધકવર્ગની સર્વ પ્રેરણાઓ પોતાના જીવનમાં ઉતારવા પ્રયત્ન કરેલો છે, અને ઇ. સ. ૧૯૦૬થી જ યમદન્ડજેવા માસિકનું સંપાદન કરીને, અનેક લેખો લખીને અને ઉદાત્ત ભાવનાઓને પોષે એવી વાર્તાઓ રચીને તેમણે સિદ્ધહસ્ત વિદ્વાન્ લેખકતરીકે કીર્તિ મેળવી છે. આવા અધિકારી. સાધકબંધુને હસ્તે આચાર્યશ્રીનું જીવનચરિત લખાય છે એ પરમાત્માની કૃપાનું જ પરિણામ છે.

આચાર્યશ્રીનું જીવનચરિત લખવાને માટે શ્રી. ઓઝાએ સર્વ પ્રમાણભૂત સાહિત્યનો આધાર લીધો છે, અને બાપજીશ્રીના સાક્ષાત્ સમાગમમાં આવેલા સાધકબંધુઓપાસેથી યાવત્પ્રાપ્ય વૃત્તાન્ત મેળવીને તેનો યોગ્ય ઉપયોગ કર્યો છે, અને ગ્રન્થને રસમય અને સર્વોપકારક બનાવ્યો છે. આચાર્યશ્રીના જીવનના સર્વ પ્રસંગોનું નિરૂપણ હૃદયંગમ છે. બાલ્યાવસ્થા, ગૃહસ્થાશ્રમ, આધ્યાત્મિક પ્રગતિ, શ્રેયઃસાધકઅધિકારીવર્ગની સ્થાપના, સાહિત્ય, ચમત્કારો અને અન્ય બોધક પ્રસંગોવિષે શ્રી. ઓઝાએ સંપૂર્ણ માહિતી આપીને આચાર્યશ્રીના સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવ્યો છે, અને એમની આ સફળતા પ્રસંશાપાત્ર છે.

આચાર્યચરિતમાં વસ્તુનું વર્ણન કરવામાં શ્રી. ઓઝાની શૈલી અસાધારણ કોટિની જણાય છે. પ્રસંગાનુસાર શૈલી સ્વીકારવાનો કાવ્યશાસ્ત્રનો જે સિદ્ધાન્ત છે તેનો શ્રી ઓઝાએ સર્વથા સ્વીકાર કરેલો છે. વસ્તુની ભવ્યતાને અનુકૂલ શૈલીની પણ ભવ્યતા અપેક્ષિત છે, અને જ્યારે અર્થ અને રૂપ એ બન્નેનો સમન્વય સાધવામાં આવે છે ત્યારે પરિણામ અતિ સુંદર હોય છે એ સાર્વજનીન અનુભવ છે. શ્રી ઓઝાની પ્રૌઢિયુક્ત શૈલી શ્રી. ગોવર્ધનરામભાઈની સરસ્વતીચંદ્રમાં વ્યક્ત થતી શૈલીનું સ્મરણ કરાવે છે. ગુજરાતી ભાષાઉપરનું પ્રભુત્વ, અંગ્રેજી અને સંસ્કૃત સાહિત્યનો અભ્યાસ, પ્રૌઢ શૈલી અને ઉદાત્ત વસ્તુ એ સર્વનો સુયોગ શ્રી. ઓઝા સિદ્ધ કરી શક્યા છે, અને તેથી તે ખરેખર ધન્યવાદને પાત્ર છે.

ગુજરાતી સાહિત્યમાં જીવનચરિતનું સાહિત્ય અતિ વિરલ છે. મહાત્મા ગાંધીજીની આત્મકથા પ્રસિદ્ધ થયા પછી લોકોનું જીવનચરિતસાહિત્ય-

પ્રતિ લક્ષ ખેંચાયું છે. ચરિતસાહિત્ય જીવન ઘડવાને માટે અતિ ઉપયોગી છે, અને તેથી સ્વ. નવલરામભાઈએ ચરિત લખવાની યોગ્યતાવિષે ઘણાં વર્ષો પૂર્વે પોતાના વિચારો સ્પષ્ટ રીતે પ્રદર્શિત કર્યાં હતા. અલ્હાબાદના સંસ્કૃત ભાષાના સમર્થ પણ્ડિત સ્વ. ડૉકટર સર મહામહોપાધ્યાય ગંગાનાથ ઝા પોતાના વિષયોઉપરાંત જો બીજું કાંઇ વાંચતા હોય તો તે નવલકથા નહિ પણ જીવનચરિત જ વાંચતા હતા. આ પ્રકારના ઉપયોગી સાહિત્યમાં શ્રી. ઓઝાએ એક સારો ઉમેરો કર્યો છે, અને અનેક જિજ્ઞાસુ અને મુમુક્ષુ મનુષ્યોને આત્મોન્નતિનો માર્ગ દર્શાવી સમાજઉપર ઉપકાર કરેલો છે એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી. પરિશિષ્ટોમાં ઉપયોગી લેખો, કીર્તનો અને શ્રી. મંગલાદેવીનો 'મંગલ વિચાર' નામનો લઘુ પણ મહત્ત્વનો લેખ આપીને ગ્રંથકર્તાએ વાચકની જિજ્ઞાસા તૃપ્ત કરી છે. મંગલવિચાર ગ્રન્થઉપરથી સ્પષ્ટ પ્રતીત થાય છે કે શ્રી મંગલાદેવીને ચૌદ વર્ષ જેટલી લઘુ વયમાં પણ શ્રીનૃસિંહાચાર્યજીના અલૌકિક સ્વરૂપનું ભાન થયું હતું એ પણ શું અલૌકિક નથી? અલૌકિક દંપતીનાં લક્ષણતરીકે શું તે પર્યાપ્ત નથી?

સં. ૨૦૦૪ શ્રાવણ શુ. ૫
૯–૮–૪૮

ગોવિંદલાલ હરગોવિંદ ભટ્ટ

# અનુક્રમણિકા

# પરિશિષ્ટ



## ચિત્રો

॥ ॐ श्री ॥

॥ श्री सद्गुरवे परमात्मने नमः ॥

ॐ श्रीनृसिंहाय नमः।

# मंगल प्रार्थन

પરમાત્મન્ ! આપનું *અવાઙ્મનસગોચર સચ્ચિદાનંદ સ્વરૂપ સમાધિમાં જ અનુભવી શકાય છે. એ સ્વરૂપનો અનુભવ એ જ પરમ આનંદની પ્રાપ્તિ. એ જ સુખની પૂર્ણતા. પરમ શાંતિ–ચિરંતન શાંતિ ! સર્વતંત્ર સ્વતંત્રતા ! ભૂતલવાસી જીવો, એ પરમતત્ત્વરૂપ આપના અદ્ભુત સ્વરૂપનો સાક્ષાત્કાર કરવા સમર્થ થાય, તદર્થે યોગ્ય સાધનાદિ પ્રાપ્ત કરી એ અવસ્થાએ પહોંચવામાટે તેમને યોગ્ય માર્ગદર્શક સદ્ગુરુની આવશ્યકતા હોય એ સ્વાભાવિક છે. આવા સદ્ગુરુના ભૌતિક તનુદ્વારા સ્વરૂપાવબોધ જાગ્રત્ કરવા આપ સ્વેચ્છાથી અનેક પ્રસંગે, અનેકરૂપે, આપનાં દિવ્યાંશ-વાળાં ભૌતિક તનુ પ્રકટો છો. પરમાત્મન્ ! આપના મતિવાણીથી અગોચર સ્વરૂપને જેમ વર્ણવવું અશક્ય છે, તેવું જ આપનું આધિભૌતિક તનુમાં ઝળકતું દિવ્ય સ્વરૂપ વર્ણવવું પણ અશક્ય છે. છતાં મનમતિની પ્રેરક સત્તારૂપે આપ અખંડ સંનિહિત છો એ વિશ્વાસે જ આપના નૃસિંહ રૂપે પ્રકટેલા ભૌતિક તનુની સ્વરૂપલીલાને વાણીદ્વારા પ્રકાશવા આ પ્રયત્ન આરંભાયો છે. પરમાત્મન્ ! આપ જ તેની સફળતા સધાવો એ વિનમ્ર પ્રાર્થન.

*

---

* મનવાણીથી પર.

# પ્રકરણ ૧

## દિવ્યાંશી સત્ત્વ પ્રકટવાના હેતુ

**धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे।**

આપણો ભારતવર્ષ એટલે સુખ, સમૃદ્ધિ, સંસ્કાર, સુનીતિ, અને સુવિદ્યાની મનોહર ક્રીડનભૂમિ. પૂર્વના ઇતિહાસપ્રતિ દૃષ્ટિ નાંખતાં આ દેવભૂમિનું આવું સુંદર ચિત્તાકર્ષક દશ્ય આપણાં માનસ ચક્ષુસમીપ તરવરતું દેખાય છે. જગત્‌માં કાલનું પરિવર્તન થતાં અનેક પરિવર્તન-ફેરફાર થયા છે, થાય છે. ઇ. સ. ની ઓગણીસમી સદીના પ્રારંભમાં એ સુંદર દશ્યમાં મહાન્ પરિવર્તન થયેલું આપણે જોઈએ છીએ. જ્યાં પ્રજા નિશ્ચિંતપણે સુખોપભોગ કરતી પોતાની ઐહિક અને પારલૌકિક ઉન્નતિ સાધતી હતી, તેમાં અનેક પરિવર્તનો થઈ ગયાં હતાં. શરીર, મન અને આત્મા ઉન્નતિના ક્રમમાંથી અવનતિતરફ ઢળતાં હતાં. જે વીરોચિત બળવાન્, મહાકાય અને દીર્ઘાયુષી પ્રજા હતી તે ક્રમેક્રમે નિર્બળ, ક્ષીણકાય અને અલ્પાયુષી થતી જતી હતી. બ્રહ્મચર્યના પ્રતાપથી તેજસ્વી બનતાં શરીરો બ્રહ્મચર્યાશ્રમની લુપ્તપ્રાય સ્થિતિ થવાથી નિસ્તેજ બનતાં હતાં. બુદ્ધિ અને પ્રતિભાના ચમકારા મેઘાચ્છાદિત આકાશમાં ચંદ્રકિરણો અને તારાવલિઓ છુપાય તેમ છુપાઇ ગયાં હતાં, અને અધ્યાત્મ સૂર્યના તેજઉપર પણ પ્રગાઢ અંધકારનાં આવરણ પથરાઈ ગયાં હતાં.

એ જ સમયમાં-ઓગણીસમી સદીના પ્રારંભકાળમાં જ-પશ્ચિમની પ્રજાએ ભારતવર્ષમાં પોતાનો પગદંડો જમાવ્યો અને તે દેશની સંસ્કૃતિનાં બીજ આ ભૂમિઉપર વેરાયાં. એ બીજકોમાંથી આપાતરમણીય વૃક્ષરાજિ ઉગી નીકળી, અને તેના બાહ્ય સૌંદર્યની ઝળકથી આર્ય નરનારીઓનાં હૃદય અંજાયાં; તેપ્રતિ ખેંચાયાં. શારીરિક દુર્બળતાની મધ્યમાં આર્ય સંસ્કૃતિનાં ઓજસ્‌ભર્યાં મન બુદ્ધિનાં પોષક તત્ત્વો પણ મળતાં બંધ થયાં, અથવા ક્વચિત્ કોઈક સ્થળે તે મળે એવી વિષમ પરિસ્થિતિ ઉત્પન્ન થઈ, એટલે આ ખોટી ઝળકે પોતાનો પ્રભાવ બહુ બતાવ્યો. એક બાજુથી જૂની સંસ્કૃતિનો હ્રાસઃ બીજી બાજુથી નૂતન સંસ્કૃતિની મોહાકર્ષક વિષમ પરિસ્થિતિ. એનો પરિણામ સમય વ્યતીત થતાં, લગભગ ઓગણીસમી સદીના મધ્ય કાલમાં સ્પષ્ટ સ્વરૂપમાં દેખાવા લાગ્યો. તેથી પ્રજાનાં ધ્યેય બદલાવા લાગ્યાં, પ્રજાની કૃતિરીતિ બદલાવા લાગી, પ્રજાની નીતિઅનીતિનાં

ધોરણોમાં વિકૃતિ થઈ, અને એકંદરે સમાજ નૈતિક, આર્થિક, માનસિક અને આધ્યાત્મિક અવનતિના માર્ગઉપર પ્રબળ વેગથી ધસડાવા લાગ્યો. અત્યારના આપણા જીવનનાં ધ્યેય, આપણું નૈતિક ધોરણ, આપણી આર્થિક સ્થિતિ, આપણી સદ્વિચારશ્રેણી અને આપણા ધર્મતત્ત્વમાં જે ભયંકર વિનિપાત આપણી દૃષ્ટિએ આવે છે, તે પૂર્વોક્ત પરિસ્થિતિનો જ પરિણામ છે, એ સર્વ વિચારશીલ મનુષ્યો સારી રીતે જાણે છે.

આર્ય સંસ્કૃતિનો હ્રાસ થતાં બ્રહ્મચર્યાશ્રમનો ઉચ્છેદ થયો. ગુરુકુલની પ્રથાઓ બંધ પડી, અધ્યયન ઓછું થયું; ગૃહસ્થધર્મ વૈષયિક ભોગપુરતો જ રહ્યો, અને વનીની તો વાત જ ઉડી ગઇ. સંન્યાસમાં સડો પેઠો અને તુલસીદાસજીની ઉક્તિ પ્રમાણેઃ “ નારી મુઇ ઘરસંપત નાસીઃ મુંડ મુંડાયે ભયે સંન્યાસી ” એમ બન્યું. બ્રહ્મચર્યાશ્રમના કારણથી જ પ્રજા વીર્યવાન્ થતી. ગુરુકુલવાસથી વિદ્યાવાન્ થતી. તન અને મનના ઓજસ્‌થી તેજસ્વી અને પ્રતિભાશાલી બનતી. એ આશ્રમ નાશ પામતાં, પ્રજા નિર્વીર્ય, નિસ્તેજ અને બુદ્ધિહીન અથવા અલ્પમતિ થાય એમાં શું આશ્ચર્ય ? અને એવી દુર્બળ મતિ આર્ય વિદ્યાનાં ગહન તલને શી રીતે માપી શકે ? તેનાં ઉંડાં રહસ્યો શી રીતે સમજી શકે ? આવી સ્થિતિમાં જે કંઇ નવો વિચાર જાણ્યો તે ખરો લાગ્યો. પોતાનું જૂનું સમજમાં ન આવે એવું ખોટું, તર્કથી વિરુદ્ધ જણાયું ! તેને મૂકી દીધું !

ગૃહસ્થાશ્રમમાં દાંપત્ય જીવનની રસરેલ થતી. અતિથિઓનો દેવભાવે સત્કાર થતો. પ્રજાકીય પ્રવૃત્તિઓનાં મૂલ જ્ઞાન અને ધર્મદૃષ્ટિથી સીંચાતાં. તેને બદલે કુટુંબક્લેશનાં વાતાવરણ જામ્યાં. સ્ત્રીપુરુષવચ્ચેના–પતિપત્નીવચ્ચેના ઉચ્ચ ભાવો બદલાયા. પતિપ્રતિની પૂજ્યતા ગઇ, પત્નીપ્રતિનો દેવીભાવ નાશ પામ્યો. અતિથિ તો આંગણે ઉભા ન રાખવા જોઇએ કારણ તે ભાર-રૂપ છે, એવી એવી હીન ભાવનાઓ જન્મી, અને એ જ રીતે પ્રજાકીય સત્પ્રવૃત્તિઓનાં પણ ઉન્મૂલન થયાં !

પશ્ચિમની સંસ્કૃતિ નવા નવા વેશ લાવી, નવા નવા પહેરવેશ લાવી. નવાં નવાં જ્ઞાન લાવી, નવાં નવાં અજ્ઞાન લાવી. નવાં નવાં ચસ્માં લાવી, વિજ્ઞાન કાંઈ વસમાં લાવી ! નવી નવી નીતિ લાવી, નવી નવી પ્રીતિ લાવી. સઘળું ઉપરથી રમણીય, અંતરમાં વિષની જ્વાળાઓથી ભરેલું. એમનો પહેરવેશ આપણને, આપણી નીતિરીતિને જરા પણ બંધબેસતો નહિ.

એમનાં જ્ઞાનવિજ્ઞાન આપણાં જ્ઞાનવિજ્ઞાનથી વિરુદ્ધ પ્રકારનાં. જીવ, જગત્ અને ઈશ્વર અથવા પરમતત્ત્વનો બોધ કરે તે આપણું જ્ઞાન. જે જીવ જગત્ અને ઈશ્વરને અંધકારમાં ઢાંકે એ એમનું જ્ઞાન. જે સ્વરૂપાનુભવને જગાવી મુક્તિ અર્પે તે આપણું વિજ્ઞાનઃ જે જગત્‌ભરને બંધન અને વિનાશના મુખમાં મૂકે તે તેમનું વિજ્ઞાન! જે જગત્‌માં ચેતનતા ઝળકાવે તે આપણું વિજ્ઞાન, જે જગત્‌ને જડ બનાવે તે તેમનું વિજ્ઞાન! પરંતુ તેનો મોહ એવો પ્રબળ જાગ્યો કે જૂનું બધું ખોટું, વહેમો અને ખોટી માન્યતાઓથી ભરેલું જણાયું! ત્યજવાયોગ્ય, ફેંકી દેવાયોગ્ય જણાયું. શાસ્ત્રો કપોલકલ્પિત; યોગની, પુરાણાદિની વાતો ગપોડાં; અને ઈશ્વર તો કલ્પનાનું ભૂત સમજાયું. આવી પરિસ્થિતિ જન્મી!

આવી વિષમ અને ભયંકર પરિસ્થિતિમાંથી ઉજ્જવળ માર્ગે દોરી આર્ય સંસ્કૃતિનાં સત્યોઉપર નૂતન પ્રકાશ નાંખનાર સમર્થ વ્યક્તિનો અભાવ હતો. ચિરંતન શાંતિમાં સ્થાપનાર, સંસારસમુદ્રની મધ્યે નિર્ભય નૌકા ચલાવનાર નાવિકનો અભાવ હતો અને ધર્મનૌકા પ્રબળ ઝંઝાવાતમાં ઝોલાં ખાઈ વિનાશના પંથે પળતી હતી. સાચી ધર્મદૃષ્ટિ, સાચું તત્ત્વજ્ઞાન અને સત્યનો પ્રખર પ્રકાશ પાડવાવાળા સમર્થ પુરુષનો અભાવ હતો. આવી સમર્થ વ્યક્તિના અભાવને લીધે ધાર્મિક ઝઘડાખોરો, કુતર્કવાદીઓ, નાસ્તિકો અને મતમતાંધતાનાં રમખાણ મચાવનારાઓની વચ્ચે સમાજ સુરક્ષિત નહોતો. સમાજને એ વિષમ પરિસ્થિતિમાંથી સાચો માર્ગ શોધી કાઢવાનું સુઝે તેમ નહોતું. કારણ, શ્રોત્રીય, બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરુનાં સ્થાન પ્રપંચના કાદવમાં કળતા નિરક્ષરો, મિથ્યાવાદી અને વિતંડાવાદી પુરુષો લઈ બેઠા હતા!

સમાજની, નીતિની, ધર્મની, આર્ય સંસ્કૃતિની આવી અધોગતિ જોઈને એની સંરક્ષક સત્તાને જાગ્રત્ કરનાર દેશના રહીસહી શુભ શક્તિઓ મૌનભાવે એ સંસ્થાને પ્રાર્થે કે **असतो मा सद्गमय । तमसो मा ज्योतिर्गमय । मृत्योर्माऽमृतं गमय ।** એ બહુ સહજ અને સ્વાભાવિક છે. સુવિચારવાનને એ સુસ્પષ્ટ છે. આવી વિકટ પરિસ્થિતિમાં દેશના હિતચિંતકોઅર્થે પ્રભુપ્રાર્થના—સાચા હૃદયની આર્દ્રતાભરી, તીવ્રવેગવાળી, પ્રભુપ્રાર્થના—એ જ એક અમોઘ શસ્ત્ર છે, સાધન છે. આ સાધન જ આવી દુનિવાર સ્થિતિમાંથી શાંતિ, સુખ, અને ધર્મનું સ્થાપન કરનાર નીવડ્યું છે, એ પુરાણપ્રસિદ્ધ છે. એમાં અંધશ્રદ્ધા કે કલ્પનામાત્ર નથી; સિદ્ધાંત વાત છે. જ્યારે સમાજ દુઃખના દાવાનળથી પ્રજળતો હોય, આસુરી

બળોનો વધતો જતો પ્રબળ વેગ સમાજના મર્મના ઉપર અને શાંત સાત્ત્વિક ભાવોના ઉપર પોતાની ચમકતી તલવારો ચલાવતો હોય, અને એમાંથી માર્ગ કાઢવા જ્યારે કોઇ ઉપાય ન સુઝે, પોતાને અસહાય સ્થિતિમાં જુએ, ત્યારે સમાજના દુઃખથી દાઝતા અને સત્યનિષ્ઠ હૃદયવાળા પુરુષો, પરમાત્મામાં શ્રદ્ધાવાન્ પુરુષો, અંતર્માં રહેલી સાચી સંરક્ષક અથવા પાલક સત્તાને, એ સ્થિતિમાંથી ઉદ્ધરણ કરવા અત્યંત આર્દ્રભાવે પ્રાર્થના ન કરે તો બીજું શું કરે? સાચા હૃદયની પ્રાર્થનારૂપ જે બળવાન્માં બળવાન્ અમોઘ સાધન તેનું શરણ લે એ જ!

પુરાણોમાં પ્રભુની અવતારકથાઓ છે તેમાં દેશમાં આસુરી સંપત્તિના પ્રાબલ્યકાળે અને ધર્મના વિનાશકાળે, અંતર્દૃષ્ટિવાળા મહર્ષિઓ, બ્રાહ્મણો અને દેવો વગેરે એકાંતે જઈ પ્રાર્થના કરતા વર્ણવ્યા છે. આ વિચાર અથવા કલ્પના કેવળ સાહજિક અને સમયોચિત છે એમ આવા પ્રસંગમાં દૃષ્ટિ નાંખી ઉંડો વિચાર કરતાં આપણને સ્પષ્ટ જણાયા વિના રહેતું નથી.

આ પ્રકારની પ્રાર્થનાના ઉત્તરરૂપે પ્રભુનો આંતર નાદ પ્રકટે છે, આકાશવાણી થાય છે અને જે સર્વજ્ઞ, સર્વ શક્તિમાન્ પ્રભુની વ્યાપક સત્તા છે તેમાંથી એક પ્રબલ સત્ત્વ આ જગત્માં પ્રાદુર્ભાવને પામે છે. આવું સત્ત્વ—આવી સત્ત્વશીલ માનવ શરીરધારી દિવ્ય શક્તિ, તે તે સમયની સ્થિતિને અનુસાર કાર્ય કરી, ધર્મનો અને સમાજનો ઉદ્ધાર કરી, સમાજને સુખ, શાંતિ, આનંદ અને સદ્ધર્મના શિખરઉપર જવાના આરોહક્રમમાં સ્થાપે છે. કંઈ કંઈને શિખરે પણ સ્થાપે છે.

આપણે જોઈએ છીએ કે એક કાલે સમાજ જ્યારે કર્મમાર્ગમાં એટલો બધો બંધાઈ ગયો હતો કે મહાન્ યજ્ઞયાગાદિ કરવા અને સ્વર્ગાદિની પ્રાપ્તિ કરવી એ જ તેનું ધ્યેય હતું. આ ઉપરાંત પોતાની કામનાઓને, પોતાની ક્ષુદ્ર ઇચ્છાઓને તૃપ્ત કરવાને માટે પુત્રેષ્ટયાદિ અનેક પ્રકારના યજ્ઞો થતા. તેમાં હિંસા પણ થતી. તેનું શિખરનું ધ્યેય નહોતું. સઘળાં કર્મો સકામ હતાં. કોઈ અંતિમ સાધ્યની સિદ્ધિ કરાવનાર નહોતાં. છતાં વિવિધ કામનાઓના પ્રબળ વેગમાં ઘસડાતી જતી પ્રજા તેમાં જ ગૌરવ માનતી, અને તે જ કર્મો કરતી, કરાવતી. ધર્મના ઉચ્ચ સ્વરૂપમાંથી ચ્યુત થતી પ્રજા જ્યારે આ પુરુષાર્થને જ મહાન્ પુરુષાર્થરૂપ સમજવા લાગી, ત્યારે

જગત્‌ની રક્ષક અને હિતૈષી સત્તાઓના હૃદયમાં સ્વાભાવિક જ પ્રભુની આર્દ્રતાભરી પ્રાર્થનાવૃત્તિ જાગી અને પરિણામે પ્રભુનું કરુણામય, જન-કલ્યાણની તીવ્ર અભિલાષાભર્યું સત્ત્વ ઉત્પન્ન થયું. ભગવાન્ બુદ્ધદેવ જન્મ્યા! એ પ્રબલ સત્ત્વશીલ વ્યક્તિએ જે કાર્ય કર્યું છે તે હાલના શિક્ષિત અને અશિક્ષિત વર્ગને સારી રીતે જ્ઞાત છે.

પરંતુ જગતમાં એક જ વસ્તુસ્થિતિ અવિચલ અને અવિક્રિય રહેતી નથી. સંસ્કૃતિમાં વિકૃતિ થાય છે, વિકૃતિમાંથી સંસ્કૃતિ જન્મે છે. વિનાશ-માંથી વિકાસ ઉદ્‌ભવે છે, વિકાસ વિનાશમાં પરિણમે છે.

બુદ્ધકાલીન સંસ્કૃતિમાં પણ અનિષ્ટ તત્ત્વો દાખલ થયાં. કર્મનો સમૂલ લોપ થયો. જ્ઞાનભક્તિના ઉપર કાળા અંચળા ઢંકાઇ ગયા, અને એમાંથી પણ સમાજનો ઉદ્ધાર કરનાર, અત્યંત સત્ત્વશાલી પ્રબલ સત્ત્વ ઉત્પન્ન થયું–ભગવાન્ શંકરજેવી પ્રખર જ્ઞાનપ્રતાપને દર્શાવતી, સામર્થ્ય-સંપન્ન અદ્‌ભુત વ્યક્તિએ ભારતવર્ષને પોતાના ચરણથી પુનિત કરી, દિગ્વિજય વર્તાવ્યો. ભારતના ચારે ખુણામાં ફરી ફરી પોતાની અદ્‌ભુત શક્તિથી જ્ઞાનરવિનાં તેજસ્વી કિરણો પ્રસરાવ્યાં. અખિલ ભારતવષ જ્ઞાન-જ્યોતિથી ઝળહળી ઉઠ્યો. એ જ્યોતિની ઝલક દેશદેશાંતરમાં પ્રસરી અને આજે જ્ઞાનવિજ્ઞાનનાં ગહન સત્યોના અભ્યાસથી ઝળકતી જગત્‌ની વ્યક્તિ-ઓએ પણ સ્વીકાર્યું કે શંકરનું જ્ઞાન એટલે ઉત્તુંગ ગિરિરાજનું વિજયવંતુ શિખર! એથી આગળ કોઇની ગતિ નથી! એથી આગળ કોઇનો તર્ક નથી! આવી અદ્‌ભુત વ્યક્તિને સાક્ષાત્ મહેશ્વર, શ્રી શંકરનો અવતાર–જ્ઞાનની જ્વલંત મૂર્તિ–માને એમાં આશ્ચર્ય કે અઘટિત શું?

આમ જ્યારે જ્યારે સમાજમાં પ્રબલ ક્રાંતિકારક અને શાંતિસ્થાપક સત્ત્વની અગત્ય જણાય છે ત્યારે ત્યારે એ મહાન્ સામર્થ્યપૂર્ણ, પ્રજ્ઞાનઘન, પરમતત્ત્વના દિવ્યાંશને લઇને કોઇ સત્ત્વની ઉત્પત્તિ થવી એ કેવળ સ્વા-ભાવિક લાગ્યા વિના રહેતું નથી. અદ્‌ભુત યોગૈશ્વર્યસંપન્ન, લીલાતનુધારી વ્યક્તિરૂપે ભગવાન્ શ્રી કૃષ્ણ ગીતામાં એ જ ભાવનો ઉદ્‌ઘોષ પરમાત્મભાવે કરી રહ્યા છે, એ શ્રદ્ધાળુ સર્વને વિદિત છે.

ભારતભૂમિ તો અનેક અવતારી પુરુષો, સંતો, સિદ્ધો, મહર્ષિઓની જનની છે. અનેક આવા મહાન્ પુરુષો ભિન્ન ભિન્ન સ્થળે, ભિન્ન ભિન્ન સમયે, સમાજ-માં પ્રકટ્યા છે અને સમાજના ઉદ્ધારક બન્યા છે. તેમાં પણ પરમતત્ત્વમાંથી અવતરણ પામેલી પુરુષોત્તમરૂપ વ્યક્તિઓનો અદ્‌ભુત જ્ઞાનવિભવ અને તેમનું

અદ્‌ભુત સામર્થ્ય અપૂર્વ છે એ દૃષ્ટિગમ્ય થયું છે. બંગાળા, પંજાબ, મહારાષ્ટ્ર આદિ સર્વ દેશોમાં આવી વ્યક્તિઓ જન્મી છે. તે જ પ્રકારે આપણા ભારતવર્ષની, પ્રધાનપણે આપણા ગુજરાતની, પૂર્વે વર્ણવી તેવી વિષમ સ્થિતિમાંથી ઉદ્ધરણ કરવાઅર્થે જ આપણે જે મહાપુરુષના દિવ્ય ચરિતામૃતનું પાન કરવા ઉત્સુક છીએ, તે **શ્રીમન્નૃસિંહાચાર્યજીનો** પ્રાદુર્ભાવ થયો છે. એ મહાપુરુષના જીવનના ગહન પ્રદેશમાં સમર્થ ચિંતકોની બુદ્ધિ પણ ગોથાં ખાય તેમ છે, છતાં એ સમર્થ મહાપુરુષના કૃપાબલથી યથાશક્તિ એ જીવનરસાર્ણવમાં નિમજ્જન કરતાં જે અમૂલ્ય રત્નો હાથ લાગશે તે અવશ્ય આપણા જીવનને અલંકૃત કર્યા વિના નહિ રહે. તે રત્નો યથાશક્તિ સંગ્રહી વાચકસમક્ષ મૂકવાં એ હેતુથી જ આ પ્રવૃત્તિ સ્વીકારી છે. જે શ્રેયસ્સાધકો અને શ્રેયસ્સાધકવર્ગબહારના તટસ્થ છતાં એ મહાપુરુષના દિવ્ય જીવનમાં રસ લઈ દૃષ્ટિપાત કરવા ઉત્સુક છે, તેમને યત્કિંચિત અંશે પણ આ અમૂલ્ય રત્નો મળે તો યત્નની સાર્થકતા છે. પરમાત્મા એ અંતરની વિશુદ્ધ ભાવનાને સિદ્ધ કરો !

# પ્રકરણ ૨

## શ્રીમન્નૃસિંહાચાર્યજીનો જન્મ

**अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन् ।**
**प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥**

તારવા અમને ભવમાંથી
ધારી કમનીય તનુ **સ્વેચ્છાથી**
આવીયા પ્રભુ અત્ર કૃપાથી
ભાગ્યસ્તુતિ નથી અલ્પ ગવાતી
રમીયાં બ્રહ્મવિલાસે—

—**શ્રીવિશ્વવંદ્ય.**

**ભગવાન્ શ્રી કૃષ્ણ ગીતામાં સ્વમુખથી કહે છે:** " હું અજન્મા, અવ્યય રૂપ અને પ્રાણિમાત્રનો ઈશ્વર છતાં મારી માયાના બલવડે સ્વપ્રકૃતિને અધિષ્ઠાન કરી જગત્‌માં જન્મ ધરૂં છું."

**નિર્ગુણ પરમાત્મા** સગુણ સાકાર રૂપ આ જ રીતે ધારણ કરે છે. પ્રકૃતિ ત્રિગુણાત્મિકા છે અને તે ત્રણે ગુણમાંથી એક ગુણને પ્રધાનરૂપે પ્રકટ કરતાં અનેક દિવ્ય તનુઓ પ્રકટેલાં છે એ આપણે પુરાણાદિમાં જોઈએ છીએ.

**શ્રીમન્નૃસિંહાચાર્યજીનું** તનુ શબલ બ્રહ્મરૂપ **શ્રીમહેશ્વરના દિવ્યાંશથી** પ્રકટેલું દિવ્ય લીલાતનુ હતું એ શ્રેયસ્સાધકોનું મંતવ્ય છે. મંતવ્ય છે એટલું જ નહિ, તેમાંના અગ્રણી પુરુષોને એનો કંઈક વિશેષ અનુભવ થયો છે, એ આપણે આગળ જોઈ શકીશું. વર્ગના અગ્રણી પુરુષ અને **શ્રીમન્ નૃસિંહાચાર્યજીના** પટ્ટ શિષ્યનું અત્યંત ગૌરવાન્વિત પદ પ્રાપ્ત કરનાર **શ્રીમાન્ વિશ્વવંદ્ય*· શ્રીમન્ માસ્તર સાહેબ–શ્રીછોટાલાલ જીવનલાલને** તો એ વસ્તુ આંતર પ્રત્યક્ષરૂપે અનુભવગમ્ય થઈ હતી અને ઉપરની કાવ્ય પંક્તિમાં એ સ્પષ્ટ ઉદ્‌ગાર તેમણે આચાર્યશ્રીના સ્વરૂપાવસ્થાનપછી લખેલા એક પદ્યમાં દષ્ટિએ આવે છે. **શ્રીમન્નૃસિંહાચાર્યજીનું અદ્‌ભુત** દિવ્ય સ્વરૂપ, એ **મહેશ્વરાવતારી** પુરુષના પરમ અનુગ્રહથી જ એમને સર્વથી **પ્રથમ** ગમ્ય થયું હતું અને અન્ય અનેક શિષ્યો તેમના દ્વારા જ એ જાણી શકયા હતા.

---

* આ પુરૂષવરના જીવનસંબંધમાં આગળ વધારે સ્પષ્ટીકરણ આવશે.

આંતર પ્રત્યક્ષ એ અંતરની દિવ્ય દૃષ્ટિનો પ્રત્યક્ષ અનુભવ છે એ યોગશાસ્ત્રાદિને જાણનાર અથવા શ્રદ્ધાળુ અંતઃકરણને તો સરળતાથી સમજાય છે. ગીતામાં ભગવાને અર્જુનને દિવ્ય દૃષ્ટિ અર્પી અને પોતાનું વિશ્વવ્યાપક વિરાટ્ સ્વરૂપ પ્રત્યક્ષ દર્શાવી આપી એ દૃષ્ટિનો મહિમા જગત્‌-સમક્ષ મૂકેલો જ છે. આવી આંતર દૃષ્ટિ અનેક યોગી પુરુષો સહજ ભાવે અન્ય મનુષ્યોમાં પણ પોતાના અદ્ભુત યોગસામર્થ્યથી જાગ્રત્ કરી શકે છે. આવા અનુભવ યોગવિદ્ ઉત્તમ પુરુષોના સમાગમમાં આવનાર અને તેમના અનુગ્રહને પ્રાપ્ત કરનાર સત્સંસ્કારી મનુષ્યોને વર્તમાનકાલે થયાના દૃષ્ટાંતો પણ મળી આવે છે. વડોદરાપાસે મંજુસર ગામમાં શ્રીમુકુટરામજી નામના ગૃહસ્થ યોગીવર થોડા જ સમયપૂર્વે થઈ ગયા. તેમના પ્રસંગમાં અનેક સજ્જનો, ગૃહસ્થો, રાજામહારાજાઓ વગેરે આવેલા છે, અને તેમનામાંના કોઇ કોઇને તેમની એ દિવ્ય શક્તિનો અનુભવ થએલો છે. આ જ પ્રકારે શ્રીમન્ માસ્તર સાહેબને પણ શ્રીમન્નૃસિંહાચાર્યજીના અનુગ્રહબલથી એવો દિવ્યાનુભવ થયેલો અને તેથી જ તેઓશ્રી શ્રીમન્નૃસિંહાચાર્યજીને મહેશ્વરાવતારતરીકે નિઃશંકપણે જણાવતા. શ્રીમન્નૃસિંહાચાર્યજી આ દિવ્યશક્તિપાત, પ્રસંગે અનુગ્રહપાત્રના ઉપર કરી, તેમને લૌકિક પ્રત્યક્ષ નહિ એવા દિવ્ય અનુભવોનો લાભ આપતા એ વસ્તુનો તો શ્રીમાન્ વિશ્વવંદ્ય-શ્રીમન્ માસ્તર સાહેબે, યોગિનીકુમારીની અદ્ભુત રસભરી જે વાર્તા લખી છે અને સમગ્ર ગુજરાતની પ્રજા જેનાથી મંત્રમુગ્ધ બની છે, તે વાર્તામાં સ્પષ્ટ ઉલ્લેખ કરેલો છે. એટલું જ નહિ પરન્તુ યોગજન્ય પ્રત્યક્ષથી શ્રીમન્નૃસિંહાચાર્યજીનું ભૌતિક તનુ એ દિવ્ય લીલાતનુ છે એવો બીજો ઉલ્લેખ શ્રીનૃસિંહલીલામૃત મહાકાલ માસિકમાં પ્રકટ કરવાનો એમણે આરંભ કરેલો તેમાં, નીચે પ્રમાણે છેઃ

"જે શરીર અપરિચિત મનુષ્યોને સામાન્ય મનુષ્યરૂપે, અલ્પપરિચિત સજ્જનોને વિદ્વાન્ મહાત્મારૂપે, *અન્યનો ઉદય ન સહન કરી શકનાર

---

* શ્રીમન્નૃસિંહાચાર્યજીનું તનુ વિદ્યમાન હતું અને જ્યારે એમના અદ્ભુત જ્ઞાનવિભવથી ગુજરાતની જનતાની વાડીનાં મનોહર પુષ્પોજેવી ઉચ્ચકોટિની વ્યક્તિઓ તેમને શરણ થતી ત્યારે અને એમના વર્ણાશ્રમ ધર્મસંસ્થાપક આર્યસિદ્ધાંતોનું પાલન કરતી ત્યારે, તે સિદ્ધાંતોની વિરોધી અને તેજોદ્વેષી કેટલીક સમાજની અગ્રગણ્ય વ્યક્તિઓ તેમના સંબંધમાં પ્રસંગે જે ઉદ્ગાર કાઢતી તેને લક્ષીને આ વાક્ય લખાયેલું છે.

દુર્જનોને સ્વકલ્પિત મિથ્યા કારણોના અનુમાનથી દેશને હાનિ કરનાર દંભી અયોગ્ય ગુરુરૂપે ભાસ્યું છે, તે જ શરીર દીર્ઘ પરિચયથી, સૂક્ષ્મ વિચારથી, અનુભવથી, સત્શાસ્ત્રથી, આપ્ત વચનથી, અસંખ્ય પ્રસંગથી પ્રાપ્ત થએલાં પ્રમાણોથી, અને શાસ્ત્ર પણ જે પ્રમાણઆગળ સ્વાભિમાન ત્યજે છે તેવા સર્વ પ્રમાણોના મુકુટમણિ યોગજ પ્રત્યક્ષથી અનેક શ્રેયસ્સાધકોને લીલાવિગ્રહ ભાસ્યું છે, તો તેમાં અન્ય સંબંધરહિત અપરિચિત મનુષ્યોને વિરોધ લેવાનું પ્રયોજન નથી. ....."

યોગજન્ય પ્રત્યક્ષનું બીજું સાંપ્રત દૃષ્ટાંત **શ્રીરામકૃષ્ણ પરમહંસને** થએલો અનુભવ છે. બંગાળ પ્રદેશના એક સામાન્ય ગ્રામમાં જન્મેલા અને કલકત્તામાં **શ્રીમન્નૃસિંહાચાર્યજીના** સમકાલીન મહાપુરુષતરીકે પ્રસિદ્ધિ પામેલા આ મહાપુરુષના જીવનનો પરિચય હવે તો ગુજરાતની જનતાને એટલો બધો થયેલો છે કે ભાગ્યે જ સુશિક્ષિત અંતઃકરણ એ મહાપુરુષના અથવા પૂર્વ અને પશ્ચિમના દેશોને આર્યતત્ત્વવિદ્યાનાં ગહન સત્યોનો પરિચય કરાવનાર તેમના પટ્ટ શિષ્ય, **સ્વામિ શ્રીવિવેકાનંદના** સંબંધમાં અજ્ઞાત હોય. **શ્રીરામકૃષ્ણ પરમહંસે સ્વામિ** વિવેકાનંદના સંબંધમાં જે યોગજન્ય પ્રત્યક્ષનો તેમને અનુભવ થયેલો તે વર્ણવ્યો છે. એ સંબંધમાં **શ્રીરામકૃષ્ણપરમહંસ** અને **સ્વામિ વિવેકાનંદના** જીવનચરિતના પાશ્ચાત્ય વિદ્વાન્ લેખક 'રોમે રોલાં'ના ગ્રંથમાંથી અવતરણ આપવું ઉચિત ધાર્યું છે. એ પાશ્ચાત્ય લેખકનું અવતરણ આપવાનો વિશેષ હેતુ એ પણ છે કે પશ્ચિમના વિદ્વાનોના વિચારો હજી પણ ભારતવર્ષનો કેટલોક શિક્ષિત વર્ગ વધારે શ્રદ્ધેય માને છે એટલે તેવા વર્ગને પણ એ નિઃશંકપણે સ્વીકૃત થાય. એ વિદ્વાન્ લેખક પણ જણાવે છે કે હું તેમના જ ( શ્રી રામકૃષ્ણ પરમહંસના) શબ્દોમાં જે આલેખાયું છે, તે જ મારી ભાષામાં ઉતારું છું.

"One day I found that my mind was soaring high in Samadhi along a luminous path. It soon transcended the stellar universe and entered the subtler region of ideas. As it ascended higher and higher, I found on both sides of the way ideal forms of gods and goddesses. The mind then reached the outer limits of that region where a luminous barrier separated

the sphere of relative existence from that of the absolute. Crossing that barrier the mind entered the transcendental realm where no corporeal being was visible. Even the gods dared not peep into that sublime realm and been content to keep their seats below. But the next moment I saw seven venerable Sages seated there in Samadhi. It occured to me that these sages must have surpassed not only men but even the gods in knowledge and holiness, in renunciation and love. Lost in admiration I was reflecting on their greatness when I saw a portion of that undifferentiated luminous region condense into the form of a divine child. The child came to one of the sages, suddenly clasped his neck with his lovely arms and addressing him in a sweet voice tried to drag his mind down from the state of Samadhi. That magic touch roused the sage from the suparconscious state and he fixed his eyes, half open eyes, upon the wonderful child. His beaming countenance showed that the child must have been the treasure of his heart. In great joy the strange child spoke to him: "I am going down. You too must go with me." The sage remained mute but his tender look expressed his assent. As he kept gazing at the child he was again immersed in Samadhi. I was surprised to find that a fragment of his body and mind was descending to earth in the form of a bright light. No sooner had I seen Narendra than I recognised him to be that sage."

ભાવાર્થ : એક પ્રસંગે મારૂં ચિત્ત સમાધિની સ્થિતિમાં આવી ગયું ત્યારે હું કોઇ પ્રકાશપૂર્ણ માર્ગમાં ઉડતો જતો હોઉં તેવું ભાન થયું.

મારી વૃત્તિ થોડી જ વારમાં નક્ષત્રમંડળનો પ્રકાશિત માર્ગ વટાવી તેનાથી ઉપરના સૂક્ષ્મ પ્રદેશમાં ચાલી. ત્યાં વિચારનો સૂક્ષ્મ પ્રદેશ હતો. તેથી પણ જેમ જેમ વૃત્તિ ઉપરના પ્રદેશમાં ચાલી તેમ તેમ એ માર્ગની બંને બાજુએ દેવદેવીઓની સુંદર મૂર્તિઓ મને દેખાવા લાગી. જ્યારે મારૂં મન તે પ્રદેશની બહારની મર્યાદાએ પહોંચ્યું ત્યારે ત્યાં કાર્યપ્રદેશ અને કારણપ્રદેશને જૂદા પાડતી પ્રકાશવાળી મર્યાદારેખા દૃષ્ટિએ આવી. એ મર્યાદારેખાનું અતિક્રમણ કરતાં વૃત્તિ ભવ્ય પ્રકાશમાં પ્રવેશી. ત્યાં કોઇ શરીર દૃષ્ટિગમ્ય નહોતું. એ પ્રદેશમાં તો દેવો પણ દૃષ્ટિ કરવાની ધૃષ્ટતા કરી શકતા નહોતા. તેઓ પણ પોતાનું સ્થાન નીચેના પ્રદેશમાં જ જોઈ સંતોષથી સ્થિતિ કરી રહ્યા હતા. પરંતુ બીજી જ ક્ષણે ત્યાં સપ્ત ઋષિઓ સમાધિસ્થ થઇને બેઠેલા દૃષ્ટિએ આવ્યા. મને લાગ્યું કે આ સપ્તર્ષિઓ મનુષ્યકોટિ તો શું પણ દેવકોટિથી પણ ઉપરની કોટિમાં હોવા જોઈએ. તેમનું જ્ઞાન, તેમની પવિત્રતા, તેમનો ત્યાગ અને તેમનો પ્રેમ તે સવ કરતાં અત્યંત ઉત્કૃષ્ટ પ્રકારનો હશે. તેમના પ્રભાવથી આશ્ચર્ય પામતો તેમના માહાત્મ્યના વિચારમાં હું હતો એટલામાં જ તે એકરસ પ્રકાશમય તત્ત્વમાંથી એક અંશ છૂટો પડ્યો અને તેમાંથી એક બાળકનું દિવ્ય શરીર રચાયું. એ બાળક પેલા સપ્તર્ષિમાંથી એકની પાસે આવી તેને કંઠે પોતાના સુંદર કોમળ કરથી વીંટળાઈ મધુર વાણીથી બોલાવી તેને સમાધિમાંથી જાગ્રત્ કરવા લાગ્યું. એ દિવ્ય સ્પર્શથી ઋષિ સમાધિમાંથી જાગ્યા, અને અર્ધનિર્મિલિત દૃષ્ટિથી તે બાળકના સામું સ્થિરતાથી જોવા લાગ્યા. ઋષિના પ્રસન્નતાથી ઝળકતા મુખઉપરથી સમજાયું કે તે બાળક તેના હૃદયમાં રહેલ તત્ત્વનું જ મૂર્ત રૂપ છે. તે દિવ્ય બાળકે અત્યંત આનંદથી જણાવ્યું "હું નીચે જાઉં છું; તમારે પણ મારી સાથે આવવાનું છે." ઋષિ મૌન રહ્યા છતાં તેમની સ્નેહભરી કોમળ દૃષ્ટિથી પોતાની સંમતિ દર્શાવી. બાળકપ્રતિ દૃષ્ટિ સ્થિર રાખી પુનઃ તે સમાધિસ્થ થયા. એ શરીરનો અને તેના મનનો એક અંશ દિવ્ય તેજરૂપે પૃથ્વીઉપર ઉતરતો હું જોઈ રહ્યો. નરેન્દ્રને જોતાં જ મને ભાન થયું કે એ, એ જ ઋષિ હતો."

[1]લીલાવિગ્રહ અને અદૃષ્ટવિશેષજન્ય તનુઓ જે આ પૃથ્વીઉપર

---

૧. લીલાવિગ્રહ શિવ વિષ્ણુ આદિના દિવ્ય અંશથી ધર્મસંસ્થાપનાદિ હેતુઓથી પ્રકટે છે, અને અદૃષ્ટવિશેષજન્ય તેમના સહાયક રૂપે પ્રકટે છે. (જુઓ શ્રી મહાકાલમાં શ્રી નૃસિંહલીલામૃતનું વાઙ્મુખ.)

અવતરે છે તેનું અદ્‌ભુત ચમત્કૃતિપૂર્ણ દર્શન યોગજન્ય દૃષ્ટિથી થયાનું આ રસભર્યું વર્ણન છે.

અવતારકથાઓ એ મિથ્યા કલ્પનાઓ નથી પરંતુ સત્ય ઘટનાઓ છે એ આવા મહાપુરુષોનાં અને હાલના વિજ્ઞાનવિદોનાં વચનોથી નિર્વિવાદ સિદ્ધ થાય છે.

આ સર્વ વિચારોથી તેઓશ્રીનું તનુ લીલાવિગ્રહ હતું એ દૃઢ થાય છે; તે ઉપરાંત શ્રીમાન્ નૃસિંહાચાર્યજીનું તનુ મહેશ્વર લોકમાંથી જ અવતરણ પામ્યું હતું એ વાર્તા, ગીતામાં ભગવાન્ શ્રીકૃષ્ણે જેમ અર્જુનને જણાવ્યું કે મારૂં સ્વરૂપ હું તને જ દર્શાવું છું, કારણ તું મારો ભક્ત છે, મારો સખા છે, તેમ તેઓશ્રીએ એક ભક્તહૃદયને પોતે જ તેમના હૃદયને નિઃશંક કરવા એ વસ્તુ સ્પષ્ટ કરવાનો અનુગ્રહ દર્શાવ્યો હતો. તે પ્રસંગ આ સ્થળે વધારે પ્રકાશ પાડશે.

શ્રીયુત નારાયણભાઈ લલ્લુભાઈ મહુધાના પ્રથમ પંક્તિના ગૃહસ્થ હતા. અંગ્રેજી રાજ્યમાં મામલતદાર હતા. પાછળથી 'ડીસ્ટ્રીકટ ડેપ્યુટી કલેકટર' થયા હતા અને બહુ વિશુદ્ધ એકનિષ્ઠ અને પ્રમાણિક અમલદાર ગણાતા. શ્રીમન્નૃસિંહાચાર્યજીને માટે એમના હૃદયમાં અપૂર્વ પ્રેમ હતો. સાચું ઉત્તમ ભક્ત હૃદય હતું. તેમણે એક પ્રસંગે લેખકને વાતચિતમાં એ પ્રસંગ નીચેના શબ્દોમાં વ્યક્ત કરતાં જણાવ્યું હતું :

"બાપજીને તો એક વાર મહુધા પધારેલા ત્યારે એકાંતમાં સ્નાન કરાવતાં મેં પૂછ્યું : બાપજી! આ બધા કહે છે કે આપ તો મહેશ્વરલોક-માંથી આવ્યા છો અને આપના શરીરમાં અવતારનાં સામુદ્રિક ચિહ્નો છે, તે ક્યાં છે? 'મારાં ચિહ્ન જોવાં અને એ બતાવવાં પણ મારે' એમ કહી બાપજીએ હસતાં હસતાં તરત પોતાના જમણા ચરણમાં પદ્મનું ચિહ્ન બતાવ્યું; ભાલમાં ચંદ્ર; અને કહ્યું જુઓને આ આવાં કંઈ ચિહ્નો છે! એટલું બોલી પોતે શાંત રહ્યા. મારૂં હૃદય પ્રેમથી દ્રવી ગયું. તેમના પગમાં પદ્મનું ચિહ્ન એટલું સુંદર અને આકર્ષક હતું કે તે જોતાં જ જાણે તે ઈશ્વરનો જ અવતાર છે એવી ખાતરી થઈ ગઈ! તેમનો અદ્‌ભુત પ્રતાપ વિલક્ષણ રીતે મને અંતરમાં અનુભવગમ્ય થયો!"

તેઓશ્રીના ચરણોમાં દૈવી પુરુષોમાં પણ કોઇ વિરલમાં જ હોઇ શકે તેવાં વિસ્મયજનક સામુદ્રિક ચિહ્નો હતાં પરંતુ તેમાંએ પદ્‌મનું ચિહ્ન તો

અતિ સ્પષ્ટ અને અત્યંત આકર્ષક હતું. સામુદ્રિક ચિહ્નોવિષે શ્રીમન્ માસ્તર સાહેબ, જેમણે અનેક પ્રસંગે તેમનાં હસ્તપાદાદિનું નિરીક્ષણ કરેલું, તે જણાવે છે :

"હસ્તતલની તથા પાદતલની રેષાઓ, એમના ભાવી પ્રતાપગૌરવનું સ્ફોટન કરતી હતી. ચરણકમલમાં શંખ, ચક્ર અને પદ્મની આકૃતિઓ અત્યંત સ્પષ્ટ ભાસતી હતી. પદ્મની આકૃતિ તો કોઇ કુશલ તક્ષકે (શિલ્પીએ) ત્વચામાં કોતરી કાઢી હોય તે પ્રકારની હતી."

આ વર્ણન તેમના જન્મસમયની શરીરની કાંતિ વર્ણવતાં કરેલું છે.

એમની શૈશવ કે બાલ્યકાળની ચેષ્ટાઓ, કુમારાવસ્થાના કાલે થતું એકાંત પરિભ્રમણ, એમનું તેજસ્વી દિવ્યતાભર્યું તનુ, અને યૌવનના પ્રારંભથી જ ઝળકતો જ્ઞાનવિભવ, એ વસ્તુની સાક્ષી પૂર્યા વિના રહે તેમ નથી. જ્ઞાનપ્રદાનકાલે એ અદ્ભુત તનુમાંથી આવિર્ભાવ પામતી જ્ઞાનયોગાદિની સૂક્ષ્માત્સૂક્ષ્મ વિચારશ્રેણીઓ, પ્રક્રિયાઓ, અત્યંત કૌશલભરી તર્કશ્રેણી, એ સર્વનો વિચાર કરતાં મૂર્તિમંત જ્ઞાનને જ વાચા ફુટતી હોય તેવો અનુભવ શ્રેયસ્સાધકોને જ નહિ પરંતુ અનેક તટસ્થ વિદ્વજ્જનોને થયો છે. આ અનુભવો સબળ પુરાવારૂપે છે અને જન્મથી જ સિદ્ધ, યોગીશ્વર જેવું અદ્ભુત જ્ઞાનસામર્થ્ય લીલાતનુવિના સંભવી શકે જ નહિ એ, એ નિશ્ચય દૃઢ કરે છે.

એ તો સર્વવિદિત વાત છે કે ભગવાન્ શ્રી શંકરે અતિ લઘુ વયમાં જ, માત્ર પાંચ જ વર્ષની વયે, સર્વ શાસ્ત્રોનો અભ્યાસ પૂર્ણ કર્યો હતો. એ અદ્ભુત અવતારી પુરુષે યુવાન્ વયે જ જ્ઞાનસમૃદ્ધિના મહાભંડારસરખાં અપૂર્વ ભાષ્યો, ગ્રંથો અને અનેક સ્તોત્રાદિ રચ્યાં હતાં. તેમની પ્રસન્નગંભીર વાણીથી અંકિત અનેક સ્તોત્રાવલિઓ સુંદર કાવ્યકૃતિઓ છે અને પ્રેમી જનતા તેના પઠનમાં કોઇ અપૂર્વ રસાનંદ અનુભવી અધ્યાત્મ તેજથી પ્રકાશિત થાય છે એ શ્રદ્ધાવાન્ પુરુષો સારી રીતે જાણે છે. યુવાવસ્થામાં અનેક મહાપ્રભાવશાળી શિષ્યોને જ્ઞાનજ્યોતિથી અલંકૃત કર્યા અને દિગ્વિજય કર્યો. આ સર્વ વસ્તુ એ જ સ્પષ્ટ કરે છે કે તે સાક્ષાત્ શંકર હતા. શ્રીમન્ નૃસિંહાચાર્યજીના જીવનમાં દૃષ્ટિપાત કરનાર સૂક્ષ્મ વિચારવાનને એ જ નિશ્ચય સમજાય છે, કે તે અવતારી મહાપુરુષ હતા. તેમણે સ્વેચ્છાથી જ નરતનુ ધર્યું હતું.* શ્રેયસ્સાધક વર્ગના સમર્થ

* 'તારવા અમને ભવમાંથી' એ તેઓશ્રીના સ્વરૂપાવસ્થાન પછી તૃતીય

વિદ્વાનો અને અન્ય ઉત્તમ કોટિના પુરુષો તેમને શ્રીમહેશ્વરનો અવતાર માનતા. તેથી જ તેઓ શ્રીમન્નૃસિંહાચાર્યજીને વિષે જ્ઞેય, ધ્યેય અને ઉપાસ્યબુદ્ધિ ધરાવતા.

આવા અવતારી પુરુષના જીવનરસાર્ણવમાં નિમજ્જન કરવું અત્યંત પુણ્યનું જ ફલ છે. ત્યારે એ કાર્ય અંગે તેમના જન્મ આદિ અનેક ઐતિહાસિક પ્રસંગોના વિચારથી આરંભ કરવાનું કર્તવ્ય હવે પ્રાપ્ત થાય છે.

**જન્મ**

**શ્રીમન્નૃસિંહાચાર્યજી**ના મંગલમય તનુનો પ્રાદુર્ભાવ સંવત્ ૧૮૧૦ના કાર્તિક માસની [૧]કૃષ્ણ ચતુર્દશીએ પ્રાતઃકાલે, સુરત જીલ્લાના બારડોલી તાલુકાના કરોદ નામના નાના ગામમાં થયો હતો.

કરોદ પુણ્યસલિલા સૂર્યદુહા (તાપી)ના પવિત્રતટઉપર આવેલું છે. ત્યાં નિસર્ગદેવીએ અપૂર્વ શોભા વિસ્તારી છે. નિસર્ગરમણીય સ્થાન સર્વથા પવિત્ર વાતાવરણથી સભર હોય છે. કલાનિર્મિત બાગબગીચાઓ ત્યાં હોતા નથી. ત્યાં રંગબેરંગી ફુવારાની સેરો ઉડતી નથી. મોહક કલાનાં પુતળાં ત્યાં દૃષ્ટિને આકર્ષતાં નથી. પરંતુ પ્રકૃતિની ભવ્યતા આંતર મન-ઉપર અદ્ભુત અસર કરે છે. પ્રકૃતિના અધિષ્ઠાનમાં રહેલા પ્રકૃતિપતિની નિગૂઢ તેજસ્વિતા અને પ્રભાવના સંસ્કાર અકથ્ય આનંદ જાગૃત કરે છે. મનને પવિત્ર પ્રેમથી ભરે છે. તેમાંએ કરોદ સામાન્ય નાનું ગામડું છે છતાં તે સ્થાન અતિ પવિત્ર તીર્થસ્થાન છે. લોકોક્તિ એવી છે કે ત્યાં પૂર્વે દંતાનગર નામનું સમૃદ્ધ નગર હતું. દંતેશ્વરી માતાનું અતિ જીર્ણ મંદિર ત્યાંથી એકાદ ગાઉ દૂર છે એ આ વાતને સમર્થન આપે છે.

નદીના તટનાં ગ્રામ અને તીર્થરૂપ મનાતાં સ્થળોનું વાતાવરણ શાંત, મનોહર અને આનંદપ્રદ જ હોય છે. જ્યાં જનસંપર્ક ઓછો છે એવાં તીર્થસ્થાનોમાં જઇ જોનારને એ અનુભવ અવશ્ય થાય છે, અને વૃત્તિ સ્વાભાવિક સત્ત્વાંશને ધારણ કરતી સમજાય છે. જ્યાં સાત્ત્વિકતા છે ત્યાં શાંત પ્રસન્નતા છે.

---

શ્રેણીમાં શ્રીમાન્ વિશ્વવંદ્યનું લખેલું વિરહકાવ્ય છે અને તેમાં શ્રીમન્નૃસિંહાચાર્યજીના સંબંધમાં તેમની દૃષ્ટિનું સ્પષ્ટ સ્વરૂપ છે. આ પ્રકરણના આરંભમાં એ વિચારની દ્યોતક પંક્તિઓનું અવતરણ તે હેતુ દર્શાવવાને જ મૂકેલું છે.

૧ જુઓ પરિશિષ્ટ ૧. કૃષ્ણ ચતુર્દશીનો એમનો જન્મ કેવી રીતે મહેશ્વરાવતાર સિદ્ધ કરે છે એ વિષે બહુ સુંદર શાસ્ત્રીય ખુલાસો એ પત્રમાં છે.

# શ્રીમન્નૃસિંહાચાર્યજીનો જન્મ

આવા સાત્ત્વિક અને પવિત્ર સ્થાનમાં સાત્ત્વિક અંતઃકરણવાળાં વિશુદ્ધચરિત માતાપિતાને ત્યાં પ્રાતઃકાલના સત્ત્વભર્યા સમયે શુદ્ધ સત્ત્વભર્યા લીલાતનુનો જન્મ હોય એ સ્વાભાવિક છે.

તેમના જન્મકાલનો ગ્રહયોગ પણ બહુ ઉચ્ચ ભાવોની ભવિષ્યવાણી ઉચ્ચારે છે.

## શ્રી નૃસિંહાચાર્યજીનું જન્મલગ્ન




આ કુંડલીમાં બધા જ ગ્રહો પૂર્ણ બળ પામ્યા છે. સમર્થ તત્ત્વવેત્તાઓ, જીવન્મુક્ત પુરુષો, યોગીશ્વરો અને ધર્માચાર્યોના જ ગ્રહો આમાં દૃષ્ટિગોચર થાય છે. શ્રીમત્ આદ્ય શંકરાચાર્ય, શ્રીમત્ વલ્લભાચાર્યજી, શ્રી રામકૃષ્ણ પરમહંસ, શ્રી સહજાનંદ સ્વામી જેવા પુરુષોના ગ્રહયોગસાથે આ ગ્રહોમાં ઘણું સામ્ય છે એમ જ્યોતિષાચાર્યો જણાવે છે.

આવો ઉચ્ચ ગ્રહયોગ ક્વચિત્ જ જોવામાં આવે છે. તેમના તનુની અદ્ભુત દિવ્ય કાંતિ, યોગીશ્વરોમાં જ પ્રતીત થાય તેવી અત્યંત તેજસ્વિતાથી ભરેલી હતી. એ સંબંધમાં તો પ્રત્યક્ષ તેમનાં દર્શન કરનારને પ્રથમ દૃષ્ટિએ જ ખાતરી થયા વિના રહે તેમ નહોતું. અનેક વિદ્વાનો અને સંસ્કારી સજ્જનો પાછળથી પણ જણાવતા અને અદ્યાપિ જણાવે છે કે ગૃહસ્થાશ્રમી છતાં તેમના શરીર અને મુખઉપર અલૌકિક તેજપ્રભા તરવરતી હતી. જોનાર નવીન વ્યક્તિઉપર તો તે અદ્ભુત પ્રભાવ પાડતી. આ સંબંધમાં એક

પ્રસંગે શ્રીમન્ માસ્તર સાહેબસાથે થયેલી વાતચીતનો પ્રસંગ જણાવવો વધારે યોગ્ય છે.

શ્રીમન્ માસ્તર સાહેબની લેખિનીનો પ્રભાવ ગુજરાતસમસ્તના હૃદયઉપર ચમત્કારિક અસર કરતો હતો એ તો જનતાને અત્યારે પણ સુસ્પષ્ટ છે. તેમના લેખોથી પ્રસન્નતા અનુભવતા એક સજ્જને એક પત્ર લખેલું તેમાં તેમને યોગીશ્વર એવું સંબોધન કરેલું; તે પત્ર તે વાંચતા હતા ત્યારે લેખક સમીપ જ હોવાથી તે સંબોધન વાંચી મૃદુ સ્મિત કરતાં બોલ્યાઃ

"લોકોને યોગીશ્વરના સ્વરૂપનું ભાન જ ક્યાં છે? મને એવી રીતનું સંબોધન કરે છે!"

મેં જણાવ્યુંઃ આપ જેવા સ્થિતપ્રજ્ઞને એવું સંબોધન કરે તેમાં એનો ક્યાં દોષ થાય છે?

શ્રીમન્ માસ્તર સાહેબઃ "તમે સાચા યોગીશ્વર ક્યાં જોયા છે? આપણા બાપજીશ્રીને તમે જોયા હોય તો સાચા યોગીશ્વરનું સ્વરૂપ સમજાયને? એમની દેહકાંતિ!..." તેઓશ્રી પ્રેમભાવથી ભરેલાં નેત્રોસમક્ષ જાણે પ્રત્યક્ષ બાપજીને જોઈ રહ્યા! થોડીવારે બોલ્યા "જાણે સુવર્ણનું પતરૂં અગ્નિમાં તપાવ્યું હોય!..." વળી તે સ્થિર થઇ ગયા! "એ દેહકાંતિને જોતાં નેત્ર પલકારો મારવામાં પણ મહાદુઃખ અનુભવે! સ્થિર પ્રેમભર્યાં નેત્રે નિરખ્યા જ કરીએ! એ સાચું યોગૈશ્વર્ય!"

આ જ વસ્તુ શ્રીકૌશિકરામભાઇ અન્ય શબ્દોમાં હજી પણ જણાવે છે: "સ્નાનપછી વસ્ત્રપરિધાનપછીની થોડી ક્ષણો: એમની દેહકાંતિ—જાણે હિંગળોક!

જન્મકાલે, ભાવી સ્વરૂપની લક્ષણા કરાવતું એ તનુ ઓછું પ્રભાવશાલી નહોતું એમ અનુમાનથી જ નહિ પરંતુ તેઓશ્રીનાં માતાપિતાના ઉદ્‌ગારથી પણ સ્પષ્ટ થયું છે.

તેમના ગ્રહયોગથી ફલિત થતું લૌકિક અને અલૌકિક ઐશ્વર્ય અનુપમ હતું અને યથાર્થ આચાર્યપદના અલંકારરૂપ જ હતું એ આપણે આગળ જોઈશું.

તેમનાં માતાપિતા અત્યંત વિશુદ્ધ સંસ્કારાન્વિત પવિત્ર હૃદયવાળાં અને નિર્મળ ભક્તિભાવાપન્ન હતાં. શુદ્ધ–સત્ત્વા માયાનો આશ્રય લઈ પ્રકટનાર સાત્ત્વિક તનુની પાર્શ્વભૂમિકાને યોગ્ય આનુવંશિક સંસ્કાર એ

કુલીન કુટુંબમાં ઉતરી આવેલા હતા એ આપણે બીજા પ્રકરણમાં જોઈ શકીશું. વર્ણાશ્રમધર્મ આનુવંશિક સંસ્કારની શુદ્ધિઅશુદ્ધિના મુખ્ય પાયાઉપર જ બંધાયેલો છે. પાશ્ચાત્ય વિદ્વાનો કે વૈજ્ઞાનિકો આનુવંશિક સંસ્કારોની જીવનઉપર થતી અસરો સંપૂર્ણ અંશમાં માન્ય રાખે કે ન રાખે, પરંતુ એ સંસ્કારોની પ્રબલ અસર છે એ પૂર્વની આર્ષદષ્ટિને તો પ્રત્યક્ષવત્ છે અને તેથી જ વર્ણાશ્રમધર્મ અને તેમાંયે સંસ્કારશુદ્ધિના ઉપર **શ્રીમન્નૃસિંહાચાર્યજીએ** પણ બહુ ભાર મૂકેલો છે. ઉચ્ચ કુલીન કુટુંબમાં ઉતરી આવેલાં માતાપિતાનાં બાળકોનાં ચારિત્ર્યમાં એ વિશુદ્ધ સંસ્કારોનું ઓજસ્ અપૂર્વ કાર્ય કરે છે. એ સંબંધમાં તો પૌર્વાત્ય ધાર્મિક સાહિત્યના પ્રખર અને ઉંડા અભ્યાસી ડૉ. રાધાકૃષ્ણ* પોતાના "હિંદુઓનું જીવનધ્યેય" નામના પુસ્તકમાં બહુ સુંદર દષ્ટાંત આપે છે : એક લશ્કરી અમલદાર એક છોકરીના પ્રેમમાં પડ્યો. એ છોકરી તેના પ્રતિ પ્રેમ કરતી, અનુકૂળ ભાવવાળી હતી, છતાં તેના માતાપિતા અકુલીન અથવા હલકા કુટુંબનાં હતાં. તેની જેટલી પ્રજા થઈ તે સઘળી જ દુરાચારી, હલકા માનસવાળી થઈ ! એ સ્ત્રીના મૃત્યુપછી એ અમલદારે બીજી સ્ત્રીસાથે લગ્ન કર્યું. એ કુલીન કુટુંબની હતી. આ સ્ત્રીના આનુવંશિક સંસ્કારો ઉત્તમ પ્રકારના હતા. તેની જેટલી પ્રજા થઈ તે સર્વ સદાચારી થઇ એટલું જ નહિ પરંતુ કેટલાક તો સારા વિદ્વાન્, શોધક બુદ્ધિવાળા, અને ઉંચા હોદ્દા ધરાવનારા થયા. (જુઓ પરિશિષ્ટ ૨).

એમના પિતા દુર્લભરામજી અને એમનાં માતુશ્રી મહાલક્ષ્મીબાનું યુગ્મ યોગ્ય ભૂમિકાવાળું જ હતું એ એમની કૌટુમ્બિક સ્થિતિપ્રતિ દષ્ટિ કરતાં આપણને સહજમાં સ્પષ્ટ થઈ જાય છે. એમનું જીવન સાદું, શુદ્ધ આચારનિષ્ઠ અને ભક્તિથી રસાર્દ્ર હતું; એ સર્વ વસ્તુમાટે આપણે શ્રી દુર્લભરામજીના જીવનની રૂપરેખા આગળના પ્રકરણમાં વિચારીશું.

જન્મપછી નામકરણ સંસ્કાર આવ્યો. તેમના પિતાના અને અન્ય ભાઇઓના નામને અંતે 'રામ' શબ્દ છે તે જ પ્રમાણે તેમનું નામ 'નરસિંહરામ' રાખવામાં આવ્યું હતું. નામની છેડે શર્મા જોડવાનો રીવાજ તે કાળમાં નહોતો. પૂર્વ કાળમાં બ્રાહ્મણો ઘણાં નામ એ રીતે રાખતા. વિષ્ણુશર્મા, દેવશર્મા વગેરે. 'નરસિંહરામ' એ શબ્દ તો એમને માટે ઘણા અભણ અથવા ઓછું ભણેલાઓ તેમના આચાર્યપદારૂઢ થયા

* The Hindu View of Life by Sir Radhakrishna.

પછી પણ પ્રયોજતા. લેખકને સારી રીતે સ્મરણમાં છે કે જે દિવસે એ ભૌતિક તનુમાંથી પ્રાણોત્ક્રમણ થયું, તે જ દિવસે વડોદરામાં એક જાણીતી સોનારણ બાઇએ સજળ નેત્રે જણાવેલું "આજે તો 'નરસિંહરામ' મહારાજ દેવ થયા!" બાઇ તેમની શિષ્યા નહોતી, પરંતુ સંતપુરુષો, મહાત્માઓપ્રતિ પ્રીતિવાળી હતી! પુરુષોત્તમ શરીરને યોગ્ય નરસિંહ શબ્દ અકલ્પિત રીતે તેમના નામમાટે યોજાયો! બાલ નરસિંહની બાલ-ચેષ્ટાઓ વગેરે બીજા પ્રકરણમાં વિચારીએ.

# પ્રકરણ ૩

## શ્રી દુર્લભરામજી : તેમનો પૂર્વ ઇતિહાસ+

તથા

## આચાર્યશ્રીનું શૈશવ •

**प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते ।**

શ્રી દુર્લભરામજી શુકલ યજુર્વેદની માધ્યંદિની શાખાના, ગર્ગસ્ ગોત્રના, પવિત્ર વિશનગરા નાગર બ્રાહ્મણ હતા. અર્થાત્ પુરાણપ્રસિદ્ધ શ્રી ગર્ગાચાર્યના વંશજ હતા. શ્રી ગર્ગાચાર્ય શ્રી કૃષ્ણ ભગવાનના કુલ-ગુરુ હતા અને જ્યોતિષ્‌ના સમર્થ વિદ્વાન્ હતા. તેમનો રચેલો ગર્ગસંહિતા નામનો જ્યોતિષ્ શાસ્ત્રનો ગ્રંથ પ્રસિદ્ધ છે. આથી જ શ્રી કૃષ્ણબલદેવનો નામકરણ સંસ્કાર તેમનાથી જ થયો હતો. શ્રીમન્નૃસિંહાચાર્યજીમાં કોઇ અદ્‌ભુત પ્રકારનું જ્યોતિષ્‌નું જ્ઞાન હતું એમ એમના સંબંધમાં આવનાર અનેક સજ્જનો તથા શ્રેયસ્સાધકો જણાવે છે. જ્યોતિષ્‌શાસ્ત્ર અતીંદ્રિય શાસ્ત્ર છે એવું ભાગવતકાર જણાવે છે. આથી સાચો ફલાદેશ અતીન્દ્રિય દર્શન કરનાર યોગીજનો જ કરી શકે. તેવા પુરુષોમાં તે સ્વભાવસિદ્ધ જ હોવું ઘટે છે; એટલે શ્રીમન્નૃસિંહાચાર્યજીમાં તેના વિશેષ ચમત્કાર જોવામાં આવ્યા છે. એક પ્રસંગે શ્રી બ્રહ્મચારી મહારાજ મોહનસ્વરૂપજી, જેમના વિષે આગળ ઉપર શ્રીમન્નૃસિંહાચાર્યજીએ ગુરુપદનો આરોપ કરેલો છે, તેમણે એક કુંડલી શ્રીમન્નૃસિંહાચાર્યજીને હાથમાં આપતાં જણાવ્યું :

"બાપુ ! જરા આ કુંડલી જુઓ તો ! આ ગ્રહ કેમ લાગે છે ?" શ્રીમન્નૃસિંહાચાર્યજીએ કુંડલી લઇ દૃષ્ટિ કરતાં તરત જ કહ્યું "આ ગ્રહયોગવાળો પુરુષ મોટો વ્યભિચારી થાય." તરત જ બ્રહ્મચારીજીએ એ કુંડલી પાછી માંગતાં જણાવ્યું : "બાપુ એ રહેવા દો, રહેવા દો, તમારી તો પૂર્ણ દૃષ્ટિ જ છે !" એમની દૃષ્ટિની પરીક્ષા કરવા જતાં એ ગ્રહયોગવાળી વ્યક્તિની ઘણી ક્ષતિઓ ઉઘાડી પડી જશે એ ભયથી એમણે તરત જ પાછી માગી લીધી ! આવું આવું તો એમની સર્વજ્ઞ દૃષ્ટિઆગળ અનેક પ્રસંગે બનતું ! આવા અનેક પ્રસંગો જાણનારના અભાવે અત્યારે એકત્ર કરવાનું સંભવિત નથી એ જ શોચનીય છે.

---

+ આ પ્રકરણમાં શ્રીમત્ માસ્તર સાહેબે મહાકાલ વર્ષ ૧૬માં પ્રકટ કરેલી હકીકતનો આધાર લીધેલો છે.

હવે મૂળ ઇતિહાસપ્રતિ દૃષ્ટિ કરીએ. ગર્ગાચાર્યપછીની અનેક પેઢીનો ઇતિહાસ તો મળવો અસંભવિત જ કહી શકાય. ગર્ગાચાર્યથી આઠમા પુરુષનું નામ સુંદરેશ્વર હતું. સુંદરેશ્વર વિશલનગરમાં રહી તપસ્વી જીવન ગાળતા અને બહુ વિદ્વાન્ હતા. ગુજરાતના વિખ્યાત કવિ પ્રેમાનંદ પણ તેમના પ્રતિ ગુરુભાવ રાખતા. તેમણે છેવટના સમયમાં સંન્યસ્ત લીધું હતું. પર્યટન કરતાં નંદુરબાર જવા યોગ આવેલો અને નંદુરબારમાં તે વિશેષ રહેતા. તેમનો દેહવિલય ત્યાં જ થવાથી તેમનું સમાધિસ્થાન નંદુરબારમાં સુંદરેશ્વર સ્વામિની દેહરીતરીકે પ્રસિદ્ધ છે.

સુંદરેશ્વરના પુત્ર સુરેશ્વર પણ વિદ્વાન્ હતા. વેદશાસ્ત્ર તથા કાવ્યશાસ્ત્રના એ સારા અભ્યાસી હતા. 'સુંદર સુરા અને વેદે પૂરા' એવું જનકથન પ્રચાર પામ્યું હતું. કાવ્યશાસ્ત્રના અભ્યાસી હોવાથી કવિતા પણ તેઓ રચતા અને કવિ પ્રેમાનંદની માફક શ્રીમદ્ ભાગવતના દ્વાદશ સ્કંધ ગુજરાતી કવિતામાં રચેલા છે એવું સાંભળવામાં છે.

સુરેશ્વરના પુત્ર સોમેશ્વર. એ પણ કવિ હતા. કાવ્યશક્તિ પેઢીઉતાર ચાલતી આવતી આમ પ્રત્યક્ષ થાય છે. શ્રીનૃસિંહાચાર્યજીના પિતા શ્રી દુર્લભરામજીના હસ્તલિખિત જીર્ણ પુસ્તકસંગ્રહમાં સોમેશ્વર કવિની કૃતિઓ છિન્નભિન્ન રૂપમાં મળી પણ હતી. એ એટલી બધી જીર્ણશીર્ણ થઈ ગઈ હતી કે તેને પૂર્ણ રૂપમાં લાવવાનું અશક્યવત્ હતું, નહિ તો શ્રીમન્ માસ્તર સાહેબજેવી અથાગ પ્રયત્નશીલ અને શ્રીમન્નૃસિંહાચાર્યજીના જીવનમાં અત્યંત ઉંડાણથી રસ લેનાર વ્યક્તિના હાથે તે કાર્ય થયું જ હોત. એમની કાવ્યકૃતિઓ ઉત્તમ પ્રકારની હતી એમ આચાર્યશ્રીના મોટાભાઇ શ્રી દલપતિરામજીનું કહેવું હતું.

સોમેશ્વરના પુત્ર ઉદયચંદ્ર પણ કવિ હતા. એમણે સંસ્કૃત અને ફારસી બંને ભાષાઓનો સારો અભ્યાસ કર્યો હતો. ઔરંગઝેબના સમયમાં દીલ્હીમાં એ કેટલાંક વર્ષ રહ્યા હતા. એમને સર્વેશ્વર તથા માધવ નામના બે પુત્રો હતા. તેમાં માધવે 'કૈલાપચીસી' નામનો એક ગ્રન્થ ગ્વાલી ભાષામાં લખેલો છે, એમ દલપતિરામનું કહેવું છે. સર્વેશ્વર મોટા અગ્નિહોત્રી હતા. તેમણે સુરત રહેવાનું રાખ્યું હતું. માધવ વિસનગર જઈ ને વસ્યા હતા. સર્વેશ્વર યજ્ઞનારાયણના ઉપાસક હોવાથી 'યાજ્ઞિક'ની અટક ત્યારથી જ તેમના કુટુંબીઓને મળેલી હોય એમ જ અનુમાન થઈ શકે છે.

# શ્રી દુર્લભરામજી ને આચાર્યશ્રીનું શૈશવ

સર્વેશ્વરના પુત્ર દેવેશ્વર વૈદ્યવિદ્યાવિશારદ હતા. તેમના સમયમાં સારા વૈદ્યતરીકે પ્રતિષ્ઠા પામ્યા હતા. તેમના પુત્ર દુર્લભરામ : શ્રીમન્નૃસિંહાચાર્યજીના તીર્થરૂપ પિતાશ્રી !

દુર્લભરામજીનું અધ્યયન અથવા શિક્ષણ અલ્પ હતું. નાની વયમાં જ કુટુંબભાર નિર્વહણ કરવાનો હોવાથી કદાચ વિશેષ શિક્ષણ લેવું શક્ય નહિ થયું હોય. છતાં તલાટીતરીકે સરકારી નોકરી તે કરતા એટલે એવું વ્યવહારપૂરતું શિક્ષણ તો તેમણે લીધેલું જ. સ્વભાવથી જ તેમનું ચિત્ત ભક્તિપરાયણ હતું, તેથી અવકાશના સમયમાં ઈશ્વરકીર્તન, સ્મરણ વગેરે કરતા. ઈશ્વરકીર્તનનો સવિશેષ રસ તેમને હતો એ તો કીર્તનભક્તિઅર્થે સંગ્રહેલો તેમનો પદ્યસંગ્રહ જ સાક્ષી પૂરે છે. તેમના સમયસુધી છાપવાની કલાનો પ્રચાર ઘણો ઓછો જ હતો અને પુસ્તકો મળવાં કઠિન હતાં, તેથી સારા સારા મનનીય ગ્રન્થો તે સ્વહસ્તે ઉતારી લેતા. કવિ પ્રેમાનંદનું ભાગવત, હારમાળા, કવિ શામળની વિવિધ વાર્તાઓ, તથા અન્ય ભક્ત કવિઓના ગ્રંથોનો હસ્તલિખિત સંગ્રહ ઘણા સમયસુધી શ્રીનૃસિંહાચાર્યજીના પુસ્તકસંગ્રહમાં હતો. વડોદરામાં પ્રાચીન કાવ્યમાળાનો પ્રથમ અંક 'હારમાળા' છપાયેલો છે તેની મુખ્ય વિશ્વાસપાત્ર પ્રત શ્રી દુર્લભરામજીની હસ્તલિખિત હતી.

શ્રી દુર્લભરામજી વલસાડપાસેના એક ગામમાં તલાટી હતા. અવકાશના સમયમાં આ પ્રકારે સદ્‌ગ્રંથો લખીને ઉતારતા. ઘણે ભાગે એ કાર્ય દિવસે જ કરતા. સાયંકાલે, કોઈ સારા સંન્યાસી ત્યાં આશ્રમ બાંધી રહેતા, તેમનો સમાગમ કરતા. શાળામાંથી કે પુસ્તકોના અધ્યયનથી મળે છે તે કરતાં બહુશ્રુતત્વથી જે શિક્ષણ મળે છે તે ચિરકાલીન, અનુભવની કસોટીવાળું અને દૃઢ સંસ્કારથી અંકિત કરનારૂં હોય છે. આવા સંતસમાગમથી તેઓ બહુશ્રુત હતા અને એના પરિણામે એમનામાં પણ કાવ્યશક્તિના અંકુરો ફુટેલા જણાતા. પ્રસંગે જ્ઞાનનાં, વૈરાગ્યનાં પદો રચતા. રાત્રિના સમયે તે કીર્તન કરતા. આજે પણ ભજનમંડળીઓ રાત્રિના સમયે સર્વ વ્યવહારકાર્યથી ઉપરામ પામી કીર્તનાનંદ લુંટે છે. કીર્તનના અંતમાં કેદાર રાગનું પદ્ય સર્વદા ગાવાનો તેમનો એક ક્રમબદ્ધ નિયમ હતો. પરમ જ્ઞાની ભક્ત નરસિંહનું સ્મરણ કરાવતું એ કીર્તન અપૂર્વ ભક્તિ રસથી હૃદયને ભરી દેતું. એ ઉપરાંત ચાતુર્માસમાં પ્રેમાનંદનું ભાગવત સુંદર કંઠથી ગાતા અને શ્રવણ કરવા આવતી મંડળીના હૃદયમાં ભક્તિરસની

રેલ વહાવતા. તેમની આ પ્રકારની સદ્વ્યાપારશીલ દિવસરાત્રિની ચર્યામાં વ્યતીત થતું જીવન પરમપવિત્ર હોય, અનેક ઉચ્ચ ગુણોથી જ અલંકૃત હોય, અને આચાર્યશ્રીની અવતરણભૂમિકાને અનુકૂલ હોય, એમાં આશ્ચર્ય શું ?

તેમનાં ધર્મપત્ની શ્રી મહાલક્ષ્મીબા+ પણ ધર્મપરાયણ વૃત્તિવાળાં અને શાંત, પવિત્ર અંતઃકરણવાળાં હતાં. એ દંપતીને છ પુત્ર તથા એક પુત્રી એમ સાત સંતતિ થઇ હતી. જાણે 'સપ્તર્ષિ મંડળ'! શ્રીનૃસિંહાચાર્યજી તેમના પાંચમા પુત્ર. છટ્ઠા તેમનાથી નાના શ્રી ઉત્તમરામભાઈ તથા મોટા શ્રી માધવરામભાઈ તો શ્રીમન્નૃસિંહાચાર્યજીના દેહવિલયપછી પણ વિદ્યમાન હતા. આ લખતી વખતે બંનેનાં શરીર અસ્તિત્વમાં નથી. બે જ્યેષ્ઠ બંધુઓમાંથી એક લલ્લુભાઇ—તેમનું બીજું નામ અંબારામ–સુરતમાં પ્રસિદ્ધ વૈદ્ય હતા. બીજા કવિ દલપતિરામ સારા કવિ હતા. તેમનો રચેલો 'સકલશાસ્ત્ર નિરૂપણ' નામનો વિસ્તૃત ગ્રંથ બહુ પ્રશસ્તિ પામ્યો હતો અને તેમની કવિતરીકે ખ્યાતિ વિસ્તરી હતી. એ કાંઈ વ્યાપાર કરતા. એ બંનેથી નાના ત્રીજા જમીયતરામ 'પોલીસ' ખાતામાં નોકરી કરતા. માધવરામભાઈ વકીલાત કરતા. ઉત્તમરામભાઈ તો સુરતમાં 'હરિદાસી' કથા કરતા હતા અને અનેક બોધક આખ્યાનો સંગીતમાં નવીન પદ્ધતિથી રચી ગાઈને શ્રવણ કરાવતા. એમનો શ્રુતિમનોહર કંઠ, એમની વાક્છટા, બહુ પ્રભાવશાલી હતાં. તેમનાં આખ્યાનોથી બહુ સુંદર ઉપદેશકાર્ય સધાતું. તેમનાં બહેન નંદકુમારીનો દેહ તો નાની વયમાં જ પડી ગયો હતો. આ રીતે દુર્લભરામજીની સઘળી સંતતિમાં વિદ્યા, જ્ઞાન, કવિત્વ અને ધાર્મિકતાના ઉજ્જવલ સંસ્કારો દૃષ્ટિએ આવે છે. તેમાંએ શ્રેયસ્સાધક અધિકારી વર્ગ–જેવી, મહાન્ બુદ્ધિશાલી અને અત્યંત ગૌરવશાલી વ્યક્તિઓથી પ્રકાશતી સંસ્થાને આચાર્ય પદથી વિભૂષિત કરી, સર્વ અધિકારી જનોનાં અંતઃકરણમાં

---

+ શ્રીમાન્ માસ્તર સાહેબે આ વિષયમાં શ્રીમન્નૃસિંહાચાર્યજીનાં જન્મદાતા માતાના નામનો જ ઉલ્લેખ કરેલો છે. અન્યત્ર જોતાં તે તેમનાં બીજાં પત્ની હતાં અને પ્રથમ પત્નીને પ્રજા ન હોવાથી તેમની ઇચ્છાથી જ આ દ્વિતીય લગ્ન કરાવ્યું હતું, એવો ઉલ્લેખ મળે છે. આપણા પૂર્વજોના ઇતિહાસમાં તો આવા અનેક પ્રસંગો બનેલા છે. પ્રથમ પત્ની સદ્વિચારશીલ હોય અને પોતાને પ્રજા થવાનો યોગ ન જણાય ત્યારે પોતાના પતિનું હિત વિચારી દ્વિતીય લગ્ન કરવા તેમને પ્રેરે છે, અને બીજી પત્નીને પોતાની સગી બહેનકરતાં વિશેષ ભાવથી રાખે છે. આ સંબંધમાં એમ બન્યું હોય તો તે સર્વ રીતે સંભવિત છે.

અલૌકિક જ્ઞાનદીપ્તિ ઝળકાવનાર મહાપુરુષે તો આખા કુટુંબઉપર મહાન્ ભવ્યતા વિસ્તારી છે. બ્રહ્મજ્ઞાનના અનુભવથી જીવન્મુક્તિને વરનાર સત્પુરુષો માતાપિતાને જ નહિ પરંતુ ઇકોતેર પેઢીને તારે છે એમ શાસ્ત્રકથન છે.

શ્રીમન્નૃસિંહાચાર્યજીના જેવી અદ્‌ભુત વ્યક્તિના જન્મપૂર્વે પણ કેવી વિલક્ષણ ઘટનાઓ બની છે તેપ્રતિ હવે દૃષ્ટિ કરીએ.

વલસાડ પાસેના ગામથી દુર્લભરામજીની બદલી સંયોગોવશાત્ કડોદજેવા અધ્યાત્મવાતાવરણવાળા સ્થળમાં થઈ તે વખતે ચાર પુત્રો તથા પુત્રી તેમના પરિવારમાં હતાં જ. એટલે કડોદમાં નાગર ફળીયામાં તેમણે ઘર લીધું અને ત્યાં નિવાસ કરવા નિશ્ચય કર્યો. એમની સચ્ચિંતનાદિ ક્રિયાઓ તો નિત્યકર્મરૂપે ચાલુ જ હતી. તદુપરાંત કડોદમાં પ્રાતઃકાલે બ્રાહ્મમુહૂર્તે ઉઠી સૂર્યદેહા (તાપી)ના તટઉપર જઈ સ્નાનસંધ્યાદિ બાહ્યાંતરશુદ્ધિનાં કર્મો સાધી લેતા. તે પછી તે તટઉપર મનકામેશ્વર મહાદેવનું સ્થાન હતું ત્યાં જઇ શ્રી મહેશ્વરના પ્રતિષ્ઠાપિત ચિહ્નઉપર અભિષેક કરી, પંચોપચારી પૂજન, ચંદન, પુષ્પ, બિલ્વપત્રાદિથી કરી, પંચાક્ષરી મંત્રનો જપ કરતા, તથા ગાયત્રીજપ કરતા. જપકાલે તેમ જ કીર્તનકાલે પણ ઘણો સમય નેત્ર બંધ રાખી ધ્યાનસ્થ રહેતા. તેવી સ્થિતિમાં તેમને જ્યોતિ–પ્રકાશ જણાતો એમ વાત જાણવા મળી હતી.

મનકામેશ્વર મહાદેવનું સ્થાન પ્રાચીન હોઈ ત્યાં અનેક સત્પુરુષો અને તત્ત્વવિદ્ યોગીઓએ નિવાસ કરેલો હોવાથી એ સ્થાનની પવિત્રતા અધિક માનવામાં આવતી અને તેનું સેવન કરનારના ચિત્તની શુદ્ધિ કરવાની ઉગ્ર શક્તિવાળું તે સ્થાન મનાતું. શ્રી દુર્લભરામજીના સ્વાભાવિક નિર્મલ અને ભક્તિભાવવાળા ચિત્તમાં તેણે પ્રબલ જ્ઞાનપ્રકાશ જાગ્રત્ કર્યો હશે એમ અનુમાન થઈ શકે છે.

આ ઉપરાંત એક ચમત્કારિકસરખો અન્ય પ્રસંગ પણ બન્યો, અને શ્રીમન્નૃસિંહાચાર્યજીના જન્મમાં એ પ્રસંગ પણ નિમિત્તરૂપ હતો એમ શ્રી દુર્લભરામજીજેવા સરળ અને ભક્તહૃદયનું મંતવ્ય હતું શ્રીમન્ માસ્તર સાહેબના જ શબ્દોમાં એ આપવો ઉચિત છે.

" એ સંધિમાં કડોદમાં એક બ્રાહ્મણને એક ખોખલા ગણપતિની મૂર્તિ ક્યાંહિથી પ્રાપ્ત થઈ. તે મૂર્તિનું તેણે વિધિથી પૂજનાર્ચન કરવા માંડયું. તે બ્રાહ્મણના કહેવાપ્રમાણે કેટલેક દિવસે ગણપતિએ તેને સ્વપ્નમાં દર્શન દઈ કહ્યું કે તું મારી વિધિથી પૂજા કરવાનું ત્યજી દે, નહિ તો તને

મહાહાનિ થશે. બ્રાહ્મણે સ્વપ્નને ન ગણતાં નિયમપ્રમાણે વિધિપૂર્વક પૂજા જારી રાખી. પુનઃ સ્વપ્ન થયું કે ઈપ્સિતાર્થની ઇચ્છા હોય તો અવિધિથી મને ભજ, અને વિધિ ત્યજ. તો પણ બ્રાહ્મણે આગ્રહ ત્યજ્યો નહિ. આથી એના ત્રણ પુત્રમાંથી જ્યેષ્ઠ પુત્રનું મૃત્યુ થયું. તો પણ બ્રાહ્મણ ડગ્યો નહિ, વિધિથી પૂજન ત્યજ્યું નહિ. બીજા પુત્રની પણ એ જ સ્થિતિ થઈ. બ્રાહ્મણે નિશ્ચય કર્યો કે દેહસહિત સર્વસ્વનો નાશ થાય તો ભલે, પણ કૃતનિશ્ચયથી ચળવું નથી. અવશિષ્ટ એક પુત્રનો તથા પત્નીનો પણ સમય જતાં નાશ થયો. બ્રાહ્મણ ગભરાયો ખરો, પણ નિશ્ચયથી ડગ્યો નહિ. એને પણ કાળજ્વર આવ્યો. આ બ્રાહ્મણને અને દુર્લભરામજીને સ્નેહ હતો. મૃત્યુ સમીપ જાણી તેણે તેમને પોતાની પાસે બોલાવ્યા, અને એકાંતમાં પોતાનો સર્વ વૃત્તાંત કહ્યો અને અંતમાં પેલા ખોખલા ગણપતિની મૂર્તિ તેમને સ્વાધીન કરી, તથા કહ્યું કે મારી તો આમની વિધિપૂર્વક પૂજા કરવાથી આ દશા થઈ છે, પરંતુ તમે તેને વિધિથી નહિ પૂજો તો એ અવશ્ય તમને લાભ આપશે. આ પછી બ્રાહ્મણના પ્રાણ છુટયા. દુર્લભરામજી પેલા ખોખલા ગણપતિની મૂર્તિને ઘેર લાવ્યા. પોતાના દેવગૃહમાં તેમને એક ખુણે બેસાડયા. બીજા દેવોની પૂજા કરતી વખતે એમને પણ અંજલિ જલ છાંટતા, તથા ચંદનના બે છાંટા નાંખતા. ભાવીમાં જે દુર્લભ નરરત્નના અવતરણથી એમના કુલને કૃતકૃત્યતાને પ્રાપ્ત થવાનો સંભવ આવ્યો હતો, તેમાં આ ખોખલા ગણપતિનો અનુગ્રહ પણ એક નિમિત્ત કારણ હતું, એમ નિષ્કપટ વૃત્તિના તથા ભક્તિપરાયણ ચિત્તવાળા શ્રી દુર્લભરામજી માનતા તથા પ્રસંગે કહેતા."

શ્રી દુર્લભરામજીની આર્થિક સ્થિતિ બહુ સામાન્ય હતી. દ્રવ્યસંકોચ અનેક પ્રસંગે વેઠવો પડતો. તેથી કોઈ કોઈ પ્રસંગે શ્રી નરભેરામજી ([1]શ્રીમતી જયંતીદેવીના પિતા) સાથે તેમને જ્ઞાતિજનતરીકે પણ સારો સંબંધ હોવાથી તેમની સહાય લેતા. એક પ્રસંગે એમણે ચાર રૂપીઆ લીધેલા હતા. તે પાછા વાળી શકાયા નહિ હોય. શ્રીમન્નૃસિંહાચાર્યજી જ્યારે કુમાર વયના હતા ત્યારે દુર્લભરામજી એમને સાથે લઈ નરભેરામજીને મળ્યા ત્યારે જણાવ્યું : કદાચ આ નાનાભાઇ એ ચાર રૂપીઆ તમને આપશે! યુવાન વયે જ્યારે શ્રી નરભેરામજીને મળવા ગયેલા ત્યારે સર્વના

1. શ્રીમન્નૃસિંહાચાર્યજીની ઇચ્છાથી જ તેમનો વિવાહ શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાન્ સાથે યોજવામાં આવ્યો હતો.

આશ્ચર્યવચ્ચે તેમણે ચાર જ રૂપિયા શ્રી જયંતીદેવી (તે સમયે પિતાને ત્યાંનું નામ કપિલાગૌરી હતું)ના હસ્તમાં મૂક્યા! એ સંબંધમાં કંઈ ઉહાપોહ થતાં પહેલાં તો તે ચાલ્યા ગયા હતા! આશ્ચર્યકારક ઘટના! પિતૃઋણને ફેડવાના કાર્યસાથે કોઈ અકથ્ય આંતરજ્ઞપ્તિનું પ્રદર્શન જ એમાં હતું! એ જ તેમનું સર્વજ્ઞત્વ! આવી હકીકત પ્રત્યક્ષ શ્રી જયંતીદેવીના તરફથી જ જાણવા મળી છે.

ગૃહિણીના કાર્યમાટે અર્થસંકોચ બહુ કષ્ટકારી થઈ પડે છે, છતાં મહાલક્ષ્મીબા યથાપ્રાપ્તથી સંતોષ માની ગૃહવ્યવસ્થા બહુ કુશળતાથી ચલાવતાં. વિશાળ કુટુંબ અને સ્નેહસંબંધનું નિર્વહણ કરવાનું આવી સ્થિતિમાં કેટલું કઠિન છે તે અનુભવી વૃત્તિ જ સમજી શકે. છતાં ઘરનું ઉઘાડું પડે નહિ, અને પુત્રવત્સલ માતૃહૃદય સર્વને સંતોષી શકે એવું કુટુંબનું નિર્વહણ કરતાં અંતરમાં કોઈ વિલક્ષણ મંથન ચાલે છે અને પરમાત્માપ્રતિ અભિમુખતા જાગ્રત્ રાખવા અંતઃપ્રેરણાઓ ઉઠે છે. આમ ચિત્ત ઈશ્વરપરાયણ કરતાં પોતાનો સર્વ વ્યવહાર નીભાવતાં. અવકાશનો સમય પણ ઈશ્વરસ્મરણમાં ગાળતાં. નાહક કથાકુથલીની ટેવ એમને નહોતી. શ્રી દુર્લભરામજી ભાગવતાદિ વાંચતા તે એકાગ્રચિત્તે શ્રવણ કરતાં અને પતિપરાયણ રહી ઉચ્ચ ધાર્મિક જીવન ગાળતાં. આ સંયોગોમાં એમને ષષ્ઠ ગર્ભ રહ્યો. ત્યારથી તો તેમના ચિત્તમાં વિલક્ષણ ફેરફાર તેમને જણાવા લાગ્યો. ચિત્ત સ્વાભાવિક પ્રસન્નતા ધરતું લાગ્યું! પરમાત્મામાં શ્રદ્ધાભક્તિનો વેગ વિશેષ જાગ્રત્ રહેવા લાગ્યો. તે જ પ્રમાણે શ્રી દુર્લભરામજીના અંતઃકરણમાં પણ થવા લાગ્યું! ઉત્તમ ભાવીનાં મંગલકારી વાદ્ય વાગવા લાગ્યાં! Coming events cast their shadows before : ભાવી પ્રસંગોની છાયા અગાઉથી પડવાની શરૂ થઈ જાય છે. શ્રી દુર્લભરામજીના મોટા બે પુત્રોને કાંઈ કાંઈ ઉદ્યમ મળી ગયો અને ધનનો સંકોચ ન્યૂન થયો!

આ પ્રકારે સમય વ્યતીત થતો ગયો. માતાને નવ માસ પૂર્ણ થયા. દશમા માસના પ્રારંભમાં શ્રીમન્નૃસિંહાચાર્યજીના મંગલમય તનુનો જન્મ થયો. પ્રસવ સમયે માતાને લેશ પણ કષ્ટ થયું નહિ. સુખપૂર્વક પુત્રજન્મ થયેલો જાણી અને બાલકની અદ્ભુત કાંતિ વગેરે સાંભળી સર્વના અંતઃકરણમાં સ્વાભાવિક પ્રસન્નતા છવાઈ ગઈ. શ્રીમન્ માસ્તર સાહેબ જણાવે છેઃ

"આવિર્ભાવ પામેલા પૌરુષ પરાક્રમપૂર્ણ બાલકતનુએ જેમ પ્રસવ-સમયે અન્ય બાલકો સહજ રુદન કરે છે, તેમ રુદન કર્યું નહિ, પણ અર્ધોન્મિલિત નેત્રપૂર્વક સ્વરૂપાભિમુખ વૃત્તિને સૂચવતાં મુખની વિલક્ષણ પ્રસન્નતા પ્રતીત કરાવી!" સમગ્ર જનતાને અને પ્રધાનપણે શ્રેયસ્સાધકોને 'ઇષ્ટસ્મરણ કરતાં પ્રસન્ન રહેવાનો' મહાન્ ઉપદેશ આપનાર બાલકે જન્મથી જ મૂક ઉપદેશ આપવાનો પ્રારંભ કર્યો! કેવું અદ્ભુત! પ્રસન્નતાનો ઉપદેશ કેટલો અર્થગંભીર છે તે પ્રસંગોપાત્ત વિચારીશું! હાલ તો એમની બાલ્યચેષ્ટાઓનું અવલોકન કરીએ!

'Child is the father of man: પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય. આવી ઉક્તિઓને અનેક મહાપુરુષોએ ચરિતાર્થ કરી છે. મહાન્ વિજ્ઞાનવેત્તા, વનસ્પતિસૃષ્ટિનો જાદુગર ગણાતો લ્યુથર બુર્બેંક (Luther Burbank); એની બાલ્ય ચેષ્ટાઓ વિલક્ષણ હતી અને એ સંબંધમાં શ્રીમન્ માસ્તર સાહેબે જ મહાકાલમાં એ વિષે જણાવ્યું છે કે અન્ય બાલકોના હાથમાં જો ફુલ આપવામાં આવે છે તો તેની પાંખડીઓ ચૂંટી તોડી નાંખે છે અને ફુલને ચોળી નાંખે છે. લ્યુથર બુરૂબેંકને બાલ્યાવસ્થામાં ફુલ આપતાં તેની પાંખડીઓ સરખી ગોઠવતો. વખતે છુટી પડેલી પાંખડીને તેના સ્થાને મૂકતો. આમ તેનો અંતરાત્મા, આવી વિલક્ષણ કૃતિમાં પ્રેરક બનતો. **શ્રીમન્નૃસિંહાચાર્યજીના** બાલ્યજીવનમાં પણ ભાવી અધ્યાત્મવિદ્યાનાં તેજસ્વી કિરણો ફુટતાં આપણી દૃષ્ટિએ આવે છે. મધુર મંજુલ વાણીનું સ્ફોટન થતાં પિતાએ જ હરિ, નારાયણ, ગોવિંદ-જેવાં પરમાત્માનાં મંગલકર નામો શિખવવા માંડયાં. વ્યવહારમાં સામાન્ય મનુષ્યો બા, બાપા, કાકા, મામા, એવા સંબંધીઓના નામોચ્ચાર શિખવે છે અને આરંભથી જ એ સંબંધોનું મહત્વ તેના હૃદયમાં સ્થાપવા પ્રયત્ન કરે છે. એમના જીવનમાં એવું કાંઈ બન્યું નહિ.

સમય વ્યતીત થતો ગયો. ચાર માસે સુઘટિત અવયવો, તેજોમય કાંતિ, વિશાલ ભાલ, સુંદર લોચન એમ મનોહારિત્વ પ્રસરાવ્યું, અને જોનારના મનમાં આ કોઈ દૈવી બાલ છે એવો ભાસ થવા લાગ્યો. સામુદ્રિક ચિહ્નો-સંબંધમાં પૂર્વે ઉલ્લેખ કરેલો જ છે તેવાં અને બીજાં પણ ઉત્તમ ચિહ્નો ભાવી ગૌરવનાં સૂચક હતાં.

બાલ્યાવસ્થામાં વાણી વધારે સ્પષ્ટ થવા લાગી, ત્યારે તો તેમના

મુખમાંથી પિતાનાં ગાયેલાં કીર્તનોની પંક્તિઓ સ્વાભાવિક ચેષ્ટારૂપે સ્ફુરવા લાગી, અને પ્રસંગે મૃદુ મનોહર કંઠથી ગાન ઉચ્ચારાવા લાગ્યાં.

'તારી કાયામાં કોણ બોલે છે તેને તું શોધી કાઢને'
'ગુરુવિના જ્ઞાન કયાંથી થાય ભોળાચેલા, એ નર ઘેલા,
ગરવા ઘેલા, ગુરુવિના જ્ઞાન કયાંથી થાય ભોળાચેલા'
'ગુરુ કરના, જ્ઞાન ધરના, નુગરા ન રહેના,
ગુરુબચને ગરવા ઘેલા, અમીરસ પીવાના, એ નર ઘેલા.'

તે ઉપરાંત,

'બિખમ નદી નાવ જર્જરી ખેવણહારો મતવાળ,
પિયુ મારો બસે રે અગમપુરે, મિલના કિસ બિધ હોય,
ગુરુબિન પંથ એ દોહ્યલો હે જી.'
'ભૂતળ ભક્તિ પદારથ મોટું, એ બ્રહ્મલોકમાં નોહે રે,
કર્મ કરી અમરાપુર પામે, પણ આવે ફરી ભૂમાંહે રે,
'એ સુખને કોઈ એક શંકર જાણે, કે જાણે શુકદેવ યોગી રે,
કોઈ એક જાણે બ્રીજની ગોપી, કે જાણે નરસૈયો ભોગી રે,'
'એ તો હું રે હું સચ્ચિદાનંદ સ્વામિ!'

વગેરે પંક્તિઓ બાલ્ય ચેષ્ટારૂપે તેમના કંઠથી ગવાતી સાંભળી અનેક ચિત્તમાં વિલક્ષણ આનંદ જાગતો. માતાપિતાને તો પોતાનાં બાળકોની ચેષ્ટાઓમાં વિશેષ ચમત્કૃતિ જણાય એ એક સર્વસામાન્ય વાત છે. એટલે શ્રી દુર્લભરામજીઆદિને તો તે શ્રવણ કરતાં સ્વર્ગીય સુખનો લ્હાવો મળતો જ હશે એમ સહજ કલ્પી શકાય.

સમય વ્યતીત થવાની સાથે સાથે વિકાસ વધતો ગયો. વાણીકંઠ વધારે સ્પષ્ટ અને પ્રભાવશાળી બન્યાં એટલે તો રાત્રિએ શ્રી દુર્લભરામજી કીર્તન કરે ત્યારે સમીપ આવીને બેસે. પ્રસંગે પોતાની રુચિનું કીર્તન ગાવા ઇચ્છા બતાવે. પ્રસંગે સુકુમાર કરથી સાથે સાથે તાલ આપે. મધ્યાહ્નને પણ પિતાપાસે 'ચોપાળા' (હિંચકા) ઉપર જઇને બેસે અને ભજન ગાવા તેમને વિનવે અને તે શ્રવણ કરતાં કરતાં જ નિદ્રિત થઈ જાય. કીર્તન માટે તે કાલે પણ એટલી રુચિ બતાવતા કે પિતા કોઈ કારણસર રાત્રિએ કીર્તન ગાય નહિ તો પોતાની શય્યામાં જાગ્રત્ પડી રહે અને જ્યારે એકાદ કીર્તન પણ ગાય ત્યારે જ નિદ્રાવશ થાય. બાલ્યકાલનું આવું મધુરું જીવન! આગામી જીવનના મધુર રણકારભર્યું!

# પ્રકરણ ૪

## વિદ્યાભ્યાસ–લૌકિક કે અલૌકિક?

**અધ્યાત્મવિદ્યા વિદ્યાનામ્ ।**

બાલ્યકાળ વ્યતીત થતાં માતાપિતાના અંતઃકરણમાં બાળકને વિદ્યાના સંસ્કાર આપવાની સ્વાભાવિક ઇચ્છા પ્રકટે છે. જીવનનું એક અત્યંત મહત્ત્વનું અંગ વિદ્યાભ્યાસ મનાય છે, એટલે કુમારાવસ્થા આવતાં જ માતાપિતા તે માટે કાળજીપૂર્વક પ્રયત્ન કરે છે. શ્રીકૃષ્ણ ભગવાન્, જેમની બાલચેષ્ટાઓ પણ અત્યંત અદ્‌ભુત હતી અને એમના યોગૈશ્વર્યને જરા પણ પ્રચ્છન્ન રાખે તેવી નહોતી, તેમને પણ સાંદીપનિ ગુરુને ત્યાં અભ્યાસ કરવા મોકલવામાં આવ્યા હતા. તે વખતે સમર્થ ઋષિમુનિઓને ત્યાં જ નિવાસ કરી શિષ્યવર્ગ અધ્યયન કરતો. સમર્થ પુરુષોની પ્રત્યક્ષ દૃષ્ટિતળે, આશ્રમના પવિત્ર અને જ્ઞાનમય વાતાવરણમાં જે દૃઢ સંસ્કારબીજકો સ્થપાતાં અને વિકસિત થઈ પુષ્પિત થતાં તે પોતાનો પરિમલ સમગ્ર જનતાના જીવનમાં મધુરતા પ્રસારતો. ગુરુકુલની પ્રથાની ઊણપ આજે ઉચ્ચ સંસ્કારવાળી વ્યક્તિઓને ઘણી સાલે છે. એ ઊણપ દૂર કરવાને જ આજે પણ શાંતિનિકેતન, આર્યસમાજનાં ગુરુકલો, ઋષિકુળો, શ્રીગાંધીજીના આશ્રમવગેરેદ્વારા પ્રયત્ન થયા છે. જીવનભરમાં જે કેળવણીની અગત્ય છે તેવી કેળવણી આવા સ્થાનમાં નિવાસ કરવાથી જ મળવાનો સંભવ હોય છે. પૂર્વના ઋષિઓાલોસાથે નિવસી ક્ષત્રિય રાજકુમારો વગેરે અભ્યાસ કરતા, અને બ્રહ્મતેજ અને ક્ષાત્રબલનો સહયોગ સાધતા. એકલી બહારની કેળવણી નહિ, આંતર શક્તિઓને ખીલવનાર કેળવણી પણ પામતા. આવી બાહ્યાંતર સંસ્કારોને ઉજ્જ્વળ કરી ઉચ્ચ શકિતઓને ખીલવનાર કેળવણીની આજે કેટલી અગત્ય છે!

શ્રીમન્નૃસિંહાચાર્યજીના પિતાએ પણ બાલ્યકાળ વટાવી ગએલા આ તેજસ્વી કુમારને જોઈ તેમ જ પૂર્વે જણાવી તેવી સંસ્થાનો અભાવ વિચારી, સાધારણ ગામઠી શાળામાં મૂકી કેળવણી આપવા કરતાં જાતે જ તેમને કેળવણી આપવી એવો નિશ્ચય કર્યો. તે સમયમાં સરકારી શાળાઓ મોટાં શહેરો અથવા તાલુકાનાં મોટાં ગામોમાં જ હતી. નાના ગામડામાં તો એકાદ મહેતાજી વ્યવહારપૂરતું લેખનવાચન અને હિસાબનું જ્ઞાન આપવા ગામઠી નિશાળ ચલાવતો. ઉચ્ચ વિદ્યાના સંસ્કારથી રહિત કેટલાક મહેતાજીઓ

બહુ કડક નીતિવાળા રહેતા. પુષ્કળ મારઝુડ કરવી, પાટલા ખડકવા, કાનપટીઓ પકડાવવી, એવી એવી કૌમાર જીવનને ચીમળાવી નાંખનાર રીતોનો ઉપયોગ કરતા. આવું આવું કંઈક વિરોધજનક સ્વરૂપ શ્રી દુર્લભરામજીની નિર્મળ દૃષ્ટિમાં આવ્યું, કે કુમારના અંતઃ સત્ત્વના બલથી પ્રેરણા થઈ, પરંતુ તેમને આવી નિશાળે ન મોકલતાં જાતે જ ખરડા ઘુંટાવવાના શરૂ કર્યાં. કુમાર નૃસિંહને મન એ સર્વ રમત હતી! સ્વાભાવિક વયાનુકૂલ રમતો કરતાં અક્ષરજ્ઞાન સત્વર મેળવી લીધું! બાલ્યભાવની ચેષ્ટાઓ અને રમતોમાં જતું ચિત્ત જોતાં પિતા મૃદુ ઠપકો પણ આપતા, પરંતુ સચ્ચિદાનંદઘન સ્વરૂપના આવિષ્કારરૂપ સ્વાભાવિક પ્રસન્નતાને વરેલું તેમનું મુખ, માત્ર પ્રસન્નતા અને કોઈ વિલક્ષણ નેત્રભાવ જ દર્શાવતું! જેના હૃદયમાં રહેલું પ્રચ્છન્ન જ્ઞાન આવિષ્કાર પામવાને માત્ર યોગ્ય સમયની જ અપેક્ષા રાખતું હોય છે તેમનો અંતરાત્મા જ આવી અસાધારણ ચેષ્ટાઓ કરાવે છે, એ લેખકે શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાનમાં પ્રત્યક્ષ જોયેલું છે. સંવત ૧૯૫૬ : ઈ. સ. ૧૯૦૦. શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાન્‌નું વય પંદરેક વર્ષનું હતું. અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં અમદાવાદમાં અભ્યાસ કરતા. બે મહિનાની રજાઓમાં વડોદરે આવેલા. તે વખતે શ્રીમન્ માસ્તર સાહેબ બપોરના સમયે તેમને ગીતા શિખવતા. ઘણી વખત જોવામાં આવતું, કે પોતે તે તરફ ધ્યાન ભાગ્યે જ આપે અને કોઈ બીજી જ વાતમાં શ્રીમન્ માસ્તર સાહેબને જોડવા પ્રયત્ન કરે. શિક્ષક અને શિક્ષણ લેનાર બન્નેના મુખપર વિલક્ષણ સ્મિત ફરકે! વળી શ્રી માસ્તર સાહેબ વચમાં વાત બદલાતાં કહે "વળી પાછું આડું...... અને અવળું!" છતાં શ્રી માસ્તર સાહેબ ધૈર્યથી તેટલો સમય વિવિધ જ્ઞાનપ્રદ વાતો સંભળાવ્યા કરતા. અંતઃપ્રબુદ્ધ ભગવાન્ યથેચ્છ સાંભળ્યા કરતા! મધ્યે વિલક્ષણ ભાવો દર્શાવ્યા કરતા!

પિતાના મૃદુ ઉપાલંભોને અવગણના પણ ન લાગે એવા આંતર નિશ્ચયવાળા કુમાર વળી પિતાને સંતોષ થાય તેમ અભ્યાસમાં ચિત્ત પણ પરોવતા. એ રીતે વાચનશક્તિ સારી રીતે વિકાસત થઈ એટલે તો રાત્રિએ જ્યારે પિતાશ્રી પ્રેમાનંદનું ભાગવત વાંચતા, ત્યારે પાસે બેસી સાથે સાથે જ વાંચવા લાગતા. છએક વર્ષનું વય થતાં તો ભાગવતનાં કડવાં પિતાની શૈલીનું જ અનુકરણ કરી વાંચતા અને કોઈ કોઈ પ્રસંગે જ્યારે તેમાં અપૂર્વ માધુર્ય પ્રકટાવતા ત્યારે પિતાની હૃદયોર્મિઓ કેવી નાચી ઉઠતી હશે એ સહજ કલ્પી શકાય તેમ છે!

ક્રમે ક્રમે હિસાબ, લેખાં વગેરે પૂર્વે શિખવાતાં તેમ તેમને પણ શિખવવામાં આવ્યાં. લેખાં તો પાટીની સહાયવિના મુખથી જ ગણવાનાં હોય એ હાલના વિદ્યાર્થીઓને તો જાણવામાં પણ ભાગ્યે રહ્યું હોય છે! તેમાં તો એટલા ત્વરિત જવાબ આપતા કે તેમના ભાઈઓ વગેરે સર્વને આશ્ચર્ય ઉત્પન્ન થતું. ગુપ્ત રહેલી શક્તિને જાગ્રત્ થવા માટે અનુકૂળ સંયોગની જ અગત્ય હોય છે. ગુપ્ત પ્રબલ સ્ફોટક શક્તિને અગ્નિનો સ્પર્શમાત્ર થતાં તેનો ચમત્કાર જણાઈ આવે છે તેમ એ સર્વજ્ઞશક્તિનો મહિમા અનુકૂળ સમયે પ્રકાશમાં આવતો ગયો.

આઠ વર્ષની વયે તો કેટલુંય સાહિત્ય તેમણે વાંચી કાઢયું. શ્રીમન્ માસ્તર સાહેબ જણાવે છે કે તેમના પિતાશ્રીનાં ઉતારી લીધેલાં અનેક કીર્તનો, શામળની નંદબત્રીશી, મડાપચીશી, સિંહાસન બત્રીશી, આદિ વાર્તાઓ, સ્ત્રીચરિત્રની વાતો, પ્રેમાનંદનું ભાગવત, હારમાળા વગેરે જે ગામડામાં મળી શકતું તે સર્વ સાહિત્ય વાંચી કાઢયું હતું. માત્ર વાંચી કાઢયું નહોતું. તે સર્વ જ્યારે જરૂર પડે ત્યારે ઉપસ્થિત થાય તેમ તેનું અવધારણ પણ કરી રાખ્યું હતું, અને તે એવા રૂપમાં પુનઃ કહી બતાવતા કે સાંભળનારના હૃદયમાં એટલો રસ ઉત્પન્ન થતો કે એ અમૃતપાન કરાવતી વાણીથી ક્ષણ પણ વિમુખ ન થવાય તો સારૂં એમ લાગતું. શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાન્ પણ અનેક પ્રસંગે કંઈ કંઈ વિનોદના પ્રસંગોમાં, કંઈ કંઈ દૃષ્ટાંતરૂપ, અનેક વાર્તાઓ કહેતા અને તે કાલે પણ અપૂર્વ રસાનંદ અનુભવાતો, અને તેવા જ પ્રસંગે પોતે જણાવતા "પણ બાપજી વાત કરે ત્યારે-ત્યારે તો એટલો આનંદ આવે કે દિવસ ને રાત, વાત વાતને વાત જ ચાલે તો સારૂં એમ થાય! શ્રીમન્ માસ્તર સાહેબ પણ એ સંબંધમાં જણાવે છે:

"એક વાર વાંચેલું શ્રીમન્નૃસિંહાચાર્યજીની સ્મૃતિમાં એટલું સુદૃઢ અંકિત થતું કે પુનઃ તે સ્મૃતિમાંથી કદી પણ જતું નહિ. આઠ વર્ષની વય-પછી શામળની ઉક્ત સર્વ વાર્તાઓ પુનઃ વાંચવાનો યોગ એમને કદી આવ્યો ન હતો, તોપણ એમના ૨૬-૨૭ વર્ષના સંધિમાં એક પ્રસંગે કેટલાક શ્રેયસ્સાધકોની સમીપ ગુજરાતના કવિઓસંબંધમાં વાર્તા ચાલતાં શામળ-વિષે વાર્તા નીકળેલી, ત્યારે એ કવિની વાર્તાલેખનશક્તિ ઉચ્ચ પ્રકારની હતી એવું પ્રતિપાદન કરતાં પોતેશ્રીએ તે પ્રસંગે સાધકોસમક્ષ 'ચાર

કળશ 'ની વાર્તા કહી હતી. એ વાર્તા એમની પ્રાસાદિકી વાણીમાં એટલી ઉત્તમ પ્રકારે એમણે કહી હતી કે સાધકો વાર્તાના રસમાં કેવળ તન્મય થઈ ગયા હતા; અને ત્યારપછી પણ કોઈ કોઈ પ્રસંગે નિવૃત્તિનો સમય હોય ત્યારે શામળની અન્ય વાર્તાઓ કહેવા સાધકોથી વિનવવામાં આવેલું ત્યારે એમણે આઠ વર્ષની બાલ્ય વયમાં વાંચેલી ઘણીખરી વાર્તાઓ ઉક્ત પ્રકારે સાધકોપ્રતિ કહી બતાવેલી અને એમનો વાણીનો પ્રવાહ એટલો અસ્ખલિત ચાલતો હતો કે કોઈ પણ પ્રસંગ વિસ્મૃતિથી રહી ગયાનું કે પૂર્વાપર થયાનું લેશ પણ ભાન કોઇને થયું ન હતું. શામળની વર્ણનશક્તિનો આ લેખકને અધિક અનુભવ નથી, પરંતુ શ્રીમન્નૃસિંહાચાર્યજીના વદન-સુધાંશુમાંથી સ્રવેલું એ વાર્તામૃત તો શ્રવણ કરનાર સર્વને એટલા બધા આનંદ રસનો આસ્વાદ આપતું હતું કે મધ્યરાત્રિના સંધિમાં ઘણે પ્રસંગે વાર્તાનો આરંભ થતાં પણ શ્રેયસ્સાધકો શ્રવણ કરવા બેસી રહેતા. વાર્તા-કથનપ્રસંગે જે જે સ્થલોમાં કંઇ બોધ લેવાજેવા પ્રસંગો આવતા તે તે સર્વ પ્રસંગોમાંથી એવો ઉત્તમ પ્રકારનો સાર પ્રબોધવામાં આવતો કે શૃંગારાદિ રસવાળી વાર્તાઓમાંથી પણ પરિણામે સાધકોને વિવેક વૈરાગ્યાદિ સાધનોનો જ બોધ થાય !"

આ પ્રકારે તેમની સ્મૃતિ અત્યંત સતેજ, અને ગ્રહણધારણશક્તિ એટલી અસાધારણ અને અલૌકિક હતી કે તેનું સ્વરૂપ વર્ણનમાત્રથી સમજાવવું કઠિન નહિ પણ દુર્ઘટ જ કહી શકાય !

આઠ વર્ષની વયે પણ એમનો જ્ઞાનરવિ પોતાનાં આછાં કિરણો પ્રસારતો રહેતો, એટલું જ નહિ, તેમનો આંતર વૈભવ બાહ્ય સૌંદર્યમાં પણ ઝળકી ઉઠતો. સામાન્ય મનુષ્યની દૃષ્ટિએ તે સ્થૂલસૌંદર્યરૂપે પ્રતીત થાય, પરંતુ એક વૃદ્ધ તૈલંગ સાધુએ તેમને જોતાં જ તેમના આંતર દિવ્ય સ્વરૂપની ઝળક પારખી લીધી હતી. એક દિવસે પોતાની આઠેક વર્ષની વયે પોતાના ગૃહના ઓટલાઉપર પિતાની સાથે બેઠા હતા તેવામાં એ વૃદ્ધ તૈલંગ સાધુ ભિક્ષાર્થે ત્યાં આવી ચઢયો. દુર્લભરામજીએ યથાશક્તિ અન્નદાન કર્યું ! તે લેતાં લેતાં તેની દૃષ્ટિ કુમાર નૃસિંહનું નિરીક્ષણ કરી રહી. તેમની મનોરમ આકૃતિ, સુંદર નેત્રો, વિશાળ ભાલ, અને તેજસ્વી તનુ નિહાળી, તેણે શ્રી દુર્લભરામજીને પૂછ્યું : "એ લડકા તુમ્હારા હૈ ?" દુર્લભરામજીએ યોગ્ય ઉત્તર આપ્યો એટલે તે વૃદ્ધ સાધુએ કહ્યું : 'એ લડકા બડા ભાગ્યશાલી હૈ. તપસ્વી હૈ. તપ છોડકે યહાં આયા હૈ. ઇધર

થોડી મુદત ઠેરેગા. બહોત મુદત ઠેરેગા નહિ. પરંતુ ઇતની મુદતમેં સબ દુનિયામેં જાહેર હો જાયગા !"

હવે વધુ વિદ્યાભ્યાસમાટે તેમને કોઈ નિશાળમાં મૂકવાની અગત્ય શ્રી દુર્લભરામજીને જણાવા લાગી, કારણ લેખન, વાચન, અને ગણિતનું પ્રાથમિક શિક્ષણ તો અપાઈ ચૂક્યું હતું ! મહાપુરુષોના જીવનમાં કેટલીએક ઘટનાઓ સ્વાભાવિક સૃષ્ટિ-ક્રમપ્રમાણે ચાલતી લાગે છે; તેમાં કોઈ વિલ-ક્ષણતા ઉપરની દૃષ્ટિએ આવતી નથી, છતાં સૂક્ષ્મ દૃષ્ટિ તેને સહજ જોઈ શકે છે. ઉપરથી કેટલીક વાર પ્રતિકૂળસરખા ભાસતા પ્રસંગમાં પણ ભાવી અનુકૂળતા અથવા વિશેષ વિકાસ ગર્ભિત રીતે રહેલાં આવી દૃષ્ટિ જોઈ શકે છે. શ્રી દુર્લભરામજીના જીવનમાં આવો જ, ઉપરથી પ્રતિકૂળ છતાં ગર્ભિત રીતે તેમને અને તેમના કુટુંબને વિશેષ લાભકારક પ્રસંગ બન્યો ! નોકરી કરનાર મનુષ્યોને કેટલીક વખત પ્રતિકૂલ પ્રારબ્ધથી એવી વિલક્ષણ પરિસ્થિતિ આવી પડે છે કે તેમાં નિર્દોષ દૂષિત થાય છે, દૂષિત નિર્દોષ થઇ છુટી જાય છે. શ્રી દુર્લભરામજીના ઉપર પણ કોઈ આવી જ પરિસ્થિતિમાં દોષારોપ થયો. કોઇ અન્ય મનુષ્યે કરેલી ભૂલનો દોષારોપ એમના ઉપર કરવામાં આવ્યો. તલાટીની નોકરીને તિલાંજલિ આપવાનો જ તેમણે વિચાર કર્યો. પ્રતિકૂળ પ્રસંગમાં અનુકૂળ ભાવીની ઉજ્જવલ રેખા તેમની દૃષ્ટિએ આવી. દોષારોપ ખોટો હતો છતાં તેમાંથી નિર્દોષ ઠરવામાટે કંઇ પણ પ્રયત્ન કરી નોકરીમાં જ રહેવું, એ તેમને રુચ્યું નહિ. ઉપરીઓના ઠપકાને સ્વીકારી લઇ તેમણે કંઇ પણ બચાવ ન કરતાં રાજીનામું આપ્યું ! તેમને લાગ્યું કે અહીં રહેવાથી કંઇ લાભ નથી. એટલું જ નહિ પરંતુ યશસ્વી કુમારનું જીવન પણ વિકાસ માગી રહ્યું છે ! આથી સુરત જઇ નિવાસ કરવો વિશેષ અનુકૂળ જણાયો. ત્યાં પોતાને પણ કંઇ સારો ઉદ્યમ મળી રહે, તેમ જ પુત્રોને પણ શિક્ષણ આપવાનું કાર્ય સુકર થઇ પડે. આથી કડોદથી સુરત આવી નિવાસ કર્યો. કડોદથી સુરતનું અંતર માત્ર અઢાર ગાઉનું છે !

## સુરતમાં

સુરતમાં મોટા મંદિરની સરકારી ગુજરાતી શાળા હતી, ત્યાં કુમારને દાખલ કર્યા ! તે કાળે અભ્યાસ કરનારની સંખ્યા બહુ અલ્પ રહેતી. પરીક્ષાના તેમ જ દાખલ કરવાના ધોરણમાં કડકાઇ નહોતી એટલે કુમાર

## વિદ્યાભ્યાસ-લૌકિક કે અલૌકિક ?

નૃસિંહરામની સામાન્ય પરીક્ષા લેતાં જ તેમની વિચક્ષણતા જોઇ તેમને પાંચમા ધોરણમાં બેસાડયા ! પરંતુ જેમના હૃદયમાં જ્ઞાન મૂર્તિમાન પ્રત્યક્ષવત્ હતું, જેમની જ્ઞાનજ્યોતિઉપર માત્ર સામાન્ય આવરણ જ હતું, જે દૂર કરવા માત્રથી અસાધારણ બુદ્ધિવૈભવ દૃષ્ટિએ આવે તેમ હતું, તેમને શાળાના અભ્યાસમાં લક્ષ આપવાજેવું કર્યાં ? જેમની જ્ઞાનદીપ્તિનો પ્રકાશ શ્રેયસ્સાધક વર્ગના જ પુરુષોનાં નહિ પરંતુ સમગ્ર જનતાનાં અનેક સુપાત્ર મનુષ્યોનાં હૃદયને ઉજ્જવલ કરવા સમર્થ થયો હતો, તેને માટે આવા સામાન્ય અભ્યાસનું મહત્ત્વ કેટલું ! પોતે તે વખતે શાળામાં દાખલ થયા, પરંતુ શાળામાં નિયમિત જવાનું રાખ્યું જ નહિ ! છતાં અનિયમિત હાજરી આપવામાં કંઈ એક વિશિષ્ટ ધોરણ પણ જાળવતા. એટલે નિયમિત અનિયમિતતા રાખતા. નિયમિત અનિયમિતતા તો એમનું જીવનસૂત્ર બની ગયું હતું અને શ્રી જેકીસનદાસભાઈ કણીઆ, શ્રી નગીનભાઇ મહેતાજેવા વિદ્વાનો પણ કહેતા : Regularly irregular ( નિયમિત રીતે અનિયમિત ) રહેવામાં તો ' બાપજી 'ની કોઇ અપૂર્વતા જ હતી !

એ કેવી રીતે ? તેઓ માસના આરંભમાં ફી ભરવામાટે, માસના અંતમાં પોતે અભ્યાસ ચાલુ રાખે છે એ દર્શાવવામાટે, અને પરીક્ષાના સમયે, હાજર રહેતા. ફી ન ભરાય તો નામ કાઢી નાંખે : અભ્યાસ ચાલુ છે એ બતાવવા હાજર થાય અને જે કંઈ શિક્ષક પૂછે તેના યથાર્થ ઉત્તર આપે જેથી પોતે અભ્યાસ કરે છે એ શિક્ષક સમજે પણ ખરા, પણ સાથે સાથે આશ્ચર્ય પામે ! પરીક્ષામાં તો સર્વદા ઉત્તીર્ણ જ થાય. આ પ્રકારે ચઉદેક માસ અભ્યાસમાં ગાળ્યા અને છેવટે સાતમી ચોપડીમાં આવી પહોંચ્યા !

શાળામાં હાજરી નહોતા આપતા ત્યારે શું કરતા ? ઘેરથી તો શાળામાં જવાને માટે સમયસર નીકળતા. પછી ? આ પ્રશ્નનો નિર્ણય તેમની અલૌકિક વિદ્યાનો અનુભવ થયાથી જ થઈ શકે છે. તેમની એ સમયની જીવનચર્યાનો સત્ય નિર્ણય તેથી જ થઈ શકે છે. તે સમયે તેમનું નિગૂઢ જ્ઞાન અપ્રકટ હતું. તેનાં આછાં કિરણો પ્રસરતાં છતાં સામાન્ય દૃષ્ટિમાં તે આવે તેમ નહોતું. એટલે સામાન્યતઃ ઘેરથી નિશાળે જવાનું નામ દઈ નિશાળમાં હાજરી ન આપનારમાટે એક જ શબ્દ વપરાતો. રખડુ ! Wanderer ! એ શબ્દ તેમને માટે ઘણા અયોગ્ય અથવા ઓછી સમજવાળા વાપરતા ! પરંતુ

સત્ય તેથી નિરાળું જ હતું ! લૌકિકઅલૌકિક વિદ્યામાત્રના અધિષ્ઠાન રૂપ પોતે તો તે લૌકિક વિદ્યાભ્યાસની બાહ્ય ચેષ્ટાકાલે અલૌકિક વિદ્યાની ઉપાસના સાથે સાથે કરતા ! એ વિદ્યા પણ પ્રાપ્તવત્ છતાં જેમ રામ, કૃષ્ણાદિ પણ વસિષ્ઠ અને સાંદીપનિઆદિ ગુરુપાસે તત્ત્વજ્ઞાનાદિ શ્રવણ કરતા, તેમ તેઓશ્રી પણ સંતસમાગમાદિદ્વારા અલૌકિક વિદ્યા ઉપાર્જન કરતા ! પ્રસંગે નદીતટના શાંત એકાંતનું સેવન કરતા, પ્રસંગે સાધુસંતોના અખાડામાં જઈ શ્રવણ કરતા, પ્રસંગે બ્રહ્માભ્યાસમાં મગ્ન થઈ રહેતા, એમ તેમના એક અનુપમ આત્મલક્ષી કાવ્યથી સ્પષ્ટ સમજાય છે, આ કાવ્ય બહુ હેતુપુરઃસર લખાયું છે. પોતાને પણ જ્યારે અભ્યાસકાલે સ્કુલમાં નહોતા જતા ત્યારે શું કરતા એમ પાછળથી સાધકો પૂછે ત્યારે જણાવતા : " Wandering class માં જતા !" હવે એમનું એ સુંદર સ્પષ્ટ ઉક્તિભર્યું કાવ્ય !

શ્રીમન્નૃસિંહાચાર્યજીને સારાષ્ટ્રમાં પ્રવાસ કરવાનો પ્રસંગ આવેલો હતો. અનેક શિષ્યો તેમ જ લીમડી નરેશ વગેરેના આમંત્રણને સ્વીકારી તેઓશ્રી એ પ્રવાસમાં ગયા હતા. તેમાં જ્યારે જામનગરમાં આવીને રહ્યા હતા તે પ્રસંગે અનેક પરિચિત તેમ જ અપરિચિત મનુષ્યો તેમનાં દર્શન તથા સમાગમઅર્થે આવવા લાગ્યા. તેમનું અલૌકિક તેજઃપુંજ બાહ્યસૌન્દર્ય, અને ગૃહસ્થ છતાં વૈરાગ્યવાન્ વેષ, અદ્ભુત વાક્છટા, હૃદયંગમ મધુર વાણી અને અસાધારણ વિદ્વત્તા, એ સઘળું જોઈ એમના માટે સામાન્ય હૃદયો કંઈ નિર્ણય કરી શકતા નહિ. આથી ત્યાંની જનતામાં ઘેર ઘેર એમના વિષે વિવિધ પ્રકારની ચર્ચા ચાલવા લાગી. વિવિધ મતિનાં મનુષ્યો પોતપોતાની બુદ્ધિપ્રમાણે તેમના માટે વિવિધ કલ્પનાઓ કરવા લાગ્યા. કોઈ તેમને સમર્થ વિદ્વાન્ રૂપે, કોઇ મહાપુરુષરૂપે, કોઈ ઈશ્વરના અવતારરૂપે માની, તેવી વાર્તાઓને જ્યાં ત્યાં પ્રસારવા લાગ્યા. પરંતુ સર્વ અંતઃકરણ સમાન હોતાં નથી. અનેક કુટિલ મતિનાં પણ મનુષ્યો હોય છે તે ઇર્ષ્યાથી, અસૂયાથી અથવા છિદ્રાન્વેષી સ્વભાવથી બીજાનામાં ખોટી રીતે પણ દોષારોપણ કરવાની નિંદ્ય પ્રવૃત્તિ સેવે છે. સાધુપુરુષોનો દ્વેષ કરનાર ખલજનોનો અભાવ તો કંઈ જગત્માં હોતો જ નથી. તેથી તેવા દુર્જનો તેમને ધૂર્તરૂપે પણ જોતા અને એવો પ્રચાર કરવા પણ ચૂકતા નહિ. આ પ્રકારની નગરમાં ચાલતી વાર્તા તેમની નિકટ આવનાર શ્રદ્ધાન્વિત અને અનુકૂલ પ્રતિકૂલ મનુષ્યોદ્વારા શ્રીમન્નૃસિંહાચાર્યજીના શ્રવણમાં પણ આવી.

તેથી તે શ્રદ્ધાન્વિત અંતઃકરણના સમાધાનઅર્થે એ મનહર છંદ રચી પોતાના સ્વરૂપનું, પોતાના સંબંધની કેટલીક વાર્તાઓનું, સ્પષ્ટાકરણ કર્યું હતું. કેવી દયાળુતા ! શ્રદ્ધાભક્તિસંપન્ન પુરુષોના હૃદયમાં તેથી અસાધારણ સંતોષ પ્રકટે એમાં આશ્ચર્ય શું ?

### મનહર છંદ

લોક સબ પરસ્પર ચર્ચંત હૈ બાત ઐસી
ભગવો શિર બાંધી કો નગરમેં આયો હૈ;
સાધુ વા સંન્યાસી હોય, યોગી વા વિયોગી હોય,
પરખમેં ના'વે ઐસો ઠાઠ ઠઠી લાયો હૈ;
છોટે અરુ બડે સબ રાજા અરુ રંક લોક,
દર્શનકે કાજ નેહ ધરી ધરી ધાયો હૈ;
કહે કો નૃસિંહ જગતારનકું જન્મ લીનો,
કહે કોઉ ભીખકાજ ભેખકોં બનાયો હૈ.

**સાધનમેં સાધન જો બ્રહ્મકો વિચાર સો તો,**
**એકાંતમેં બૈઠ હમ નિશદિન કીયો હૈ;**
**સંતજન જહાં જહાં શ્રવનમેં સુને તહાં,**
**જાઈ જાઈ ચરનમેં શીશ ધરી દીયો હૈ;**
**આપ અભિમાન છાંડી સંતનકે બચનકું,**
**ભલી ભાંતિ સમજકે સુરસકુ પીયો હૈ;**
**નૃસિંહ ખુમારી અબ ચઢી હે અપાર કછુ,**
**ભીખહુકે કાજ હમ ભેખ નહિ લીયો હૈ.**

આ કાવ્યમાં એમની મહાખુમારીવાળી અવસ્થા અને એ અવસ્થાના કારણરૂપ સત્સંગ, શ્રવણમનન, એકાંતવાસ અને બ્રહ્મવિચારને જ દર્શાવ્યાં છે. એમના પ્રચ્છન્ન જ્ઞાનરવિને પ્રકાશવાનાં આ જ નિમિત્ત તેમણે સ્વીકાર્યાં હતાં. સર્વશાસ્ત્રસંમત સિદ્ધાંત અને સાધનો ! આ સાધનોનું સેવન એમના લૌકિક વિદ્યાભ્યાસના કાલે જ કરેલું એમ નિર્વિવાદ સ્વીકારવું પડે તેમ છે, કારણ તેમનું પંદર સોળ વર્ષનું વય થતાં તો તેમની જ્ઞાનપ્રભાએ પોતાનો પ્રકાશ વિસ્તારવાનું શરૂ કરી દીધું હતું ! અનેક મનુષ્યો તેમના સમાગમમાં તે સમયે આવવા લાગ્યાં હતાં અને તેમની સાથે ચર્ચામાં, વાર્તામાં, વિનોદમાં, એ જ જ્ઞાનપ્રભા પોતાનો

સુરમ્ય પ્રકાશ વિસ્તરતી દૃષ્ટિગમ્ય થતી હતી. આ અલૌકિક વિદ્યાભ્યાસ, અથવા બ્રહ્મવિદ્યાનાં સાધનોનો અભ્યાસ, ગુજરાતી શાળાના અભ્યાસકાલે ચલાવતા તે જ રીતે અંગ્રેજી શિક્ષણકાલે પણ ચલાવતા રહેતા હશે એમ તે સમયની પણ એકસરખી Regularly irregular અથવા સમાન નિયમિતઅનિયમિત પ્રવૃત્તિઉપરથી અનુમાન થઈ શકે છે.

જ્યારે ગુજરાતી સાતમી ચોપડીમાં આવ્યા ત્યારે તેમને અંગ્રેજી અભ્યાસ કરવાની ઇચ્છા પ્રકટી. તેમણે અંગ્રેજી અભ્યાસમાટે ત્યાંની જ મિશન સ્કુલમાં પ્રવેશ કર્યો. સરકારી નિશાળોમાં ફીની વિશેષતા, કેટલીક કડક નીતિ, દાખલ કરવામાં પણ કેટલાક વિશેષ નિયમો, આજે પણ જોવામાં આવે છે, તેવું જ તે કાલે પણ કંઈક અંશમાં હશે, એટલે તેમણે મિશન સ્કુલમાં જવું પસંદ કર્યું હશે. વળી એમની જે સ્વતંત્ર વૃત્તિ હતી, અને એમના અંતરનો વેગ જે અલૌકિક અધ્યાત્મવિદ્યામાટે જ તેમને અંતરમાંથી પ્રેરતો હતો, તેને અનુસરવામાં પણ કેટલીક અનુકૂળતા જોઈને એવો નિશ્ચય કર્યો હોય એવાં એવાં પણ અનુમાન થઈ શકે છે.

અંગ્રેજી શાળામાં પણ પૂર્વે જણાવ્યું તેમ નિયમિત હાજરી આપતા નહિ. જે નીતિ ગુજરાતી શાળામાં ચાલતી તે જ નીતિ અંગ્રેજી શાળામાં. તે જ પ્રવૃત્તિ, તે જ અનિયમિતતા, અને અનુમાનિત તે જ બ્રહ્મવિદ્યાનો અભ્યાસ! જેના હૃદયમાં સર્વ વિદ્યાઓની શિરોમણિ અધ્યાત્મવિદ્યાની જ્યોતિ ઝળકતી હતી તેને પ્રકટ કરવા અથવા જે જ્યોતિઉપર માત્ર આછુંપાતળું સંકેતનું આવરણમાત્ર હતું, તેને દૂર કરવા માટે જ તેઓશ્રી એ અવસ્થામાં પ્રયત્ન કરી રહ્યા હતા, એ એમની સ્વાનુભવોક્તિઓ જ કહી આપે છે. જનતાના કલ્યાણઅર્થે એ વિદ્યાનો જ પ્રધાનપણે ઉપદેશ આપવાઅર્થે તો તેમનો જન્મ જ હતો, એમ પાછળની તેમની પ્રવૃત્તિથી સૂર્યજેવું પ્રકાશિત છે, તો પછી એ બીજી કયી પ્રવૃત્તિ સેવે?

અનેક લૌકિક વિદ્યાઓ પ્રાપ્ત કર્યા છતાં જ્યારે નારદનું અંતઃકરણ શાંતિ પામ્યું નહિ ત્યારે સનત્કુમારપાસે જઈ બ્રહ્મવિદ્યાની નારદજીએ યાચના કરી છે, એ ઉપનિષદ્‌માં સુપ્રસિદ્ધ છે. નિરતિશય સુખશાંતિ આપનાર એક જ અધ્યાત્મવિદ્યા છે અને ભગવાન્ કૃષ્ણચંદ્ર ગીતામાં તેથી જ વદે છે: સર્વ વિદ્યાઓમાં અધ્યાત્મવિદ્યા મારૂં સ્વરૂપ છે. એ વિદ્યાને પ્રાપ્ત કરનાર સંપૂર્ણ કૃષ્ણમય જીવન અનુભવે છે!

અંગ્રેજી શાળાના શિક્ષકોને તેમની વિલક્ષણ અનિયમિતતાથી અસંતોષ તો પ્રકટતો જ હશે છતાં તેમના પ્રતિ સહજ પ્રેમથી આકર્ષાતી વૃત્તિ તેમના દોષનું કારણ અન્ય સ્વચ્છંદાચરણી છોકરાઓમાં જોતી એટલે તેવા છોકરાઓને વિશેષ શિક્ષા કરવામાં આવતી, અને કુમાર નરસિંહ-રામને સામાન્ય ઠપકો માત્ર દેવાતો. જે બાળકોપ્રતિ સ્વાભાવિક સ્નેહ ઉપજતો હોય છે તેવાઓને શિક્ષા કરવાની વૃત્તિ કોઈ ક્રોધાવેશની ક્ષણે ઉપજવા છતાં બીજી ક્ષણે તે મૃદુભાવવાળી બની જાય છે એ વ્યવહારમાં અનેક પ્રસંગે જોવામાં આવે જ છે.

અંગ્રેજી અભ્યાસમાં પણ આ પ્રકારની અનિયમિતતા છતાં છમાસી કે વાર્ષિક પરીક્ષામાં તો સર્વદા વિજયી જ રહેતા. અભ્યાસકાલે હાજરી નહિ આપવા છતાં અને અભ્યાસમાં પૂરતું લક્ષ્ય આપ્યા વિના જ્યારે કોઈ વિદ્યાર્થી પરીક્ષામાં પાસ થાય ત્યારે શિક્ષકો સ્વાભાવિક એક જ અનુમાન કરે : કોપી કરી હશે. એક પ્રસંગે તેમના સંબંધમાં પણ આવું જ અનુમાન કરી શાળાના મુખ્ય શિક્ષકે તેમની છમાસી પરીક્ષા ફરીથી લીધી. શિક્ષકના આશ્ચર્યવચ્ચે તેઓ સંપૂર્ણ વિજયી નિવડ્યા !

મિશન સ્કુલમાં ખ્રીસ્તી ધર્મપુસ્તક બાઇબિલનો અભ્યાસ ફરજીયાત હોય છે. આજે પણ એ જ નિયમ ચાલુ છે એ જાણીતું છે. આ સ્કુલો, તે ધર્મના પ્રચારકાર્યના હેતુથી જ ચલાવાય છે એ સુવિદિત છે. એટલે તેઓશ્રીને પણ બાઈબલ શિખવાનો પ્રસંગ આવતો. રેવરંડ મોન્ટગો-મરી, રેવરંડ વિલિયમ ડીકસન વગેરે પાદરીઓ તે શિખવતા. પોતાના ધર્મનો પ્રચાર કરનાર હમેશાં અન્ય ધર્મમાં દોષો દર્શાવી તે ધર્મઉપર આક્ષેપો કર્યા વિના ભાગ્યે જ રહી શકે છે. આવા પ્રસંગે હિંદુધર્મઉપર જ્યારે જ્યારે દોષારોપ કરાતો ત્યારે ત્યારે પોતાની કુમારાવસ્થામાં પણ શ્રીમન્નૃ-સિંહાચાર્યજીએ તે ધર્મોપદેશકોસાથે વિવાદમાં ઉતરી ચર્ચાઓ કરી છે. તેમનો સબળ યુક્તિવાદ તે પ્રસંગની ચર્ચાઓમાં પણ ઝળકતો દૃષ્ટિએ આવે છે. જે દોષો હિંદુધર્મમાં દર્શાવાતા, તે જ દોષો તેમના ધર્મમાં પણ કેવા અને કેટલા પ્રમાણમાં છે તે સ્પષ્ટ દર્શાવી આપવાસાથે હિંદુ-ધર્મના મહાન સ્વરૂપને સ્પષ્ટ કરી તેમાં રહેલી ઉદાર નીતિ અને અનેક ઉત્કૃષ્ટ ગુણો દર્શાવી તેમના હૃદયઉપર પ્રબલ અસર ઉપજાવતા. વળી તેઓશ્રી જણાવતા : આર્યધર્મ પ્રાચીન હોવાથી અને તેના જ સિદ્ધાન્તો અન્યરૂપે ખ્રિસ્તી ધર્મમાં હોવાથી ખ્રિસ્તીધર્મ વેદની જ શાખારૂપ છે !

આજે અનેક ધર્મનો તુલનાત્મક અભ્યાસ કરનાર આ મર્મોને સારી રીતે સમજે છે.

ખ્રિસ્તી ધર્મોપદેશકો આમ છતાં પોતાના સિદ્ધાંતોને વળગી રહેતા, અને તેવા પ્રસંગે જ્યારે તેઓશ્રી કેટલીક અટપટી શંકાઓ પૂછતા ત્યારે તે પાદરીઓ તેના ઉત્તર આપી શકતા નહિ, અને અન્ય પ્રસંગઉપર તે શંકા મુલતવી રાખતા અથવા તો તેમને સૂચવતા, "બંગલે આવજો: ત્યાં એ વિષે આપણે ચર્ચા કરીશું." દેશી ખ્રિસ્તી શિક્ષકો જ્યારે તેમના કેટલાક પ્રશ્નોથી મુંઝાતા ત્યારે તેનો ઉત્તર તો કોઈ ક્રોધભર્યાં નિરર્થક વચનો વદી 'શેષં કોપેન પૂરયેત્' એ નીતિ ગ્રહણ કરતા.

અભ્યાસકાલે આ રીતે તેમની અધ્યાત્મજ્યોતિ તો પોતાનાં સુંદર કિરણો વિસ્તરતી જ રહી! પાદરીઓસાથે ચર્ચાના પ્રસંગમાં તે પ્રકાશ અનેરા રૂપમાં દૃષ્ટિગમ્ય થયા વિના રહેતો નથી. એમની આવી આશ્ચર્યકારક બુદ્ધિ તથા ધર્મોપદેશની નૈસર્ગિક કલા જોઈ રેવરંડ મોંટ્ગોમરીએ તેઓશ્રીને ખ્રિસ્તી ધર્મ સ્વીકારવા બહુ આગ્રહ કર્યો હતો. સામદામની યુક્તિઓ પણ અજમાવી જોઈ હતી. મોટા ભારે પગારની નોકરી, 'યુરોપીઅન' પત્ની, ઉચ્ચ અધિકાર, વગેરે લાલચો પણ આપવાનો પ્રયત્ન થયો હતો. પરંતુ નિશ્ચલ તત્ત્વમાં નિશ્ચલ મતિવાળા કુમારઆગળ એ સર્વ પ્રલોભનો નિષ્ફળ ગયાં!

આ પ્રકારે વિવિધ જ્ઞાનચર્ચાઓ કરતાં, નિયમિત અનિયમિતતા સેવતાં છતાં તેમનો અંગ્રેજી અભ્યાસ પણ બહુ ઉત્કૃષ્ટ પ્રકારે સધાતો ગયો. પરીક્ષામાં તો સર્વથા વિજયને જ વરતા. વચમાં વચમાં પારિતોષિક (ઈનામ) પણ મેળવતા, અને એમ કરતાં 'મેટ્રિક્યુલેશન' (સાતમા ધોરણ)માં આવી પહોંચ્યા. 'મેટ્રિકની પરીક્ષામાં બેસવાનો વિચાર કરવા છતાં કુદરત તેમની સહાયભૂત થઇ કે વિરુદ્ધ પડી એ નિર્ણય વિચારવાન્ પોતપોતાની દૃષ્ટિઅનુસાર કરી શકે છે. તેમની પ્રકૃતિ જ્વરવગેરે કારણોથી શિથિલ હતી એટલે પરીક્ષાનો વિચાર માંડી વાળ્યો! એ 'યુનિવર્સિટી' એમને શી મહત્તા કે ગૌરવ આપે તેમ હતું?

આ પછી તેમનું દ્વિતીય લગ્ન થયું અને અંગ્રેજી અભ્યાસ વિરામ પામ્યો! અભ્યાસ વિરમી ગયા પછી તો કોઈ ગ્રંથનું અવલોકન કે અધ્યયન કદી કર્યું નહોતું! આ પ્રકારે ગુજરાતી શાળામાં ચઉદ માસ અને અંગ્રેજી

શાળામાં આશરે અઢી વર્ષ અભ્યાસઅર્થે ગાળ્યાં અને મધ્યે મધ્યે અલૌકિક વિદ્યાધ્યયન પણ સ્વતંત્રપણે કરી લીધું!

જેમ એકાંતવાસ કરી બ્રહ્મવિચારમાં નિમગ્ન રહેવાનો અભ્યાસ સેવતા તે જ પ્રકારે યજુઃસંહિતાનું અધ્યયન વગેરે પણ કરતા. આ ઉપરાંત પ્રખર મંત્રશાસ્ત્રીસાથે સમાગમ થવાનો યોગ આવ્યો ત્યારે મંત્રપ્રયોગ કરી અસાધારણ આશ્ચર્યજનક અનુભવ પ્રાપ્ત કર્યો! પરંતુ એ સર્વ અન્ય પ્રકરણમાં વિચારાશે.

તેઓશ્રીએ વિશેષ ગ્રંથાવલોકન કે અન્ય સાહિત્યનું અધ્યયન નહોતું કર્યું તો તેમના ગ્રંથો અને વિવિધ લેખોમાં જે અદ્‌ભુત લેખિનીપ્રભાવ અને વિપુલ વિચારની સામગ્રી, અનેક શાસ્ત્રીય દૃષ્ટાંતો, અવતરણો વગેરે દૃષ્ટિએ આવે છે એ સર્વ સાહિત્ય કેવી રીતે, પ્રાપ્ત કર્યું હતું અને કેમ ઉપસ્થિત થતું હતું એ પ્રશ્ન ઉદ્‌ભવે! પરંતુ એ તો એક અણઉકેલ્યો કોયડો જ છે! એમને શ્રીમન્ માસ્તર સાહેબજેવા કોઈ પ્રસંગે પૂછે તો માત્ર મૌનથી જ તેનું ઉત્તર આપતા છતાં કોઇ પ્રસંગે કરુણાર્દ્ર હૃદય થતાં જણાવતા: "લખતાં મારે પરિશ્રમપૂર્વક વિચાર કરવાની જરૂર જ પડતી નથી. વિચારો મૂર્તિરૂપે મને પ્રત્યક્ષ જ દેખાય છે."

અંગ્રેજી ભાષાઉપર પણ કેવું પ્રભુત્વ હતું એ સંબંધમાં શ્રી કણિયાજી શ્રી નર્મદાશંકરભાઈ વગેરે મંડળ બેઠેલું હતું ત્યારે પ્રસંગ નીકળતાં શ્રી માસ્તર સાહેબે જણાવેલું: "એક વખત અંગ્રેજીમાં કંઈક લખવા વિજ્ઞપ્તિ કરતાં એક પેરેગ્રાફ એટલો સુંદર લખેલો કે વાંચતાં તે ભાષાઉપર પણ અસાધારણ પ્રભુત્વનું જ ભાન થાય. અંદર કેટલાક કઠિન શબ્દપ્રયોગ પણ હતા જે ગ્રેજ્યુએટોને પણ સમજવા કઠિન થઈ પડયા હતા અને શબ્દકોષ શોધવાની અગત્ય જણાઈ હતી! શ્રી કૌશિકરામભાઈ આ પ્રસંગવિષે જણાવે છે: 'પરમાત્માને અરજી'ના ભાવનું વિસ્તીર્ણ અંગ્રેજી લખાણ પોતે કરેલું. આ પ્રવૃત્તિવખતે આગળ પડતો ભાગ હું લેતો હતો. શ્રી નગીનભાઇવગેરેઆગળ મેં વાંચેલું.'

હવે સંહિતાનું અધ્યયન અને મંત્રશસ્ત્રી સાથેના પ્રસંગ વગેરે અન્ય પ્રકરણમાં વિચારીએ.

# પ્રકરણ ૫

## યજુઃ સંહિતાનું અધ્યયનઃ મંત્રશાસ્ત્રના પ્રયોગ

**निराकारं क्वापि क्वचिदपि च साकारममलं**
**निजं शैवं रूपं विविधगुणभेदेन बहुधा ।**
**कदाश्चर्यं पश्येत्किमिदमिति हृष्यन्नपि कदा**
**मुनिर्न व्यामोहं भजति गुरुदीक्षाक्षततमाः ॥**

વેદાધ્યયન ચિત્તશુદ્ધિ કરનાર અપૂર્વ સાધન છે. જેનું ચિત્ત બાલ્યાવસ્થાથી જ પરમવિશુદ્ધતત્ત્વમાં જ રમતું તેમને વસ્તુતઃ ચિત્તશુદ્ધિનાં સાધનની અગત્ય જ ક્યાં હતી? છતાં લૌકિક નીતિને અનુસરીને કોઈ અકલ્પ્ય સંકેતવશાત્ તેમને, પોતાનો જે યજુર્વેદ તેની સંહિતાનું અધ્યયન કરવા, વૃત્તિ થઈ. નૈસર્ગિક અધ્યાત્મવસ્તુપ્રતિ પ્રેમવાળી તેમની આંતર વૃત્તિના પ્રબળ સામર્થ્યથી કહો કે કોઈ અગમ્ય સત્તાના બળથી કહો, તેમના પ્રતિ તેમની ઇચ્છાનુસાર તે તે વિદ્યાના નિષ્ણાત પુરુષોનું આકર્ષણ થતું અથવા તો કોઈ રીતે તેવા પુરુષોસાથે સંબંધ થઈ જતો. સંહિતા વગેરેના અધ્યયનમાટે તથા મંત્રશાસ્ત્રના પ્રયોગમાટે જે ઘટનાઓ બની તે વિચારીએ.

સુરતમાં ગંગાદત્ત શુક્લ વેદશાસ્ત્રસંપન્ન સુપ્રસિદ્ધ વિદ્વાન્ હતા. કાશીમાં બાર વર્ષ નિવાસ કરી વેદાધ્યયન કરી મોટા સંહિતાપાઠી થયા હતા. બ્રાહ્મણધર્મને અનુસરી વેદનું પઠનપાઠન કરતા કરાવતા. અનેક વિદ્યાર્થીઓ તેમને ત્યાં જઈ ઉત્તમ રીતે વેદાધ્યયન કરતા. અંગ્રેજી અભ્યાસ ચાલતો તે સમયમાં જ કુમારઅવસ્થાવાળા આચાર્યશ્રીના હૃદયમાં યજુઃસંહિતાનું અધ્યયન કરવા પ્રેરણા જાગી અને શુક્લજીપાસે ગયા. વેદમંત્રોના ઉચ્ચાર કઠિન હોય છે, પરંતુ અર્થ સમજ્યા વિના પઠનમાત્રથી પણ અંતઃકરણની વિશુદ્ધિ સાધવાનું બળ તેમાં રહેલું છે. પાશ્ચાત્ય વિજ્ઞાન પણ શબ્દશક્તિને સ્વીકારતું થયું છે. વેદો સાક્ષાત્ પરમાત્માના ઉચ્છ્વાસરૂપ મનાય છે. એ મંત્રો શુક્લજી પોતાના વિદ્યાર્થીઓને આરંભમાં થોડે થોડે શિખવતા, તે જ પ્રમાણે કુમાર નરસિંહરામને પણ શિખવવાનો પ્રથમ દિવસે આરંભ કર્યો. માત્ર અલ્પસ્વલ્પ મંત્રવિભાગ શિખવ્યો અને આગળ શિખવવાની તેમની વૃત્તિ જોઈ નહિ એટલે તેઓશ્રીએ

શુકલજીને જણાવ્યું: "શુકલજી! મને તો દશવિશ મંત્રો સાથે શિખવશો તોપણ તે થઈ શકશે."

શુકલજીને આવ્યું હસવું. મનમાં થયું, બાલકબુદ્ધિ વેદાધ્યયન કે સંહિતાપાઠની કઠિનતા શું સમજે? એટલે બોલ્યા: "ભાઈ! વેદના મંત્ર ભણવા એ તે કંઈ બાળકોની રમત છે કે શું? એમાં તો જીભના કટકેકટકા કરવા પડે છે ત્યારે આવડે છે!"

શ્રીનૃસિંહાચાર્યજીએ સંહિતાનું એક પૃષ્ઠ લઈ વિનયપૂર્વક જણાવ્યું: "આપ એકવાર આ પૃષ્ઠ સ્વરસહિત ધીરે ધીરે મને વાંચી સંભળાવો અને પછી હું આપના પ્રમાણે જ બરાબર બોલી બતાવું તો પછી આપ અધિક ભણાવજો; નહિ તો ન ભણાવશો."

શુકલજી તો માનતા જ હતા કે એ અસંભવિત છે. છતાં તેઓશ્રીની પરીક્ષા કરવા કે પરાજયનો અનુભવ આપવા, તત્કાલ એક પૃષ્ઠ સ્વરસહિત ભણી ગયા, અને આશ્ચર્યભાવથી તેમના તરફ જોઇ રહ્યા!

બીજી જ ક્ષણે તેઓશ્રીના મુખમાંથી તે જ સ્વરસાથે સંહિતાના મંત્રોનું એક પણ ક્ષતિવિના ઉચ્ચારણ થયું અને શુકલજી આનંદાશ્ચર્યથી મુગ્ધ બની ગયા! શુકલજીને લાગ્યું કે આ બાલકમાં કોઈ ચમત્કારિક વિદ્યા-શક્તિ રહેલી છે! સાક્ષાત્ વિદ્યામાયા જેને સ્વાધીન હતી તેમને મન તો તે કેવળ સ્વાભાવિક જ હતું!

શુકલજી પોતાના હૃદયનો ભાવ વ્યક્ત કરતાં રહી શકયા નહિ. બહુ પ્રેમથી કહેવા લાગ્યા: 'ભાઇ! તમને તો સર્વ વિદ્યા સિદ્ધ જ જણાય છે! તમારે બીજાની પેઠે પરિશ્રમ કરવાની જરૂર નથી."

એ પછી શુકલજી મંત્રનો એકાદ અલ્પસ્વલ્પ ભાગ શિખવવાની હઠ લેવાનું ભૂલી ગયા! શ્રી નૃસિંહાચાર્યજીની ઇચ્છાનુસાર પાંચસાત પૃષ્ઠનો સામટો પાઠ ભણાવી જતા! એ રીતે થોડા જ સમયમાં યજુ:સંહિતાના ચાળીશ અધ્યાય શિખી ગયા!

જેમ વેદાધ્યયનનો પ્રસંગ બન્યો, તેવી જ રીતે વેદનો અંતિમ ભાગ ઉપનિષદ્ અથવા વેદાંત તેના અધ્યયનની પણ અનુકૂળતા આવી મળી. તેમના અભ્યાસના સમયમાં જ શ્રી ભૂમાનંદસ્વામી નામના એક દંડી સંન્યાસીએ ચાતુર્માસઅર્થે સુરતમાં નિવાસ કર્યો હતો. વર્ષાના આરંભથી અર્થાત્ આષાઢી એકાદશી કે પૂર્ણિમાથી આરંભી કાર્તિકી એકાદશી કે

પૂર્ણિમા–પર્યંતનો એ સમય સ્વામીજી હાટકેશ્વર મહાદેવમાં દરરોજ ઉપનિષદ્દનું વ્યાખ્યાન કરતા.

ભૂમાનંદ સ્વામી કેવલ શાસ્ત્રચર્ચા કરનાર શબ્દજ્ઞાનીમાત્ર નહોતા. ઇંદ્રિય અને મનનો નિગ્રહ સાધેલ અને વિશુદ્ધ સચ્ચિદાનંદ સ્વરૂપના કંઇક અનુભવવાળા હતા. વેદાંતની પ્રક્રિયાઓ ગોખી મારી જ્યાં ત્યાં પાંડિત્યને દર્શાવનાર કેટલાક પંડિતો હોય છે તેવા નહોતા. આથી કરીને મૂર્તિમાં કેવળ ઉપલકીયા દૃષ્ટિ રાખી 'જે જે' કરનાર જનતાને પ્રતિ પ્રસંગે મૂર્તિમાં ચિન્મય ભાવવાળી દૃષ્ટિ કરવા આગ્રહપૂર્વક પ્રબોધતા. ઘણી વખત તો પરમાત્માના સચ્ચિદાનંદ સ્વરૂપપ્રતિ લક્ષણાવૃત્તિને દોરવા મહાદેવના સ્થાપિત બાણપ્રતિ આંગળી બતાવી કહેતા "ભાઈઓ! હું પરમાત્મા પરમાત્મા શબ્દથી જે વસ્તુનું સૂચન કરૂં છું તે આ દહેરામાં બેસાડેલી પાષાણની મૂર્તિના આકારના છે અથવા તે જ છે એવું ખોટું સમજી બેસશો નહિ. પરમાત્મા સર્વવ્યાપક છે. સત્‌ચિદ્‌આનંદ લક્ષણવાળા છે. આ મૂર્તિ તેમની લક્ષણા કરાવવા પ્રતીકરૂપ માત્ર છે. એટલે પરમાત્માનાં સ્વરૂપ-લક્ષણોપ્રતિ લક્ષણા કરીને આ મૂર્તિનું પૂજન, અર્ચન, દર્શન કરવાથી જ સાચી ભક્તિ સધાય છે અને તેનું ઉત્કૃષ્ટ ફલ મેળવી શકાય છે."

સ્વામિજીના વ્યાખ્યાનમાં શ્રીનૃસિંહાચાર્યજી આવવા લાગ્યા. તે કિશોર વયે પણ રસપૂર્વક તેનું શ્રવણ કરવા લાગ્યા! સ્વામિજી ત્યાં રહ્યા તેટલા સમયમાં બેત્રણ ઉપનિષદ્ તેમની નિકટ રહી જોઇ ગયા! શ્રી રામચંદ્રજીએ પણ વસિષ્ઠ મુનિપાસે તત્ત્વજ્ઞાનનું શ્રવણ કરવાની અદ્દ્ભુત માનુષી ચેષ્ટા કર્યા નહોતી કરી?

શ્રીનૃસિંહાચાર્યજીએ મૂર્તિસંબંધમાં પૂર્વોક્ત શ્રવણ કરેલા વિચારનો પ્રતિધ્વનિ કહો કે પોતાની દૃષ્ટિમાં પણ મૂર્તિપૂજનારાની ઉપલકીયા દૃષ્ટિથી તેમને સત્ય દૃષ્ટિનું સ્વરૂપ સમજાવવાઅર્થે કહો, પોતાના કાવ્યમાં એક પંક્તિથી એવો કટાક્ષ કરેલો છે.

"જીવ ભજી લે સદ્દ્ગુરુ દાતાને,

* * *

અન્ય ઉપાયે નથી તરવું જા, શરણે હરિરસ પાતાને,
દેવળ દેવળમાં વહેતો શીદ શોધે મહાદેવ માતાને?—જીવ૦

વસ્તુતઃ મુક્તિમાર્ગમાં સત્સંગ અથવા સદ્દ્ગુરુના આશ્રયની પ્રથમ અને અનિવાર્ય અગત્ય છે. **જ્ઞાનાદેવ મુક્તિઃ સ્યાત્** જ્ઞાનથી જ મુક્તિ

છે. ભકિત પણ જ્ઞાનરૂપે પરિણમે છે ત્યારે જ મોક્ષસિદ્ધિ થાય છે નહિ તો જ્ઞાનીભક્ત નરસિંહને શું કરવા ગાવું પડત "જ્યાં લગી આતમાતત્ત્વ ચિન્યો નહિ, ત્યાંલગી સાધના સર્વ જૂઠી."

જ્ઞાનપ્રાપ્તિ સદ્‌ગુરુશરણમાં રહી ભક્તિજ્ઞાનના મર્મ સમજી, શ્રવણાદિક સાધનોથી જ થાય છે એ સર્વ શાસ્ત્રનો ડિંડિંમ નાદ છે. ગીતા પણ કહે છેઃ **उपदेक्ष्यंति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः** તત્ત્વદર્શી પુરુષોના શરણમાં રહી પરિપ્રશ્ન સેવાદિદ્વારા જ યથાર્થ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. **શ્રીમન્નૃસિંહાચાર્યજી**ની કાવ્યોક્તિનો આ જ મર્મ છે. શ્વેતાશ્વતર શ્રુતિ પણ એ જ કહે છેઃ **यस्य देवे पराभक्ति र्यथा देवे तथा गुरौ । तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः ॥** જેની પરમાત્માને વિષે પરમ ભક્તિ છે અને તેવી જ પરમ ભક્તિ ગુરુવિષે છે, તેવા મહાન્ આત્માઓના અર્થે (તેમના હૃદયમાં) ઉપનિષદ્‌ના ગૂઢ અર્થો પ્રકાશે છે.

હવે માંત્રિક પ્રયોગ. જેમના હૃદયમાં વિશ્વસમસ્તનો ભેદ સ્પષ્ટવત્ હતો તેમને કર્તવ્યઅકર્તવ્ય હતું જ નહિ. છતાં પ્રસંગે આવી મળે તે કર્તવ્ય કરવામાં ગ્લાનિ કે અનુત્સાહ નહોતો. ભગવાન્ શ્રીકૃષ્ણે અર્જુનને જણાવ્યું કે ત્રણે લોકમાં મારે કર્તવ્યરૂપ કંઈ જ નથી, છતાં કર્મમાં પ્રવૃત્ત રહું છું! રજસ્ તમસ્ દોષોથી જેનો શુદ્ધ સત્ત્વગુણ દબાતો નથી તેવા મહાપુરુષોને સક્રિયતામાં કે અક્રિયતામાં, એક સચ્ચિદાનંદ સ્વરૂપનો જ આવિષ્કાર અનુભવાય છે. એ સાકારને જુએ કે નિરાકારને, એ સર્વ પોતાના આત્માનો જ ચમત્કાર છે, એ વસ્તુ એમની દૃષ્ટિમાં પ્રત્યક્ષ હોય છે. આ દૃષ્ટિથી જ માંત્રિક પ્રયોગ કરવાનો યોગ અનિચ્છાએ પણ શ્રી નૃસિંહાચાર્યજીને આવ્યો તેને વધાવી લીધો.

સુરતમાં તે અરસામાં મધુસૂદન સ્વામી, નિવાસ કરતા. તે બહુ પ્રસિદ્ધ અને સમર્થ વિદ્વાન્ સંન્યાસી હતા. ષટ્‌શાસ્ત્રસંપન્ન, અને કર્મકાંડમાં અપૂર્વ કુશલતા ધરાવતા હતા. પૂર્વાશ્રમમાં ચારે વેદની શાખાનાં ક્રિયમાણ કરાવી શકે એવા આખા ગુજરાતમાં માત્ર એ જ હતા, એમ કહેવાતું. સંન્યસ્ત ગ્રહણ કર્યાં પછી પણ યજ્ઞાદિ કર્મોમાં સમર્થ કર્મવિદ્‌ના અભાવે સ્વામિજીને સાક્ષીરૂપે રહેવાનું આમંત્રણ આપ્યાવિના ચાલી શકતું નહિ. સ્વામિજી કર્મમાર્ગનો લોપ ન થાય એ હેતુથી પોતાના આશ્રમધર્મને સાચવીને પણ તેવા આમંત્રણને સ્વીકારતા. સંન્યસ્ત ગ્રહણ કર્યાપૂર્વે મંત્રશાસ્ત્રમાં તેમની

અભિરુચિ વિશેષ હતી. મંત્રશાસ્ત્રના ઘણા પ્રયોગો કરી જોયા હતા, અને મંત્રશાસ્ત્રની સત્યતાનો નિર્ણય કર્યો હતો. સંન્યસ્તકાલે વેદાંતશાસ્ત્રના વિચારમાં નિમગ્ન રહેવા છતાં મંત્રશાસ્ત્રપ્રતિનો અનુરાગ અને પૂર્વાભ્યાસ તેવા પ્રયોગમાં તેમને પ્રવૃત્ત કરતા, અને તેથી કરીને એ આશ્રમમાં પણ વિવિધ નિમિત્તોથી માંત્રિક પ્રયોગો આદરતા. એમણે અનેક ગાયત્રી-પુરશ્ચરણ પણ કર્યાં હતાં. તે સત્ક્રિયાના દીર્ઘકાલના અનુષ્ઠાનથી અનેક પાપોનો ક્ષય થઈ ચિત્તચાંચલ્યરહિત થાય છે, તેથી રાજસ તામસ મંત્રોની સિદ્ધિ સત્વર થઈ જવાનો સંભવ હોય છે. આથી તેમને તેવા અનેક મંત્રો સિદ્ધ થયેલા હતા.

શ્રીમન્નૃસિંહાચાર્યજી અનાયાસ તેમના સંબંધમાં આવ્યા. તેમના અલ્પકાલીન સમાગમમાં પણ સ્વામિજીનો તેમના પ્રતિ અપૂર્વ સ્નેહ બંધાયો. સ્નેહવશ હૃદયમાં તેમને કંઈક સિદ્ધિવાળો મંત્રપ્રયોગ દર્શાવવાની ઇચ્છા પ્રકટી. આચાર્યશ્રીને મધુસૂદન સ્વામિએ ‘હનુમદ્ દુર્ગ’ નામનો ચાળીસ દિવસમાં સિદ્ધ થતો માંત્રિક પ્રયોગ કરવા આગ્રહ કર્યો.

‘હનુમદ્ દુર્ગ’નો પ્રયોગ સામાન્ય મનુષ્યોમાટે ઘણો કઠિન મનાય છે. ચાળીશ દિવસપર્યન્ત પ્રતિદિન રાત્રિએ દશહજાર મંત્ર જપ કરવાની સાથે પ્રત્યેક મંત્રના અંતે મરીનો એક એક દાણો અગ્નિમાં હોમવાનો હોય છે. બીજા દિવસના પ્રભાતના સૂર્યોદયપૂર્વે તે કાર્ય પૂર્ણ કરી જ નાંખવું જોઈએ. આ પ્રમાણે ૪૦ દિવસ કરવાથી અને વિધિપૂર્વક આહુતિ વિગેરે આપવાથી મંત્રદેવતાનો સાક્ષાત્કાર થાય છે. આ પ્રયોગ એકાંતે જ કરવો જોઇએ, તેમ જ અખંડ બ્રહ્મચર્યનું પાલન થવું જોઇએ.

પૂર્વે જણાવ્યું જ છે કે શ્રીમન્નૃસિંહાચાર્યજી અભ્યાસકાલે પણ એકાંતમાં વારંવાર ‘ભ્રમણ’ કરતા! સમય વ્યતીત થતાં એકાંતવાસની વિશેષ અગત્ય જણાતાં પિતાશ્રીની આજ્ઞા લઈ એક જૂદી ઓરડી પોતાને સ્વતંત્ર રહેવામાટે ભાડે રાખી હતી. પિતાની દુર્બલ આર્થિક સ્થિતિમાં તેમને ભારરૂપ ન જણાય તે માટે તેનું ભાડું સ્વોપાર્જિત દ્રવ્યમાંથી આપતા! દ્રવ્યોપાર્જનનું બીજું સાધન નહોતું પરંતુ ગ્રંથોની નકલ કરવામાટે ૨૫૦ શ્લોકે એક રૂપિયો મળતો. તે પ્રમાણે ગ્રંથોની નકલ કરીને એ દ્રવ્ય મેળવતા. તે ઉપરાંત ભોળાનાથ કરીને તેમનો એક સહાધ્યાયી તેમને આર્થિક સાહાય્ય આપતો. ભોળાનાથની તેમના પ્રતિ નિર્હેતુક અપાર પ્રીતિ હતી! તેના અંતરાત્માએ તેઓશ્રીના હૃદયમાં ‘કંઈક’ નિહાળ્યું હશે!

આ રીતે એકાંતે તે પ્રયોગ કરવાની સર્વ અનુકૂળતા તો હતી જ. તેમને સિદ્ધિની કામના તો હતી જ નહિ. માત્ર સ્વામિજીના પ્રેમ અને આગ્રહને લીધે જ તેમાં પ્રવૃત્તિ કરવા નિશ્ચય કર્યો હતો. નિષ્કામ અંતઃકરણ સ્વાભાવિક ચાંચલ્યરહિત રહે છે. તેમાં વળી સ્વાભાવિક નિશ્ચલ મતિ! પ્રયોગ આરંભ્યો. પરંતુ રાત્રિમાં જ દશહજાર જપ પૂરા કરવા જે વેગ રહેવો જોઈએ તે એકાગ્રવૃત્તિ થઈ જતાં રહેતો નહિ. વળી મરીનો હોમ કરવામાં પણ પાંચપાંચ સાતસાત દાણા સામટા જ હોમાઇ જતા. સ્વામિજીને એ વાત જણાવી એટલે સ્વામિજીએ હસીને કહ્યું: "હું તો ખોબો ભરીને સામટાં મરી હોમી દઉં તોપણ ચાલે કારણ કે ઇષ્ટનો મારા ઉપર અનુગ્રહ છે, પરંતુ તમારે એમ કર્યે ચાલશે નહિ! તમારે તો એક એક મરી મંત્ર ભણી ભણી હોમવું!" સ્વામિજીને તેઓશ્રીની અંતઃ પ્રજ્ઞ વૃત્તિના સ્વરૂપની ખબર નહિ! સ્વામીજીની ના છતાં તેમણે તો ઇચ્છાનુસાર મરીનો હોમ અને જપ ચાલુ રાખ્યા! કોઈ કોઈ પ્રસંગે એકાગ્રવૃત્તિ થઈ જવાથી જપનો પ્રવાહ મંદ થઈ જતો, અને પ્રસંગે શાંત થઈ જતો અને સૂર્યોદયપૂર્વે અવશેષ મરી પૂરાં કરવાને એકાદ મંત્રોચ્ચારથી મૂઠો ભરીને હોમી દેવાનો પ્રસંગ પણ આવતો! આ પ્રકારે વિધિનિયમથી પર એમની સ્થિતિનો પ્રત્યક્ષ અનુભવ થાય છે. સંપૂર્ણ વિધિનું પાલન નહિ કરેલું તે છતાં પ્રયોગના ૩૯ દિવસ વ્યતીત થતાં ૪૦ મી રાત્રિના તૃતીય પ્રહરમાં જ તેમના અલૌકિક સ્વરૂપ સામર્થ્યના પ્રભાવથી, ઉપાસ્ય મૂર્તિનો સાક્ષાત્કાર થયો! તેમની વૃત્તિ હજી તો મંત્રાકાર હતી! જપનો પ્રવાહ વિરમી ગયો હતો, અને એટલામાં જ ગગનમાં એક જબ્બર કડાકો થયો. કડાકાની સાથે જ તેમની ઓરડીનું દ્વાર ઉઘડી ગયું જણાયું અને અવાજથી ઝબકીને જોતાં મંત્રના અર્થરૂપ ઉપાસ્ય દેવતા સન્મુખ પ્રકટ ભાસ્યા! નિષ્કામ ભાવે કરેલી ઉપાસના સત્વર ફલીભૂત થઈ! ઉપાસ્યપાસે યાચવાનું તો કંઈ હતું જ નહિ. દેવતાને અર્પવા તૈયાર રાખેલો બલિ અર્પી પ્રયોગ પૂર્ણ કર્યો!

જેનું વય આશરે બાર તેર વર્ષનું જ હોય તેવું સામાન્ય બાળકહૃદય આવી ભયજનક ઉપાસના કરવાનું સાહસ જ કરે એ અસંભવિત. તેમાં પ્રયોગના અંતે આટલો મોટો કડાકો સાંભળતાં મોટાનાં હાજાં પણ ગગડી જાય તેમ હોવા છતાં કુમારાવસ્થામાં પ્રયોગ આદરી સિદ્ધિને વરવી એમાં જ એમની જન્મથી અમાનુષી શક્તિનો પરિચય થયા વિના રહેતો નથી. જેમને સમગ્ર વિશ્વપ્રપંચ પોતાના જ આત્માની ચમત્કૃતિરૂપ હસ્તામલકવત્ અનુભવાય

છે તેમને ભય, શોક કે મોહ કર્યાં ! **यस्मिन्सर्वाणि भूतान्यात्मैवाभूद् विजानतः । तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः ॥ द्वितीयाद्वै भयं भवति ।** ઇત્યાદિ શ્રુતિઓ સબળ પુરાવો અર્પે છે. એ જ બતાવે છે કે જન્મથી જ તેમનો સ્વરૂપવિભવ અંતઃ પ્રજ્ઞારૂપે ઝળકતો જ હતો, અને ભય, શોક, મોહ નિર્મૂલ હતાં ! અભયપદ પ્રથમથી જ પ્રાપ્ત હતું !

મંત્રશાસ્ત્ર એ સત્ય વસ્તુ છે કે કેમ એવી કુતર્કવાદીઓ શંકા કરે, પરંતુ અત્યારે તો વિજ્ઞાન પુરાતન સિદ્ધાંતોઉપર એટલો બધો નવીન પ્રકાશ નાંખે છે કે તે પ્રકાશની દૃષ્ટિથી જોનારને તે પુરાતન વાતો ગપાટા નહિ પરંતુ સિદ્ધ વસ્તુઓ જ જણાય છે. ભૂતોને ન માનનાર પ્રજા આજે પ્રેતાવાહનના અનેક પ્રયોગો કરે છે અને જગતસમક્ષ તેમના પ્રયોગો સફળ રીતે સિદ્ધ કરી બતાવે છે ! તો પછી મંત્રશાસ્ત્રની કલ્પના અસત્ય માનનારને શું કહેવું ? અધ્યાત્મવિદ્યાના પ્રયોગો, મનોબળના પ્રયોગો, દૂરશ્રવણ, દૂરદર્શન વગેરે ચમત્કારિક મનાતા પ્રયોગો, આજે વિજ્ઞાનને આધારે જ થઈ રહ્યા છે.

મંત્રશાસ્ત્રના નિયમાનુસાર જે દેવ પ્રત્યક્ષ થયા હોય છે તેનો સંબંધ, જ્યાંસુધી તે દેવને મુક્ત કરવામાં ન આવે ત્યાંસુધી ચાલુ રહે છે. ઉપાસકને કાર્યસિદ્ધિની અગત્ય જણાતાં તે દેવતા તે કાર્ય કરે છે. બદલામાં તેને અમુક પ્રસંગે અમુક બલિ, નૈવેદ્ય આપવાનું હોય છે. આ રીતે ઉભયનો સંબંધ ચાલે છે.

**શ્રીમન્નૃસિંહાચાર્યજી**ને તો સિદ્ધિની કોઈ આવશ્યકતા જ નહોતી. સર્વસિદ્ધિપ્રદાતા પદ સ્વભાવથી સિદ્ધ જ હતું ! એટલે તે દેવતાને વિધિ-પુરઃસર મુક્ત કરી હતી !

કુમાર વયમાં તેમણે પ્રયોગ કરી સફળતા પ્રાપ્ત કરી, પરંતુ એક પ્રૌઢ વયના અંધ વણિકે પ્રયોગ કરવા દુરાગ્રહ સેવ્યો અને પરિણામે તેની શી સ્થિતિ થઈ તે **શ્રીમન્** માસ્તર સાહેબે કરેલા વર્ણનથી સમજાશે.

"**શ્રીમન્નૃ**સિંહાચાર્યજી શ્રી મધુસૂદન સ્વામીપાસે જતા હતા તે સમયમાં ફકીરભાઈ નામનો એક અંધ વણિક્ પણ સ્વામીપાસે આવતો હતો. આ વણિક્‌ને મંત્રશાસ્ત્રનો બહુ જ નાદ હતો, અને કોઇ માંત્રિક પ્રયોગ શિખવવાઅર્થે સ્વામિને તે નિત્ય પ્રાર્થના કર્યાં કરતો, પણ સ્વામી તેનો અનધિકાર જાણી તેને કોઈ પ્રયોગ અર્પતા નહોતા. સ્વામિની શ્રી નૃસિંહાચાર્યજીપ્રતિ અપૂર્વ પ્રીતિ જોઇને વણિકે સ્વામિને વિનવવાઅર્થે

બહુ જ આગ્રહ કર્યો, અને તેથી એક પ્રસંગે તે વણિકઉપર અનુગ્રહ કરવા તેઓશ્રીએ સ્વામિને પ્રાર્થના કરી. શ્રી નૃસિંહાચાર્યજીપ્રતિ સ્વામિનો નિરતિશય પ્રેમ હોવાથી અનિચ્છા છતાં તેમણે તે વણિકને વટેશ્વરી યક્ષિણીનો પ્રયોગ આપ્યો અને અંતમાં કહ્યું કે તમારા આગ્રહથી જ આને આ પ્રયોગ હું આપું છું, પણ એ સિદ્ધ કરવાસરખો આનો અધિકાર નથી. આ પ્રયોગ જ્યાંથી ચાર માર્ગ નીકળતા હોય એવા વટના વૃક્ષતળે બેસીને અમુક રાત્રિપર્યંત અમુક વિધિથી કરવાનો હોય છે. વણિક અંધ હોવાથી આવું કોઈ સ્થળ શોધી ત્યાં જઇ પ્રયોગ કરે એમ નહોતું. તેણે એક યુક્તિ રચી. તેની અગાશી ઘરના મધ્યભાગમાં હતી, અને તેની ચારે બાજુએ ચારે ખંડમાં જવાનાં ચાર દ્વાર હતાં. આ સ્થાને તેણે પ્રયોગ કરવા ધાર્યો, અને શ્રીનૃસિંહાચાર્યજીની તેમાં અનુમતિ પૂછી. વિધિ-વિહીન માંત્રિક પ્રયોગો હાનિ કરનાર હોય છે તેથી તે કરવા યોગ્ય નથી, વગેરે કહી વણિકને વાર્યો, પણ કામનાવિવશ વણિકને બોધ રુચ્યો નહિ, અને તેણે તે જ રાત્રિએ પોતાની આકાશિકામાં (અગાશીમાં) પ્રયોગ આરંભ્યો. વડનું એક ડાળું કોઇની પાસે મંગાવી તેને એક જગાએ બાંધ્યું, અને તેને વટવૃક્ષ ગણીને ચાર ખંડમાં જવાનાં ચાર દ્વારને ચાર માર્ગ માનીને, તે ડાળાનીચે પ્રયોગ કરવા બેશી ગયો. રાત્રિએ એણે કયાં સુધી પ્રયોગ કર્યો હશે તે જાણવામાં આવ્યું નથી, પરંતુ બીજે દિવસે પ્રાતઃકાલે આઠ નવ વાગતાં શ્રીનૃસિંહાચર્યજી તેને ત્યાં ગયા ત્યારે એને અગાશીમાં બેભાન થઈ ચતોપાટ પડેલો જોયો હતો, અને તેનો બેસવાનો પાટલો યોગ્ય સ્થાનથી ઉછળી વેગળો પડયો હતો. ઘણા પ્રયત્ને એને શુદ્ધિમાં આણવામાં આવ્યો હતો, અને એની સ્થિતિઉપરથી એને બહુ જ ભયનું ભાન થયેલું જણાતું હતું. આ વણિકે શ્રીનૃસિંહાચાર્યજીને '*હાજરાત' ભરવાનો વિધિ પ્રસંગપરત્વે કહી બતાવ્યો હતો, અને આ વયમાં તેવી હાજરાત ભરવાનો એક પ્રસંગ તેમને કોઇ કાર્યવશાત્ આવ્યો પણ હતો."

તેમના અલૌકિક જ્ઞાનસામર્થ્યમાં વાસ્તવિક રીતે કોઈ આવા અધ્યયન કે માંત્રિક પ્રયોગ વૃદ્ધિ કરનાર તો ભાગ્યે જ કહી શકાય. એ સઘળું સામર્થ્ય તો સામર્થ્યમાત્રનું મૂલ જે પરમતત્ત્વ છે તેમાં અખંડ સ્થિતિ

---

* હાજરાત ભરવાનો વિધિ હાલના નવા વિજ્ઞાનપ્રમાણે Crystal gazing પારદર્શક ગોળાઉપર ત્રાટક કરવાસરખો જ છે. તેથી ભૂમિગત દ્રવ્ય, ખોવાયેલી વસ્તુ વગેરે કયાં છે તે જોઇ શકાય છે.

અથવા તો વૃત્તિનો તાદાત્મ્ય સંબંધ જ કારણભૂત હતો, એ વસ્તુ તો તેઓશ્રીની અનેક અદ્‌ભુત જ્ઞાનચર્ચાઓમાં અને અસાધારણ પ્રતિભા અને અલૌકિક ચમત્કૃતિપૂર્ણ વર્ણનભર્યા ગ્રંથોમાં એટલી બધી સુંદર રીતે ઝળકે છે કે ઉચ્ચ બુદ્ધિસંપન્ન વિદ્વાનો પણ તેથી આશ્ચર્યમુગ્ધ થયા વિના રહેતા નથી. છતાં સર્વથા પોતાની અલૌકિક અથવા દિવ્ય સંપત્તિને પ્રચ્છન્ન રાખવાની સ્વાભાવિક ચેષ્ટાકાલે પોતે કોઈ કોઈ અન્ય નિમિત્તો પણ તેમાં કારણભૂત હશે એવું સૌમ્યભાવે દર્શાવતા. આ સંબંધમાં પણ શ્રીમન્ માસ્તર સાહેબનો ઉલ્લેખ જ વિશેષ ઉપયુક્ત જણાશે.

"આ જ સમયમાં શ્રીમન્નૃસિંહાચાર્યજીને એક પ્રસંગે માર્ગમાંથી શ્રી સરસ્વતીસ્તોત્રની કોઈ પ્રાચીન હસ્તલિખિત પ્રત જડી. તે સ્તોત્રનો પણ તેઓશ્રી એ વયમાં પ્રાતઃકાલે સ્નાનપશ્ચાત્ પ્રસંગોપાત્ત પાઠ કરતા. ભવિષ્યમાં, મધ્યમાયુમાં જ્યારે તેઓશ્રી શ્રી પંચવરદવૃત્તાન્તાદિ તત્ત્વજ્ઞાનના રહસ્યરૂપ સદ્‌ગ્રંથો રચવા લાગ્યા, ત્યારે એ સર્વ એમને સ્વભાવથી પ્રાપ્ત યોગબલનો મહિમા છે, એમ જાણનાર પરિચિત શિષ્યો, એ પ્રકારના ભાવને સૂચવનારાં વચનો એમના પ્રતિ વદતા ત્યારે પોતાનામાં યોગબલ છે એ વાર્તાને જણાવતાં સંકોચ પામતા. શ્રીમન્નૃસિંહાચાર્યજી નિરભિમાનપૂર્વક સસ્મિત વદતા કે 'મને બાલ્યવયમાં એક સરસ્વતી સ્તોત્રની લિખિત પ્રતિ જડી હતી. તેનો પ્રસંગોપાત્ત પાઠ કરવાથી કદાચ મારામાં આ શક્તિ આવેલી તમને ભાસતી હશે; નહિ તો યથાર્થ દૃષ્ટિએ તો મારી કૃતિમાં કાંઈ વિશેષજેવું હોય, એવું મને ભાસતું નથી."

આ રીતે સરસ્વતીસ્તોત્રનો પાઠ તો પોતે જાતે કર્યો જ હશે એ નિર્વિવાદ છે, છતાં એમની પોતાની અદ્‌ભુત જ્ઞાનસંપત્તિ ઋતંભરાદિ પ્રજ્ઞાજન્ય હોય કે જ્ઞાનસ્વરૂપ આત્માકારાવૃત્તિના સ્વભાવજન્ય હોય એવો જ નિર્ણય થઈ શકે છે. આમ છતાં શ્રેયસ્સાધક વિદ્યાર્થીઓના હિતાર્થે ભવિષ્યમાં 'ભારતી-સ્તોત્ર' તેઓશ્રીએ રચ્યું છે. અનેક ઉચ્ચ ભાવોથી પૂર્ણ આ સરસ્વતીસ્તવનથી અનેક ચિત્તમાં અસાધારણ વિદ્યાસંપત્તિ જાગી છે. શ્રીમન્ માસ્તર સાહેબ, શ્રી જેકીસનદાસભાઈ, શ્રી નર્મદાશંકરભાઈ, શ્રી કૌશિકરામભાઈજેવા સમર્થ વિદ્વાનો જે ગુજરાતભરમાં પ્રસિદ્ધિ પામ્યા છે, તે સર્વને એમ કહેતા સાંભળ્યા છે કે "જ્યારથી આપજીશ્રીએ ભારતી સ્તોત્ર રચ્યું ત્યારથી અમે તેનો ઘણા લાંબા સમય સુધી નિત્ય પાઠ કરતા!" શ્રેયસ્સાધકોનાં વિદ્યાજ્ઞાન વગેરેની વૃદ્ધિના સંકલ્પ-

સહ રચાયેલું એ સ્તોત્ર સર્વસુલભ થાય તદર્થે તેને પ્રસિદ્ધ પણ કરેલું છે. તદુપરાંત શ્રી નૃસિંહાચાર્યજીનાં પુત્રી ભારતી દેવીના દેહવિલયપછી તેમનાં ઉત્તરાર્ચન-અર્થે શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાને પુસ્તિકા પ્રકટ કરી છે તેમાં પણ તે પ્રકટ કર્યું છે. અન્ય જનતાને ઉપયોગી વસ્તુ જાણી તેનું આ સ્થળે અવતરણ કરવું ઉચિત છે. શ્રદ્ધાપૂર્વક નિત્ય પાઠ કરનાર અવશ્ય તેના ઉત્તમ ફલને પ્રાપ્ત કરશે. તેઓશ્રીની મંત્રબલભરી દિવ્ય વાણીથી જ આ પ્રકરણ પરિપૂર્ણતાને પામે છે !

## શ્રી ભારતી-સ્તોત્ર ( ચોપાઈ )

ભારતિ ! ભારતિ ! ભક્તિ દિયો, પીડા પાપ સઉ હરી લીઓ
અંતરના મલ ટાળો સઉ, નિત્ય નિત્ય માથું નમાવી કહું
બુદ્ધિબળ બહુ આપો માત, જશ વાધે જગમાં વિખ્યાત
વાણીના સઉ દોષો હરો, નમીને કહું કલ્યાણ જ કરો
જય જય જય શ્રી સરસ્વતિ ! તમવિણ સિદ્ધિ જગે નથી થતી
વિદ્યા આપો સુખનું દાન, આપ કૃપાવિણ ના’વે જ્ઞાન
જ્ઞાન દઈને જ્ઞાની કરી, લોક લોકની પીડા હરી
દેજો આ લોકે સુખ ઘણાં, મુજ દુઃખ ટાળી ને જનતણાં
જે તમને ના જપતા જીવ, તે જગમાં કેમ પામે શિવ
તમથી શિવ પણ સુખે મળે, જન્મમરણનાં દુઃખ સઉ ટળે.
દોષોનો હું છું ભંડાર, રાખી શરણે પાડો પાર
મન આનંદ લહે જ અખંડ, એવું સુખ દો ટાળી દંડ
નમી નમીને માગું એક, સદ્‌વિદ્યા દઈ રાખો ટેક
સદા જીભ મારીમાં વસો, વદતાં દોષ ન આવે કશો
દુર્જન પંડિત પામે હાર, થાય સભામાં જયજયકાર
જ્યાં હું જઈને ઉભો રહું, આપ પ્રતાપે માને સઉ.

### દોહરો

ભણ્યું સ્તોત્ર મેં ભારતિ ! શુણી કરજો કલ્યાણ
ત્રિભુવનવિજયી આપજો, વિદ્યા ને વળી વાણ.

# પ્રકરણ ૬

## તત્ત્વાનુભવ

**नाऽयमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन।**
**यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनुं स्वाम् ॥**

જેની જ્વલંત જ્ઞાનજ્યોતિનાં કિરણો ગુજરાતભરનાં અનેક મનુષ્યોનાં અજ્ઞાનતિમિરને ભેદી નાંખવા સમર્થ થયાં અને અદ્યાપિ જે પ્રકાશની આભા અનેક જીવનોને ઉજ્જવલ કરી રહી છે, એ મહાપુરુષના હૃદયમાં પ્રખર તેજોમય જ્ઞાનપ્રકાશ ઝળકતો હતો એ તો નિર્વિવાદ છે. શ્રદ્ધાન્વિત શ્રેયસ્સાધકોનું જ એ મંતવ્ય છે એમ નથી. શ્રીમન્નૃસિંહાચાર્યજીના સમાગમમાં જે જે શ્રેયસ્સાધકસિવાયના અનેક વિદ્વદ્જનો આવ્યા, જે અનેક તટસ્થ સંસ્કારી મનુષ્યો આવ્યા, તે સર્વએ તેમના વિષે એક જ અભિપ્રાય વ્યક્ત કર્યો છેઃ તેમની વાણીમાંથી તો તત્ત્વામૃતની ધારા જ વહન કરે છે. તેમની નયનદીપ્તિ અલૌકિક પ્રકાશ ફેંકી હૃદયમાં કોઈ અકથ્ય પ્રકાશ પ્રસારે છે. જાણે અંધકારનાં પડો વિંધાતાં હોય અને તેથી કોઈ શાંત ભાવની સુરમ્ય લહરીઓ ઘેરો આનંદ જગવતી હોય એવો મધુર અનુભવ થાય છે. તેમનું હૃદય પ્રેમામૃતનો મહાન્ નિર્ઝર છે. તેના તરંગો તેમના સંબંધમાં આવનારના હૃદયના રાગદ્વેષનું આક્ષાલન કરતા હોય તેવો સુંદર અનુભવ જાગે છે. વડોદરાના તે સમયના દિવાન શ્રીમાન્ મણિભાઈ જશભાઈ, શ્રી બદ્રીનાથ શાસ્ત્રી-જેમને વડોદરારાજ્યતરફથી તર્કવાચસ્પતિનું પદ અર્પવામાં આવ્યું હતું-વેદાંતશાસ્ત્રના અને સંસ્કૃત સાહિત્યના ધુરંધર વિદ્વાન્ શ્રીયુત મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી, ગુજરાતીના આદ્ય તંત્રી શ્રીયુત ઈચ્છારામ સૂર્યરામ દેશાઈ, શ્રીયુત હરિદત્ત શાસ્ત્રી અને બીજા શ્રાવણ માસની દાક્ષિણ્યનિમિત ઉત્તરના અને મિથિલાના જે જે વિદ્વદ્જનો વડોદરામાં આવી તેમના સમાગમનો લાભ લેતા તે સર્વ એક જ ભાવના ઉદ્ગાર કાઢતા એ સુવિદિત છે. તે સર્વના ઉદ્ગારો નોંધના અભાવે તેમના સ્વતંત્ર શબ્દોમાં વ્યક્ત કરવાનું અશક્ય છે, પરંતુ ઉપર દર્શાવ્યા તેવા જ ભાવનાં વાક્યો સર્વના મુખમાંથી નીકળતાં એ સમગ્ર તત્કાલીન જનતા જણાવે છે અને અદ્યાપિ તે કાળના અનુભવી મનુષ્યો વિનાસંકોચ કહી શકે છે. વસ્તુતઃ તે તત્ત્વજ્ઞશિરોમણિ હતા. એમના ગદ્યપદ્ય સાહિત્યમાં તત્ત્વજ્ઞાનનો જ પ્રધાન સુર ગાજે છે. 'અબ મેં બી ભયા

જગરાયા, નિશાન ગડાયા, ડંકા બજાયા' 'માયા હમકો કયા કરે, દિવાની! માયા હમકો કયા કરે' ઇત્યાદિ પદ્યોમાં જ્ઞાનની મસ્તીની ઘોષણા છે. 'અનુભવ શિખરે જાવાની આશા ધરજે, હો જીવ તું અંતર શુદ્ધિ કરજે,' 'કર્યાં સ્વરૂપમેં મોહતા નહિ, કયા દુઃખસેં રોતા સહી' વગેરેમાં ઉત્તેજક પ્રેરણાનું ગુપ્ત બળ ગર્જે છે. એમ અનેક કર્મ, ભક્તિ, અને જ્ઞાનનાં ઉદ્‌બોધક પદ્યોમાં કહો કે કનિષ્ઠમાં કનિષ્ઠ અધિકારીથી લઈને ઉત્તમમાં ઉત્તમ અધિકારીને ઉદ્‌બોધક ગદ્ય સાહિત્યમાં કહો, એમની અદ્‌ભુત જ્ઞાનકલાને જાગ્રત્ કરતી સામગ્રી જ ભરેલી છે, એ તો સૂર્યજ્યોતિ-જેવું પ્રકાશિત છે.

એમની શુદ્ધ સાત્ત્વિક ચેષ્ટાઓ, એમની રસભરી ચર્ચાઓ, મર્મ-સ્પર્શી વિનોદ, એમની અંતસ્ત્યાગી બહિસ્સંગી અવસ્થા, એમની અખંડૈક-રસ બ્રહ્માત્મૈકયવાળી સ્થિતિનાં જ દ્યોતક છે. સાચું જ્ઞાન અંતરાત્મામાંથી જ પ્રકટે છે એ અચલ સિદ્ધાંત છે. કારણ આત્મા–પરમાત્મા પ્રજ્ઞાનઘન છે. **प्रज्ञानं ब्रह्म** એ શ્રુતિવાકય છે. આત્મા જ બ્રહ્મ છે.

એ બ્રહ્મીભૂત અવસ્થા અથવા તત્ત્વાનુભવ કયારે અર્થાત્ કયી વયે થયો હશે, તેમાં કયાં નિમિત્તો હશે, એમણે કયાં સાધન સાધ્યાં હશે, વગેરે પ્રશ્નો જિજ્ઞાસુ વૃત્તિમાં સ્વાભાવિક ઉદ્‌ભવવા સંભવ છે.

શ્રેયસ્સાધકોની દૃષ્ટિએ તો એનો સરળમાં સરળ અને સીધો એક જ ઉત્તર છે: તેમનો તત્ત્વાનુભવ, તેમનો સ્વરૂપાવબોધ, જન્મથી જ હોવો સંભવિત છે, કારણ તેમનું તનુ મહેશ્વરનું લીલાતનુ જ હતું. અનેક શ્રદ્ધાન્વિત હૃદયોનો એ દૃઢ અનુભવ હતો. ઈશ્વરાવતારોમાં અથવા લીલા-તનુઓમાં પોતાના સ્વરૂપનો બોધ ત્રિકાલ અબાધિત જ હોય છે. આમ છતાં માનવશરીરમાં કેટલીક વખત માનવ જીવનનાં કેટલાંક બંધનો પણ સ્વેચ્છાથી સ્વીકારેલાં જ હોય છે. શ્રી રામચંદ્રજી, ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્ર વગેરેની અલૌકિક સરખી કૃતિઓ છતાં કેટલીક મનુષ્યસદૃશ ચેષ્ટાઓ સર્વવિદિત છે. ભગવાન્ શંકરાચાર્યનો મહાજ્ઞાનરાશિ પણ અમુક વયે અમુક નિમિત્તદ્વારા જ પ્રકાશ્યો હતો. આ પ્રકારે વય, સમય, નિમિત્ત વગેરેની સામાન્ય અપેક્ષા તેમાં રહેલી દૃષ્ટિએ આવે છે. આ સર્વ હેતુ વિચારી એ સંબંધમાં કેટલોક વિચાર કરવાની ખાસ અગત્ય છે. એમની જીવનચર્યા અને કૃતિરીતિના મંથનમાંથી જ એ નવનીત તારવી શકાય તેમ છે, કારણ સ્વમુખે તો એ વાર્તા કદી સ્પષ્ટ રૂપમાં તેઓશ્રીએ શ્રીમન્

માસ્તર સાહેબજેવા ઉત્તમોત્તમ અધિકારી અને અતિ નિકટ સંબંધ ધરાવનારની સમીપ પણ વ્યક્ત કરી નથી. પોતાની અખંડ સદાશિવ સ્વરૂપમાં ઐકયભાવવાળી સ્થિતિને તો તેઓશ્રીએ પ્રકટ કરવાને બદલે પ્રચ્છન્ન રાખવાનો જ વિશેષ પ્રયત્ન કર્યો છે એ અનેક પ્રસંગોમાંથી સમજાય તેવું છે. જ્ઞાનનું લક્ષણ જ મૌન છે. તેવું જ તેઓશ્રીનું પણ એક સૂત્રવાક્ય હતું "જિન્ને પાયા ઉન્ને છુપાયા." જ્ઞાની પોતાની જાતનાં બણગાં ફુંકતો જ નથી. 'ખાલી ચણો વાગે ઘણો' એવી સામાન્ય જનઉક્તિ પણ આવા જ મર્મથી ભરેલી છે.

ત્યારે શાળાના અભ્યાસપછી તેમની પ્રવૃત્તિ કેવા પ્રકારની હતી એ વગેરેનું નિરીક્ષણ કરીએ. પૂર્વે જણાવ્યું જ છે કે શાળાનો અભ્યાસ લગભગ બાર કે ચઉદ વર્ષની અંદર સમાપ્ત કરી નાંખ્યો હતો અને તે પછી કોઈ ગ્રંથોનો અભ્યાસ તેમણે કર્યો નથી. શાસ્ત્રાધ્યયનની વૃત્તિ પણ શમી ગઈ હતી !

શાસ્ત્રાધ્યયનની વૃત્તિ શમી ગઈ એ જ જણાવે છે કે એમની અંતર્જ્યોતિ વાસ્તવ સ્વરૂપાનુભવના માર્ગમાં સીધા જ દોરી જતી હતી. અંતરનો નાદ જણાવતો જ હોવો જોઈએ કે—

अविज्ञाते परे तत्त्वे शास्त्राधीतिस्तु निष्फला ।
विज्ञातेऽपि परे तत्त्वे शास्त्राधीतिस्तु निष्फला ॥

જે લોકો શાસ્ત્રાધ્યયન કેવલ ચર્ચાને અર્થે, વિદ્વદ્‌મન્ય ગણાવાને, પ્રતિસ્પર્ધીઓઉપર વિજય મેળવી પ્રતિષ્ઠા પામી પંડિતંમન્ય થવાને અર્થે જ કરે છે, તેમને આ પંક્તિઓ બહુ સુંદર રીતે પ્રબુદ્ધ કરવા સમર્થ છે. શ્રીમન્નૃસિંહાચાર્યજીના અંતઃકરણમાં તો સ્વભાવથી જ એ નિશ્ચયનાં બીજકો રહેલાં પ્રતીત થાય છે કારણ કે વેદાંતના બે ત્રણ ઉપનિષદ્‌નું અવલોકન અને સંહિતાના પાઠપછી વિશેષ શાસ્ત્રાધ્યયન કરવાપ્રતિ રુચિ કે મોહ બતાવ્યો જ નથી. ભવિષ્યમાં એ જ બીજકમાંથી ઉદ્‌ભવેલું કાવ્યાંકુર આ વાર્તાને સારી રીતે સ્પષ્ટ કરે છે:

અનુભવીની અલ્યા ચોટ છે કારમી,
કોઈ શૂરવીર એ ચોટ સાધે;
સદ્‌ગુરુશરણવિણ કંઈક વહેતા થયા,
પુસ્તકે પાર તો નાહિ લાધે;—
વેદ તે ચાર, ષટ્ અંગસહ જો ભણે,
વેદ ઉપ, વાંચતાં બુદ્ધિ વાધે;

તો'ય પણ ધનિક કાં રાયને શોધતો,
ભાર પુસ્તકતણો લેઈ બાંધે;—
શાસ્ત્ર સર્વે ભણે, કષ્ટ વેઠી ઘણે,
ચપળતાથી ભલે ગ્રંથ બાંધે;
**તોય પણ આત્મઅનુભવવિના** તેહનાં,
**હૃદય અતિ અગ્નિથી નિત્ય દાઘે;—**

× × ×

જાણ **નરસિંહ** જન તે સુખી સર્વદા,
**નિર્વિકલ્પી થયો છે સમાધે—**

**કેવલ શાસ્ત્રાધ્યયન કરી, વાસના ક્ષય અને મનોજય સાધી આત્માનુભવ કરવા નિર્વિકલ્પ સમાધિમાં પ્રવેશ્યાવિનાના પુરુષોની દરિદ્રતા અને દીનત્વનું આથી કયું વિશેષતાવાળું સ્વરૂપ હોઈ શકે ?**

આવાં આવાં સૂક્ષ્મ સંસ્કારબીજકોમાંથી ઉદ્‌ભવેલી વિચારવલ્લીઓ તેમની આંતર પ્રતિભાનો સુરમ્ય સુવાસ પ્રસારે છે અને તે આપણને મુગ્ધ કર્યા વિના રહેતો નથી. આવાં અનેક કારણોને લઈને નિઃશંકપણે નિર્ણય થાય છે કે તેમનો સ્વરૂપાવબોધ અમુક નિમિત્તો અને વયની અપેક્ષાએ પણ અંતરમાં નિગૂઢ રહી પોતાનો પ્રભાવ તો દર્શાવ્યા જ કરતો.

એમનો જ્ઞાનવિભવ શાસ્ત્રાધ્યયનના ફલરૂપ નથી, એમની અપરોક્ષાનુભૂતિના ફલરૂપ છે. એમનાં પદ્યો જે જ્ઞાનની મસ્તી અને તત્ત્વસ્પર્શી ભાવો જગાવે છે તેનાથી તો તે શ્રવણ કરનાર ઉચ્ચ તત્ત્વાનુભવીઓ પણ મુગ્ધ થાય છે. અવધૂત **શ્રી હંસદેવજી** ગુજરાતમાં જ નહિ પરંતુ બંગાળા અને બિહારમાં પણ ભદ્ર પુરુષોની એક અત્યંત પૂજ્ય વ્યક્તિ મનાય છે. ગુજરાતમાં તેમ જ બંગાળ, બિહારમાં પણ તેમના આશ્રમો છે. શ્રેયસ્સાધક વર્ગના ગાઢ પરિચયમાં તેઓશ્રી છે. તેઓશ્રીપાસેથી વારંવાર એક જ વાર્તા લેખકે સાંભળી છે: "હમકો તો ભાઈ ! **નૃસિંહાચાર્યજીકે** ભજન બહોત પસંદ હૈ. યહાં ઓર સબ આતે હે, અપની અપની સુનાતે હૈ, પરંતુ હમારે હૃદયકો સંતોષ તો ઉનકે હિ ભજનોસેં હોતા હૈ. ઉનકે ભજનોમેં સારા વેદાંત ભરા હૈ."

નિર્વિકલ્પ સમાધિસુધી પહોચેલા સાચા ત્યાગી મહાપુરુષનાં આ વચનો ! અત્યારે એ મહાપુરુષનું વય તો લગભગ ૯૦ ( નેવુ ) વર્ષની પણ

ઉપરનું છે, પરંતુ તેમના શરીરની તેજસ્વિતા **શ્રીમન્નૃસિંહાચાર્યજીની** તેજસ્વિતાની લક્ષણા કરાવે છે!

અપરોક્ષાનુભૂતિઅર્થે નિર્વિકલ્પ અવસ્થા સાધવા **શ્રીમન્નૃસિંહાચાર્યજીએ** શું શું કર્યું? આપણે જોયું કે શાળાનો અભ્યાસ વિરમી ગયો. શાસ્ત્રાધ્યયન શમી ગયું! નોકરીપ્રતિ હજી કંઈ દૃષ્ટિ વળી નહોતી. માત્ર પૂર્વે જણાવેલા પોતાના સ્વતંત્ર એકાંતિક સ્થાનમાં પોતે ધ્યાનમગ્ન રહેતા! વસ્તુતઃ તો એમને બહુ કષ્ટ વેઠીને અથવા પરિશ્રમપૂર્વક ધ્યાનનો અભ્યાસ કરવાની અગત્ય જ નહોતી. સ્વાભાવિક રીતે જ આપણે જોઈએ છીએ કે જે બાળકોમાં વિદ્યાના સંસ્કાર વિશેષ હોય છે, તે બાળકો વિદ્યાભ્યાસમાં બહુ ત્વરિત રીતે આગળ આગળ પ્રગતિ કરે છે. તેમની સમજશક્તિ ઘણી ઊંડી હોય છે. એવાં પ્રતિભાશાળી બાળકો નાની વયે પણ બહુ ઉંચી પદવીઓ પ્રાપ્ત કરે છે. તો પછી જેનો જ્ઞાનપ્રકાશ માત્ર બહારનાં સામાન્ય સાધનમાત્રથી ઝળકી ઉઠવા સંભવિત હતો તેવા એક અવતારી પુરુષને એવો કઠિન પરિશ્રમ વેઠવાની અગત્ય ક્યાંથી હોઈ શકે? સ્વતઃ પોતે પણ એવો જ ભાવ પરોક્ષ રીતે પોતાનાં કાવ્યોમાં વ્યક્ત કર્યો છેઃ

'નાહિ કીયો કછુ નાહિ કરાયો, આપોઆપ ઉપાયો,
અહંમમ સદ્ય છુપાયો, અનુપમ યહ અવસર આયો.'

આ સ્વોક્તિ સ્પષ્ટ નિર્દેશ કરે છેઃ સ્વાત્માનુભવ **સ્વતઃ સ્ફુરિત જ** હતો! પરની સહાય, સાધનોની સહાય કે પ્રબલ પુરુષાર્થની અપેક્ષા જ નહોતી! આમ છતાં લૌકિક નીતિને અનુસરીને, અથવા જે કંઈ ભસ્માવલિત સ્વરૂપ હતું તેને પ્રકાશમાં લાવવા મંદ વાયુલહરી જેવી સાધનકલાની અપેક્ષા હતી તે કેવી રીતે સાધી લીધી તેનું અવલોકન કરવાની કંઇક અગત્ય છે, તેમ જ અભ્યાસ પછી શું કર્યું તે જાણવાની જિજ્ઞાસાની તૃપ્તિની પણ અગત્ય છે.

અભ્યાસપછી અવકાશનો ઘણો સમય સ્વાભાવિક મળતો. તે સમયમાં સાધનોમાં સર્વોત્કૃષ્ટ સાધન જે બ્રહ્મવિચાર–મહાવાક્યનો વિચાર, તેમાં જ તેઓ રત રહેતા. પૂર્વે પોતાના સંબંધમાં કેટલુંક સ્પષ્ટીકરણ કરતો જે મનહર છંદ જણાવ્યો છે, તેમાં એ જ ઉલ્લેખ છેઃ

'સાધનમેં સાધન જો બ્રહ્મકો વિચાર સો તો,
એકાંતમેં બૈઠ હમ નિશદિન કીયો હૈ!'

**મહાવાક્યનો** વિચાર કરતાં હું—મારો **આત્મા—બ્રહ્મસ્વરૂપ છે, બ્રહ્મથી સદા અભિન્ન છે, એવો** દૃઢ નિશ્ચય થાય છે. એ નિશ્ચયવાળા તત્ત્વવિચારમાં રત રહેતાં, અર્થાત્ તત્ત્વાનુસંધાન કરતાં કરતાં વૃત્તિ એકતાનતાપૂર્વક તદાકાર થઈ રહે છે, તેને નિદિધ્યાસન કહે છે. વિજાતીય વૃત્તિના પ્રવાહરહિત સજાતીય વૃત્તિનો ધારાબદ્ધ પ્રવાહ એવું તેનું શાસ્ત્રીય લક્ષણ છે. એ નિદિધ્યાસનનો પરિપાક થતાં નિર્વિકલ્પ સમાધિનો અનુભવ જાગે છે. તેમાં ધ્યાતા, ધ્યાન અને ધ્યેયાદિ ત્રિપુટીનો લય થાય છે. કેવલ તત્ત્વનું—ચિન્માત્ર બ્રહ્મવસ્તુનું—ભાન રહે છે. ભાન કોણ કરે છે, ક્યાં કરે છે વગેરે કશું બીજું ભાન હોતું નથી. આ અવર્ણનીય અનુભવની સ્થિતિ છે. તેને જ શાસ્ત્રો કહે છે: **सा काष्ठा। सा परा गतिः ।** આ જ અપરોક્ષાનુભૂતિ છે. આ જ બ્રહ્માત્મૈક્ય છે. આ અનુભવની કલાએ પહોંચેલા પુરુષો જ બ્રહ્મવિદ્વરિષ્ઠના અતિ ઉચ્ચ પદને અલંકૃત કરે છે.

**શ્રીમન્નૃસિંહાચાર્યજી** સ્વબલથી જ એ મહાન્ પદને પ્રાપ્ત થયા. સહજ અપરોક્ષાનુભવ સિદ્ધ કર્યો. કારણ સ્વાત્માનું અનુગ્રહવર્ષણ થવું સ્વાભાવિક જ હતું! જેના ઉપર સ્વાત્મા—પોતાનો જ આત્મા—અનુગ્રહ કરે છે તેને જ એ આત્મા સુલભ છે એ શ્રુતિવાક્ય છે. પોતાને યત્કિંચિત્ સાધનની અને આત્માનુગ્રહની જે અપેક્ષા હતી તે ઉભયનો સંયોગ સધાયો અને અદ્વૈતાનુભવ જાગ્યો એ પોતે જાતે જ પોતાના પદ્યમાં સ્પષ્ટ કર્યું છે:

'કછુ સાધન કછુ સાધ્યકૃપા યહ નિવૃત્તિ પદ પાયો,
નાહિ કીયો કછુ નાહિ કરાયો, આપો આપ ઉપાયો
અહંમમ સદ્ય છુપાયો—અનુપમ યહ અવસર આયો.'

આજે શ્રવણ, મનન અને નિદિધ્યાસનની શાસ્ત્રીય ચર્ચાઓ કરનાર ઓછા નહિ હોય, ગીતા, ઉપનિષદ્નાં વ્યાખ્યાનો અનેક વિદ્વાનો તેમ જ સંતપુરુષો કરે છે અને તેના અભ્યાસીઓ પણ ભારતવર્ષમાં હજારો નહિ પણ કદાચ લાખોની સંખ્યામાં પણ મળી આવે, પરંતુ તેમાં બતાવેલા માર્ગને અનુસરી નિર્વિકલ્પ સમાધિનો અનુભવ કરનાર કેટલા છે? ગીતામાં આત્મતત્ત્વની પ્રાપ્તિનો ઘણો સુગમ માર્ગ દર્શાવ્યો છે. તે માર્ગે સિદ્ધિને વરનાર કેટલા છે? ગીતા બહુ સરળ યુક્તિથી બતાવે છે: **इंद्रियाणि पराण्याहुरेंद्रियेभ्यः परं मनः । मनसस्तु परा बुद्धि र्यो बुद्धेः परतस्तु सः ।** આત્મા ક્યાં શોધવો એ બતાવ્યું! હવે:

**संकल्प प्रभवान् कामान् त्यक्त्वा सर्वानशेषतः ।**
**मनसैवेंद्रियग्रामं विनियम्य समंततः ॥**
**शनैः शनैरुपरमेद् बुद्ध्या धृतिगृहीतया ।**
**आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिंतयेत् ॥**

સંકલ્પથી ઉત્પન્ન થયેલી સર્વ કામનાઓ સંપૂર્ણ છોડી, સર્વ ઇંદ્રિયોને મનમાં લાવી સ્થિર કરવી. શાંતિથી ધારે ધારે મનબુદ્ધિને આત્માપ્રતિ વાળી તેમાં સ્થિર કરી ચિંતનમાત્રનો પરિત્યાગ કરવો. આટલું જ કર્તવ્ય છે. કેવું સુંદર લયચિંતન! પરંતુ ઉપરથી જેટલું સુગમ જણાય છે, તેથી અનેક ગુણ કઠિન છે એ વાત તે ક્રિયાની સિદ્ધિ કરી બ્રહ્મપદની પ્રાપ્તિ કરનારની સંખ્યા જ કહી આપે છે!

વેદની ઋચાઓના કુચા કરી નાંખનારા અને શાસ્ત્રનાં નિશદિન ચર્વણ કરનારા પ્રૌઢવયસ્ક પંડિતોમાંથી નિર્વિકલ્પાવસ્થાને સિદ્ધ કરી સમાધિસુખનો અનુભવ લેનારા સુભાગી પુરુષોની સંખ્યા કેટલી? કારણ કામનાઓનો ત્યાગ કરી શકતા નથી. આશાતૃષ્ણાઓ છોડી શકતા નથી. ઇંદ્રિયો નિયમમાં રાખી શકતા નથી. મનનો નિરોધ કરી શકતા નથી. એટલે સિદ્ધિને વરી શકતા નથી.

મનને નિઃસંકલ્પ કરવું એ બોલવામાં જ સહેલું છે. ધ્યાનયોગ, અથવા સંયમ કરનાર તેની દુષ્કરતાને સારી રીતે અનુભવથી સમજી શકે છે. શ્રીમન્નૃસિંહાચાર્યજીનું વય આ અનુભવકાલે આશરે પંદર સોળ કે સત્તર વર્ષનું. આશરે અઢારેક વર્ષના વય પછી તો તેમણે કદી એકાંતે જઈ આ પ્રકારનો અભ્યાસ પણ કર્યો નથી કે નથી કોઈ શાસ્ત્રાદિનું અવલોકન કર્યું, છતાં તેમની સ્વરૂપમગ્ન વૃત્તિ કદી ચ્યુત થઈ નથી. અર્થાત્ આવી તરુણાવસ્થામાં જ નિર્વિકલ્પ સમાધિનો અનુભવ લઈ અખંડ સ્વરૂપમગ્ન રહ્યા છે. કારણ:

**देहाभिमाने गलिते विज्ञाते परमात्मनि ।**
**यत्र यत्र मनो याति तत्र तत्र समाधयः ॥**

દેહાભિમાન ગલિત થતાં અને પરમતત્ત્વનું અનુભવજ્ઞાન થતાં, મન સર્વત્ર બ્રહ્માનુભવ અથવા તત્ત્વાનુભવને જ કરે છે. તેની દૃષ્ટિમાં **सर्वं खल्विदं ब्रह्म** પ્રત્યક્ષ જ છે. **हरिरेव जगत् जगदेव हरिः** એ નિર્મલ, નિર્વિકાર દૃષ્ટિ જ અખંડ વિલસે છે.

પોતાની અખંડ બ્રહ્માકારા વૃત્તિનો નિર્દેશ કરી પોતે એક પ્રસંગે વિનોદમાં પોતાનાં માતુશ્રીને પોતાની સ્થિતિનો પરિચય આપ્યો હતો; શ્રીકૃષ્ણે જેમ યશોદાને આપ્યો હતો. શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાને જ એ વાર્તા લેખકસમક્ષ જણાવી હતી. પોતાની જ્ઞાનારૂઢ સ્થિતિમાં પોતે તો પોતાની 'નિર્યમિત અનિયમિતતા'ના સૂત્રને અનુસરી સ્નાન અમુક સમયે જ કરવું એવો આગ્રહ રાખતા નહિ. એક દિવસ જમવાનો સમય થવા આવ્યો છતાં પોતે સ્નાન કરેલું નહોતું એટલે તેઓશ્રીનાં માતુશ્રી (મહાલક્ષ્મીબા) આવી તેમને કહેવા લાગ્યાં:

'ભાઈ! હવે સ્નાન કરી લો. જમવાનો સમય થઈ ગયો છે.' પોતે સ્મિતપૂર્વક જણાવ્યું 'બા, હું તો અખંડ બ્રહ્મજળે સ્નાન કરી જ રહ્યો છું; મારે બીજા સ્નાનની જરૂર ક્યાં છે?' માતૃવત્સલ ભાવથી વદાયેલાં આ વચનોનો માજી શું ઉત્તર આપે? છતાં પોતે સ્નાન કંઈ કરતા નહિ એમ તો હતું જ નહિ. તરત ઉઠ્યા અને સ્નાનાદિ કરી લીધું.

તે ઉપરાંત એમની સ્વરૂપમગ્ન વૃત્તિનો નિર્દેશ કરતાં શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાને જણાવેલું: "બાપજી એકલા હોય ત્યારે તો નેત્ર બંધ કરીને જ ગાદીઉપર પડી રહે. બહુ બહિર્મુખ રહે જ નહિ. મીંચેલાં નેત્ર ઉઘાડે ત્યારે પણ વૃત્તિ જાણે ઉંડાણમાં છે એવું જ દેખાય! બાહ્ય દૃષ્ટિ તો અવરોધ પામેલી જ જણાય! શાંભવી મુદ્રાજેવી! આ દૃશ્ય જોતા તે સમયનું ભગવાનશ્રીનું વય માત્ર ૧૦-૧૧ વર્ષનું! વળી જે કાંઈ વધારે સમજણવાળા હોય તેમને પણ જણાતું કે તેમની જગત્પ્રતિ ઉપેક્ષાવાળી જ દૃષ્ટિ છે! જગત્ જગત્રૂપ નહિ પણ પરબ્રહ્મરૂપ જ તેમની દૃષ્ટિમાં હતું! નિર્વિકલ્પાવસ્થાના અનુભવમાંથી જાગેલી વૃત્તિ પછીથી પોતે જે અખંડ અનુભવ કરી રહ્યા હતા તેનો તાદૃશ ચિતાર પોતાના એક અદ્વિતીય પદમાં વર્ણવ્યો છે! આ રહ્યું તે સુંદર સ્વાત્માનુભૂતિની કક્ષામાં લઈ જવાના અદ્ભુત સામર્થ્યથી પૂર્ણ વાણીથી અને મહા શાંત રસથી ભરેલું પદ:

'સત્ ચિત્ સુખ સર્વત્ર જ ત્યજીને ક્યાં જાવું;
વિષયોપ્રતિ નથી મન આ જાતું, આ સુખ, દુઃખ આ એમ ન થાતું,
અજરામર નિજ પદ નિત્ય ગાતું રે, ત્યજી જ્યાં ત્યાં ધાવું; સત્ ચિત્૦
સ્વર્ગ અને સિદ્ધિ નથી ચાહતું, નિદિધ્યાસન નિર્મલ જલ નહાતું,
પીયૂષ પી રહેતું મદમાતું રે, અન્ય હવે શું થાવું? સત્૦

જલસ્થલમાં જ્યાં ત્યાં એ જોતાં, અન્ય ન અનલ અનિલપ્રતિ પ્રોતાં,
ચિન્મય દશ દિશમાં લહ્યું દોહતાં રે, નથી હવે પીલાવું; સત૦
વાણી પરાની પાર પ્રવેશી, અહં સાક્ષીપદે ગયું બેશી,
સુખમયને કહો ચિંતા હવે શી રે, મિથ્યા મન શીદ તાવું; સત૦
દ્વૈતપ્રપંચ નવ અંતર આવે, આશાતૃષ્ણા કદી ન નચાવે,
વસ્તુ અવર ઉરમાં નવ ભાવે રે, ભાવે નવ અન્ય ગાવું; સત૦
નિર્મલ સ્વરૂપવિષે નિત્ય નહાતાં, નૃસિંહ નૃસિંહ નૃસિંહ લહાતાં,
સત્ ચિત્ સુખમય સહજે થાતાં રે, રહ્યું હવે ના *વાવું; સત૦

આ નિર્વિકલ્પ સમાધિનો અનુભવ માત્ર ૧૮ વર્ષની વયપૂર્વે! શું આ મલિનસત્ત્વા અવિદ્યાના કાર્યરૂપ જીવોથી સંભવિત છે? એટલી બધી સરળતાથી એ સિદ્ધિ જીવોને મળતી હોય તો પછી ભગવાન્ શ્રીકૃષ્ણને શું કરવા કહેવું પડત—

**मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये ।**
**यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥**

પોતાના પરબ્રહ્મ સ્વરૂપની લક્ષણાપૂર્વક ભગવાન્ કૃષ્ણચંદ્રનાં વદાયેલાં આ વચનો તત્ત્વાનુભવની દુષ્કર સિદ્ધિ સ્પષ્ટ દર્શાવે છે!

સિદ્ધિ માયોપાધિક દેહવાળા અર્થાત્ શુદ્ધસત્ત્વા માયાની ઉપાધિવાળા અવતારી પુરુષોને મનુષ્યશરીરમાં પણ સામાન્ય નિમિત્તથી જ વરે છે! ઈશ્વર અને ઈશકોટિનાં લીલાતનુનો આત્મા આવરણરહિત નિત્યપ્રકાશ હોય છે. એવા પુરુષવરોને પોતાના ચિન્મય સ્વરૂપનું ભાન ત્રિકાલ અબાધિત હોય છે એ શાસ્ત્રસ્વીકૃત વસ્તુ છે. તેથી જ શ્રીમન્નૃસિંહાચાર્યજી અલ્પસ્વલ્પ નિમિત્તદ્વારા નિત્ય પ્રકટ આત્મસ્વરૂપે વિલસી રહ્યા!

પોતાના સાધનમાં મુખ્ય સાધન બ્રહ્મવિચારનું જ હતું એ તો સ્વમુખે કહેલું હોવાથી નિર્વિવાદ છે. પરંતુ તદુપરાંત યોગાદિનાં અન્ય સાધનો પણ વર્તમાન જન્મકાલે અનુભવી જોવાની દૃષ્ટિથી, અથવા તો ભાવીમાં તે તે વસ્તુના જિજ્ઞાસુઓને અનુભવદૃષ્ટિથી જ તે તે સાધનોને પ્રબોધવાની ભાવી દૃષ્ટિથી, કરી જોયાં હશે, એવું અનુમાન કરવાનાં કારણો પણ મળી આવે છે.

**શ્રીમન્નૃસિંહાચાર્યજી** સુરત છોડી વડોદરા કેમ્પપાસે નિઝામપુરામાં આવીને રહ્યા. ખીલેલા પુષ્પના મધુર સુવાસથી તે રસના ભોગીઓ જેમ તેપ્રતિ

---

* સ્પંદવાળા, ગતિવાળા થવું, વિહારી થવું.

પુષ્પની પ્રેરણાવિના આકર્ષાય છે તેમ જ તેમના અધ્યાત્મ મધુર સુવાસથી તે રસના ભોગીઓ તેમના પ્રતિ આકર્ષાવા લાગ્યા હતા. એ સંબંધમાં અધિક વિસ્તાર તેમની વડોદરામાં સ્થિતિના પ્રસંગોની વાર્તાના ઉલ્લેખકાલે કરાશે. આ નિર્મલ અંતઃકરણવાળા તત્ત્વજિજ્ઞાસુઓના બોધાર્થે અનેક પદ્ય-રચનાઓ કરી છે. એ પદ્યોમાં સ્વાનુભવની કેટલીક વાતો આવે છે. એક સ્વાભાવિક નિયમ જ છે કે લેખકની કૃતિઓમાં પોતાના જીવનપ્રસંગોની વાતો જાણ્યેઅજાણ્યે પણ ગુંથાઈ જ જાય છે. કારણ કે તે અનુભવજ્ઞાન હોય છે. આ પ્રકારના પદ્યમાં પોતે 'કહું મુજ વીતી સર્વ કહાણી' એમ સૂચવી પોતાના સાધનાભ્યાસનું સ્વરૂપ આલેખ્યું છે. તેમાં અનેક પ્રકારની યોગક્રિયાઓ, સ્વરોદયનાં સાધનો વગેરેનો ઉલ્લેખ છે. સ્વરૂપસાક્ષાત્કાર ચિત્તવૃત્તિના સંપૂર્ણ નિરોધવિના કેવલ 'અહં બ્રહ્માસ્મિ' મુખથી બોલવા-માત્રથી થતો નથી એ અધિકારીઓને સ્પષ્ટ સમજાવ્યું છે. શ્રેયસ્સાધક વર્ગની તેઓશ્રીના પ્રભાવથી એ જ વિશિષ્ટતા છે કે તે સાધનાભ્યાસ–સંયમને જ જીવનમાં પ્રધાનતા અર્પે છે. વર્ગના ગૌરવનો જનતાઉપર જે પ્રબલ સંસ્કાર પડયો છે તે આ વિશિષ્ટતાને લીધે જ. એ ક્રિયાઓના સંબંધમાં શ્રીમન્ માસ્તર સાહેબ આ પ્રમાણે જણાવે છે:

"એ અભ્યસ્ત ક્રિયાઓમાં સ્વસ્વ વ્યાપારસહ પંચપ્રાણનો નિરોધ, સ્વરસાધના, સુર્ત (લક્ષણાવૃત્તિ)નું મૂર્ધમાં આકર્ષણ, તાત્ત્વિક ધારણા-ઓ, ઇડા અને પિંગલાના નિરોધપૂર્વક અવસ્થાસહ દેહચતુષ્ટયથી તથા કોશપંચકથી સ્વસ્વરૂપનું પૃથક્કરણ, ષટ્ચક્રમાં નિયત જપનું અનુષ્ઠાન, યોગાંગના અનુષ્ઠાનવડે સુષુમ્ણામાં સ્થિતિ આદિ ક્રિયાઓ, જે સ્વરૂપસાક્ષા-ત્કારમાં ઉપયોગી જણાય છે, તે સર્વનું વર્ણન પ્રતીત થાય છે."

આ સર્વ વર્ણન જો કે તેમની ૨૨ વર્ષની વયે કર્યું છે, કારણ પોતે તે સમયે જ વડોદરે આવી નિવાસ કર્યો હતો, પરંતુ પૂર્વે જણાવ્યું તેમ તે સર્વ અભ્યાસ તો અઢાર વર્ષની વયપૂર્વે પોતાની એકાંત જગામાં કર્યો હતો.

એ અભ્યાસકાલે પોતાના આંતર અનુભવમાં એટલા તલ્લીન થઈ જતા કે સમયનું ભાન પણ રહેતું નહિ. નિત્ય ભોજનના સમયે સ્વગૃહે જતા પરંતુ ઘણે પ્રસંગે ભોજનકાલ વહી જતાં છતાં પણ તેઓશ્રી જઈ શકતા નહિ, અને તેમને તેડવામાટે કોઈને જવું પડતું. આવી અનિય-મિત પ્રવૃત્તિથી માતાપિતા પ્રસંગે મૃદુ ઉપાલંભનાં વચનો પણ કહેતાં, છતાં જેમણે કોઈને પણ દુઃખ થાય એવું વચન આજીવન કહ્યું નથી, તે માતા-

પિતાને આવી તરુણ અવસ્થામાં પણ કંઈ અરુચિકર કહે એ અસંભવિત હતું. પોતે એટલું બધું વિનયવિવેકભર્યું ઉત્તર આપતા કે માતાપિતાને પણ પોતે કટુ શબ્દ કહ્યા તે બદલ વખતે ગ્લાનિ થતી! પરંતુ તેઓશ્રી અપૂર્વ વાત્સલ્યથી તેમના પ્રતિ બહુ પ્રેમભર્યું વર્તન કરી એ ગ્લાનિ પણ નિવૃત્ત કરતા!

આ જ અરસામાં, અર્થાત્ જ્યારે શાળાનો અભ્યાસ વગેરે બંધ થયો ત્યારે, માતાપિતા પુત્રભાવે જણાવતાં "આમ બેસી રહી દિવસ ગાળવા કરતાં કોઈ ઉદ્યોગ કરો તો સારું." માતાપિતા તો પુત્રનો વ્યાવહારિક ઉત્કર્ષ જોવા ખાસ ઇચ્છે જ ને! આથી તેઓશ્રી પણ કોઈ કોઈ વખત નોકરીની શોધ કરવા ત્યાંની કચેરીઓ વગેરેમાં જતા. પરન્તુ દિવસનો અને રાત્રિનો ઘણો કાળ સાધનાભ્યાસમાં જ ગાળતા.

આ પ્રકારે પોતાના તારુણ્યના આરંભમાં જ મહાન્ બ્રહ્મપદને પ્રાપ્ત કર્યું. જે તરુણ અવસ્થામાટે ભગવાન્ શંકરાચાર્ય વદે છે: **तरुणस्तावत् तरुणीरक्तः** અને **परे ब्रह्मणि कोऽपि न लग्नः** । તે ઉક્તિથી પોતે પર હતા એ સિદ્ધ કર્યું. પરબ્રહ્મમાં સંલગ્ન વૃત્તિ કરી પરબ્રહ્મરૂપ થયા!

આવા મહાન્ પદમાં સ્થિતિના અનુભવજન્ય ઉદ્‌ગારો એમના અનેક પદ્યોમાં છે. નિજામપુરાના આરંભક અધિકારીજનોસમક્ષ પણ ગાતાં પોતે સંભળાવેલાં વચન તત્ત્વાનુભવની ખુમારીભર્યાં છે. અનુભવપછીની તેમની સ્થિતિ, રીતિ, કૃતિમાં અદ્‌ભુત પરિવર્તનો જણાય છે અને ભાવીમાં જે લૌકિક–અલૌકિક જ્ઞાનવિભવ વગેરે સર્વને દૃષ્ટિએ આવ્યો છે તેનાથી આશ્ચર્યભાવ ઉત્પન્ન થયા વિના રહેતો નથી. એ રીતિનું તેમનું અદ્‌ભુત અનુભવપૂર્ણ જીવન **ब्रह्मविद् आप्नोति परम्*** એ શ્રુતિવાક્યને સુંદર રીતે ચરિતાર્થ કરે છે!

---

* આ તૈત્તિરીય શ્રુતિ આ પ્રમાણે છે:

ॐ ब्रह्मविदाप्नोति परम् । तदेषाभ्युक्ता । सत्यं ज्ञानं अनन्तं ब्रह्म । यो वेद निहितं गुहायाम् परमे व्योमन् । सोऽश्नुते सर्वान् कामान् सह । ब्रह्मणा विपश्चितेति । બ્રહ્મવેત્તા પુરુષ પરમરૂપ બ્રહ્મરૂપને પામે છે. સત્યરૂપ, જ્ઞાનરૂપ તથા અનંતરૂપ બ્રહ્મ જે બુદ્ધિરૂપી ગુહામાં ઉત્કૃષ્ટ આકાશને વિષે સ્થિત છે, તેને જે ઓળખે છે તે સર્વજ્ઞ બ્રહ્મની સાથે એકરૂપે થઈ, સર્વ પ્રકારની કામનાઓનો ભોક્તા બને છે.

# પ્રકરણ ૭

## એમના ગુરુ?

**क्रियासिद्धिः सत्त्वे वसति महतां नोपकरणे ।**

*સપ્તમભૂમિકાએ આરોહણ કરી એ મહાશિખરના અદ્ભુત અનુભવ લઈ પંચમ ભૂમિકામાં સ્થિતિ કરી રહેલા **શ્રીમન્નૃસિંહાચાર્યજી** અત્યારે યૌવનના પ્રાંત ભાગઉપર સ્થિત છે. નિસર્ગસિદ્ધ સુઘટિત તનુ, બ્રહ્મચર્ય-સૂથી ઝળકતું, કલ્પનામાં જોતાં અત્યારે પણ મનને મુગ્ધ કર્યા વિના રહેતું નથી. જેના મુખઉપર મૂછનો દોરો પણ ફુટ્યો નથી એવી એક તરુણ વ્યક્તિ, જગત્ સમગ્રને પ્રેમના પ્રબલ તરંગોથી અભિષિકત કરતી અને બ્રહ્માંડ સમસ્તને દૃષ્ટિમાં સમાવી દેતી નિરખતાં આપણી વૃત્તિ તૃપ્ત થતી નથી. એ ભવ્ય પ્રતાપી મુખમુદ્રા ક્ષણભર દૃષ્ટિથી દૂર કરવી ગમતી નથી, એટલું પ્રબલ આકર્ષણ તેમાં ભરેલું છે, અને એનો પરિચય હવે ક્રમે ક્રમે જનતા કરવા લાગી છે. તેઓશ્રીની સામાજિક જીવનમાં પ્રવૃત્તિ આ તત્ત્વાનુભવપછી જ આરંભાય છે. એ પ્રવૃત્તિઓપ્રતિ લક્ષ આપતાંપૂર્વે તત્ત્વાનુભવસંબંધના એક મહત્ત્વના પ્રશ્નનો વિચાર કરવાની અગત્ય રહે છે. પૂર્વ પ્રકરણમાં જણાવ્યું કે તેઓશ્રીને આત્માની અપરોક્ષાનુભૂતિ સ્વતઃ સ્ફુરિત હતી, પરંતુ સામાન્ય નિયમ પણ કહે છે કે ગુરુવિના જ્ઞાન નહિ. શાસ્ત્રો કહે છેઃ શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ગુરુપાસે સમિત્પાણિ થઈ જવું અને જ્ઞાનોપદેશમાટે પ્રાર્થના કરવી. વેદ કહે છેઃ **आचार्यवान् पुरुषो वेद।** તે ઉપરાંત તેઓશ્રીના પાછળથી રચાયેલા સાહિત્યમાં પણ એ જ વસ્તુ પ્રત્યક્ષ છેઃ 'બિન સદ્ગુરુ જય કિનકો ભયો હૈ?' ત્યારે ગુરુના ઉપદેશ-વિના એમને આત્મસાક્ષાત્કાર શી રીતે થયો?

આ સંબંધમાં પ્રથમ વિચાર કરવાનો રહે છે. સિદ્ધાંતરૂપે સર્વસામાન્ય નિયમ એ જ છે કે અધ્યાત્મવિદ્યાનું જ્ઞાન, જ્ઞાની અર્થાત્ જ્ઞાન-વિજ્ઞાનયુકત તત્ત્વદર્શી મહાપુરુષોના શરણવિના પ્રાપ્ત થતું નથી. આ એક સામાન્ય અધિકારીમાટેનો નિયમ છે, પરંતુ ઉચ્ચ કોટિના પુરુષો જે અવતારી પુરુષો, લીલા તનુઓ, અદૃષ્ટવિશેષજન્ય તનુઓ, તેમ જ મનુષ્ય ભૂમિકામાં પણ જેમણે પૂર્વે તેવા પુરુષોના શરણમાં રહી અધ્યાત્મજ્ઞાન સંપાદન કર્યું છે, પરંતુ પૂર્ણતા પ્રાપ્ત ન થવાથી અન્ય જન્મ લેવો પડ્યો

---

* જુઓ વા. વિ. ૧ઃ સાતમે સપ્તદ્વીપ જોયા, ભૂમિકા સપ્તમે સંશય ખોયા.

છે તેવા પુરુષો, યોગભ્રષ્ટ પુરુષો, એ વગેરે સર્વ, સામાન્ય નિયમના અપવાદરૂપ હોઈ શકે એ બુદ્ધિગમ્ય નથી એવું નથી. નિયમને અપવાદ હોવો સંભવિત છે. એકલા તર્કથી જ આ વસ્તુ પ્રમાણભૂત નથી, પરંતુ પ્રત્યક્ષ દૃષ્ટાંતો વગેરેથી એ પ્રમાણભૂત થઈ શકે છે.

શ્રીમદ્ ભાગવતના એકાદશ સ્કંધમાં પણ, દત્તાત્રેયના ગુરુઓવિષે નિર્દેશ કરતાં કહ્યું છે: "આ લોકમાં કેટલાક લોકતત્ત્વના પરીક્ષક મનુષ્યો ઘણું કરીને પોતે જ વિષયવાસનામાંથી પોતાનો સારી રીતે ઉદ્ધાર કરે છે. (પશુ વગેરેના શરીરમાં પણ) પ્રાણી પોતે જ હિતાહિત જાણવામાં પોતાનો ગુરુ થઈ શકે છે; અને તેમાં પણ મનુષ્યશરીરમાં તો ખાસ કરીને પોતે પોતાનો ગુરુ થઈ શકે છે, કારણ કે મનુષ્ય પ્રત્યક્ષ તથા અનુમાનથી પોતાનું કલ્યાણ પ્રાપ્ત કરી શકે છે. મનુષ્યપણું પ્રાપ્ત થયું હોય તો સંયમ તથા યોગમાં કુશળ ધીર પુરુષો સર્વ શક્તિઓથી પરિપૂર્ણ એવા મને (પોતાના આત્માને) પ્રકટપણે જોઈ શકે છે." આ ભગવાન્ શ્રીકૃષ્ણનાં ઉદ્ધવપ્રત્યેનાં વચન છે.

આપણે જોઈએ છીએ કે દત્તાત્રેયે તો એક નહિ પણ ચોવિશ ગુરુ કર્યા છે! પરંતુ તે કેવા? તે ચોવિશેનાં નામ જુઓ અને વિચારી જુઓ કે કયો ગુરુ એમને તત્ત્વદર્શન કરાવવા સમર્થ છે? ગુરુ દત્તાત્રેય અવધૂતવેષે સ્વતંત્ર વિચરતા ત્યારે યદુરાજાએ એમને પ્રશ્ન કર્યો છે અને તેના ઉત્તરમાં ગુરુ દત્તાત્રેયે જણાવ્યું છે:

"હે રાજન્! મારી બુદ્ધિથી આશ્રય કરેલા મારા અનેક ગુરુઓ છે, જેઓની પાસેથી બુદ્ધિ ગ્રહણ કરીને હું મુક્ત થઈને આ પૃથ્વીઉપર ફર્યા કરૂં છું. તેઓને તમે સાંભળોઃ પૃથ્વી, વાયુ, આકાશ, જળ, અગ્નિ, ચંદ્રમા, સૂર્ય, હોલો, અજગર, સમુદ્ર, પતંગીઉ, મધુકૃત્–(ભમરો અથવા મધમાંખી), હાથી, મધ લેઈ લેનાર પારધિ, હરિણ, માંછલું, પિંગલા વેશ્યા, ટીટોડો, બાળક, કુંવારી કન્યા, બાણ બનાવનાર, સર્પ, કરોળીઓ અને ભમરી."

દત્તાત્રેયના આ ચોવીશ ગુરુમાંથી કયો ગુરુ સર્વને પ્રાપ્ત નથી? સર્વને એ પ્રાપ્ત છે છતાં કેટલા તેથી પ્રબુદ્ધ થયા? વિશિષ્ટ કૃતિઓનું સ્વબુદ્ધિથી નિરીક્ષણ કરી તેમાં રહેલા ગુણને ધારણ કરી ગુરુ દત્તાત્રેય અવધૂતરૂપે વિચરતા એ સુપ્રસિદ્ધ છે. પિંગલા વેશ્યા પોતાની અધમ

પ્રવૃત્તિ જોતાં અને પ્રતિદિન જાર પુરુષની આશામાં ને આશામાં આયુષ્ વીતાવતાં જ્યારે દુઃખાનુભવ કરવા લાગી ત્યારે તેને પણ અંતરમાં થયું કે આ આશા જ સર્વ દુઃખ આપનારી છે અને તેથી તે આશાતૃષ્ણા છોડી વિતૃષ્ણ થઈ અને ભગવાન્ વિષ્ણુના ચરણની અનુરાગી થઈ, સુખ-શાંતિને પામી. આથી તો **निराशः सुखी पिंगलावत्** એ પ્રચલિત ઉક્તિરૂપ બની ગઈ! એ રીતે એનો ગુણ જે ગુરુ દત્તાત્રેયે ધારણ કર્યો તે કયો સામાન્ય મનુષ્ય ધારણ કરી શકે છે?

મનુષ્યનું અંતઃસત્ત્વ જો પ્રબલ હોય અર્થાત્ તેના આંતર સંસ્કારો ઘણા ઉજ્જવલ હોય તો તેનામાં પ્રભુપ્રેમ–આત્મા પ્રતિ પ્રેમ–સ્વાભાવિક જાગે છે અને તેની વિશુદ્ધ પ્રેમદૃષ્ટિમાં જ્યાં ત્યાં પ્રભુનું અને પ્રભુની વિશિષ્ટ કૃતિઓનું દર્શન થાય છે. દત્તાત્રેયના અંતરમાં જે નિશ્ચયો સ્થપાયા છે તે તેમના પ્રબલ વિશુદ્ધ અંતઃસત્ત્વને લીધે. માટે જ કહ્યું છેઃ **क्रियासिद्धिः सत्त्वे वसति महतां नोपकरणे** ક્રિયાસિદ્ધિ મનુષ્યોના અંતઃસત્ત્વને અધીન છેઃ બહારના નિમિત્તોને નહિ. નિમિત્તો માત્ર અંતઃ-સત્ત્વ જાગ્રત્ કરી પ્રેરણા ઉત્પન્ન કરે એટલું જ ફ્લિત થાય છે.

ગુરુ દત્તાત્રેય જેમ સામાન્ય નિમિત્તોમાંથી પ્રબુદ્ધપણું પામ્યા છે તેવું જ ભગવાન્ બુદ્ધના જીવનમાં છે. જરાજર્જરિત શરીરને કે મૃત મનુષ્યના શબને જોતાં જ મનુષ્યજીવનની દુર્દશાનો પ્રબલ સંસ્કાર બુદ્ધના હૃદયમાં જાગ્યો, અને જગતને એ દુઃખોથી મુક્ત કરવા અસાધારણ વિરાગબળ પ્રકટ્યું: નિશ્ચલ ધૈર્ય અને શ્રદ્ધાથી પ્રયત્ન આરંભ્યોઃ સ્વયં પ્રબુદ્ધ થયાઃ જગત્નાં માનવીઓને પ્રબુદ્ધ કર્યાં! આ વસ્તુ સામાન્ય મનુષ્ય નિત્ય જુએ છે! કેટલાં તેથી પ્રબુદ્ધ થાય છે?

પરંતુ આવાં પુરાણપ્રસિદ્ધ કે વેદકાલનાં પાત્રો આવી સ્થિતિ સ્વબલથી પ્રાપ્ત કરે તે સર્વમાન્ય શી રીતે થઈ શકે? એ પાત્રો જ કલ્પિત કે કલ્પનામિશ્રિત કેમ ન ગણાય? આવી શંકાઓ વર્તમાન બુદ્ધિવાદી અંતઃકરણમાં ઉઠવી સ્વાભાવિક છે. પરંતુ ઐતિહાસિક વ્યક્તિઓનાં અને વર્તમાનકાલીન મહાપુરુષોનાં જીવનમાં પણ એ પ્રત્યક્ષ બનેલું દૃષ્ટિએ આવે છે.

શ્રી રામદાસ સ્વામી! દશ વર્ષની વયે લગ્નમંડપમાં સાવધાન શબ્દ સાંભળી સાવધાન થઈ મુઠ્ઠી વાળી ત્યાંથી નાઠા! તેમને કોણે સાવધાન કર્યા હતા? તેમના અંતરાત્માવિના બીજું કોઈ નહિ. એ એમના અંતઃ-

સત્ત્વનો જ પ્રભાવ હતો. એ આત્માનો સત્તાધારી અવાજ તે ઓળખી શક્યા–સાંભળી શક્યા–સાવધાન થઈ ચાલ્યા. બ્રહ્મતેજ પ્રાપ્ત કર્યું: શિવાજી મહારાજમાં ઝળકતા ક્ષાત્રતેજને બ્રહ્મતેજથી સંયુક્ત કરી પ્રખર પ્રકાશ વિસ્તાર્યો અને આર્યધર્મનું રક્ષણ કર્યું ! એ પણ રુદ્રનો અવતાર હતા !

શ્રીમન્નૃસિંહાચાર્યજીના જ સમકાલીનઃ શ્રીરામકૃષ્ણ પરમહંસ. કાલીના ચરણમાં અવિરત પ્રેમધારા વહાવી તન્મયતા સાધવા કોણે પ્રબોધ્યા હતા ? એ અદ્‌ભુત પ્રેમધારા સ્વતઃપ્રેરિત હતી. વેદાંતના અનુભવમાટે શ્રીતોતાપુરીએ તેમને માર્ગનિદર્શન કર્યું પરંતુ પ્રથમ પ્રયત્નના આરંભમાં જ ત્રિકુટીમાં દૃષ્ટિ સ્થાપી ધ્યાનમગ્ન થવા ઉપદેશતાં તો ત્રણ દિવસની સમાધિ થઈ ગઈ !

સ્વામી રામતીર્થ, શ્રીરમણમહર્ષિ, આનંદાશ્રમ (કાનનગડ) વાળા શ્રી રામદાસસ્વામી વગેરેના જીવનમાં દૃષ્ટિપાત કરતાં એ જ વસ્તુ દૃષ્ટિએ પડે છે ! અંતઃસત્ત્વના પ્રભાવે સામાન્ય નિમિત્તમાત્રથી એ સર્વ શિખરે સ્થિતિ કરી જગત્‌ને મહાન્ શિખરપ્રતિ દોરવા સમર્થ બન્યા છે.

માત્ર અધ્યાત્મપ્રદેશમાં જ આમ બને છે એવું નથી. જે જે ક્ષેત્રમાં મહાપુરુષો કાર્ય કરે છે, તેમાં નિમિત્તો અથવા તે કાર્યનાં સહાયક અથવા પોષક તત્ત્વો સામાન્યસરખાં હોય છે છતાં મહાન્ કાર્યસિદ્ધિ દૃષ્ટિએ આવે છે, અને તેથી જ **क्रियासिद्धिः सत्त्वे** એ મહાન્ સિદ્ધાંત બની ગયો છે.

વિજ્ઞાનના ક્ષેત્રમાં પણ શું બન્યું છે ? ન્યૂટને ( Newton ) વૃક્ષ-ઉપરથી ફલને જમીનઉપર પડતું જોયું અને ગુરુત્વાકર્ષણનો અચલ નિયમ વૈજ્ઞાનિક જગત્‌માં પ્રસિદ્ધિ પામ્યો. વૉટ્સે (Watts) કિટલીનું ઢાંકણું 'વરાળ'ના જોરથી ઉછળતું નિહાળ્યુંઃ જગત્ સમગ્રને આશ્ચર્યમુગ્ધ કરનાર કાર્યો 'વરાળ'થી સધાયાં ! શું આ વસ્તુઓ સામાન્ય મનુષ્યની દૃષ્ટિબહારની છે ? નિત્ય દૃષ્ટિસમીપ બનતા આવા અસંખ્ય વ્યતિકરો અંતઃસત્ત્વશાલી પુરુષો પણ જુએ છે, સામાન્ય બુદ્ધિસત્ત્વવાળા પણ જુએ છે. પ્રબલ સત્ત્વશાળી તેમાંથી મહાન્ કાર્યો સિદ્ધ કરે છે. સત્ત્વહીન જોઈને બેશી રહે છે. પ્રતિધ્વનિ ( Ecko ) કેટલાએ મનુષ્યોએ સાંભળ્યો હશે. તે ઉપરથી ગ્રામોફોન શોધનાર એક 'એડિસન' ( Edison ).!

શ્રીમન્નૃસિંહાચાર્યજીના હૃદયમાં જે બ્રહ્મજ્યોતિ પ્રખર રશ્મિઓ ઝળકાવી રહી હતી તેનો પ્રકાશ તેમની શુદ્ધ સાત્ત્વિક નિર્મળ બુદ્ધિમાં

સ્વાભાવિક ઝળકી ઉઠયો અને 'નૃસિંહ નિરાળી યુક્તિથી પાડી સીધી રે વાટ' એ પોતાની પંક્તિસૂચિત અકલ કલાવડે સિદ્ધિને પામ્યા હતા. ઉપરાંત તેઓશ્રીનું જ રચેલું કાવ્ય જે પૂર્વ પ્રકરણમાં દર્શાવ્યું છે તે જ જુઓ: 'કછુ સાધન, કછુ સાધ્યકૃપા, યહ નિવૃત્તિપદ પાયો' આમાં આત્માના અનુગ્રહથી જ એ પદ પ્રાપ્ત થવાની પૂર્ણ સ્પષ્ટતા છે. ગુરુકૃપાનો તેમાં ઉલ્લેખ નથી, એ પણ સ્પષ્ટ છે!

પરંતુ ગુરુની આવશ્યકતા સર્વ કોઈને નથી એ ભ્રાંતિમાં પડવાનું નથી. માત્ર અપવાદરૂપ દર્શાવ્યા તેવા પ્રબલ અંતઃસત્ત્વશાલી જ અપવાદરૂપ છે. મહાન્ તત્ત્વદર્શી ગુરુવિના સામાન્ય અધિકારીઓ અધ્યાત્મમાર્ગમાં અંધકારમાં જ બાથોડીયાં મારે છે. જ્યારે ભગવાન્ શંકરાચાર્યજેવા યોગીશ્વરોના સામાન્ય શિષ્યો પણ મહાન્ સિદ્ધિને વર્યા છે! શ્રીતોટકાચાર્ય, હસ્તામલકાચાર્ય, પદ્મપાદાચાર્ય વગેરેનાં દૃષ્ટાંતો શ્રદ્ધાસંપન્ન જનતાને સારી રીતે જાણીતાં છે. તે જ રીતે શ્રીમન્નૃસિંહાચાર્યજીજેવા સમર્થ યોગીશ્વરના ઉત્તમ શિષ્યો આજે પણ પોતાના અધ્યાત્મસુવાસને પ્રસરાવતા ચિરંજીવ છે!

અંતઃસ્થ આત્મ-જ્યોતિ અથવા બ્રહ્મજ્યોતિનો પ્રકાશ બુદ્ધિસત્ત્વની શુદ્ધિના પ્રમાણમાં જ મનુષ્ય કે મનુષ્યેતર પ્રાણી ઝીલી શકે છે. બુદ્ધિસત્ત્વ જ્ઞાનથી જ વિશુદ્ધ થાય છે. **बुद्धिर्ज्ञानेन शुद्धयति।** નિર્મળ કાચ જેમ સૂર્ય-જ્યોતિનાં કિરણો ઝીલે છે, તેમ જ આ બુદ્ધિસત્ત્વ પણ આત્મ-રવિનાં કિરણો ઝીલે છે. નિર્મલ બુદ્ધિસત્ત્વવાળાં જે જે અંતઃકરણ આત્માપ્રતિ અભિમુખ થઈ તેના અનુગ્રહની પ્રાર્થનાપૂર્વક અંતઃકરણનાં અન્ય ચિંતનો પરિત્યજે છે તેને તેને આત્મા અત્યંત સુલભ છે; અને તેથી જ ભાગવતમાં ઉદ્ધવપ્રત્યેનાં વચનમાં ભગવાન્ કૃષ્ણચંદ્રે કહ્યું: "**સંયમ** તથા **યોગમાં કુશળ** એવા ધીર પુરુષો **સર્વ શક્તિઓથી પરિપૂર્ણ** એવા મને (**પોતાના આત્માને**) અત્યંત પ્રકટપણે જોઈ શકે છે."

સામાન્ય મનુષ્યની બુદ્ધિ એવી નિર્મળ હોતી નથી. તેની વૃત્તિ આત્માપ્રતિ વળતી નથી, પરંતુ જગતના પદાર્થોપ્રતિ જ અખંડ ધાવન કરતી રહે છે, કારણ કે સુખ પદાર્થને અધીન છે એવું તેની બુદ્ધિએ સ્વીકાર્યું છે. આ બહાર ભટકતી વૃત્તિ જો અંતર્યામી ઈશ્વરરૂપ પોતાના આત્માપ્રતિ વળતી થઈ તેમાં સ્થિર થઈ જાય તો તે આત્માના અનુગ્રહબલથી ચિત્તપ્રસાદ જે એક અતિ દુર્લભ વસ્તુ છે તે પ્રાપ્ત થાય છે, અને

**પ્રસાદે સર્વં દુઃખાનાં હાનિરસ્યોપજાયતે** એ વચનાનુસાર સર્વ દુઃખથી મુક્ત થઈ—સર્વ પાશાપહાનિ અને પરમ આનંદ–બ્રહ્માનંદની પ્રાપ્તિ કરે છે! અતિ સરળ છતાં અતિ કઠિન કૃતિ! પરંતુ ગુરુકૃલ જેને પ્રાપ્ત છે તેને તે કઠિન નથી. શ્રીમન્નૃસિંહાચાર્યજીએ જ ગાયું છે: 'કલ જેને બેસે તેને કષ્ટ ન જાણો; કલવિણુ બળે નવ ફાવે રે હાં!' એ રીતે સમર્થ તત્ત્વદર્શી ગુરુપાસેથી કલપ્રાપ્તિ કર્યાવિના સામાન્ય અધિકારીને સિદ્ધિ નથી! પરંતુ અંતઃસત્ત્વશાલીને રમત છે! સર્વ શક્તિથી પરિપૂર્ણ તેનો સ્વાત્મા જ તે અગમ્ય કલ તેને અર્પે છે!

પરંતુ હજી એક પ્રબલ શંકાનું કારણ ઉભું છે. શ્રીનૃસિંહવાણી-વિલાસ પ્રથમ ભાગમાં પોતે 'વંદનિક મોહનસ્વરૂપ,' 'વંદુ મુજ મનમોહન સ્વામી,' એ રીતે અંતિમ કડીમાં ઉલ્લેખ કર્યો છે. એ મોહનસ્વરૂપને ગુરુ-તરીકે પોતે સ્વીકારીને ઉલ્લેખ કર્યો છે, તેમ જ તેમનો સમાગમ પણ કેટલોક કર્યો છે, એ વિષે તો બે મત થઈ શકે તેમ નથી. તો પછી તેમના જ્ઞાનપ્રદાતા ગુરુ તે નહોતા? આ વસ્તુનું સ્પષ્ટીકરણ શ્રીમન્ માસ્તર સાહેબે સારી રીતે કરેલું છે. શ્રીમન્નૃસિંહાચાર્યજીનું દિવ્ય લીલાતનુ હતું એ પ્રથમ જ શ્રીમન્ માસ્તર સાહેબે યોગજન્ય પ્રત્યક્ષથી અનુભવ્યું છે એ આપણે પ્રારંભમાં જ વિચાર્યું છે. તદુપરાંત એમનો આંતરિક પરિચય સાધનાર પણ એમનાથી વિશેષ કોઈ નથી. વર્ગનો ઇતિહાસ એ વસ્તુની સાક્ષી પૂરે છે. શ્રીમન્ નૃસિંહાચાર્યજીનો સંબંધ શ્રી મોહનસ્વરૂપ બ્રહ્મચારીજી-સાથે ક્યારે થયો, કેવા સંયોગોમાં થયો, ગુરુપદ તેમણે કેવા હેતુથી તેમના વિષે ધારણ કરી નિભાવ્યું હતું, એ સર્વ હકીકત સંપૂર્ણ રૂપમાં તેમણે સ્પષ્ટ કરી છે અને એ ઐતિહાસિક ઘટના જ આ વસ્તુઉપર સંપૂર્ણ પ્રકાશ પાડે છે તેથી તેઓશ્રીના શબ્દોમાં, તેમના કરેલા ઉલ્લેખનું અવતરણ કરીને જ, એ નિર્ણય કરવો ઉચિત ધાર્યો છે. શ્રીમન્ માસ્તર સાહેબ જણાવે છે:

" સુરતમાં નવસારી ભાગોળઆગળ હોંમળાજના મડસામે નિવાસ કરી રહેલા શ્રી મોહનસ્વરૂપજીને તેમણે ગુરુરૂપે સ્વીકાર્યાનું પાછળથી પ્રસિદ્ધ થયું છે એ ખરૂં છે, તોપણ શ્રી બ્રહ્મચારીજીનો કાંઈ તેમને *આ વયમાં સમાગમ થયો ન હતો. શ્રી બ્રહ્મચારીજીનો સંબંધ તો તેઓશ્રીને તેમના વયના ૨૦ કે ૨૧ મે વર્ષે થયો હતો. વળી તે વયે પણ શ્રી

બ્રહ્મચારીજી તેમના જ્ઞાનપ્રદાતા ગુરુ ન હતા; પણ આદિ નીતિના પાલન-અર્થે તેઓશ્રીએ તેમને ગુરુરૂપે કદાચ સ્વીકારી લીધા હોય; અને તેથી શ્રી બ્રહ્મચારીજી તેમના કિશોર અવસ્થાની ક્રિયાવિચારાદિના પ્રેરક ગુરુ ગણી શકાય એમ નથી. એટલું જ નહિ પણ શ્રી બ્રહ્મચારીજીનો સમાગમ શ્રી નૃસિંહાચાર્યજીને ૨૧ કે ૨૨ મે વર્ષે થયો તે પૂર્વે પણ શ્રી નૃસિંહાચાર્યજીની બ્રહ્મીભૂત સ્થિતિ અનેક સંસ્કારી સજ્જનોના અનુભવમાં સ્ફુટ આવેલી હોવાથી શ્રીમન્નૃસિંહાચાર્યજીની બ્રહ્મીભૂત સ્થિતિના નામમાત્ર હેતુ પણ શ્રી બ્રહ્મચારીજીને કોઈ પણ રીતે સ્વીકારી શકાય એમ નથી.

"બ્રહ્મચારીજીનો સંબંધ શ્રીમન્નૃસિંહાચાર્યજીને સુરતમાં, સોનીફળીઆમાં નિવસતા રા. રા. માણેકલાલ જમનાદાસ મલ્હારજી, જેઓ *અધુના સુરતમાં મામલતદારની કચેરીમાં નોકર છે, તેમના દ્વારા, પૂર્વે સૂચવ્યા-પ્રમાણે તેમની વયના ૨૧-૨૨ મે વર્ષે થયો હતો. રા. રા. માણેકલાલને બાલ્યાવસ્થાથી જ વેદાંતશાસ્ત્રનો વ્યાસંગ પડ્યો હતો. તે સમયના પ્રસિદ્ધ ગણાતા અનેક સાધુ મહાત્મા તથા વિદ્વાન્ સંન્યાસીઓનો તેમણે સમાગમ કરી વેદાંતશાસ્ત્રની પ્રક્રિયાઓ તથા રહસ્યમાં ઊંડો પ્રવેશ કર્યો હતો. ઈશાદિ દશોપનિષદ્, પંચદશી, ગીતા, યોગવાસિષ્ઠ, આત્મપુરાણાદિ અનેક ગ્રંથોનો તેમણે તે તે ગ્રંથોના વેત્તા પુરુષોદ્વારા ઉત્તમ પ્રકારનો અભ્યાસ સાધ્યો હતો. બ્રહ્મચારીજીના આશ્રમમાં નિત્ય સાયંકાલે યોગ-વાસિષ્ઠની કથા થતી રહેતી હોવાથી રા. રા. માણેકલાલ પણ ત્યાં શ્રવણ-અર્થે જતા હતા. કોઈક પ્રસંગે શ્રી નૃસિંહાર્યજીનો તેમને સંબંધ થતાં સામાન્ય વાતચિતમાંથી વેદાંતવિષયઉપર ચર્ચા ચાલી. જેમને મુખઉપર શ્મશ્રુની પંક્તિ પણ હજી સ્ફુટ પ્રકારે પ્રતીત થતી ન હતી એવા આ તરુણાવસ્થામાં પ્રવેશ કરતા યુવકને સહજમાં પોતાના વેદાંતજ્ઞાનથી આંજી નાંખવાનો પ્રયત્ન કરતાં રા. રા. માણેકલાલ પોતે જ તેમના વેદાંતના સરહસ્ય અનુભવાત્મક જ્ઞાનથી આશ્ચર્યચકિત થઈ ગયા. એ પ્રસંગનું એક પત્રમાં સ્મરણ આપતાં એ નિરભિમાન સજ્જન પુરુષ લખે છે કે "મારી સાથે સમાગમ થયો ત્યારે એમની બુદ્ધિ શિખરે જઈને ટક્કર લેતી હતી. એમના બહુ તર્કયુક્ત પ્રશ્નથી હું હાર્યો. મારી ગતિ (સ્વરૂપા-નુભવની બાબત એક કોરે મૂકીએ તો પણ વેદાંતની પ્રક્રિયાઓ-ફીલોસો-

* જ્ઞાનવિર્ભાવકાલે અર્થાત્ આશરે અઢાર વર્ષની વયે. ૧ સંવત્ ૧૯૬૦.

ફીમાં, વાક્ચાતુર્યમાં પણ) નહિ પહોંચી ત્યારે બ્રહ્મચારીજી મહારાજને પૂછી આ બાબતનું સમાધાન કરીશ એમ કહેવું પડેલું. આ પ્રસંગથી બ્રહ્મચારીજીસંબંધમાં અધિક વાત નીકળતાં પોતેશ્રીએ તેમનાં દર્શનની ઇચ્છા દર્શાવવાથી રા. રા. **માણેકલાલ** તેમને બ્રહ્મચારીજીસમીપ લઈ ગયેલા. ત્યાં જે ચર્ચામાં રા. રા. **માણેકલાલ** તૂષ્ણીભાવને પામ્યા હતા, તે ચર્ચા સારી રીતે ચાલી. બ્રહ્મચારીજીએ પોતેશ્રીનાં પ્રશ્નોનાં સમાધાન થાય એવાં ઉત્તર આપ્યાં કે કેમ, તે સંબંધમાં પૂર્વોક્ત પત્રમાંથી અવતરણ કરેલાં રા. રા. **માણેકલાલ**નાં નીચેનાં વચનોથી પ્રકાશ પડે છે. આ ચર્ચા સમયે રા. રા. **માણેકલાલ** સમીપમાં હતા અને ત્યાર પછી પણ આઠ કે દશ માસ સુરતમાં સ્થિતિ થયેલી ત્યારે જે જે પ્રસંગે **શ્રીનૃસિંહાચાર્યજી** શ્રી બ્રહ્મચારીજીના આશ્રમે જતા ત્યારે ત્યારે રા. રા. **માણેકલાલ** બહુધા સાથે રહેતા હતા તેથી તે સર્વ પ્રસંગોની ચર્ચા તેમના શ્રવણમાં આવેલી, તે છતાં રા. રા. **માણેકલાલ** લખે છે કે: "આ સર્વ ચર્ચા શ્રવણ કરવા છતાં મારૂં સમાધાન તો છેવટને વિષે પોતાથી જ (સદ્‌ગુરુ પરમાત્મા **શ્રીનૃસિંહાચાર્યથી** જ) સુરત મારે ઘેર થોડા દિવસ મુકામ રહેલો ત્યારે થયેલું હતું. મારી અનેક શંકાઓ–વિચારોનું સમાધાન પોતાના જ વિચારથી જે કરાતું તે સશાસ્ત્ર અને પૂર્વ તત્ત્વવેત્તાઓને સંમત ઠરતું." અર્થાત્ શ્રી નૃસિંહાચાર્યજીએ જે વિચારો પ્રતિપાદન કરેલા તે વિચારોની સપ્રમાણતા સત્શાસ્ત્રોમાં પણ રા. રા. **માણેકલાલ**ને પાછળથી જણાતી હતી."

**શ્રીનૃસિંહાચાર્યજી**માં તે પ્રસંગે જે જ્ઞાન એમના અનુભવમાં આવેલું તે જ્ઞાન તેમને કોઈ મહાત્માના સમાગમથી પ્રાપ્ત થયું હતું કે કેમ તે વાત પણ શ્રી **માસ્તર સાહેબે** પૂછેલી અને તે સંબંધમાં પણ રા. રા. **માણેકલાલભાઈ**ના પત્રનું જ અવતરણ ટાંકે છે.

"એમનું જ્ઞાન મૂળથી જ અપૂર્વ હતું. પરમાત્માશ્રીએ જ એ શરીર (લીલાતનુ) ધારણ કરેલું, એમ હું તો સમજ્યો છું. એઓશ્રીના ચરણકમલમાં શંખ, ચક્ર, ગદા, પદ્મ આદિ સર્વ ચિહ્નો હતાં, તે પણ એ જ સિદ્ધ કરે છે."

આ ઉપરાંત શ્રી બ્રહ્મચારીજીના સમાગમઅર્થે રા. રા. **માણેકલાલભાઈ** **શ્રીમન્નૃસિંહાચાર્યજી**ને તેડી ગયા ત્યાર પછી તેઓશ્રીએ બ્રહ્મચારીજીને ગુરુરૂપે સ્થાપ્યા હતા કે કેમ તે વિષે તેમના અન્ય પત્રમાં ઉલ્લેખ આ પ્રમાણે કરે છે:

"બ્રહ્મચારીજીને ગુરુરૂપે સ્થાપેલા એમ મારૂં સમજવું નથી. અમુક અંશે સંતરૂપે-ગુરુરૂપે-તેઉને પૂજ્ય માનતા. તેમની સાથેનું વર્તન બહારથી અત્રે બ્રહ્મચારીજીના ભક્તોને એમ જ સમજાય તેમ હતું (ગુરુત્વે); પણ ખાસ અમુક ઉપદેશ લીધેલો કે તદ્દત્ સ્થાપેલા, એવું મારા જાણવામાં નથી."

શ્રીમન્ માસ્તર સાહેબના ભૌતિક તનુના લયપછી આ લેખકને પણ જ્યારે સુરત જવાનો પ્રસંગ આવેલો ત્યારે પોતાના સદ્દગુરુશ્રીએ જેના પ્રતિ સવિશેષ પ્રેમ બતાવ્યો હતો અને જેના સ્થાનમાં પોતે રહ્યા પણ હતા, તેમના સમાગમની ઇચ્છાથી તેમનો લાભ લીધો હતો અને પોતાશ્રીની અત્યંત ઉચ્ચ ભૂમિકા છતાં અતીવ નિરભિમાનતા વગેરે ગુણો દર્શાવતાં વિશેષમાં શ્રી મોહનસ્વરૂજીના સંબંધમાં તથા શ્રીમન્નૃસિંહાચાર્યજીના સંબંધમાં જે પત્રોના ઉદ્દગાર છે, તે જ ઉદ્દગાર પ્રતિધ્વનિત કર્યાં હતા. તદ્દુપરાંત શ્રી માણેકલાલભાઈ જેવા તત્કાલીન પુરુષે તેમના સમાગમમાં જે જે વિચારો, પ્રક્રિયાઓ વગેરેની ચર્ચા કરેલી તેની તે સમયે નોંધ રાખેલી છે. એ નોંધ (Notes) તેમના પુત્ર રા. વાસુદેવતરફથી અમારા ભાઈ ભોગીલાલ-જેમણે શ્રેયસ્સાધક વર્ગના સાહિત્યમાં અદ્યાપિ ક્વચિત્ કવચિત્ ફાળો આપ્યા જ કર્યો છે-તેમને આપવામાં આવેલી તે લેખકે જાતે અવલોકી છે; તેમાં જ્ઞાનના અનેક વિચારો પ્રક્રિયાઓ શ્રીમન્નૃસિંહાચાર્યજીએ જણાવેલી તે શ્રી માણેકલાલભાઈએ લખી રાખી છે. તેમાંનો કેટલોક ભાગ તેમના ચિરંજીવીએ પુસ્તિકારૂપે પણ પ્રકટ કરેલો છે. આ નોંધમાં શ્રી મોહનસ્વરૂપજીસંબંધમાં કે તેમના તરફની વિચારશ્રેણીનો એક અક્ષર પણ નથી. આ વગેરે વાર્તાથી એ જ નિર્ણય થઈ શકે છે કે શ્રીમન્નૃસિંહાચાર્યજીનું તનુ લીલાતનુ તે સ્વીકારતા અને તેમનો અસાધારણ જ્ઞાનવિભવ એમનામાં સ્વભાવસિદ્ધ હતો-અન્યથી પ્રબુદ્ધ થયેલો નહોતો.

વિશેષમાં શ્રી માણેકલાલભાઈએ સંવત ૧૯૩૬ માર્ગશીર્ષ શુદ ૨ ને સોમવારના દિવસે શ્રીમન્નૃસિંહાચાર્યજીને સદ્દગુરૂરૂપે સ્વીકારી તેઓશ્રી-પાસેથી વિધિસર ઉપદેશ લીધો એવો સ્પષ્ટ ઉલ્લેખ તેમની નોંધમાંથી મળ્યો છે. તદ્દુપરાંત વિશેષ નોંધ તો ઉપદેશ લીધાપછી સંવત્ ૧૯૩૬માં જ કરી છે. એ સર્વ પ્રસંગો પૂર્વોક્ત વિચારોનું સમર્થન જ કરે છે.

વળી સુરતના જ વાસી રા. પ્રભુરામ તુળજારામ ભટ્ટ પણ શ્રીમન્નૃસિંહાચાર્યજીના સમાગમમાં તે સમયે આવેલા હતા તેમ જ શ્રી બ્રહ્મ-

ચારીજીસાથે પણ સંબંધ ધરાવતા. તેમના વિષે પણ **શ્રીમન્ માસ્તર સાહેબ** જણાવે છે કે બ્રહ્મચારીજીમાં તે શ્રદ્ધાવાળા હતા તે છતાં પણ જ્યારે જ્યારે **શ્રીમન્નૃસિંહાચાર્યજી** સુરતમાં હોય ત્યારે ત્યારે તેઓશ્રીનો સમાગમ વિશેષ સેવતા. એટલું જ નહિ પરંતુ શ્રી બ્રહ્મચારીજી જ્ઞાનના વિચારોની ચર્ચા કરતાં કેટલીક હાસ્ય ઉપજાવે તેવી વાતો બોલી જતા તેમાટે તેમના વિષે ગુરુબુદ્ધિ ધરતાં છતાં તેમનો ઉપહાસ પણ કરતા. એમની જ્ઞાનની વાતો-માટે તો **શ્રીમન્ માસ્તર** સાહેબ પણ પોતાનો સમાન અનુભવ વ્યક્ત કરે છે. શ્રીમન્ માસ્તર સાહેબ તથા અન્ય વિદ્વાન્ શ્રેયસ્સાધકો **શ્રીમન્નૃસિંહા-ચાર્યજી**ના સમાગમમાં આવ્યા તે પછી તેઓશ્રીના 'ગુરુ'નાં દર્શને ખાસ ગયા હતા, અને વાતચિત ચર્ચા વગેરે કરી જોયાં હતાં; પરંતુ તે સર્વને લાગેલું કે બ્રહ્મચારીજીની જ્ઞાનસંપત્તિ એવી નહોતી કે જેથી તેમના વિષે બહુ ભાવ ઉત્પન્ન થાય. છતાં તેમના વિષે **શ્રીમન્નૃસિંહાચાર્યજી**એ આદિ નીતિના પાલન-અર્થે, પોતાની અસાધારણ નિરભિમાન વૃત્તિથી, પોતાને પણ પૂજ્ય એવી કોઈ વ્યક્તિ છે એવા ભાવની દઢતાઅર્થે, એમના વિષે ગુરુપદનો આરોપ કરી, તે આરોપ સંપૂર્ણ રીતે પોતે નિભાવ્યો છે. એમાં ક્ષતિ થવા દીધી નથી એ એમની અન્યને મહત્વ આપવાની નીતિમાં રહેલી પોતાની સતિશેષ મહત્તાનું જ સૂચન કરે છે.

આ વિના પણ અન્ય કેટલાક વિચારોવડે **શ્રીમન્માસ્તર સાહેબે** એ જ વસ્તુનું સમર્થન કર્યું છે. પરંતુ શ્રી મોહનસ્વરૂપજીના સંબંધમાં કેટલીક વિશેષ વાર્તા જાણવા જેવી છે, તેમ જ **શ્રીમન્નૃસિંહાચાર્યજી**નો તેમની સાથેનો સમાગમ એ તેમના જીવનનો વિશિષ્ટ પ્રસંગ છે એટલે શ્રીમોહનસ્વરૂપસંબંધમાં અન્ય પ્રકરણમાં વિચારવાનું રાખી અત્ર તેમને કેવા હેતુથી ગુરુપદ આપ્યું હતું એટલો જ વિચાર કર્યો છે.

શ્રી બ્રહ્મચારીજીપ્રતિ કંઈક નિમિત્તરૂપે પણ ગુરુભાવ સ્વીકારેલો અને તે દર્શાવવા તેઓશ્રીએ પ્રયત્ન પણ કર્યો છે, પરંતુ તેમના વિના અન્ય કોઈ સંત તેમના જ્ઞાનોપદેશકર્તા હોવાનું તેઓશ્રીએ જણાવ્યું જ નથી. શ્રી મધુસૂદનસ્વામી તથા શ્રી ભૂમાનંદસ્વામીના સમાગમમાં જે કાંઈ બન્યું હતું તે સર્વનો વિચાર પૂર્વ પ્રકરણમાં કરી લીધો છે. એથી વિશેષ મહત્ત્વ એ પુરુષોના સમાગમનું હોત તો **શ્રીમન્નૃસિંહાચાર્યજી** સ્વમુખે જ તે પ્રકટ કર્યા વિના રહેત નહિ એમાં શંકા જ નથી. કારણ જે સનાતન સિદ્ધાંતોના સંરક્ષણ અને સંસ્થાપનઅર્થે જ તેમનું અવતરણ હતું,

તે સનાતન નીતિને અનુસરી શ્રી બ્રહ્મચારીજીવિષે આદિ નીતિના પાલન-અર્થે ગુરુપદ સ્વીકાર્યું હતું તો તેઅર્થે પણ તેમના પ્રતિનો તેવો ભાવ વ્યક્ત કરતાં પોતાનાં પદ્યોમાં નામ નિર્દેશ કર્યો જ છે તો તેવી નીતિનું પાલન કરનાર પોતે, જો કોઈ યથાર્થ તત્ત્વદર્શી મહાપુરુષથી પ્રબુદ્ધ થયા હોય તો પોતાનાં પદ્યોમાં કે ગદ્ય ગ્રંથોમાં સહજ પણ ઉલ્લેખ કર્યાવિના રહે એ અસંભવિત છે.

'સત્સંગતમેં અખંડ ચલ્યોરી, જગમેં મૂઢ કહાયો!' 'સંત જન જહાં જહાં શ્રવનસેં સુને તહાં, જાઈ જાઈ ચરનમેં શીશ ધરી દીયો હે' એ આદિ વચનોનું એટલું જ તાત્પર્ય છે કે સત્પુરુષોપ્રતિ પ્રેમવાળી તેમની વૃત્તિ તેવા પુરુષોપ્રતિ સ્વાભાવિક આકર્ષાતી એટલું જ નહિ પરંતુ તેમનામાં રહેલા સતરૂપ પરમ તત્ત્વના આવિષ્કારને અભિવંદી અત્યંત નિરભિમાનતાપૂર્વક તેમના ચરણમાં નમન પણ કરતાં સંકોચ પામતી નહિ. શ્રીમન્ માસ્તર સાહેબની જ્ઞાનારૂઢ અવસ્થાકાલે કોઈ કોઈ સંતસાધુનો સમાગમ થતો ત્યારે તેમને સાધુચરણને સ્પર્શપૂર્વક નમન કરતા લેખકે જોયા છે. લેખકે જાતે પણ પૂ. શ્રી હંસદેવજી, શ્રી કૈવલ્યાનંદજી, ઉરણવાળા શ્રી જીવન્મુક્તજી, વડોદરામાં પ્રસિદ્ધ દિવાના—મસ્તાના, શ્રી નારાયણસ્વામી વગેરે શિખરે સ્થિત મહાપુરુષોના સમાગમમાં આવતાં તેમના ચરણમાં મસ્તક મૂક્યું છે. છતાં 'ગુરુરૂપે' જ સ્વીકાર કરી દીધો છે એવો ભાવ ન તો વંદનીય કે વંદનકર્તાના હૃદયમાં ઉઠતો નિહાળ્યો છે. તાત્પર્ય કે શ્રી નૃસિંહાચાર્યજીએ પોતાની કિશોરાવસ્થાથી આરંભી વિશ કે એકવિશ વર્ષના વયપર્યંતમાં વિશેષપણે સંતસમાગમ સેવ્યો હશે છતાં વાસ્તવ સત્સંગ તો, સત્સંગનો લાક્ષણિક અર્થ શ્રીમન્ માસ્તર સાહેબ જણાવે છે તેમ 'સદ્ વસ્તુ' પરમતત્ત્વના જ અનુસંધાનરૂપ ગણવો વિશેષ ઉચિત જણાય છે.

આ સર્વથી એ જ ફલિત થાય છે કે તેમને વાસ્તવ ગુરુની આવશ્યકતા જ નહોતી. માત્ર નિમિત્તોની અપેક્ષા હતી. તે સામાન્ય નિમિત્તોમાંથી પણ ગુરુ દત્તાત્રેય જેમ સ્વાત્માનુભવ કરવા સમર્થ હતા તેમ તેઓશ્રી પણ સમર્થ હતા. વિદ્યામાયારૂપ ઉપાધિને જ સ્વીકારી અવતરણ પામેલા મહાપુરુષને અશક્ય શું? ગુરુ દત્તાત્રેયે જે પિંગલા નાયિકાના જીવનમાંથી બોધ ગ્રહણ કર્યો છે તે પિંગલાનો જ દૃષ્ટાંત કેટલો સ્પષ્ટ બોધ કરે છે? તેણે પોતાના જીવનની કૃતિરીતિ અને તેનાં સુખ—દુઃખ વિવેકદૃષ્ટિથી અવલોકન કરતાં જ તેને પ્રબલ વિરાગ ઉત્પન્ન થયો, પર-

આત્માના સ્મરણમાં દૃઢ અનુરાગ પ્રકટ્યો ! એ દૃઢ પ્રેમાવિર્ભાવથી જ તે મુક્ત થઈ ગઈ ! તો પછી જે મહાપુરુષો સ્વભાવથી જ વાસનારહિત, નિર્મલ સ્ફટીકવત્ અંતઃકરણવાળા હોય તેમને પ્રબુદ્ધ થતાં શી વાર ? એમને અન્યને પ્રબુદ્ધ કરવાની શી અગત્ય ? આવા આવા પ્રકારના અનેક સદ્-વિચારથી તેમ જ એ સદ્‌ગુરુશ્રીના સાંનિધ્યમાં રહેતાં તેમના અદ્‌ભુત ચરિતના અનુભવથી, શ્રેયસ્સાધકો એક જ નિર્ણયમાં સ્થિર છે કે એમના ઉપદેશક ગુરુ કોઈ નહોતા. તે સ્વયંપ્રબુદ્ધ હતા, કારણ તે મહેશ્વરનું જ લીલા-તનુ હતું ! પરબ્રહ્મની જ એ અપર મૂર્તિ હતી ! શ્રેયસ્સાધકોને **गुरुः साक्षात परब्रह्म** કેવળ વાણીમાં નહોતું પરંતુ પ્રત્યક્ષ અનુભવમાં હતું !

# પ્રકરણ ૮

## બ્રહ્મચારી મોહનસ્વરૂપ

**न बंधुर्न मित्रं गुरुर्नैव शिष्यश्चिदानंदरूपः शिवोऽहंशिवोऽहम्।**

પૂર્વ પ્રકરણમાં જણાવ્યું કે બ્રહ્મચારી શ્રી મોહનસ્વરૂપનો સમાગમ શ્રીમન્નૃસિંહાચાર્યજીને થવાનો યોગ આશરે તેમના એકવિશમા વર્ષમાં આવ્યો. તેપૂર્વે તો તેમની જ્ઞાનદીપ્તિનો પ્રકાશ જનતામાં વિસ્તરવાનો આરંભ થઈ ચૂક્યો હતો. જે અંતર્જ્યોતિ પ્રચ્છન્ન રહી રહી પણ બાલ્યકાલે તનુની તેજસ્વિતામાં ઝળકતી, અસાધારણ અને ચમત્કૃતિપૂર્ણ બાલ્ય ચેષ્ટાઓમાં તરવરતી, કિશોરાવસ્થામાં બુદ્ધિવૈભવમાં ચમકારા કરતી દર્શન દેતી, તે હવે પ્રભાતનાં રમ્ય કોમળ કિરણોસદશ મધુરભાવો અને જ્ઞાનની કોમળ રશ્મિઓ વેરતી પ્રત્યક્ષ થવા માંડી હતી. મધ્યાહ્નના સૂર્યજેવો પ્રખર જ્ઞાનપ્રતાપ શ્રી શ્રેયસ્સાધકવર્ગના આવિર્ભાવપછી જ દૃષ્ટિએ આવે છે, છતાં તેની ભવિતવ્યતા નિર્માણ કરતી સુરમ્ય દીપ્તિ હવે ઝળકવા લાગી છે. કારણ સુરતમાં જે 'પ્રાર્થના સમાજ'ના આચાર્યપદને અલંકૃત કરવાનો સુયોગ આવ્યો હતો અને ભાવી 'વર્ગના' બીજકરૂપ તેમની પ્રવૃત્તિનાં બીજનું રોપણ થયું હતું, તે પછી જ શ્રી બ્રહ્મચારીજીસાથે તેમને સમાગમ થવાનો યોગ આવ્યો હતો. 'પ્રાર્થના સમાજ' વગેરેની પ્રવૃત્તિમાટે આગલા પ્રકરણમાં વિચારીશું. પૂર્વ પ્રકરણમાં જણાવ્યાપ્રમાણે શ્રીમોહનસ્વરૂપ બ્રહ્મચારીજીના સંબંધમાં જે વિશિષ્ટ પ્રસંગો વગેરે બન્યા છે તે હવે અવલોકીશું. તે ઉપરથી સહજ નિર્ણય થશે કે કોણ કોના ગુરુ? વાસ્તવમાં શ્રીમન્નૃસિંહાચાર્યજીને તો ગુરુએ નહોતા, શિષ્ય પણ નહોતા. તેમના હૃદયમાં તો શિરોભાગે મૂકેલી શ્રી શંકરાચાર્યજીની પંક્તિપ્રમાણે ગુરુ-શિષ્યભાવ જ નહોતાઃ માત્ર પોતાના ચિન્મયરૂપમાં જ તદાકારતા હતી. તેમણે કદિ અમુક મારો શિષ્ય છે એવું કહ્યું તો નથી પરંતુ વર્તનમાં પણ જણાવા દીધું નથી! શિષ્યવર્ગસાથે પણ તેમનું સંમાનભર્યું મિત્રવત્ વર્તન હતું! હવે—

### શ્રી મોહનસ્વરૂપ

એમનો જન્મ નાંદોદ (રાજપીપળા)માં થયેલો. ઔદીચ્ય ટોળકીયા જ્ઞાતિના તે બ્રાહ્મણ હતા. કુલીન કુટુંબના હતા. આશરે અઢારેક વર્ષની વયે તેમણે બ્રહ્મચર્યદીક્ષા લીધી હતીઃ કદાચ સંન્યસ્તના હેતુથી, પરંતુ

પાછળથી સંન્યસ્ત લીધું નહોતું! બ્રહ્મચર્યની દીક્ષાપછી ભારતવર્ષનાં પ્રસિદ્ધ તીર્થસ્થળોમાં સારી રીતે પર્યટન કરી મધ્યમાયુ તેમાં જ વીતાવ્યું હતું. યુવાવસ્થામાં તો ગંગામાંથી જલની કાવડ ભરી સેતુબંધ રામેશ્વરપર અને સેતુબંધ રામેશ્વરથી કાવડ ભરી કાશીમાં શ્રીકાશીવિશ્વેશ્વરપર અભિષેક કરી કઠિન તપશ્ચર્યા સાધી હતી. આ પ્રકારના ઉત્તરથી દક્ષિણ અને દક્ષિણથી ઉત્તરના ચારેક પ્રવાસ તેમણે કર્યા હતા. આ પ્રવાસોમાં અનેક સંત પુરુષોના સમાગમમાં તે આવ્યા હતા, તેમ જ જુદા જુદા મત-સંપ્રદાયોના સાધુવગેરેસાથે પણ સંબંધમાં આવેલા હતા. આ સર્વના પ્રસંગમાં આવવાથી વિવિધ પ્રકારની વાતો જાણી હતી અને 'બહુશ્રુતત્ત્વ' તેમને પ્રાપ્ત થયું હતું.

કઠિન તપશ્ચર્યાથી વિશુદ્ધ થયેલા અંતઃકરણમાં સ્વાભાવિક ભક્તિનો ઉદય થયો હતો. ભક્તિનો ઉદય થવો એ જ ચિત્તશુદ્ધિનું લક્ષણ છે. તેમને કીર્તનભકિતમાટે વિશેષ પ્રેમ જાગ્યો; તેથી પ્રવાસમાં અવકાશના સમયમાં કીર્તન કરી ભક્તિરસનું પાન કરતા. કેટલાક પ્રસંગે તો ગંગા, યમુના, નર્મદા, તાપી, કાવેરી વગેરે નદીઓના પુલિન પ્રદેશપર બેશીને કીર્તન કરતા, અને પરસેવાથી રેબઝેબ થતાંપર્યંત કરતાલ લઈ કીર્તનની રમઝટ મચાવતા. એક પ્રસંગે આ પ્રકારની રમઝટથી એક સંન્યાસીઓનો સમૂહ મોહ પામી ગયો અને તેમને 'મોહનસ્વરૂપ' નામ આપ્યું. એ નામ ધારણ કરી લીધું અને બ્રહ્મચારીજી 'મોહનસ્વરૂપે' પ્રસિદ્ધિ પામ્યા.

વયોવૃદ્ધ થતાં શરીરનું બલ સ્વાભાવિક ક્ષીણ થયું અને તેથી પ્રવાસની વૃત્તિ ઉપરામ પામી, તેથી પૂર્વે જણાવ્યાપ્રમાણે સુરતમાં કોટસફીલ-ઉપર નવસારી ભાગલઆગળ હિંગળાજના મઠસામે એક આશ્રમ સ્થાપી નિવાસ કર્યો હતો, અને શરીરના અંતપર્યંત ત્યાં જ રહ્યા હતા.

કીર્તનમાં પ્રેમ વિશેષ જાગ્યો હતો અને તેથી કીર્તન કરવા સુરતની જનતામાં જ્યાં જ્યાં આમંત્રણ મળતું ત્યાં ત્યાં જઈ તેઓ કીર્તન કરતા, તેથી સુરતમાં સારી પ્રસિદ્ધિ પામ્યા હતા. કીર્તનનો રસ લેનાર આજે પણ કીર્તનકારોને સન્માને છે અને ભાવથી તેમનાં કીર્તનો સાંભળે છે, પછી કીર્તનકારોની ભૂમિકા ગમે તે હોય! અંતઃપરીક્ષા બહુ કઠિન છે. છતાં એમાં દોષજેવું તો ભાગ્યે જ કહી શકાય. એક સત્પ્રવૃત્તિ તે અવશ્ય છે અને શ્રોતાવક્તા ઉભયનું અમુક અંશે હિત સાધનારી છે એ તો નિર્વિવાદ

છે. **શ્રીમોહનસ્વરૂપ** વયોવૃદ્ધ થવા છતાં પૂર્વવત્ બહુ શ્રમિત થતાંપર્યંત પણ ઉત્સાહથી કીર્તન કરતા અને તેમની સેવકમંડળી અથવા શિષ્યમંડળી જ્યારે બહુ પરિશ્રમ ન લેવા વિનતિ કરતી ત્યારે કહેતા !" બાપુ ! ખરો પરસેવો ઉતાર્યાવિના કંઈ ભગવાન્ મળ્યા સાંભળ્યા છે ! "

આ પ્રકારે તેમના આશ્રમમાં પણ કીર્તનો ચાલતાં અને તે ઉપરાંત નિત્ય સાયંકાલે યોગવાસિષ્ઠ, આત્મપુરાણ કે ગીતાની કથા તેઓ કરતા અને તે શ્રવણ કરવાનિમિત્ત અનેક સ્ત્રીપુરુષો આવતાં. ઉત્તર વયમાં આ રીતે તેમને વેદાંતમાં અભિરુચિ પ્રકટી હતી, અને તેના શ્રવણઅર્થે જ રા. રા. **માણેકલાલ મલ્હારજી** તથા રા. **પ્રભુરામ**, જેમના વિષે પૂર્વ પ્રકરણમાં ઉલ્લેખ કરેલો છે તે, આવતા. આથી કરીને જ **શ્રી નૃસિંહાચાર્યજી**-સાથે ચર્ચામાં જ્યારે રા. **માણેકલાલભાઈ** નિરુત્તર થયા ત્યારે બ્રહ્મચારીજી-સાથે વાત કર્યા પછી ખુલાસો કરવા જણાવ્યું અને તેમાંથી બ્રહ્મચારીજી-સાથે **શ્રીનૃસિંહાચાર્યજી**ને સમાગમમાં આવવાનો યોગ આવ્યો એ પૂર્વે જોયું. **શ્રીનૃસિંહાચાર્યજી**એ આ પૂર્વે બ્રહ્મચારીજીના સંબંધમાં સાંભળ્યું પણ ન હોય એ તો અસંભવિત હતું. કારણ સુરતની જનતામાં તેમની પ્રવૃત્તિથી તે વિશેષ પ્રકાશમાં આવ્યા હતા. નિત્ય સાયંકાલે કથાવાર્તા ચાલતી હોવાથી તે સમયે રા. **માણેકલાલભાઈ**ના વિચારોની ચર્ચા બ્રહ્મચારી મહારાજ-સાથે **શ્રીમન્નૃસિંહાચાર્યજી**ને કરવાનું અનુકૂલ નહિ જણાયાથી સર્વ મંડળી વેરાયા પછી રાત્રિએ નવેક વાગતાં ત્યાં જવાનું રાખ્યું હતું. પાછળથી પણ ઘણે પ્રસંગે **શ્રીનૃસિંહાચાર્યજી** ત્યાં જવાનું રાત્રિએ જ રાખતા.

શ્રીબ્રહ્મચારીજીસાથે અગાઉથી શ્રીનૃસિંહાચાર્યજીને તેડી લાવવા કે કેમ તેનો નિર્ણય રા. **માણેકલાલભાઈ**એ કરી લીધો હતો. **શ્રીમન્નૃસિંહાચાર્યજી** તે વખતે 'પ્રાર્થના સમાજ'ના આચાર્યતરીકે સ્વીકારાયા હતા અને તેમના ગૌરવાન્વિત પદ અને તેમના અલૌકિક બુદ્ધિસામર્થ્યની ખબર તો તેમને આપેલી જ હતી, તેથી કરીને શ્રી બ્રહ્મચારીજીએ તેઓશ્રી-ના સંમાનાર્થે યોગ્ય વ્યવસ્થા કરી જ રાખી હતી અને પોતાના ઉચ્ચ આસનની જોડે જ તેમનું પણ આસન રાખવામાં આવ્યું હતું.

**શ્રીમન્નૃસિંચાર્યજી**ની દેદીપ્યમાન ભવ્ય મૂર્તિ સાદા વેષવાળી વિશેષ ભવ્ય જણાતી. આચાર્યપદને યોગ્ય શુભ્ર વસ્ત્રનો પટકો, લાંબુ વિશાળ બાંયવાળું પહેરણ ( હાલનો ઝબ્બો ), સાદું સ્વચ્છ ધવલ ધોતિયું અને

ચરણમાં સાદી પાદુકા ! આવી ધવલ વેષાલંકૃત પ્રતાપયુક્ત તરુણમૂર્તિ ! **किमिव हि मधुराणां मंडनं नाकृतीनाम्** । સર્વ રીતે સુંદર—સર્વાંગ-સુંદર ! તત્ત્વવિચારનિમગ્ન ગંભીર, પ્રશાંત ભાવથી ભરેલી ! હાથમાં સાદી લાકડી ! એ તેજોમય મૂર્તિ જોતાં સહસા દૃષ્ટિ, તેમનામાં સ્થિર થઈ જતી. સંમાન અને સાદરપ્રયુક્ત ભયની મિશ્ર લાગણી તેમને જોતાં અનેક ચિત્તોમાં ઉદ્‌ભવતી !

આવી ભવ્ય મૂર્તિ જોતાં શ્રી બ્રહ્મચારીજીના હૃદયમાં પ્રેમભાવ પ્રકટ્યો. સંમાનપૂર્વક સાથેના આસને બેસાડ્યા અને તેમની સાથે વાર્તાલાપ આરંભ્યો. મનોહારિણી વાણીમાંથી અમૃત સ્રવવા લાગ્યું ! પ્રેમની ઊર્મિઓ પ્રબલ વેગથી ઉછળી રહી. ત્રણ કલાકનો એ સમાગમ. કોઈ સાંકેતિક સંબંધ જાગ્યો અને બંનેનાં હૃદયમાંથી પ્રેમની ધારાનો પ્રવાહ વહેતો થયો ! બંનેનો સંગમ થયો. જાણે અલકનંદા અને ભાગીરથી ! ચિરપરિચિત કોઈ પ્રબલ પ્રેમભરી વ્યક્તિનો સમાગમ થયો હોય તેવો અનુભવ શ્રીબ્રહ્મચારીજી મહારાજના હૃદયમાં જાગ્યો અને જ્યારે **શ્રીમન્નૃસિંહાચાર્યજી** ત્યાંથી નીકળ્યા ત્યારે પ્રેમભરી વાણીથી કહ્યું: "બાપુ ! હવે તો નિત્ય અહિં પધારતા રહેજો !"

આ પ્રકારે સંબંધ બંધાયો, શ્રીનૃસિંહાચાર્યજી પ્રસંગોપાત્ત ત્યાં રાત્રિએ પધારતા અને અનેક પ્રકારની ચર્ચાઓ ચાલતી ! મુખ્ય તો વયોવૃદ્ધ તપસ્વી અને નિર્મળ ભક્ત હૃદય. તેમાં શ્રીનૃસિંહાચાર્યજીપ્રતિ તેમનો વિશુદ્ધ પ્રેમ ! એટલે એ વૃદ્ધ પુરુષના સંતોષઅર્થે પણ જવું જોઈએ, એવું વિચારી તેઓશ્રી આ પ્રકારે ત્યાં પધારતા. એમાં વળી એક વિશેષ પ્રસંગ બન્યો. એ પ્રસંગ શ્રીમન્નૃસિંહાચાર્યજીના સ્વમુખેથી શ્રવણ કરી શ્રીમન્ માસ્તર સાહેબ તેનો ઉલ્લેખ કરે છે:

"એક દિવસ રાત્રિએ **શ્રી નૃસિંહાચાર્યજી** બ્રહ્મચારીજીને ત્યાં પધાર્યા હતા. વિવિધ જ્ઞાનચર્ચા ચાલતાં સ્વરૂપસાક્ષાત્કારસંબંધી વિષય નીકળ્યો. રા. પ્રભુરામ તથા એક બે બીજાં મનુષ્યો તે પ્રસંગે સમીપમાં હતાં. શ્રી બ્રહ્મચારીજી બોલ્યા "બાપુ ! જે વખતે આસન વાળી 'સોહં સોહં'નો જાપ ચલાવી ગગનમાં સુરતાને યોગી સ્થાપે છે તે વખતે વિદ્યુતના જોતકારની પેઠે આમ ઝળાંઝળાં થઈ રહે છે !" આ વચનો શ્રવણ કરી **શ્રી નૃસિંહાચાર્યજી** તો કાંઈ બોલ્યા નહિ, પણ રા. રા. પ્રભુરામે તે

ક્રિયા પોતાને શિખવવા બ્રહ્મચારીજીને વિજ્ઞપ્તિ કરી. બ્રહ્મચારીજીએ પ્રભુરામને **શ્રી નૃસિંહાચાર્યજી**સહ બીજે દિવસે પ્રાતઃકાળે સ્નાન કરીને આવવા આજ્ઞા કરી. તદનુસાર **શ્રી નૃસિંહાચાર્યજી**સહ બીજે દિવસે રા. રા. પ્રભુરામ, બ્રહ્મચારીજીના મઠમાં આવ્યા. બ્રહ્મચારીજીએ પછી પ્રભુરામને અગ્ર રાખી તેમને તથા **શ્રી નૃસિંહાચાર્યજી**ને પણ પદ્માસન વળાવ્યું, અને 'સોઽહંસોઽહ'નો મંત્ર ઉચ્ચારતાં ત્રિકુટીમાં દૃષ્ટિ સ્થાપવા સૂચવ્યું. **શ્રી નૃસિંહાચાર્યજી**ને સંયમ સિદ્ધ હોવાથી તેમણે તો તત્કાળ ત્રિકુટીમાં દૃષ્ટિ સ્થાપી, ધ્યેયમાં વૃત્તિ સંલગ્ન કરી. રા. રા. પ્રભુરામને અભ્યાસ નહિ હોવાથી તેમણે તો બે ત્રણ પળમાં આસન છોડી દીધું, પણ **શ્રી નૃસિંહાચાર્યજી**નું અચલ આસન, તથા મુખમુદ્રાઉપરથી વૃત્તિનો પ્રશાંત ભાવ વિલોકી, આઠ દશ ક્ષણો વહી ન હતી એટલામાં બ્રહ્મચારીજીએ તેમને સ્કંધેથી પકડી, ગાઢ નિદ્રામાં પડેલા કોઈ મનુષ્યને જાગ્રત્ કરે તેમ એકદમ હલાવી મોટી બૂમ મારી કહ્યું "બાપુ, બાપુ, સમાધિ લાગી જાય! આવી બાબતોનો ઝાઝો નાદ સારો નહિ." આ વાર્તા શ્રીમન્ માસ્તર સાહેબને પોતે જણાવી ત્યારે રા. પ્રભુરામ પાસે જ હાજર હતા.

આ પ્રસંગથી શ્રી બ્રહ્મચારી મહારાજ અને રા. પ્રભુરામજેવાને તો દૃઢ અનુભવ થઈ ગયો કે **શ્રીનૃસિંહાચાર્યજી** નિર્વિકલ્પ અવસ્થાએ પહોંચેલા સિદ્ધ યોગીશ્વર છે. એ ઉપરાંત બુદ્ધિમાન્, અધ્યાત્મવિદ્યાના ઉપાસક સંસ્કારી પુરુષો સમજી શકશે કે ચિત્તની પરમપ્રશાંત અવસ્થા નિર્વિચાર અંતઃકરણ અથવા મન થયાવિના થવી અસંભવિત છે અને તેથી તો અર્જુનજેવાએ ભગવાનને કહ્યું: **तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम्।** એ મનની પરમ પ્રશાંત, નિર્વાતસ્થાનમાં રહેલી દીપશિખાજેવી અચલ અવસ્થા એ જ ઉન્મની! **मनसस्तु-स्थिरो भावः सैवाऽवस्था मनोन्मनी।** એક પ્રસંગે એક જ્યોતિષી આવેલા; તેઓશ્રીનાં નેત્રો જોઈ બોલ્યાઃ "આપના જેવાં નેત્ર હોય તેને 'ઉન્મની મુદ્રા' સિદ્ધ જ હોવી જોઈએ!"

આ પ્રકારના અનુભવ અને પ્રસંગોપાત્ત વિવિધ જ્ઞાનચર્ચામાં થતી રસનિષ્પત્તિ જોઈ, શ્રી બ્રહ્મચારી મહારાજ પ્રસંગે કથા પણ તેઓશ્રીપાસે વંચાવતા. પ્રસંગે તેઉપર ચર્ચા પણ કરાવતા. બ્રહ્મચારી મહારાજને પૂછવા-જેવું **શ્રીમન્નૃસિંહાચાર્યજી**ને તો હતું જ નહિ—હોઈ શકે જ નહિ. આથી તે ઉભયના સમાગમકાલે રા. માણેકલાલભાઈ કે રા. પ્રભુરામજેવા કોઈ

કોઈ શંકા કરતા. આ શંકાઓનાં ઉત્તર બ્રહ્મચારી મહારાજ પોતાની મતિ-પ્રમાણે આપતા અને પછી અંતે શ્રીનૃસિંહાચાર્યજીપ્રતિ જોઈ તેમને કહેતા: "બાપુ! આ બાબતમાં તમારો શો નિશ્ચય છે?" આથી શ્રીનૃસિંહા-ચાર્યજીને લાંબું વિવેચન કરી વ્યાખ્યાન કરવાનો પ્રસંગ પણ આવતો. મનોહર હૃદયંગમ વાણી, વિચારોની અસ્ખલિત ધારા, અસાધારણ તર્ક-શ્રેણી અને અપૂર્વ રસનિષ્પત્તિ કોને મુગ્ધ કર્યા વિના રહે? બાકી બ્રહ્મચારી મહારાજ તો "બહુશ્રુત" હતા એટલું જ! પ્રસંગે શાસ્ત્રવિરુદ્ધ ગાંડુઘેલું પણ બોલી જતા અને તેથી એક પ્રસંગે શ્રીનૃસિંહાચાર્યજીના શિષ્યવર્ગના કોઈ કોઈ વિદ્વાનો તેમના સમાગમઅર્થે ગયેલા ત્યારે તેઓશ્રીએ સર્વને બહુ સાવધાન રહેવા સૂચના કરતાં જણાવેલું, "જોજો, એમનો શાસ્ત્રાભ્યાસ ઊંડો નથી એટલે પ્રસંગે શાસ્ત્રવિરુદ્ધ વાતો પણ બોલી જાય તોપણ તમારે વિનયવિવેકવાળું જ વર્તન રાખવું. હસવું કે વિરુદ્ધ તર્કથી ચર્ચામાં ઉતરવું નહિ" વગેરે. શ્રીમન્ માસ્તર સાહેબસમક્ષ પણ આવું અશાસ્ત્રીય અને તર્કશ્રેણીથી વિરુદ્ધ એક પ્રસંગે બોલી ગયેલા એવું એમણે જ જણાવ્યું છે. આમ છતાં શ્રીમન્નૃસિંહાચાર્યજી પોતાના પ્રતિ વૃદ્ધનો શુદ્ધ પ્રેમ જોઈ પોતાની નીતિ જાળવી રાખતા. એમને 'ગુરુ'સમાન માન આપતા! એ વૃદ્ધ પુરુષને તો એટલી બધી એમના વિષે શ્રદ્ધા થઈ ગઈ હતી કે પાછળથી તો તેઓશ્રીના રચેલા દ્વિતીય વાણીવિલાસમાંના એક પદની અંતિમ કડી—'નૃસિંહ આપને નામે રે અભયપદ દેવું છે'*—એનું ગુંજન ચાલુ જ રાખતા. પ્રસંગે તેમની સમક્ષ પણ સંભળાવતા!

શ્રીમન્નૃસિંહાચાર્યજીના અદ્‌ભુત વક્તૃત્વથી મુગ્ધ બનતી શ્રી મોહનસ્વરૂપની સેવકમંડળી એમ માનવા લાગી કે મહારાજે આ 'નરસીરામ'ના ઉપર પૂર્ણ કૃપા કરી છે, અને તે બધાએ ઘણા ઘણા વખતથી બ્રહ્મચારીજીની સેવા કરી, સત્સંગ કર્યો, પણ હજી તેમનું કંઈ હિત સધાયું નથી! તેમનું કંઈ વળ્યું નથી! આવા પ્રસંગે શ્રીમન્નૃસિંહા-ચાર્યજીસમક્ષ આવી તેઓ પોતાનું દુઃખ રડતા અને કહેતા "કેટલાય વખતથી અમે રોજ આવીએ છીએ છતાં બ્રહ્મચારી મહારાજે તો અમારું કાંઈ કલ્યાણ કર્યું નહિ. માટે આપ અમારા તરફથી તેમને કંઈ કહો તો સારું." શ્રી નૃસિંહાચાર્યજી સ્મિતપૂર્વક ઘટિત ઉત્તર આપી તેમને સંતોષતા,

* [ શ્રી વા. વિ. ૨ : ૪૫. ]

અથવા પ્રસંગે મૌન સેવતા! આ સેવકમંડળીમાં એક 'રૂપીબા' નામની વૃદ્ધ વિધવા બાઈ પણ હતી. તે બ્રહ્મચારીજીની અંગત સેવા પણ ઘણી કરતી—અને ઘણા ભાવથી કરતી. શ્રી બ્રહ્મચારી મહારાજનો પણ તેના પ્રતિ વિશેષ ભાવ હતો. તે છતાં તે પણ અસંતોષને સેવતી અને તેથી એક પ્રસંગે તો શ્રીમન્ માસ્તર સાહેબ પણ સમક્ષ હતા ત્યારે શ્રીમન્નૃસિંહાચાર્યજીની સમીપ આવી દીનભાવે કહેવા લાગી: "મેં આટલા દિવસ બ્રહ્મચારી મહારાજની સેવા કરી, પણ તેમણે હજી મારૂં કાંઈ હિત કર્યું નથી. આપ કંઈ કહો તો સારૂં." શ્રીમન્નૃસિંહાચાર્યજીએ બ્રહ્મચારી મહારાજને તેમના ઉપર કૃપા કરવાઅર્થે યોગ્ય વચન કહ્યાં પણ હતાં!

શ્રી મોહનસ્વરૂપ બ્રહ્મચારી, શ્રીનૃસિંહાચાર્યજીની વાદકુશળતા, અને નિશ્ચયોની અપૂર્વ કલા જોઈ, તેમની ચર્ચાઓમાંથી ઘણું જાણવા મળે છે એટલું તો સારી રીતે સમજતા અને તેથી ઉપર જણાવ્યું તેમ ઘણા પ્રકારની ચર્ચાઓ ઉપસ્થિત કરતા અથવા કરાવતા. કોઈ પ્રસંગે આવો કોઈ ચર્ચાનો વિષય ન નીકળે એવું પણ બનતું. તે વખતે બ્રહ્મચારીજી તેઓશ્રીને કહેતા: "બાપુ, તમે એક પક્ષ લો અને બીજો હું લઉં અને આવો આપણે વાદ કરીએ; જોઈએ કોણ હારે છે ને કોણ જીતે છે." શ્રી નૃસિંહાચાર્યજી માત્ર એટલો જ ઉત્તર આપતા: 'આપ સમર્થ છો, આપની સાથે વાદ શો?' આમ છતાં બ્રહ્મચારીજી આગ્રહ કરતા કે "મારી રજા છે. હું ખુશીથી કહું છું માટે આવો, વાદ કરીએ." પછી વાદી થઈ પોતે જણાવતા: "બાપુ, હું કહું છું કે પરમેશ્વર નથી; હવે તમે સિદ્ધ કરો કે પરમેશ્વર છે." વળી કહે: "પરમેશ્વર એ પહેલું ગપ છે; પુનર્જન્મ એ બીજું ગપ છે. મૂર્તિપૂજા એ ત્રીજું ગપ છે; તે તમે સાચું છે એ સાબિત કરો."

શ્રી નૃસિંહાચાર્યજીના સમાગમમાં તો કાશીના પંડિતો, મિથિલાના નૈયાયિકો, અનેક તર્ક અને યુક્તિવાળા નિષ્ણાત વિદ્વાનો, અંગ્રેજીના અભ્યાસથી નાસ્તિકતાને વરેલા જડવાદીઓ, ગુજરાતના તેમ જ દક્ષિણ દેશના કૂટ પ્રશ્નકારો, વિતંડાવાદીઓ અને જિજ્ઞાસુઓ વાદ કરી પોતપોતાના અધિકારાનુસાર સંતોષ કે પરાજય પામ્યાના આ પછીથી ભવિષ્યમાં અનેક પ્રસંગો બન્યા છે. એ મહાપુરુષ આ વૃદ્ધની આવી ચેષ્ટાઓને રમત જ ન માને તો શું માને? છતાં તેમના વિષે પોતે પૂજ્ય બુદ્ધિ સ્થાપેલી તેને યોગ્ય વિવેકપુરઃસર તેમને સંતોષવા પ્રયત્ન કરતા. બ્રહ્મચારીજીની દલીલો તો પ્રસંગે છિન્ન ભિન્ન

સરખી થઈ જતી અને શ્રી નૃસિંહાચાર્યજીના અગાધ જ્ઞાનસામર્થ્યથી સહુ કોઈ મુગ્ધ બનતા! આવી વિલક્ષણ યુક્તિઓવાળી ચર્ચામાં રસ જામતાં પ્રસંગે શ્રી નૃસિંહાચાર્યજીને કહે:

"બાપુ, હવે પરમેશ્વર ગપ છે એવો પક્ષ તમે લો અને હું તેથી સામો પક્ષ લઉં, પછી આવી જાઓ". વૃદ્ધના મનમાં એમની અસાધારણ દલીલો આ પક્ષમાં કેવી છે એ પણ જાણવા મળે એમ હશે એમ સ્પષ્ટ અનુમાન થઈ શકે. પરંતુ શ્રીમન્નૃસિંહાચાર્યજી વિવેકથી ઉત્તર આપતા:

"પરમેશ્વર ગપ છે એવો પક્ષ વિલાસને ખાતર પણ લેવો એ યોગ્ય નથી અને એ પક્ષ દુર્બલ જ હોવાથી એનું સમર્થન થઈ શકે એમ છે જ નહિ."

આ પ્રકારની ચર્ચાઓથી ખરો લાભ તો રા. માણેકલાલભાઈ તથા રા. પ્રભુરામજેવા સહૃદય જિજ્ઞાસુઓને વિશેષ થતો અને તેમની શ્રદ્ધા, શ્રી-મન્નૃસિંહાચાર્યજીને વિષે, વિશેષ દૃઢ થતી. બાકી તો અધિકારાનુસાર!

શ્રીમન્નૃસિંહાચાર્યજીનું આ પ્રકારે ત્યાં વિશેષ જવું આવવું થયું અને તેઓશ્રીનું અત્યંત વિનયભર્યું અને ગુરુભાવને વ્યક્ત કરતું વર્તન જોયું એટલે શ્રી બ્રહ્મચારી મહારાજે તેમના જેવા એક ઉચ્ચ નાગર જ્ઞાતિના વિદ્વાન્ પુરુષ પણ પોતાના સમાગમમાટે આવવા લાગ્યા છે એમ જણાવતા રહેવાની શરૂઆત કરી દીધી. તેઓશ્રી તો ઘણે ભાગે રાત્રિએ જ ત્યાં જતા એટલે સાંજની કથાનો લાભ લેનારમાંની ઘણી મંડળી તો ચાલી જતી, પરંતુ તે સર્વના જતાંપૂર્વે કથાના અંતમાં શ્રી બ્રહ્મચારીજી પ્રસંગોપાત્ત જણાવતા: "નરસિંહરામભાઈ નામના એક ગૃહસ્થ આપણા સમાગમે રોજ રાત્રિના આવે છે. આખી રાત (!) સમાગમ કરે છે! પોતે મહાવિવેકી છે, મહાવેદવાન છે." આવાં આવાં વચનો સેવકમંડળીને સંભળાવતા! તેમાં વળી રા. પ્રભુરામ અને શ્રી નૃસિંહાચાર્યજીના સંબંધનો ઉપર જણાવી ગયા તેવો 'ઓહંસોહં'થી થતી જ્યોતિના ઝળકાર ('જોત્કાર')નો પ્રસંગ બન્યો એટલે તો તેઓશ્રીએ ઉપદેશ પણ લીધો એવું જાહેર કર્યું! અપૂર્ણ માણસો પોતાનું ગૌરવ સ્થાપવા આવી તક ચૂકતા નથી! પરંતુ રા. માણેકલાલભાઈજેવા તો તેમાં સત્ય શું છે એ સારી રીતે જાણતા જ હતા અને તેથી તો શ્રીમન્ માસ્તર સાહેબના ઉપરના પત્રમાં સ્પષ્ટ ખુલાસો કર્યો છે કે તેમની પાસેથી મંત્રોપદેશ લઈ ગુરુ કર્યાનું જાણમાં નથી. પરંતુ કથામાં આવનાર મોટો ભાગ તો સામાન્ય અધિકારવાળો જ હોય છે અને

તેથી તેઓએ તો એ સત્ય સ્વીકારી લીધું! આનું પરિણામ એ આવ્યું કે શ્રી નૃસિંહાચાર્યજીએ ત્યાં જવાનું ઘણું ઓછું કરી નાંખ્યું! એમના હૃદયમાં તો બધા જ ભેદભાવ કલ્પિત છે એ પ્રત્યક્ષ અનુભવ હતો અને તેમને પોતાને તો વાસ્તવ 'ગુરુ'ની આવશ્યકતા જ નહોતી, છતાં કોઇ હેતુથી આ વૃદ્ધનો સંયોગ થઇ ગયો તો તેમનું વય, તેમનું ભક્ત હૃદય, અને પોતાના પ્રતિ નિખાલસ પ્રેમભાવ જોઈ નિમિત્તરૂપે, એક નીતિનો ઉચ્છેદ ન થાય એ હેતુપૂર્વક, તે પ્રકારનો સંબંધ નીભાવ્યા કરતા! વૃદ્ધના હૃદયને લાગણી થવાજેવો પ્રસંગ ન આવે એ જ અંતરનો આશય હતો! આમ છતાં અંતપર્યંત તેઓશ્રીએ તો તેમનું સન્માન જાળવી તેમના હૃદયને સંતોષવા બને તેટલો વિશેષ પ્રયત્ન ચાલુ જ રાખ્યો હતો.

શ્રી મોહનસ્વરૂપ પણ પોતાની સેવકમંડળીસમક્ષ તો શ્રીમન્નૃસિંહાચાર્યજીના પોતે 'ગુરુ' છે એમ જણાવતા, પરંતુ શ્રીમન્નૃસિંહાચાર્યજી જ્યારે તેમને ત્યાં પધારતા ત્યારે તો પોતે એક સત્પુરુષ અન્ય સત્પુરુષને જેટલું માન આપે તેટલું જ માન આપતા અને એમના પ્રતિ શિષ્યભાવવાળું જરા પણ વર્તન કરતા નહિ. શ્રીમન્નૃસિંહાચાર્યજીએ કોઇ પ્રસંગે પૂજનઅર્ચન કર્યું ત્યારે પણ તેમણે કહેલું: "બાપુ! તમે તો મોટા આચાર્ય છો, પરમાત્માજેવા છો, અને હું તો એક અભ્યાગત છું! મારા વ્હાલા! તમારે આ બધું કરવાની કંઈ જરૂર નથી." એટલું જ નહિ પરંતુ એક પ્રસંગે શ્રીનૃસિંહાચાર્યજી તેમને પોતાના સ્થળે ભોજનમાટે લઈ ગયેલા. ત્યાં એકાંતમાં કોઇ પ્રસંગ કાઢી જ્ઞાનચર્ચા ચલાવી. તેમાં બ્રહ્મચારી મહારાજની શંકાનું એટલું તો ઉત્તમ સમાધાન કર્યું કે તેમની અદ્‌ભુત જ્ઞાનસંપત્તિથી આશ્ચર્યચકિત થઇ જઈ અત્યંત પ્રેમાવેશમાં તે આવી ગયા, અને શ્રીનૃસિંહાચાર્યજી તેમને 'હાં હાં આ શું કરો છો' એમ કહીને રોકે તે પૂર્વે તો વૃદ્ધે તેમના ચરણમાં સાષ્ટાંગ દંડવત્ પ્રણિપાત ખેંચી કાઢયો! મહાન્ યોગીશ્વરો વાર્તામાં ને વાર્તામાં તેમના પ્રતિ બહુ અનુકૂલ ભાવથી અભિમુખ વૃત્તિવાળા સત્‌શિષ્યોને ઘણી વખત અંતર્મુખતા સધાવી આત્માના બહુ નિકટ પ્રદેશમાં ખેંચી જાય છે અને તે વખતે કોઇ અપૂર્વ તૃપ્તિ અને જ્ઞાનાવિર્ભાવનો અનુભવ થાય છે. આવી વખતે સત્શિષ્યનું હૃદય અત્યંત વિનીતભાવે સદ્‌ગુરુશ્રીના ચરણમાં પ્રેમાવેશપૂર્વક સ્વાભાવિક જ નમે છે!

પરંતુ શ્રી બ્રહ્મચારી મહારાજ, પોતાની શિષ્યભાવવાળી પ્રવૃત્તિ જે

અન્યના જાણુવામાં આવશે તો પોતાનું ગૌરવ ઓછું થશે એવો પણુ અંતર્-માં ભય રાખતા અને તેથી પાછા તેઓશ્રીને જણાવતા, "બાપુ! મારે તો હવે થોડાં વર્ષ જીવવું છે, પણુ મને જેમ આજસુધી નીભાવતા આવ્યા છો, તેમ હવે પછી પણ નીભાવ્યા કરજો." શ્રીનૃસિંહાચાર્યજીની તો પોતાની સ્વીકારેલી નીતિમાં મેરુસમાન અચલતા હતી, અને તેથી તેમના સંતોષ-માટે સર્વ પ્રકારે એ જ નીતિને વળગી રહેતા. આથી તો પ્રથમ વાણી-વિલાસનાં થોડાં ઘણાં પદોમાં તેમનું નામ શ્લેષાલંકારથી અંતિમ કડીમાં મૂકયું છે. તેમના હૃદયમાં તો ત્રિભુવનમોહન પરમાત્માના દિવ્ય સ્વરૂપની જ લક્ષણા છે એ વિવેકી તો સહજ સમજી શકે તેમ છે. જો શ્રી મોહન-સ્વરૂપ તેઓશ્રીના જ્ઞાનપ્રદાતા ગુરુ જ હોત તો તેમનું નામ તો તેમના પ્રત્યેક ગ્રંથના આરંભના મંગળાચરણુમાં જ જણાવી તેમના પ્રતિ અત્યંત સંમાન અને પ્રેમ દર્શાવ્યો જ હોત. ભગવાન્ શંકરાચાર્યજેવાએ જેમ પોતાના ગ્રંથોમાં ગોવિંદાચાર્યનું સ્મરણુ કર્યું છે તેમ. પરંતુ શ્રીમન્નૃ-સિંહાચાર્યજીએ માત્ર નિમિત્તરૂપે સંકેતવશાત્ તેમને ગુરુતરીકે માન આપ્યું હતું તેથી જ તેમના સંતોષપૂરતી ક્વચિત્ પ્રવૃત્તિ કરી છે. પ્રથમ વાણીવિલાસનાં માત્ર દશેક પદમાં જ એ નામનિર્દેશ છે. દ્વિતીય વાણી-વિલાસમાં માત્ર કોઇક સ્થળે. પછી—?

તાત્પર્ય એટલું જ કે બ્રહ્મચારી મહારાજને યથાર્થ તત્ત્વદર્શી ગુરુ-તરીકે શ્રીનૃસિંહાચાર્યજીએ સ્વીકાર્યા નહોતા, કારણુ પોતે તો સર્વથા વિદિ-તવેદ્ય, સ્વયંપ્રબુદ્ધ હતા! તેમને પોતાને એવા ગુરુની આવશ્યકતા નહોતી!

બ્રહ્મચારી મહારાજનાં જ્ઞાન અને તત્ત્વદષ્ટિસંબંધમાં સુરતના જ વાસી શ્રીયુત જેકીસનદાસભાઇ કણીયા (ભાવનગર કોલેજના સંસ્કૃતના પ્રા૦), શ્રીયુત નગીનભાઈ મહેતા (વડોદરા રાજ્યના એજ્યુ૦ ઇન્સ્પેકટર), શ્રી કૌશિકરામભાઈ (ભાવનગર રાજ્યના વિદ્યાધિકારી) જેવા અસાધારણુ બુદ્ધિમંતોસમક્ષ લેખકે વાત થતાં એ જ ઉદ્ગાર સાંભળેલા: "એમનામાં એવું વિશેષ કાંઇ હતું જ નહિ: ભક્તિવાળું હૃદય ખરૂં. બાપજીએ તો એમનું વય, એમની કીર્તનભક્તિ, અને બાપજીપ્રતિના પ્રેમને લીધે અને એક નીતિના પાલનઅર્થે ગુરુપદનો તેમના વિષે આરોપ કરેલો! પોતે તો બબે મહિના સુરત રહે તોપણુ એક કે બે દિવસ રાત્રિએ ત્યાં તેમના સંતોષઅર્થે પધારતા!"

આ અભિપ્રાય સામાન્ય કોટિનાં મનુષ્યોનો નથી. સર્વશાસ્ત્રપારંગત સમર્થ વિદ્વાનોનો છે! તે જ પ્રમાણે શ્રીમન્ માસ્તર સાહેબ પણ જણાવે છે:

" જો બ્રહ્મચારીજી, શ્રીનૃસિંહાચાર્યજીના યથાર્થ જ સદ્ગુરુ હોત, તો તો શ્રીનૃસિંહાચાર્યજીની તેમના પ્રતિની સર્વ પ્રવૃત્તિ તેવી જ આરૂઢ શિષ્યભક્તિવાળી હોત, તથા વડોદરે સ્થિતિ થયા પછી જ્યારે જ્યારે તેઓશ્રી સુરત પધારતા ત્યારે ઘણે પ્રસંગે સુરતમાં માસ અથવા બે માસની સ્થિતિમાં પણ માત્ર એક કે બે વાર બ્રહ્મચારીજીના આશ્રમે તેઓશ્રી જતા, અને તે પણ વડોદરે પાછા આવવાના એક કે બે દિવસપૂર્વે જ, અને તે તે પ્રસંગે શ્રેયસ્સાધકોએ અવલોક્યું છે કે તેઓશ્રીની બ્રહ્મચારીજીપ્રતિની પ્રવૃત્તિ શિષ્યત્વના ભાવને સૂચવે એવી લેશ પણ થતી ન હતી, તેમ જ બ્રહ્મચારીજીના સદ્ગુરુપદનો પ્રતાપ તેમના ઉપર પડ્યો હોય એવું કોઈ પણ ચિહ્ન પ્રતીત થતું ન હતું. ઉલટા બ્રહ્મચારીજી ઘણી વાર તેમના પ્રગાઢ વર્ચસ્થી નિસ્તેજસરખા થઈ તેમના આગળ દીનસરખા પ્રતીત થતા હતા. તેમના વાર્ધક્યને અને પોતે કરેલા સ્વીકારને ઉચિત સંમાન શ્રીનૃસિંહાચાર્યજી સર્વદા તેમને અર્પતા જ, પરન્તુ તેમાં વાસ્તવિક સદ્ગુરુબુદ્ધિનું ભાન થાય એવું એટલું તો ન્યૂન પ્રતીત થતું કે તેમનો સદ્ગુરુસ્વીકાર નામમાત્ર જ હતો એમ સામાન્ય મતિને પણ સ્પષ્ટ થયા વિના રહી શકે એમ ન હતું, અને તેથી જ બ્રહ્મચારીજીના સેવકો શ્રીનૃસિંહાચાર્યજીની આવી પ્રવૃત્તિ જોઈને શ્રીનૃસિંહાચાર્યજીની પરોક્ષતામાં વારંવાર બ્રહ્મચારીજીને એવા ભાવનાં વચનો કહેતા કે 'તમે નરસિંહરામભાઈને તમારા શિષ્ય કહો છો પણ જોયું કે? એ તમને ગુરુ ગણતા હોય તો આવી લુખા લુખા પ્રવૃત્તિ કરે? સુરતમાં મહિનાથી આવ્યા છે પણ તમારાં દર્શન કરવાસરખા પણ હજી આવ્યા છે?" આ વગેરે અનેક વચનોથી તે વૃદ્ધ પુરુષને વૃથા ક્લેશ થાય એવો સંભવ આણતા, અને તે ક્લેશ જોઈ જાણીને શ્રીનૃસિંહાચાર્યજી વડોદરે આવ્યા પછી વિનયવચનવાળું પત્ર બ્રહ્મચારીજીપ્રતિ પ્રેરતા, જે અવલોકતાં બ્રહ્મચારીજીનું સમાધાન થતું, તથા તે પત્ર પોતાના સેવકમંડળમાં બતાવવાથી બ્રહ્મચારીજીનું શ્રીનૃસિંહાચાર્યજીપ્રતિનું ગુરુપદ સેવકોમાં પુનઃ સ્થાપિત થઈ શકતું!" સામાન્ય અંતઃકરણોને જ પોતાના ગૌરવની હાનિ

નો ભય રહે છે! યથાર્થ તત્ત્વદર્શિઓ અથવા પ્રબલ પ્રતાપી વ્યક્તિઓના હૃદયમાં આવા ભય હોતા જ નથી! અખંડ બ્રહ્માકારા વૃત્તિવાળા સનકાદિકને જ્યારે પાર્વતીએ શાપ આપ્યો કે તમે મનુષ્યલોકમાં અવતરજો, ત્યારે તેમણે પ્રેમથી તે સ્વીકારી લીધો અને એટલું જ માગી લીધું કે મળમૂત્ર દૂર પડે એવું શરીર આપજો! ઉંટના શરીરમાં એ શક્ય છે એમ જાણી ઉંટના શરીરમાં જન્મ પ્રેમથી સ્વીકાર્યો, કારણ અંતઃપ્રજ્ઞા તો નિશ્ચલ આત્મામાં સ્થિર હતી! અંતરમાં બ્રહ્માનુભવ જેના હૃદયમાં અખંડ જાગ્રત્ હોય તેમને સર્વ સ્થિતિમાં પરમાનંદ જ હોય છે! સદ્ગુરુવર શ્રીમન્નૃસિંહાચાર્યજી પણ વ્યાવાહારિક જીવનમાં જ્યારે કોઈ કોઇ વ્યાવહારિક વૃત્તિવાળા સંબંધીઓ સાંસારિક ઝઘડામાં પડતાં અને તેમની પાસે ફર્યાદ કરતાં ત્યારે પોતે તો એક જ વાક્ય વદતા: "અહો! પરમાનંદ છે!" **आनंदं ब्रह्मणो विद्वान्न बिभेति कुतश्चन ॥** સાચા બ્રહ્મવિદ્‌ને કોઈ ભય હોતો નથી! કોઈ દુઃખ હોતું નથી. જેનામાં દેહાત્મબુદ્ધિ હોય છે, તેને જ મિથ્યા માયાનાં કાર્યો ક્લેશજનક હોય છે. જેને પોતાના સત્યસ્વરૂપનું ભાન હોય છે, તેને માયાનાં કાર્યોનું મહત્ત્વ જ જણાતું નથી! એક રાજા, મહારાજા કે ચક્રવર્તી શિકારે જતાં કોઇ ઝુંપડીમાં વિરામ લે કે રાત્રિ ગાળે તો તેથી તેને ગરીબાઈનાં સુખદુઃખનો સ્પર્શ થતો નથી કારણ પોતાના મહારાજાધિરાજ પદનું ભાન અવિચ્છિન્ન છે. જ્યારે મહારાજાધિરાજના મહાલયમાં ઝાડુ કાઢનાર મેહેલમાં છતાં પોતે ગરીબ અને દુઃખી છે એમ જ માને છે, કારણ તેનામાં પોતાની કંગાલીયતનું જ ભાન અવિચ્છિન્ન જાગ્રત્ છે. સ્વરૂપનું અભાન એ જ દુઃખનો હેતુ છે. સ્વસ્વરૂપનું ભાન ચક્રવર્તીઓના ચક્રવર્ત્તીની ખુમારીભર્યા સુખનો હેતુ છે.

શ્રી મોહનસ્વરૂપ આમ છતાં પોતાનું સ્વરૂપ સમજતા, શ્રીમન્નૃસિંહાચાર્યજીના દિવ્ય સ્વરૂપને પણ સમજતા, અને એ તો પાછા શાંત થઈ વિચારી પોતાનું નિત્યનું ગુંજન ચાલુ રાખતા: 'નૃસિંહ આપને નામે રે અભયપદ દેવું છે!' જુઓ શ્રી બ્રહ્મચારીજીનું જ એક પત્ર. શ્રીમન્નૃસિંહાચાર્યજીએ પોતાની નીતિને વળગી તેમના સંતોષઅર્થે, જ્યારે સિદ્ધાંતસિન્ધુ, ભામિનીભૂષણ વગેરે પોતાના રચેલા ગ્રન્થોની એક એક પ્રતિ મોકલાવી ત્યારે તેના ઉત્તરરૂપે એ લખેલો છે.

"ૐ સં ब्रह्म श्री तत् सत् આચાર્યોંકી પંગતીકે પર્મદૈવત, મનોહરરૂપ, નૃસિંહરામ નિજ સ્વરૂપ મુકામ શ્રીસ્થળ, વિશ્વામિત્રી, ગંગોત્રઠ, જો આર્યોત્કર્ષીકે બિરક્ષેત્ર વડોદરા. જિસ ભોમિકે ઉપરે, અહો અનિર્વચની નિર્ગુણ નિજાનન્દ, સિરગુણ સ્વરૂપ ધારકે હમ અભ્યાગતકોં પિતાભાવ ગ્રહણ કરકે લીલાકે નિમિત્ત્ય, આપને આશ્રમ લગાયે હે-બિરાજતે હો—સુખી ભવ.

"અહો બંધુ ! તુમને પરમારથકે લીયે બહોત પરિશ્રમ કીયે હે, અનવધિ તસ્દી લીયે હે, ક્યોં હમ અપંગ અતિથિકોં શ્રદ્ધાસંયુગત, સિદ્ધાંતસિન્ધુ, ભામિનીભૂષણ આદિ સકલ ગ્રંથ સમ્રપણ કીયે હે. તુહારા ખોજકી ખુબી ઓર અલૌકિક લીલા, સંવિત્ શક્તિ, અરુ તર્કબુદ્ધિકી તારીક્ષ હમ ગુંગેસે નહિ હો સકતી. ક્યોં નિગમ અરૂ ઉપનિષદોંકે મહાવાકયો, ધર્મશાસ્ત્રકે નેમસેં સકલ બોધારથ ગ્રન્થ અમૃતભરકે ભેજે હેં. સો હમને કબુલ કરકે ઉપકાર માનતે હે. કાયતેં ગીરાતેં ગુરૂગમે ગુંગા કીયા હે.મેરેકો મારકે જીવાયા હે. ધુર્મ અરૂ ઘાયલ પડા હું. શિષ્યભાવે હમારા પર્મગુરુ-અનુભવદ્વારા અમૃતપાન કરાવતે હૈ. અહો બંધુ! આપ બડા સુરવીર યોગી હે. યમ, નિયમ, આશન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન આદિ પતંજલિ યોગશાસ્ત્રમેં અષ્ટાંગ હે. કર્મયોગ, હઠ્યોગ, રાજયોગ, જ્ઞાનયોગ, ધોતી, પોતી, બસ્તી, ગજક્રિયા, પ્રાણાપાન નિરોધ, જો સાધનો હે, ઇનોકા આદિ આચાર્યોંને સિદ્ધાંત અરૂ સંહિતા અનવધિ ગ્રન્થ કીયે હે. સંસ્કૃત અરૂ પ્રાકૃત, ફાર્સી આદિ અનંત-સબ ચપળતા સંયુગત તુમ જાનતે હો.**

" આચાર્ય અંતરમાં વસે, નૃસિંહરામ નિજ રૂપ;
અનવધિ અનુભવી, બ્રહ્મવેત્તા મહા ભૂપ. "

ગ્રન્થો મળતાં પ્રેમાવેશમાં લખેલું આ પત્ર. તેમનું અંતઃકરણ શ્રીનૃસિંહાચાર્યજીનું અદ્ભુત સ્વરૂપ સારી રીતે સમજતું એ આમાંથી સ્પષ્ટ થાય છે. પ્રેમાવેશમાં પોતાની ગુજરાતી ભાષા છોડી હિન્દીમાં પત્ર લખ્યું છે અને પોતે જેવું લખી બોલી શકતા તેવા જ રૂપમાં તે અત્ર આપેલું છે. ઘણા સાધુસંતો હિન્દીમાં જ વ્યવહાર કરવાનો રીવાજ રાખે છે—પરપ્રાંતીય છતાં, તેમ જ પરપ્રાંતીય, ગુજરાતીઓના વિશેષ સહવાસમાં આવતાં ભાગી તુટી પણ ગુજરાતી બોલી આનંદ લે છે અને આપે છે, એ અનેકનો અનુભવ છે.

આ જ પ્રમાણે એક બીજા પત્રમાં પણ એમના વિષેનો હૃદયગત ભાવ વ્યક્ત કર્યો છે :

" અનંતકોટિશક્તિ સ્હવત્માન હેવા, એકોઽહં બહુસ્યામ શક્તિદ્વારા, મોહનસ્વરૂપને સુખ દેવા, શિષ્યભાવ ગ્રહણ કરી સ્તુતિદ્વારાયે—અહો હું અક્રમી અભ્યાગતને પર્મગુરૂ ગણી, બ્રહ્મવિદ્યા ભણી સ્તવન કરવા, મોહનને નિમિત્ત ધરવા, પરિશ્રમ રહિત, ગુરુપદ ગ્રહીત, શુભગુણ સહિત, ઉપમા અપાર, પચીસમો અવતાર, હેવા અનવધિ અનુભવી અદ્વીત આચાર્ય નૃસિંહરામ નિજ સ્વરૂપાય નમઃ "

શ્રીબ્રહ્મચારીજીના સર્વ વિચારો અને તેમની કૃતિરીતિની વિવેકપુરઃસર આ પ્રકારે તુલના કરી જોતાં સ્પષ્ટ સમજાય છે કે શ્રી નૃસિંહાચાર્યજી તેમના પ્રતિ ગુરુભાવ ધરી વર્તતા તેમાં ગ્લાનિવશ થવા છતાં પોતાનું અહોભાગ્ય જ સમજતા. જેમ ભગવાન્ કૃષ્ણચંદ્રના ગુરુભાવથી સાંદીપનિ ઋષિ પોતાનું અહોભાગ્ય સમજતા ! વળી એ પણ સ્પષ્ટ છે કે શ્રીનૃસિંહાચાર્યજી તો તેમને મળતાંપૂર્વે જ વિદિતવેદ્ય હતા. તેમની દિવ્ય જ્ઞાનસંપત્તિ પ્રથમ સમાગમથી જ બ્રહ્મચારી મહારાજને જ્ઞાત થઈ ગઈ હતી. તેઓશ્રીની વાણીનો પ્રભાવ જ એવો અદ્‌ભુત હતો ! તેમાં પણ જે પ્રેમાર્દ્ર હૃદય તેઓશ્રીપ્રતિ અભિમુખ હોય તેને તો ચમત્કારિક આંતર અનુભવો થયાના પ્રસંગો અનેક બન્યા છે. તો આ વૃદ્ધ, તપસ્વી, સાધુ જીવન ગાળનાર પ્રેમાળ પુરુષને તેવો અનુભવ થાય તેમાં આશ્ચર્ય શું ?

આમ છતાં રાગદ્વેષના સંસ્કારોથી ભરેલી તેમની સેવકમંડળી શ્રીમન્નૃસિંહાચાર્યજીના મહાન્ યશવિસ્તારને દેખી ઇર્ષ્યાભાવ ધરતી અને વારંવાર એ વૃદ્ધને પોતાના ગુરુપદનું ગૌરવ દર્શાવવા પ્રેરતી ! પરન્તુ એવું ગૌરવ જાતે લેઈ શકાય છે ? કોઈ ગમે તેવી વ્યક્તિ પોતાના ગૌરવમાટે ધમપછાડા કરે તો તેથી સમાજ થોડો જ તે સ્વીકારે છે ? શ્રીમન્નૃસિંહાચાર્યજીનો શિષ્યવર્ગ સાધારણ બુદ્ધિમંતોનો નહિ પણ અસાધારણ બુદ્ધિમંતોનો છે એ તો સમગ્ર ગુજરાતને જ્ઞાત છે. આવો વર્ગ તેમનું ગૌરવ સ્વીકારવાજેવું કંઈ જોયાવિના તે કેની રીતે સ્વીકારે ? બાકી બ્રહ્મચારી મહારાજને શ્રીનૃસિંહાચાર્યજીએ પોતે જ પૂજ્ય સ્વીકાર્યા હતા તો તેટલા અંશમાં તો વર્ગના મનુષ્યો તેમનું પૂજ્યત્વ સ્વીકારી તેમનું સંમાન કરતા જ. એમાં કદી કોઈ ક્ષતિ આવવા દે તેમ હતું જ નહિ. શિષ્યો

પરસ્પરમાં પણ પોતપોતાના વ્યવહારકાલે યોગ્ય ઉત્તમ પુરુષોપ્રતિ વિનય-વિવેક વાપરવા કદી ચૂકે નહિ તો પછી આવા માનનીય પુરુષપ્રતિ સંમાન-ભર્યું વર્તન રાખે એ સ્વાભાવિક જ છે.

સામાન્ય બુદ્ધિ પણ વિચારી શકે તેમ છે કે કોઈ સંતમહંતને પોતે પોતાના ગૃહે ભિક્ષાર્થે બોલાવે, પૂજનઅર્ચન કરે, પ્રણિપાત કરે, તેથી તેને સદ્‌ગુરુપદ અર્પ્યું એમ માનવાની કોઈ ભૂલ કરે નહિ. ભારતવર્ષમાં એવા અનેક સંતમહંતો છે. સ્થળે સ્થળે વિચરે છે, કથાવાર્તા કરે છે અને તેમનું સન્માન સંસ્કારી જનતા કરે છે! પણ સર્વ કંઈ સદ્‌ગુરુપદનો દાવો કરે છે? શિષ્યવર્ગની મિથ્યા ઉશ્કેરણી છતાં વૃદ્ધ બ્રહ્મચારી મહારાજનું અંતર્ તો એક જ નિર્ણય પુનઃ પુનઃ ઉચ્ચારતું: "નૃસિંહ આપને નામે રે અભયપદ દેવું છે!"

શ્રી બ્રહ્મચારી મહારાજના 'ગુરુપદ'ની મીમાંસા (!) અત્ર હવે પૂરી થાય છે. આ પ્રકરણમાં તેમના જીવનના પ્રસંગો પ્રધાનતઃ ચર્ચ્યા છે તો એક વિશેષ પ્રસંગ. શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાન્ અને શ્રીમન્ માસ્તર સાહેબપાસેથી સાંભળેલો: વૃદ્ધ પુરુષે શ્રીમન્નૃસિંહાચાર્યજીને શ્રી માસ્તર સાહેબસમક્ષ આ પ્રમાણે કહેલો:

"એક વખત બાપુ! (શ્રીમન્નૃસિંહાચાર્યજીને સર્વથા બાપુ! કહીને જ સંબોધતા) આ શરીર યાત્રામાં ફરતાં ફરતાં હિમાલયના એક એકાંત પ્રદેશમાં જઈ ચઢ્યું. રસ્તો ભૂલ્યું! શું થયું? આગળ પાછળ ઝાડી ને અઘોર વન. એ વિના ન મળે પશુ, ન મળે પંખી! ન મળે મનુષ્ય! મેં વાતો તો સાંભળેલીઃ આવામાં અઘોરીઓ રહે છે! એ વાતનો મનમાં વિચાર આવ્યો ત્યાં તો દૂરથી એક દશ બાર ફુટ ઉંચો કદાવર નગ્ન મનુષ્ય ચાલ્યો આવતો દેખાયો! તેની આંખો તો લાલ લાલ અંગારા! મોટી મોટી! પગલાં ભરે તે એક એક પગલું ગજ ગજનું! પગ જોયા હોય તો બબ્બે વેંતના! જોતાં ડર તો લાગ્યો પણ એની નજર પડ્યા પછી નાસીને યે ક્યાં જવાય? મને લાગ્યું કે તે મને ખાઈ જશે! એટલામાં તો તેની સામેથી મ્હો...ટો ભયંકર લીલો ઝેરી નાગ નીકળ્યો! એણે તો ઝડપ કરતો તેને ઉપાડ્યો! પથ્થરની શીલાઉપર પછાડ્યો! મુટ્ઠીવતી છુંદી નાંખ્યો! અને એ તો ખાઈ ગયો! મને લાગ્યું કે મારી પણ આ જ દશા કરશે! ડર તો હતો જ અને એ શું કરે છે એ જોતો'તો એટલામાં

તો એ એ ફલંગે આવ્યો મારી પાસે ! બીન્યો તો ખરો પણ ધીરજ રાખીને બોલ્યો, "બાપુ ! આ હાડકાં આપને પચે એવાં નથી !" અઘોરી સહજ સ્મિત કરતો ચાલ્યો ગયો !"

**શ્રીમદ્** ઉપેન્દ્ર **ભગવાને** વાર્તાના અંતમાં જણાવેલું "ડોસા આમ તો જબ્બર હતા. એમનાં કીર્તન સાંભળવાં એ પણ એક લ્હાવો હતો !"

વાર્તા વૃદ્ધે કહી તે માનવી ન માનવી વાચકની ઇચ્છાને અધીન છે. પરંતુ એમના જીવનમાં અને અઘોરીઓની વાતોમાં રસ લેનારને રસપ્રદ છે એ જાણીને જ અત્ર તેનો ઉલ્લેખ કર્યો છે. પર્યટનકાલે એઓ કાશ્મીર અને નેપાળના પ્રદેશોમાં પણ ફર્યા હતા અને તે પ્રદેશના કોઇ વિકટ માર્ગમાં થયેલો આ અનુભવ હતો !

# પ્રકરણ ૯

## પ્રવૃત્તિના ક્ષેત્રમાં

**व्यवहारो लौकिको वा शास्त्रीयो वाऽन्यथाऽपि वा ।**
**ममाकर्तुरलेपस्य यथाऽरब्धं प्रवर्तताम् ॥**

અનંત બ્રહ્માંડોની ચમત્કૃતિ જેના સંકલ્પમાત્રથી ઉદ્‌ભવે છે, તેવા પરમપુરુષથી અભેદભાવને પામેલા મહાપુરુષ પણ સંકલ્પમાત્રથી સામ્રાજ્યો કે નવીન સૃષ્ટિઓ ઉત્પન્ન કરવાનું અદ્‌ભુત સામર્થ્ય ધરાવે છે. શ્રી વિશ્વામિત્ર ઋષિએ નવીન સ્વર્ગ રચ્યાનું પ્રસિદ્ધ છે. પરંતુ બ્રહ્માનંદનિમગ્ન આવા મહાત્માઓ વસ્તુતઃ આપ્તકામ કે પૂર્ણકામ જ હોય છે. બ્રહ્મતત્ત્વના અવિચ્છિન્ન અનુભવથી જે નિરતિશય આનંદ અને તૃપ્તિસુખનો અનુભવ તેઓ કરે છે તેઆગળ ભૂલોકના તો શું પરંતુ ઇંદ્રલોકના વૈભવોનો આનંદ પણ તેમને તુચ્છ ભાસે છે. બ્રહ્માનંદની સર્વોત્કૃષ્ટતા દર્શાવતાં શ્રુતિ બહુ સુંદર કલ્પનાચિત્ર આપણી સમક્ષ ધરે છે. **युवास्यात् साधु युवाध्यापकः । आशिष्ठः द्रढिष्ठः बलिष्ठः । तस्येयं पृथिवी वित्तस्य पूर्णा स्यात् । स एको मानुष आनंदः ।** મનુષ્યલોકના પૂર્ણ આનંદની પણ કેટલી સુંદર કલ્પના! જે યુવાન્ છે, યુવાન્ છતાં સદાચારી છે, જેણે વેદાદિનું અધ્યયન કરેલું છે, જે રાજાઓમાં શ્રેષ્ઠ હોય અથવા માતાપિતાતરફથી સુંદર સંસ્કારને પ્રાપ્ત હોય, ઘણા દૃઢ મનનો હોય, શરીરે પણ બલવાન્ હોય, એવા પુરુષને ધનથી પૂર્ણ સમગ્ર પૃથ્વી મળેલી હોય અને તેવડે જે આનંદનો ઉપભોગ કરે, તે એક માનુષી આનંદ છે. આવો માનુષ આનંદ પણ પૃથિવીઉપર કોઇ ભાગ્યે જ ભોગવતો દૃષ્ટિએ આવશે. પરંતુ જે બ્રહ્મમાં પ્રતિષ્ઠા પામ્યા છે તેવા પુરુષોને એ આનંદ સહજ પ્રાપ્ત છે એટલું જ નહિ, પરંતુ એ માનુષ આનંદથી સો સો ગુણુ ચઢિયાતા જે સ્વર્ગીય આનંદો છે તે દર્શાવી પરિણામે સો સો ગણા ચઢિયાતા ઇંદ્ર, બૃહસ્પતિ અને પ્રજાપતિના આનંદો દર્શાવ્યા છે, તે સર્વ, અને તેથી પણ વિશિષ્ટ બ્રહ્માનંદને, આત્માનો અપરોક્ષ અનુભવ કરનાર અકામહત બ્રહ્મવિદ્‌વરિષ્ઠ પુરુષો ભોગવે છે, એમ આ તૈત્તિરીય શ્રુતિ જણાવે છે. આવા અદ્‌ભુત આનંદને અખંડ અનુભવનાર પુરુષોની ખુમારીની કલ્પના પણ અશક્ય છે. શ્રી તુલસીદાસજી જેવા પુરુષ કહે છે:

તીન ટુક કોપીનકી બિના ભાજીકે લોન,
તુલસી રઘુવીર ઉર બસે, ઇંદ્ર બાપડો કૌન ?

શરીર છે ત્યાંપર્યંત તેને પોષણમાટે માત્ર ભાજી–તે પણ મીઠા વિનાની–અને વસ્ત્રમાટે માત્ર કોપીન ! આટલું હોય અને પરબ્રહ્મનું સગુણ કે નિર્ગુણ રૂપ પ્રત્યક્ષ હોય તો પછી ઇંદ્ર પણ રંક જ છે. આ ખુમારી પરબ્રહ્મના પ્રત્યક્ષ સગુણ વા નિર્ગુણ સ્વરૂપનો સાક્ષાત્કાર કરનારમાં જ સંભવે છે !

શ્રીમન્નૃસિંહાચાર્યજી તત્ત્વાનુભવથી જાગેલી આ આંતર આનંદની ખુમારીને અનુભવતા પ્રાકૃત મનુષ્યમાફક સર્વ વ્યવહાર કરતા આશરે અઢાર વર્ષના થયા છે. પોતાની આંતર અનુભવવાળી અવસ્થાનું ભાન અન્યને લેશ પણ થવા દેતા નથી ! અંતરની મસ્તી અંતરમાં જ શમાય છે ! માતાપિતા પણ સમજી શકતાં નથી. આ પુત્ર દેખીતી ચમત્કારી બુદ્ધિવાળો છે, છતાં કોઈ ઉદ્યમપ્રતિ તેની વૃત્તિ કેમ વળતી નથી ! ભાઈઓ, ભોજાઈઓ પણ કુટુંબનિર્વાહમાં તેમની સહાયની અપેક્ષા રાખે છે ! સહુ કુટુંબીજનોને એમ થાય છેઃ એમણે હવે કંઈ નોકરીએ લાગી જવું જોઇએ ! જેમની સેવા કરનાર અનેક શ્રીમંતો અને ગર્ભશ્રીમંતો ભાવીને માટે તૈયાર થઈ રહ્યા હતા તેમને સેવ્યપદપહેલાં ‘સેવક’નું કાર્ય કરવામાં પ્રવૃત્ત કરવા-તરફ સર્વની લાગણી ઉભરાતી હતી ! પરંતુ સેવ્ય–સેવકભાવથી પર પદમાં સ્થિત શ્રીનૃસિંહાચાર્યજી તો સમય અને સંકેતના પ્રભાવનાં નિરીક્ષણ કરતા શાંત મને કૌટુંબિક પરિસ્થિતિને નિહાળી રહ્યા હતા. હજી સુધી તો પોતાના એકાંતાલયમાં જ બ્રહ્માનંદમગ્ન સ્થિતિમાં દિવસરાત્રિનો ઘણો સમય વ્યતીત કરતા. માત્ર સાયંકાલે કિલ્લાતરફ તાપીના કિનારે અથવા અશ્વિનીકુમારના તીર્થસ્થાનતરફ સ્વતંત્ર ફરવા જતા હતા. આમ છતાં માતાપિતા તથા અન્ય કુટુંબીઓને સર્વ રીતે સંતોષ આપવા તો ઇચ્છતા જ અને સ્વજનો-ની ઇચ્છા એમને તે કાર્ય તરફ પ્રેરે છે.

## વ્યાવહારિક પ્રવૃત્તિ

શ્રી દુર્લભરામજી ગૃહસૂત્રનું સંચાલન કરવામાં ઘણી કઠિનતા અનુભ-વતા. તેર ચઉદ મનુષ્યોના વિસ્તારવાળા કુટુંબનો નીભાવ બહુ કઠિનતાથી થતો હતો. બે જ્યેષ્ઠ પુત્રો ઉદ્યમે વળગેલા હતા, પરંતુ તેમની આવક પણ બહુ સામાન્ય પ્રકારની જ હતી. પોતાની તો વૃદ્ધાવસ્થા હોવાથી વ્યવહારથી

વૃત્તિ ઉપરામ પામેલી હતી. એટલે ઘરખર્ચ સ્વાભાવિક જ પરાણે પૂરો થતો. તેમાં વળી કમાતા પતિની પત્નીઓ સઘળો ગૃહભાર પોતાના પતિ જ નીભાવે છે એમ જોઇ પોતાના પતિને તે કરતાં તો વિભક્ત થઈ સ્વતંત્રતાથી સુખે પોતાનું નિભાવવું શું ખોટું એવી સલાહ આપી કંઈક અનુદાર નીતિ પણ ધારણ કરતી. પ્રસંગે તેમને સંતાપ થાય તેવાં વચન સંભળાવતી. આવા પ્રસંગે તેમના પતિને તેમ જ શ્રી દુર્લભરામજીવગેરેને પણ સંતાપ થતો. આથી એકાદ પ્રસંગે પોતે જમવાના સમયે ઘેર ગયેલા ત્યારે શ્રી દુર્લભરામજીએ પુત્રવાત્સલ્યથી ઉભરાતા અંતઃકરણને પણ કઠિન કરી શ્રીનૃસિંહાચાર્યજીને આજીવિકાને અર્થે કંઈ પ્રયત્ન કરવા આગ્રહપૂર્વક કહ્યું. માતાપિતાના અંતઃકરણને લેશ પણ અસંતોષ થવા ન દેવામાં તો પોતે બહુ સાવધ રહેતા એટલે તેમનાં વચનને વંદ્ય ગણી તેમણે પોતાની એકાંતસેવનની પ્રવૃત્તિને તિલાંજલિ આપી! કર્તવ્ય કરી ચૂકયા હતા, પ્રાપ્તવ્ય વરી ચૂકયા હતા. હવે તો **યથાऽऽरब्धं प्रवर्तताम्** । એ જ અંતરનો નિશ્ચય હતો. લૌકિક વ્યવહાર કે શાસ્ત્રીય વ્યવહાર, અથવા અન્ય વ્યવહાર જે કંઈ આવી પ્રાપ્ત થાય તે કરવામાં પોતાના અંતઃસ્વરૂપને કોઈ બાધ નથી એ નિશ્ચયવાળી તેમની મતિએ હવે પ્રારબ્ધને અવકાશ આપવા નિશ્ચય ધારણ કર્યો.

પ્રારબ્ધ શાસ્ત્રકારોએ ત્રણ પ્રકારનાં જણાવ્યાં છે. **इच्छाऽनिच्छा परेच्छा च प्रारब्धं त्रिविधं स्मृतम्** ॥ ઇચ્છા, અનિચ્છા અને પરેચ્છા આ ત્રણ પ્રારબ્ધના પ્રકારો છે. જેણે સ્વેચ્છાથી જ લીલાતનુ ધર્યું છેએવા અવતારી પુરુષોને પૂર્વરચિત પ્રારબ્ધજેવું હોવું સંભવિત જ નથી. તેઓ તો સર્વતંત્ર સ્વતંત્ર હોય છે અને ઘણે અંશે સ્વતંત્ર પ્રવૃત્તિ કરતા છતાં પરેચ્છા–પ્રારબ્ધ સ્વીકારીને પણ પ્રવૃત્તિ કરતા પ્રતીત થાય છે. તેમાં પણ એમના સંકેતને અનુસાર જે પરિસ્થિતિ હોય તેમાં જે કંઇ કરવા અંતરનો વેગ થાય છે તે પ્રમાણે જ તેઓ પ્રવૃત્તિ કરે છે. એટલે સામાન્ય મતથી તો તેમની પ્રવૃત્તિના હેતુનો નિર્ણય થવો કઠિન નહિ પણ અશકય જ હોય છે. ભગવાન્ રામચંદ્રજીને કુમારાવસ્થામાં શ્રી વિશ્વામિત્ર ઋષિ તેડવા આવ્યા. દશરથ રાજાની અનિચ્છા છતાં પોતે તૈયાર થઈ ઋષિનું કાર્ય કરવા ચાલ્યા. તેમનો સંકેત તે રીતે જ પૂર્ણ થતો હતો! ત્યાંથી જનકના રાજ્યમાં સ્વયંવરમાં સીધા જ ગયા! ધનુષભંગઅર્થે સ્વેચ્છાપૂર્વક લેશ પણ પ્રવૃત્તિ ન કરતાં ઋષિવચનને જ માન આપી તે કાર્ય કર્યું! રાવણમાં વૈરનું બીજ ત્યાંથી જ રોપાયું! દશરથ રાજાની અનિચ્છા છતાં સ્વતઃ વનવાસમાટે

સ્વતંત્રપણે તૈયાર થઈ ચાલ્યા ! આ બધી પ્રવૃત્તિ સંકેતની પૂર્ણતામાં જ પરિણમે છે એ આપણે જોઈ શકીએ છીએ.

શ્રીમન્નૃસિંહાચાર્યજી પણ આ પ્રમાણે સાંકેતિક કે પરેચ્છાથી નિર્વાહ પામતી સંકેતની સિદ્ધિ કરાવનાર પ્રવૃત્તિઓમાં યોજાતા એવું અનેક પ્રસંગે લક્ષમાં આવેલું છે અને તેમના જીવનપ્રસંગોના અંતઃસૂત્રને અવિચ્છિન્નરૂપે અવલોકનારને એ તત્કાળ સ્પષ્ટ થયા વિના રહેશે નહિ.

શ્રી દુર્લભરામજીની ઇચ્છાને અનુસરી પોતાના એકાંતવાસને તિલાંજલિ આપી, સુરતની કચેરીઓમાં નિત્ય નિયમિત જવાનું તેમણે શરૂ કરી દીધું. નોકરી મેળવવામાટે કોઈ પ્રમાણપત્ર સર્વ સ્થળે માગવામાં આવતું. કોઈ પરીક્ષામાં પાસ થયાનું પ્રમાણપત્ર ન હોય તો નોકરી સરળતાથી મળે એમ નથી એમ જ્યારે તેમને સમજાયું ત્યારે 'પબ્લિક સર્વિસ'ની પરીક્ષામાટે તૈયારી કરવા નિર્ણય કર્યો. નિર્ણય કરતાં જણાયું કે પરીક્ષાને માત્ર એકાદ મહિનાનો જ વિલંબ હતો; છતાં તત્કાળ તેનો અભ્યાસક્રમ વગેરે યોગ્ય દ્વારથી જાણી લીધો અને તેટલા અલ્પ સમયમાં તે અભ્યાસ એવો ઉત્તમ પ્રકારે સાધી લીધો કે તેમને દરેક વિષયમાં જે 'માર્ક' (દોકડા) મળેલા છે તે જોતાં આશ્ચર્ય થયા વિના રહે તેમ નથી. પ્રમાણપત્ર એમને ઈ. સ. ૧૮૭૦ ના ઑગસ્ટની ૧૮ મી તારીખે મળેલું છે. તેમાં માર્ક મળેલા તેની વિગત આ પ્રમાણે છે :–

ગણિતમાં ૧૦૦, ગુજરાતીમાં ૬૭, અગ્રેજીમાં ૫૦, ઇતિહાસ ભૂગોળ ૩૮. આ જોતાં તેમનું તે સમયનું વય ૧૬ વર્ષનું જણાય છે!

પરીક્ષા પાસ કરી. નોકરી કંઇ તત્કાળ તો થોડી જ તૈયાર હતી ! છતાં પરિસ્થિતિ કેવું રૂપ ધારણ કરે છે એ નિશ્ચિંતભાવે નિહાળતા સમય વ્યતીત કરતા હતા એટલામાં અંકલેશ્વરથી એક પત્ર તેમને મળ્યું. ત્યાંના કોઈ ગુજ્જર દેસાઈ અંગ્રેજી નિશાળમાં શિક્ષક હતા. તેમને તે નિશાળના મુખ્ય શિક્ષકસાથે કંઇ વિરોધ થવાથી તેમણે એક ખાનગી શાળા ઉઘાડી. પરંતુ નવી નિશાળ અને શિક્ષકમાં કંઇ વિશેષ આકર્ષક તત્ત્વ નહિ. વળી તે સમયે અભ્યાસકોની સંખ્યા જ ઓછી ! આવી પરિસ્થિતિમાં શાળામાં ૧૫–૨૦ વિદ્યાર્થીઓ માંડ આવતા ! દેસાઈ નિરાશ થયા. ચિંતામગ્ન થયા ! તેમના કોઈ મિત્ર સુરતના જાણુકાર નીકળ્યા ! શ્રીનૃસિંહાચાર્યજીનું પ્રતાપી વ્યક્તિત્વ તેની દૃષ્ટિએ તરવરવા લાગ્યું ! નોકરીની તે શોધમાં જ છે! એ

આવે તો? શાળાનો રંગ રહી જાય! શાળામાં કોઇ જાદુઈ પરિવર્તન થવા પામે! આ કલ્પના આવતાં મિત્રે દેસાઈને સૂચવ્યું. તેમણે શાળામાં આવી 'શિક્ષક'નું કાર્ય સંભાળી લેવા તેઓશ્રીને વિનતિ કરતો એક પત્ર લખી નાંખ્યો! પત્ર શ્રીનૃસિંહાચાર્યજીને મળ્યો! પરિસ્થિતિને અવલોકી! પોતે અંકલેશ્વર પધાર્યા. શિક્ષકનું કાર્ય સંભાળી લીધું! 'મહાન્ શિક્ષક' (Master) તરીકે અનેકનાં હૃદય લૌકિકઅલૌકિક વિદ્યાના શિક્ષણ-સંસ્કારથી ઉજ્જવળ કરી લૌકિકઅલૌકિક ઉન્નતિપંથમાં સ્થાપવાના ભાવી આરંભનાં મંડાણ સામાન્ય 'શિક્ષક'થી થયાં! પરંતુ ત્યાં પણ તેમનો સત્ત્વપ્રભાવ ઝળકી ઉઠ્યો! શાળામાં ૧૫–૨૦ વિદ્યાર્થીની હાજરી હતી ત્યાં શાળા આખી વિદ્યાર્થીઓથી ઉભરાવા લાગી. સરકારી સ્કુલના વિદ્યાર્થીઓએ નવી શાળામાં એવું પ્રબલ આકર્ષણ દીઠું કે તે શાળાને છોડી છોડીને વિદ્યાર્થીઓ આ પ્રતાપી 'શિક્ષક'ના શિક્ષણનું માધુર્ય આ-સ્વાદન કરવા ઉત્સાહભર્યા આવવા લાગ્યા! એનું કારણ? કારણ નહોતું કંઇ મંત્રતંત્રનું બળ. નહોતી હનુમાનજીને બોલાવી આજ્ઞા કરી કે દ્રોણ-ગિરિ કે ગંધમાદનની માફક છોકરાઓનાં બોચાં પકડી પકડી આ શાળામાં બેસાડી દો. પરંતુ હતો એમનો સર્વોત્મભાવ, અલૌકિક પ્રેમ, અને રસભરી અધ્યાપન શૈલી! કંઠમાં તો અપૂર્વ માધુર્ય ભરેલું જ હતું. પાછળથી જ્યારે કીર્તનો રચી પોતે ગાતા ત્યારે વેણુનાદથી મૃગો સ્થિર થઈ જાય તેમ અનેક શ્રોતાઓ મુગ્ધ બની આંતર આનંદ અનુભવતા! એ કંઠથી વાચન-માળાની કવિતાઓ સંભળાવી. ગાતાં શિખવી! સંગીત કોને નથી આક-ર્ષતું? તેમાં હૃદયસ્પર્શી સંગીત! સચરાચર જગત્ જેની બંસીના નાદથી મૂઢ અને નિશ્ચેષ્ટ થઈ તલ્લીન થતું એ કૃષ્ણની સુમધુર બંસીનો પ્રભાવ કોને અજાણ્યો છે? એ આત્માના ઉંડાણથી ઉદ્‌ભવતું અદ્‌ભુત સંગીત પ્રાણિમાત્રના હૃદયઉપર અદ્‌ભુત અસર જમાવે છે! તેની ઓછામાં ઓછી કલાએ પણ આ કિશોર વિદ્યાર્થીઓને મુગ્ધ કર્યાં! અનેક વિદ્યા-ર્થીઓ તેમની કવિતાઓ સાંભળવાખાતર પણ પોતાની શાળા છોડી આવવા લાગ્યા! રસમુગ્ધ બની આ અદ્‌ભુત પ્રતાપી વ્યક્તિસામે મીટ માંડી નિરખવા લાગ્યા. વિદ્યા તો જાણે અનાયાસે તેમનામાં સ્ફુરે છે એમ અકથ્ય અનુભવ અનુભવવા લાગ્યા! સરકારી શાળા આ પ્રબલ આકર્ષણે ખાલી કરી! નજીવી સંખ્યા! નજીવી હાજરી. શાળાનો શિક્ષક ગભરાયો. નોકરી જવાના ભયથી ધ્રુજી ઉઠ્યો. આંખોમાં અશ્રુ આવી ગયાં! શું કરવું

એ વિચારતાં અનેક પ્રકારની ગભરામણ થવા માંડી. આખરે શ્રીનૃસિંહાચાર્યજીને મળવા નિશ્ચય કર્યો. તેઓશ્રીસમીપ આવી અશ્રુપૂર્ણ નેત્રે, ગદ્ગદ્ કંઠે જણાવ્યું: આપનામાં રહેલા કોઇ પ્રબલ આકર્ષણથી અમારી શાળાના લગભગ તમામ વિદ્યાર્થીઓ શાળા છોડી આપની શાળામાં આવતા થયા છે! મને લાગે છે કે મને ઉપરીતરફથી સખત ઠપકો મળશે, મારી નાલાયકી જાહેર થશે, અને હું નોકરી જ નહિ પરંતુ મારૂં સર્વસ્વ ગુમાવીશ!"

દયાથી દ્રવીભૂત થવાના સ્વભાવવાળું મહાત્માઓનું ચિત્ત પરદુઃખથી દ્રવીભૂત થયાવિના રહ્યું છે? પુષ્પથી પણ કોમળ એ હૃદયે તત્કાળ સાંત્વન આપી અભય આપ્યું: "રાજીનામું આપું છું!" અભયદાનઅર્થે તો એમનું અવતરણ હતું! એટલે બાવીશ દિવસમાં જ રાજીનામું આપી પોતે સુરત પાછા પધાર્યા!

અંકલેશ્વરના નિવાસકાલે એમના સ્નેહોર્મિઓથી છલકાતા હૃદયને વ્યક્ત કરનાર અને સર્વજનપ્રિયત્વ કેમ સંપાદન થાય છે એના દ્રષ્ટાંતરૂપ એક રસિક પ્રસંગ છે. પોતે તો ત્રિગુણાતીતપદમાં સ્થિત હતા એટલે સર્વતંત્રસ્વતંત્ર હતા. વેદશાસ્ત્ર પણ જણાવે છે: આવા પુરુષો શાસ્ત્રઉપરવટ થઈ ચાલે તોપણ તે સદા સર્વદા અલિપ્ત છે. તેમને વિધિનિષેધ છે નહિ. જેનો અહંભાવ પોતાના પરબ્રહ્મસ્વરૂપ આત્મામાં જ સ્થપાયો છે તેઓ જ ખરા અનાસક્ત કર્મયોગીઓ છે અને તેવા પુરુષો *कुर्वन्नपि न लिप्यते ગમે તે કર્મ કરે છતાં તેના દોષનો સ્પર્શસરખો પણ તેમને થતો નથી. અગ્નિને ઉધઈ શું કરી શકે? શ્રી તુલસીદાસજી પણ કહે છે: 'સમરથકો નાહિં દોષ ગોસાંઇ!' આવી સ્થિતિમાં છતાં વર્ણાશ્રમધર્મના પાલનમાટે આગ્રહપૂર્વક બોધ આપવાની પ્રવૃત્તિ કરવાનો સ્વસંકેત હતો તેના નિર્વાહઅર્થે પોતાના આચારને દ્દષ્ટાંતરૂપ જ થવા દેતા. પોતે નાગરબ્રાહ્મણવિના અન્યના હાથનું ભોજન લેતા નહિ અને તેથી અંકલેશ્વરમાં પોતે જાતે સ્વયંપાકી રહી સ્વહસ્તે જ પોતાની રસોઈ બનાવી લેતા. આ સમયે પણ તેમની સેવા કરનાર એક સહાયક બ્રાહ્મણ મળી આવ્યો હતો. તે ત્યાંનો જ વતની હતો, અને પોતાના ગૃહકાર્યમાં સહાય કરતો અને જમતો. મિષ્ટાન્નમાં

* योगयुक्तो विशुद्धात्मा विजितात्मा जितेन्द्रियः ।
सर्वभूतात्मभूतात्मा कुर्वन्नपि न लिप्यते ॥ भ. गी. ५. ७. ॥

પ્રીતિ ધરતી તેની લોલુપ વૃત્તિ રસોઈના સમયે શ્રીમન્ નૃસિંહાચાર્યજીને ધીરેથી સૂચના કરવા તત્પર બની જતી! "ભાઇ! દાળભાતની નકામી ખટપટ શું કરવા કરો છો? જરા લોટમાં આ ઘી ને ગોળ આપું તે નાંખી 'લુલીયું' જ હલાવી નાંખોને? સાંજસુધીની નિરાંત. નકામો બે કલાક ધૂમાડો ખાવો એ શા કામનું?" આવું કહી ઘી, ગોળ, લોટ, લાવી રજુ કરી દેતો! સામાન્ય મનુષ્ય પણ સમજી શકે કે બ્રાહ્મણની રસનેંદ્રિય વિશેષ લોલુપ છે, તો શ્રીમન્નૃસિંહાચાર્યજીથી તે અજાણ્યું રહેવાનો તો સંભવ જ ક્યાં? છતાં તેની વૃત્તિને સંતોષવા અને પોતાના આશ્રિતના ઉપર સ્નેહામૃત સીંચવા પોતે પણ અંકલેશ્વરમાં રહ્યા તે સર્વ દિવસોમાં ઘણે ભાગે ભોજનમાં શીરો જ કરી લેતા! એમાં પણ પરેચ્છાપ્રવૃત્તિ પ્રત્યક્ષ છે. બાકી પોતે તો સાદો વેષ, સાદું ભોજન એ જ નિયમ રાખતા! વડોદરામાં ભૂતડીને ઝાંપે નિવાસ કર્યો પછી કડીયા ખડકીમાંથી એક આધેડ વયનાં બ્રાહ્મણ બાઈ પૂજ્ય માજીશ્રીની સેવા કરવા સવાર સાંજ આવતાં. એક દિવસે સાંજનાં તે આવ્યાં ત્યારે પોતે ભોજન કરતા હતા. અધિક પરિચિત હોવાથી તેમણે ત્યાં આવી દૂરથી પ્રણામ કર્યાં એટલે પોતે કહ્યુંઃ "ચાલો પાર્વતી બહેન વાળુ કરી લો! પાર્વતી બહેન કહેઃ "બાપજી! મેં તો જાણ્યું આપના ભોજનમાં તો કંઇ સારૂં સારૂં હશે! પરંતુ આ તો મારે ઘેરે એનું એ જ છે! બાજરીનો રોટલો અને દૂધીનું શાક! બાપજી! નસીબ તો બે ડગલાં આગળ ને આગળ!" આ બાઈ બહુ સેવાભાવી હતાં અને શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાન્ વગેરે નાની વયના હતા ત્યારે નાની નાની વાતો સંભળાવી સર્વને પ્રસન્નતા ઉપજાવતાં!

સુરત પાછા આવ્યા પછી તો નોકરીમાટે પ્રયત્નની જરૂર જ ન રહી! તેઓશ્રીના જ્યેષ્ઠ બંધુ શ્રી જમીયતરામ પોલીસ ખાતામાં નોકરી કરતા જ હતા, તેમને કાર્યવશાત્ બહારગામ જવાનું હતું એટલે ત્રણ માસની રજા લીધી હતી. તેમના અવેજીમાં તેઓશ્રી રહ્યા! ત્યારપછી તરત જ 'એન્જીનીઅરીંગ' ખાતામાં રૂ. ૧૫-૦-૦ના માસિક પગારથી રહ્યા. ત્યાં પણ તેમની કાર્યકુશળતા ઢાંકી ન રહી અને થોડા જ સમયમાં રૂપિયા પાંચ 'પ્રમોશન' મળ્યું. એટલે રૂ. ૨૦-૦-૦ મળવા લાગ્યા! સુરતની એન્જી-નીઅરીંગ ખાતાની નોકરી જ તેમના સંકેતની સિદ્ધિમાં મુખ્ય નિમિત્ત થઈ! ત્યાં હિસાબી કામની અસાધારણ કુશળતા તેમના ઉપરીઓને લક્ષમાં આવી, અને ભાવી જીવનમાં મહત્ત્વભર્યું કાર્ય તેમાંથી સધાયું!

સુરત સદાને માટે તેમણે છોડયું. વડોદરામાં કાયમ નિવાસ કર્યો. ત્યાં જ અદ્‌ભુત ઉપદેશપ્રવૃત્તિનો આરંભ થયો, અને તેઓશ્રીની સમગ્ર ગુજરાતના જીવનને ભક્તિજ્ઞાનના પ્રોજ્જવલ સંસ્કારોથી વિભૂષિત કરનાર સઘળી પ્રવૃત્તિનું વડોદરા કેન્દ્ર બન્યું, એ અત્યારે તો પ્રત્યક્ષ છે. આ પ્રકારે વડોદરે આવીને નિવાસ કરવાનું કેવા હેતુથી બન્યું એ સર્વનો આગળ વિચાર થશે જ. તેથી માત્ર તેઓશ્રીના જીવનપ્રસંગો મુખ્ય હેતુની સિદ્ધિપ્રતિ કેવી અદ્‌ભુત રીતે લઈ જાય છે તેપ્રતિ દષ્ટિ કરાવવાઅર્થે આટલું સૂચન કરી, હવે સુરતમાં સ્થિતિના સમયમાં કરેલી અન્ય પ્રવૃત્તિઓ વિચારીશું.

## ઉપદેશક પ્રવૃત્તિ : આચાર્યપદ

એકાંતવાસને તિલાંજલિ આપી અને વ્યવહારકાર્યમાં તેઓશ્રી યોજાયા એટલે સ્વાભાવિક જ જનસંપર્ક વૃદ્ધિને પામ્યો. પોતે પોતાનું જ્ઞાનૈશ્વર્ય ગમે તેટલું ગુપ્ત રાખવા ધારે તો પણ વાત વાતમાં તે જ્ઞાનનો પરિમલ પ્રસરતો અને પરિચયમાં આવનાર અનેકને આકર્ષતો. ખિલેલા પુષ્પને મધુકરનાં ટોળાં ઓળખ્યાવિના રહી શકે? અનેક સતસંસ્કારી જનો જ્યારે જ્યારે તેમના સંપર્કમાં આવતા ત્યારે ત્યારે કોઈક વિષયની ચર્ચાનો પ્રસંગ ઉપસ્થિત થતો અને તે ચર્ચાપ્રસંગે કસ્તૂરીનો ગર્ભિત સુવાસ જેમ ગુપ્ત રહી શકતો નથી, તેમ તેમનું જ્ઞાનૈશ્વર્ય પ્રચ્છન્ન રહી શકયું નહિ. સર્વને લાગ્યું કે તેઓશ્રીમાં ધર્મતત્ત્વનું રહસ્યજ્ઞાન ઉત્તમ પ્રકારનું છે. ઈશ્વર–વિષયક નિર્ણયો બહુ સુદૃઢ છે અને પ્રત્યેક વસ્તુની સૂક્ષ્મતામાં તેમની મતિ સરળતાથી પ્રવેશી શકે છે. વાર્તાને સમજાવવાની શૈલી પણ સરળ અને સચોટ છે. આવી આવી વાતો મિત્રમંડળમાં થવા લાગી. જેમ જેમ પરિચય વધતો ગયો તેમ તેમ સાંજના કચેરીના કામથી નિવૃત્ત થયાપછી મિત્રમંડળ તેઓશ્રીના સ્થાનમાં જ એકત્ર થવા લાગ્યું અને નિત્ય વિવિધ ચર્ચાઓ ચાલવા લાગી. આવા પ્રસંગમાંથી જ પૂર્વે જણાવ્યું તેમ રા. રા. માણેકલાલ મલ્હારજી, રા. પ્રભુરામ ભુળજારામ ભટ્ટના સંબંધો બંધાયા હતા. તે ઉપરાંત રા. સા. કેશવલાલ ધ્રીજલાલ મજમુંદાર તથા રા. સા. મોતીશંકર લાલશંકર પણ તેમના મિત્રમંડળમાં હતા. રા. સા. કેશવલાલ ધ્રીજલાલ નાંદોદ સ્ટેટમાં હતા. રા. સા. મોતીશંકર ખંભાતમાં પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ હતા. આ સર્વે મુખ્યત્વે ધાર્મિક બાબતોની જ ચર્ચાઓ કરતા. તત્ત્વજ્ઞાનની વધારે ઊંડી સમજણ કે વધારે ઊંડો અભ્યાસ તો

સર્વને નહોતો એટલે વધારે સૂક્ષ્મ કે ગહન પ્રક્રિયાઓનો વિચાર તે સમયમાં થયો નહોતો.

ધાર્મિક ચર્ચાઓમાંથી દેશોન્નતિની વાતો પણ ચાલતી. દેશોન્નતિનો પ્રશ્ન આજે જ સર્વનો ચર્ચાનો વિષય છે એમ નથી. તે કાલે પણ દેશહિત-ચિંતકો દેશની ઉન્નતિ તે સમયનાં દૃષ્ટિબિંદુથી વિચારતા જ આવ્યા છે. તે સમયે મુંબઈમાં કરસનદાસ મૂળજી, સુરતમાં કવિ નર્મદાશંકર, દુર્ગાશંકર મહેતાજી, અમદાવાદમાં રા. સા. મહીપતરામ રૂપરામ, કવિ દલપતરામ વગેરે સુધારાના સ્તંભરૂપ ગણાતા અને સામાજિક સુધારામાટે સારી રીતે પ્રચારકાર્ય કરતા. વળી ઇશ્વરસ્તવનવગેરે પણ આવશ્યક માનતા, પરંતુ કેટલાક મૂર્તિનો નિષેધ કરતા. મૂર્તિપૂજાઉપર સખ્ત પ્રહારો કરતા. યુવાન્ હૃદયો દેશોન્નતિની અને સમાજસુધારણાની આવી નવીન વાતો, નવીન પ્રવૃત્તિઓપ્રતિ, જલદીથી આકર્ષાય છે. તે નિયમે શ્રીસિંહાચાર્યજીનો યુવાન્ મિત્રવર્ગ પણ મુંબઈ, અમદાવાદમાં ચાલતી સુધારાની અને દેશોન્નતિની પ્રવૃત્તિઓના વિચારોના રંગથી રંગાવા લાગ્યો હતો. એટલે દેશોન્નતિમાટે કંઈક કરવા નિત્ય ચર્ચા ઉપસ્થિત થતી હતી. દેશની પૂર્વની જાહોજલાલીનો અસ્ત થવાનાં કયાં કારણો છે, પુનઃ પૂર્વકરતાં પણ વિશેષ ઉજ્જ્વળ કીર્તિને ભારતીય પ્રજા વરે અને સુખસંપત્તિના શિખરઉપર સ્થપાય તેમાટે શું કરવું, શું ન કરવું, એવી એવા ઘણા પ્રકારની ચર્ચાઓ ઉપસ્થિત થવા પામતી. શ્રીમન્નૃસિંહાચાર્યજીની વાદવિવાદના પ્રસંગોમાં એક અનેરી જ શૈલી હતી. કોઈ પક્ષકારને તેનો નિર્ણય દોષવાળો છે એમ એકદમ પોતે તો કદી તેને જણાવતા નહિ; ક્રમે ક્રમે પ્રતિપ્રશ્નથી અને યુક્તિવાદથી પોતાના નિર્ણયમાં રહેલા ગુણદોષ પ્રતિપક્ષીપાસે જ કઢાવવાની અપૂર્વ કુશળતા તેઓશ્રીમાં હતી એ, અનેક પ્રસંગોએ તેમની ચર્ચાઓ શ્રવણ કરનાર સમર્થ વિદ્વાનોને પણ અનુભવગમ્ય થયું છે. આ રીતે તે સમયે પણ કોઈ પણ પક્ષના નિશ્ચયમાં સાક્ષાત્ દોષારોપ ન કરતાં ઉદાસીન ભાવે ઉભય પક્ષના ગુણદોષો અનેક યુક્તિપ્રયુક્તિવાળા પ્રશ્નોદ્વારા તેમના જ મુખે સ્પષ્ટ કરાવતા. આથી વસ્તુનો નિર્ણય આપોઆપ સર્વના હૃદયમાં થઈ જતો! આથી કરીને તેઓશ્રીના આશ્ચર્યકારક વાદકૌશલનું સર્વને ભાન થતું અને રા. સા. મોતીશંકર તથા રા. સા. કેશવલાલજેવા તેમના પ્રતિ તેથી જ બહુ માનભર્યું વર્તન રાખતા. રા. પ્રભુરામ પણ તે સંબંધમાં એક પત્રમાં જણાવે છે :

"તે વખતની તેમની યાદદાસ્ત, હરેક કામ કરવાની ચપળતા તથા તર્ક અને વિચારશક્તિ ઘણી આશ્ચર્યકારક તથા વાક્ચાતુરી ખરેખરી મોહક હતી."

તેઓશ્રીની આ પ્રકારની વાદશૈલી યુરોપમાં 'સોક્રેટીક' રીતિ Socratic Method ના નામથી પ્રસિદ્ધ છે.

તેમની અદ્ભુત તર્કશક્તિ, અપૂર્વ યુક્તિ, **यथादेवस्तथा बलिः**ની વાદનીતિ પણ બહુ વિસ્મયકારક હતી. આગળના પ્રકરણમાં તે વિચારીશું. જ્યારે જ્ઞાનની મસ્તીનો આરંભકાળ હતો, યુવાવસ્થા હતી, અને પ્રતિપક્ષીઓતરફથી તેમના પ્રતિ પ્રહાર કરવાની વૃત્તિથી કંઈક અનુચિત પ્રસંગ ઉપસ્થિત થતો, ત્યારે તેઓશ્રીએ પ્રતિપક્ષીઓને કેવી રીતે ઉત્તર આપ્યા છે, છતાં તેમાં કેવી અપૂર્વતા છે એ પ્રસંગ આગળ આવે જ છે. હાલ તો એ મિત્રમંડળની આરંભક પ્રવૃત્તિઓ જ વિચારીએ.

મિત્રમંડળમાં એક પ્રસંગે એક વ્યક્તિએ જણાવ્યું: "આજકાલ મુંબઈમાં, અમદાવાદમાં, પ્રાર્થનાસમાજ નીકળી છે. સમૂહરૂપે પ્રભુપ્રાર્થનાનો આ પ્રકાર ઠીક છે. લોકહિતકર પ્રવૃત્તિ અવશ્ય છે."

અન્ય મિત્રે જણાવ્યું: "હા, એવી જ સમાજ સુરતમાં પણ કાઢીએ તો દેશહિતનું એક પગલું ભર્યું ગણાય. લોકોનાં મન ઈશ્વરતરફ વાળી શકાય."

આમ પ્રસંગ ઉપસ્થિત કરી સઉએ શ્રીનૃસિંહાચાર્યજીપ્રતિ દૃષ્ટિ કરી. પોતે તો પ્રાર્થના સમાજના સિદ્ધાંતો સામાન્યતઃ જાણતા જ હતા, અને તેમના સર્વ સિદ્ધાંતો તેમને સ્વીકૃત નહોતા, છતાં સુરતના પ્રાર્થના સમાજ કંઈ મુંબઈ કે અમદાવાદની શાખારૂપ નહોતી પરંતુ કેવળ સ્વતંત્ર હતી, અને ઇશ્વરપ્રતિ જનરુચિ વળે એ તો તેમનું ધ્યેય જ હતું. 'ભક્તિ કરે તેને સુખ શું ન આવે જી' એ ભવિષ્યમાં લખેલા પદમાંનો સિદ્ધાંત તો તેમનામાં મૂળથી જ અંકિત હતો. એટલે એવી સંસ્થામાટે પોતાની સંમતિ દર્શાવી. સાધારણ રીતે એ પ્રવૃત્તિ જો વિરોધી તત્ત્વો બાજુએ રાખીએ તો જનહિતકર થાય એમાં શંકા જ નહોતી. જનતા એ બહાને પણ સમાજમાં આવે, ઈશ્વરભક્તિનાં તત્ત્વો સમજે, ઈશ્વરપ્રતિ અભિમુખ થાય, એ બધું તેમની દૃષ્ટિમાં તો પ્રત્યક્ષ જ હતું. સંમતિ આપતાં જ સઉએ તેનો અમલ તરત જ કરવાનું નક્કી કર્યું. ખપાટીયા ચકલે, લાલચંદ વેરાગીના સામેના એક મકાનમાં,

પ્રત્યેક રવિવારે સમાજ ભરવા નિશ્ચય કરવામાં આવ્યો. સમાજના વ્યાખ્યાતાના પદમાટે તો સર્વના અંતરમાં એક જ ભવ્ય મૂર્તિ રમી રહી હતી! તેમનાં જ્ઞાનરશ્મિની ચમક અલ્પસ્વલ્પ પણ સહુએ અનુભવી હતી. તેમની વાદકુશળતામાટે પણ બે મત હતા જ નહિ, એટલે સર્વએ સમાજના

**આ ચા ર્ય**

**શ્રીમનૃસિંહાચાર્યજીને** નિર્ણીત કર્યા! **નરસિંહરામ** નામ ત્યારથી જ બદલાયું. તેમના **સમાગમમાં** આવનાર તેમના જ્ઞાનથી, તેમની અપૂર્વ બોધપ્રદ શક્તિથી, તેમના પ્રતિ વિશિષ્ટ સંમાનયુક્ત વર્તાવ કરવા લાગ્યા અને પોતાના હૃદયની ભાવના તેમના વિષે પૂજ્યત્વવાળી જાગ્રત્ થઈ! સર્વ ત્યારથી તેમના સંબંધમાં **આચાર્ય** શબ્દયુક્ત નામથી જ વ્યવહાર કરવા લાગ્યા. આ નાના **સમાજના** આચાર્ય થોડા જ સમયમાં ગુજરાતના પ્રસિદ્ધ વિદ્વદ્જનો અને પ્રતિષ્ઠિત સંભાવિત ગૃહસ્થોના વર્ગરૂપ શ્રેયસ્સાધક અધિકારી વર્ગના આચાર્યતરીકે મહાન્ પ્રસિદ્ધિને પામ્યા! વર્ગના આચાર્યપદે પોતે વિરાજતા ત્યારે આ વસ્તુની જાણવિના અનેક તટસ્થ મનુષ્યોના હૃદયમાં એ પ્રશ્ન ઉપસ્થિત થતો: એ આચાર્યપદ એમને કોણે આપ્યું? કેટલાક અણસમજુ કહેતા. એ તો લઈ બેઠેલા! નામને મળતું બેસી ગયું એટલે નરસિંહાચાર્ય થયા! પરંતુ જેમના હૃદયમાં આવાં મિથ્યા માનાપમાનની વૃત્તિનો ઉદ્ભવ થવો પણ સંભવિત નહોતો, તેમના અંતરને પારખવાની શક્તિ કોનામાં હોય? સામાન્ય જનતા આવા શિખરેસ્થિત મહાપુરુષોનાં હૃદયને કંઈ ઓળખી શકી છે? પર્વતની તળેટીવાળો શિખરઉપર જોઈ શકતો નથી. શિખરેસ્થિત સર્વને જોઈ શકે છે! **આચાર્યપદ** તેમના યુવાન્ મિત્રોએ, પ્રેમથી, તેમના જ્ઞાનૈશ્વર્યને અનુભવીને આપેલું આપણે જોઈ શકીએ છીએ. આ સર્વ બાબતોના સંબંધમાં તેમ જ સમાજનાં વ્યાખ્યાનો વગેરેના સંબંધમાં ખંભાતના પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ રા. સા. મોતીશંકર લાલશંકરનું પત્ર સારો પ્રકાશ પાડે છે.

"સન ૧૮૭૩*ના સાલમાં હમારા સર્વના એકત્ર વિચારથી પ્રાર્થના સમાજ કાઢવામાં આવી હતી. એ સમાજ ખપાટીઆ ચકલાઉપર લાલ-

* આ એમના વયના ૧૯ મા વર્ષની પ્રવૃત્તિ. તત્ત્વાનુભવપછી જ તેઓશ્રીની આ સર્વ પ્રવૃત્તિઓ આરંભાઇ છે, એટલે તત્ત્વાનુભવ ૧૮ વર્ષમાં જ થયેલો નિર્વિવાદ કરે છે.

ચંદ્ર વૈરાગીના સામા પોતાના સગાના મકાનમાં દર રવિવારે સાંજના મળતી હતી. સમાજનું 'આચાર્યપદ' પોતાશ્રીને હમોએ આપ્યું હતું. તેઓ દર રવિવારે ધર્મઉપર વ્યાખ્યાનો આપતા હતા. તેઓની તે વખતે પણ વ્યાખ્યાન આપવાની શક્તિ એવી સાદી, સરળ, મીઠાશવાળી ને ઉત્કૃષ્ટ હતી કે તે હમને ઘણી પ્રિય અને મધુરી લાગતી, તેમ બીજા બહારના માણસોને પણ લાગતી. તેને લીધે સમાજ દર રવિવારે ચીકાર ભરાઈ જતો. તેઓની વ્યાખ્યાન આપવાની શક્તિ ઘણી ઉંચી હતી. તે આપતી વખતે તેઓની મુખમુદ્રાઉપર ગંભીરાઈની અને શાંત પ્રકૃતિની એવી છાપ પડી રહેતી કે પોતાના આચાર્યપદને શોભાવતી હતી, અને તેઓ સંસ્કારી મહાપુરુષ હોય એમ ભાસતું હતું. પોતાનાં જ્ઞાન અને કાવ્યશક્તિને લીધે વખતોવખત નવાં પદો તૈયાર કરી લાવતા. તે સઘળાં બ્રહ્મજ્ઞાનસંબંધીનાં હતાં. તેઓ ઉદરપોષણમાટે નોકરી કરતા હતા, પણ તેઓનો ચહેરો હંમેશ વિચારશીલ અને બ્રહ્મજ્ઞાનમાં તદ્દન તલ્લીન રહેતો એમ લાગતું."

એ જ પ્રમાણે રા. પ્રભુરામ પણ લખે છે:

"જગતનું કલ્યાણ થાય એવું કંઇ પણ મહાભારત કામ ઉઠાવવાનો વિચાર શ્રીમન્નૃસિંહાચાર્યજીતરફથી ઉત્પન્ન થયો, અને તેના બીજરૂપ એક 'પ્રાર્થના સમાજ' સર્વની ઇચ્છાથી આશરે તેઓની ૨૦ વર્ષની ઉમ્મરે સુરતમાં સ્થાપી અને તેના "આચાર્ય" હમો મિત્રમંડળે શ્રીમન્નૃસિંહાચાર્યજીને જ ઠરાવ્યા."

રા. સા. મોતીશંકરના પત્રથી સ્પષ્ટ થાય છે કે પદ્યરચનાનો પ્રારંભ પણ તેઓશ્રીએ ત્યારથી જ કરેલો છે અને પ્રાર્થનાસમાજમાં તેઓશ્રીનાં રચેલાં પદ્યો જ ગવાતાં. અન્ય સમાજનિમિત્ત રચાયેલાં પદ્યો તો તે પછી જ રચાયાં છે.

પ્રાર્થનાસમાજમાંનાં તેઓશ્રીનાં વ્યાખ્યાનો ઉપનિષદ્નાં જ વચનોસરખાં પરમાત્મા અથવા બ્રહ્મનાં દ્યોતક છે. વસ્તુતઃ સુરતનો સમાજ પૂર્વે જણાવ્યું તેમ તેઓશ્રીની સ્વતંત્ર સત્તાથી જ સંચાલિત થતો હતો. તેમાં અન્ય સમાજના સિદ્ધાંતો ચર્ચવામાં આવતા નહોતા. એટલે પોતે પોતાની મનોવૃત્તિને અનુસાર શ્રુતિસ્મૃતિપ્રતિપાદિત સનાતન સિદ્ધાંતોને જ સ્પષ્ટ કરનાર વ્યાખ્યાનો આપતા. તે સમયની વ્યાખ્યાનશૈલી પણ સુંદર, સ્પષ્ટ વાક્યોવાળી અને મર્મને સ્પર્શ કરનારી છે એ નીચેનાં તેઓશ્રીનાં તે સમયનાં વ્યાખ્યાનોના અવતરણથી સ્પષ્ટ થશે:

"પ્રથમ બ્રહ્મ સર્વવ્યાપક છે તેનું ચિંતન કરવું. જેમ પાષાણુમાં તથા કાષ્ટમાં ગુપ્ત થઈ અગ્નિ રહેલો છે, તથાપિ કાષ્ઠ કે પાષાણવડે આપણે દાઝતા નથી, પણ મંથન કરવે અગ્નિ પ્રાપ્ત થાય છે, તેમ જ આપણા દેહને વિષે બ્રહ્મ વ્યાપ્તમાન છે, તથાપિ આપણને માલમ પડતું નથી, પણ છે ખરો, માટે તેનું મનન કરવું. જેમ મૃગના શરીરમાં કસ્તૂરી છતાં તે કસ્તૂરી શોધી કાઢવા તે અનેક વૃક્ષો સુંઘે છે, પણ ખરી કસ્તૂરી જે પોતાના શરીરમાં છે, તે વૃક્ષમાંથી મળી શકતી નથી, અને એટલામાં પારધિ મૃગને મારી નાંખે છે, તો તે કસ્તૂરી મેળવ્યાસિવાય પોતાનો દેહત્યાગ કરે છે, તેમ મનુષ્યો પોતાના શરીરમાં સચ્ચિદાનંદ સાક્ષાત્ છતાં અજ્ઞાનના આવરણે કરીને ઈશ્વર કોઈ બીજી જગાએ હશે એમ જાણી ભટકીર્યા માર્યા કરે છે, પણ તે ખરો ઈશ્વર જે પોતાના પિંડમાં છે તે મળી શકતો નથી, અને એટલામાં પારધિરૂપી કાળ તેને ઝડપી લે છે, એટલે તત્ત્વવસ્તુ મળ્યાસિવાય દેહ છુટે છે, માટે પોતાના હૃદયમાં સાક્ષાત્ બ્રહ્મ પ્રકાશે છે, તેનું ચિંતન કરવું, અને બહિર્ વૃત્તિનો ત્યાગ કરી, નિવૃત્તિથી ધ્યાનસ્થ થઈ અંતર્દૃષ્ટિએ પ્રભુનું અવલોકન કરી, એકાગ્ર ચિત્તે તે પ્રભુની પ્રાર્થના કરવી."

પ્રભુને અંતરમાં સંયમદ્વારા શોધવા કેવો સુંદર સરળ પ્રબોધ! બાહ્ય ભટકતી વૃત્તિ કદી પ્રભુના સ્વરૂપનો સાક્ષાત્કાર કરી શકતી નથી અને તેથી અનેક સંતોએ ગાયું છે: "મુઝે કહાં તું ઢુંઢે બાબા, મૈં તો તેરી પાસ હું." વગેરે. શ્રીમન્ માસ્તર સાહેબનાં ભવિષ્યમાં રચાયેલાં એકબે પદ્યોમાં આ જ વસ્તુનો વિકાસ સ્પષ્ટ દેખાય છે.

નથી કસ્તૂરી વનમાં નગમાં તુજ નાભિની માંહ્ય,
નિકટ શોધવું ત્યજીને પ્રિય મૃગ! કાં વન વન અથડાય.

તે જ પ્રમાણે અંતર્મુખતાદ્વારા સત્સુખના મહાસાગરને પામવા ગાયું છે:

હૃદયગુહામેં બસે નિરંજન, સત્સુખપારાવાર હૈ,
પ્રવેશી તન્મય હોવે જો જન, વાકા બેડા પાર હૈ;

આમ તેઓશ્રીની આ આરંભની અવસ્થામાં આપેલા બોધમાં પણ કેટલું ગહન તત્ત્વ સમાયેલું છે તે આપણને સ્પષ્ટ થયાવિના રહેતું નથી. ભવિષ્યમાં અંતર્મુખતા, સંયમ વગેરે યોગનાં સાધનોમાં શ્રેયસ્સાધકોને અપૂર્વ યુક્તિઓદ્વારા પ્રવેશ કરાવી બ્રહ્મજ્યોતિપ્રતિ આકર્ષ્યા છે.

એ જ તેમની ખાસ વિશિષ્ટતા છે. મિથ્યા જ્ઞાનની વાતો કે વાણીના વિલાસ અને પ્રક્રિયાઓના શુકવત્ મુખપાઠ તેમણે કરાવ્યા નથી.

ઈશ્વરના સ્વરૂપસંબંધમાં પણ તેઓશ્રીના તત્કાલીન નિશ્ચયોમાટે તેમની લખેલી પ્રાર્થના જોઈએ:

"ઓ પરબ્રહ્મ! સર્વ ઈશ્વરના પરમ મહેશ્વર! સર્વ દેવના દેવ! સર્વ પતિઓના પતિ, પરાત્પર, પ્રકાશવાન્ અને સ્તુતિને યોગ્ય, ભુવનના ઈશ્વર! અમે તને વંદન કરીએ છીએ. ઓ પ્રભુ! તારે શરીર અને ઇન્દ્રિયો નથી. તુંથી શ્રેષ્ઠ કોઈ દેખાતું નથી. તારી અગાધ શક્તિ સર્વત્ર નજરે પડે છે. ઓ વિશ્વંભર! તારી જ્ઞાનક્રિયા અને બલક્રિયા સ્વાભાવિક વિચારે સિદ્ધ થાય છે. સર્વશક્તિમાન્! તારો કોઈ પતિ નથી. તારો કોઈ નિયંતા નથી. તને અવયવ નથી. હે દેવ! તું જ સર્વનું કારણ છે. તું મનનો અધિપતિ છે. તું સર્વનાં હૃદયમાં અને બાહ્ય સદા વસનાર છે. સંશયરહિત બુદ્ધિએ જોવાથી તું પ્રકાશિત થાય છે. ઓ અનઘ બ્રહ્મ! તું જ પરમેશ્વર, વિશ્વકર્મા અને પરમાત્મા છે. જે જન નિર્મલ બુદ્ધિએ તને જાણે છે તે અમર થાય છે. ઓ આનંદબીજ અને સુખના દાતા! તું નેત્રવડે દેખાતો નથી, વાણીએ બોલાતો નથી, અને અન્ય ઇન્દ્રિયોવડે તું ગ્રાહ્ય થતો નથી. તપશ્ચર્યા અથવા યજ્ઞાદિ કાર્યોએ કરીને તુંને કોઈ પામી શકતું નથી. પણ જ્ઞાનની શુદ્ધિથી જેનું અંતઃકરણ શુદ્ધ થયું હોય, તેજ ધ્યાનસ્થ થઈને, ઓ નિરવયવ બ્રહ્મ! તારૂં અવલોકન કરે છે. ઓ પ્રભુ! ભૂલોકમાં અને સ્વર્ગલોકમાં તારો મહિમા છે. તું અમૃતસ્વરૂપે પ્રકાશમાન્ થઈ રહ્યો છે. તને બુદ્ધિમાન્ મનુષ્યો જ્ઞાનચક્ષુવડે સંપૂર્ણ રૂપમાં જુએ છે. બ્રહ્મજ્ઞાની મનુષ્યો ઉજ્જવલ મનરૂપી કોશમાં, ઓ નિર્મળ, અને નિરવયવ અને જ્યોતિર્મય બ્રહ્મ! તને અવલોકે છે. ઓ સત્યસ્વરૂપ બ્રહ્મ! આખું જગત્ તારા દેદીપ્યમાન પ્રકાશવડે દીપ્તિને પામી રહ્યું છે. તું સર્વ પદાર્થોનો અધિપતિ, અને સર્વ ભૂતોનો પ્રતિપાલન કરનાર છે. ઓ પ્રભુ! તું એક જ, સર્વનો નિયંતા, અને અંતરાત્મા છે. સર્વ જ્ઞાની જન પોતાના આત્મામાં તને સાક્ષાત્ દેખે છે. સર્વ ભૂતના ઉત્પન્ન-કર્તા, સર્વત્ર વ્યાપક, અનાદિમત્ પરમાત્મન્! અમે તને સાષ્ટાંગ દંડવત્ નમન કરીએ છીએ. ઓ પ્રભુ! જે તને જાણે છે તે અમર થાય છે, અને તારાથી વિમુખ તે બીજાં અનંત દુઃખને પામે છે. ૐકારના પ્રતિપાદ્ય બ્રહ્મ! આ અજ્ઞાનરૂપી અંધકારમાંથી કાઢી જ્ઞાનરૂપી પ્રકાશમાં આણ, જે

વડે ૐકારનું સાધન કરી ઓ અજર, અમર, અભય અને શાંત બ્રહ્મ! અમે તને ઓળખી શકીએ.

ઓ પ્રભુ! જેમ સર્વ પક્ષીઓ પોતાનાં રહેવાનાં વૃક્ષમાં સ્થિતિ કરે છે, તેમ તું સર્વ ભૂતમાં ગુપ્ત રહી સ્થિતિને કરે છે. તું સર્વવ્યાપી અને સર્વનો અંતરાત્મા છે. તું સર્વ કાર્યનો અધિપતિ, જ્ઞાનસ્વરૂપ, સર્વનો સાક્ષી, સંગરહિત, સર્વનાં હૃદયમાં અને બાહ્ય વિદ્યમાન છે. ઓ સુખના દાતા અને દુઃખના સંહારકર્તા બ્રહ્મ! અમે તને વંદન કરીએ છીએ. હે પરમાત્મા! આ મોહકૃત પાપોથી મુક્ત કરીને અને દુર્મતિથી દૂર રાખીને તમારા પ્રતિષ્ઠિત ધર્મ પાળવા અમને યત્નશીલ કરો. ઓ પ્રભુ! તું અમને અસત્ય અને પ્રપંચથી દૂર રાખી સત્યનો માર્ગ દર્શાવ. તું અમારા અંતઃકરણને પ્રેરણા કર કે સર્વદા તારૂં ચિંતન કરીએ.

ઓ અંતકાળના સ્વામિ! પાપથી મુક્ત કરનાર અને આ સંસારરૂપી ભયંકર સાગરમાંથી તારનાર બ્રહ્મ! અમે તને વંદન કરીએ છીએ. ઓ પ્રભુ! તારી સત્તાએ સૂર્ય પ્રકાશમાન્ છે, તારી સત્તાએ પવન ગતિમાન્ છે, તારી સત્તાએ મેઘ વૃષ્ટિ કરે છે, અને તું જ સૃષ્ટિનું મૂલ છે.

પંચમહાભૂતને શક્તિના આપનાર, સૃષ્ટિના સર્જનાર, પાલન કરનાર અને સંહાર કરનાર બ્રહ્મ! અમે તને વારંવાર નમન કરીએ છીએ. ઓ પ્રભુ! તું અમારા હૃદયમાં સુવિચાર આપ, અને દુષ્ટ કર્મનો નાશ કર."

સંસ્કારી શ્રોતાને આ વચનો શ્રવણ કરતાં લાગતુંઃ ઉપનિષદોને જ વાચા ફુટી છે. કોઈ ગહનગુહામાંથી ગંભીર ધ્વનિ નિઃસરતો હોય તેમ આત્માના ઉંડાણમાંથી એ નિર્મલ વાક્પ્રવાહ વહન કરતો અને મીઠા ઝરણુંસમો શ્રોતૃવર્ગને શાંત મધુર સ્વરે પ્રબોધિત કરતો. એમની વાણી સ્વાનુભવની વાણી છે. એમનું જ્ઞાન અનુભવથી રંગાયેલું છે. એમનો શબ્દ આપણને આત્માના ઉંડાણમાં ખેંચી જાય છે. કંઈ મધુર અનુભવ જગાવે છે. ચિત્ત પ્રસાદવાળું લાગે છે! સાદી સરળ હૃદયસ્પર્શી ભાષા છે. સાહિત્યકારોની વેશાલંકારથી સુશોભિત કરેલી જડ પુતળીસરખી માત્ર બહારથી ભવ્યતાભરેલી નથી પરંતુ ચૈતન્યની ચમકવાળી છે. એનો પ્રભાવ ચમત્કારિક છે. અમે તેવી અલંકારવાળી ભાષા મિથ્યા જ્ઞાનના આડંબરવાળી હોય તો હૃદયને સ્પર્શતી નથી એ સઉ અનુભવીઓ જાણે છે. સાહિત્યકારોને તેવા દોષ દેખાય કે કદાચ પુનરુક્તિ દોષ દેખાય કારણ તેમની દૃષ્ટિ તે

જોવા પુરતી જ છે. પરંતુ વ્યાખ્યાનનો હેતુ વિચારવાની અગત્ય છે. શ્રોતાઓને પુનઃ પુનઃ સાદી સરળ ભાષામાં ઈશ્વરના સ્વરૂપની લક્ષણા કરાવવાનો અને તેના પ્રતિ અભિમુખતા સધાવવાનો જ પ્રધાન હેતુ છે અને તેમાં પુનરુક્તિ અને સરળતા જ વધારે આવશ્યક છે એમ મતિમાન્ પુરુષો તો સહજ સમજી શકે તેમ છે. એમની ગંભીર અને વિદ્વદ્‌યોગ્ય શૈલી ભવિષ્યમાં લખેલા સાહિત્યમાં અનેક સ્થળે મળી આવશે. વિદ્વદ્રત્ન શ્રી મનઃસુખરામભાઈ ઉપરના કેટલાક પત્રોમાં તત્સદૃશ ભાષા, વિચારો અને પ્રક્રિયાઓ મળી આવશે. એમાંના કોઈક પ્રૌઢ ભાષા અને અતિ ગહન પ્રક્રિયાવાળા પત્રો વાંચતાં તેમના જ્ઞાનનાં ઉંડાણની અને ભાષા ઉપરના પ્રભુત્વની, ખાતરી થશે.

આ પ્રકારે પ્રાર્થનાસમાજના પ્રારંભથી તેમની ઉપદેશપ્રવૃત્તિનો પ્રારંભ થાય છે. ઉપરનાં વ્યાખ્યાનોમાં નિર્ગુણ નિરાકાર તત્ત્વની જ ઉપાસના પ્રધાનપણે દેખાય છે તેનું કારણ, 'પ્રાર્થના સમાજ' નામમાત્રથી આકર્ષાઈ આવનારને પણ વિરોધ ધરવાસરખું કશું લાગે નહિ. તેમ જ ઉપનિષદ્‌સિદ્ધાંતથી વિરુદ્ધ ન હોવાથી સનાતનધર્મીઓ જે સગુણનિર્ગુણને સ્વીકારનાર છે તેમને પણ વિરોધ લાગે નહિ. તદુપરાંત નિર્વિકલ્પાવસ્થામાંથી જાગેલી તેમની વૃત્તિ પ્રધાનપણે નિર્ગુણનિરાકાર તત્ત્વનાં જ ગાન આરંભમાં કરતી. શ્રીનરસિંહ મહેતા પણ પ્રથમ સગુણ સાકાર સ્વરૂપના ઉપાસક હતા પરંતુ જ્યારે આત્માનુભવ જાગ્યો ત્યારે એમણે જ જણાવ્યું: 'જ્યાં લગી આતમા તત્ત્વ ચિન્યો નહિ, ત્યાં લગી સાધના સર્વ જૂઠી.' પરંતુ એ પુરુષો સગુણ ધ્યાન કે સાકાર મૂર્તિના વિરોધી હોતા નથી, એ તો નિર્વિવાદ છે.

આ પ્રકારે સુરતની જનતા તેઓશ્રીનાં રસભર્યાં ઈશ્વરબોધક વ્યાખ્યાનો શ્રવણ કરી ધર્મતત્ત્વની જાગ્રતિ અનુભવતી. આચાર્યપદનો મહિમા પ્રભાતનાં કિરણોસમાન ક્રમે ક્રમે વિસ્તરતાં તે મહિમાનું ભાન જનતા ત્યારથી જ કરવા લાગી.

આ પ્રવૃત્તિનો આરંભ થયો એટલે તેઓશ્રીની સ્વાભાવિક જ્ઞાનશક્તિ જે આજપર્યંત નિરુદ્ધ હતી તે બહાર પડવા વેગ કરવા લાગી. અવરોધ પામેલો જલસ્રોત જેમ અવકાશ મળતાં વેગથી આગળ ધસવા યત્ન કરે છે તેમ. એમને લાગ્યું:

મોટી વયનાં મનુષ્યોનાં અંતઃકરણ વય વધવાની સાથે અનેક પ્રકારના અનુકૂલપ્રતિકૂલ સંસ્કારોથી ભરાઈ જાય છે. કેટલાંક મંતવ્યો તેમાં દઢ થઈ જાય છે. રાગદ્વેષભર્યા વિચારોથી તે ઉભરાઈ જાય છે. આવાં અંતઃકરણમાંથી જૂની વાતો નીકળતાં વાર લાગે છે, અને નવી વાતો પ્રવેશી શકતી નથી. નવું જ્ઞાન પ્રાપ્ત થવામાં આવા મનુષ્યોને વિલંબ થાય છે. જો કે સર્વમાટે એક સરખો વિચાર ન જ સ્થાપી શકાય તોપણ, 'પાકી કોઠીએ કાના ચઢતા નથી' એ જનતાની અનુભવોક્તિ છે. સાધારણ નિયમ જ છે કે જે કાગળઉપર લખાણ લખાયેલું છે કે છપાયેલું છે, તેના ઉપર નવું લખાણ કે નવી છપાઈ થઈ શકતી નથી. આથી ઉલટું કિશોરાવસ્થાવાળા અને કોરા કાગળજેવાં યુવાન્ અંતઃકરણ નવી વાતો સત્વર ગ્રહણ કરી લે છે એટલે તેદ્વારા તે દિશામાં તેમનો વિકાસ સાધવો બહુ સુલભ થઈ શકે છે. કોમળ ડાળી જેમ વાળવી હોય તેમ વળી શકે છે. યુવાન્ અંતઃકરણમાં ધર્મનીતિના સંસ્કારો, અધ્યાત્મવિદ્યાના સંસ્કારો બહુ સત્વર સ્થાપી શકાય છે અને તેમને ઉન્નતિના માર્ગે વેગથી દોરી શકાય છે. વળી બાળકો અથવા યુવાનો જ ભાવી પ્રજાજનો છે અને દેશની ઉન્નતિ એ પ્રજાની જ ઉન્નતિ છે. આ પ્રજાજનો ઉત્તમ વિદ્યાના સંસ્કારોથી વિભૂષિત થયેલાં હોય તો પ્રજાજીવન બહુ યશસ્વી નિવડે એ સ્પષ્ટ છે.

આ ઉપરાંત બાળકોને શાળામાં અપાતી કેળવણીમાં રહેલા દોષો તો તેમણે જોયેલા જ હતા. અધ્યાત્મતત્ત્વનું તો તેમાં નામ નહિ. ધર્મવિષયક વાતો નહિ. હુન્નર, ઉદ્યોગ જે જીવનમાં ઉપયોગી થઈ શકે, તેનો અંશ પણ નહિ. જે ઇતિહાસ દેશના મહાન્ પુરુષોનાં જીવનના આદર્શો શિખવે, જે પોતાના પૂર્વ પુરુષોનાં પરાક્રમનાં તેજકિરણોથી તેમનાં જીવનને તેજસ્વી બનાવે, જે ભૂગોલ દેશની વિવિધ પ્રાદેશિક સ્થિતિ દર્શાવી દેશની કલા કે ઉદ્યોગને ખિલવવાના માર્ગો દર્શાવે, તે ઇતિહાસ કે ભૂગોળ નહિ; અને નિરર્થક અથવા જીવનમાં કદી ઉપયોગમાં ન આવે એવા શિક્ષણભારથી જીવનસત્ત્વ ક્ષીણ થાય. આ બધું તેઓશ્રીની નિરાવરણ દૃષ્ટિમાં તે સમયે પણ બહુ સ્પષ્ટ હતું. આ સર્વ બાબતો દેશહિતૈષીઓ અત્યારે વિચારી રહ્યા છે. આવા પ્રકારનાં દૃષ્ટિબિંદુથી તેમને લાગ્યું કે બાલકો–કિશોર વયનાંને માટે કંઈક પ્રવૃત્તિ કરવાની અગત્ય છે. મિત્રમંડળસમક્ષ આ વાતો મૂકી. બાલકોને સ્વધર્મના જ્ઞાનપૂર્વક યોગ્ય કેળવણી આપવામાં ન

આવે ત્યાં સુધી દેશોદયનો સંભવ ઓછો છે અને તેથી તે પ્રકારની કેળવણી આપવામાટે એક શાળા કાઢવી એવો વિચાર દર્શાવ્યો. શાળામાટે વિશેષ સાધનોની જરૂર પડશે. નવી શાળામાં ધાર્મિક શિક્ષણ કેવું અપાશે એ પણ શંકાઓ ઉપસ્થિત થશે, એવી એવી વિરોધી ચર્ચાઓ ઉપસ્થિત થઈ, પરંતુ જ્યારે તેઓશ્રીએ જણાવ્યું કે ગમે તેવાં ઓછાં સાધનોથી પણ ચલાવી શકાશે, ગમે તેટલાં ઓછાં બાળકો આવશે તોપણ આગળઉપર તે પ્રવૃત્તિ લાભજનક નીવડશે, અને નાના આરંભમાંથી જ મોટાં કાર્યો સધાય છે, ત્યારે સર્વ તેઓશ્રીના વિચારસાથે સંમત થયા, અને

## ધાર્મિક વિદ્યાશાલા

ઈ. સ. ૧૮૭૪ના ૧૦ સપ્ટેમ્બરના દિવસે સ્થાપવામાં આવી. એ માટે તેઓશ્રીએ પોતાના શ્વશુર રા. રા. જયશંકર જેઠાભાઈના મકાનમાટે વ્યવસ્થા કરાવી. તેઓશ્રીનું દ્વિતીય લગ્ન એમનાં પુત્રી શ્રીમતી મંગલાગૌરી-સાથે તેપૂર્વે થયેલું હતું.

શિક્ષણ મફત આપવાનો પ્રારંભ કર્યો. શિક્ષણકાર્ય મિત્રમંડળે વિનાવેતન સ્વીકારી લીધું. આમ જરા પણ ખર્ચવિના આ સત્પ્રવૃત્તિનો આરંભ કર્યો.

પોતે નોકરીના સમયપૂર્વે સવારના સમયે શિક્ષણ આપવાનું કાર્ય કરતા. રા. રા. મોતીલાલ, તથા રા. કેશવલાલે પણ પોતાને અનુકૂળ પડે તે સમય નક્કી કરી લીધા. આ ઉપરાંત સીતારામ નામના એક દક્ષિણી સજ્જને પણ આ ધાર્મિક સેવા પ્રસન્નતાથી સ્વીકારી લીધી. અને યથાવકાશ શિક્ષણ કાર્યમાં સહાયક થયા. રા. માણેકલાલ મલ્હારજી પણ તેમાં જોડાયા. કવિ નર્મદાશંકરે આ પ્રશસ્ય સેવાકાર્યમાં બહુ પ્રેમથી સાહાય્ય અર્પ્યું. તેમણે ટેબલ, ખુરશી વગેરે આવશ્યક સાહિત્ય શાળાને અર્પ્યાં !

આરંભમાં તો સરકારી શાળાઓમાં અપાતા શિક્ષણપ્રમાણે જ શિક્ષણનું ધોરણ ઠરાવ્યું હતું, પરંતુ પાછળથી શિક્ષણમાં જે જે નિરુપયોગી, જીવનવ્યય કરનાર અને કાલક્ષેપ કરનાર જણાયું તે તે ઓછું કરી નાંખવામાં આવ્યું. મુખ્યત્વે ભાષાજ્ઞાન વધે અને વ્યાવહારિક ગણિતનું જ્ઞાન થાય એ પ્રકારની વ્યવસ્થા રાખી. શિક્ષણ આપવાના સમયમાં પ્રસંગો ઉપસ્થિત કરી ધર્મ તથા નીતિનાં તત્ત્વો સ્પષ્ટ થાય અને તેનો બોધ

વિદ્યાર્થીઓમાં જાગ્રત્ થાય તેવી વાર્તાઓ કે એવા રૂપમાં વિદ્યાર્થીઓના અધિકારાનુસાર બોધ આપવાનું પોતે જ રાખતા.

શિક્ષણની નવી પ્રથા પણ લોકાદરને પાત્ર થઈ અને વિદ્યાર્થીઓની સંખ્યા વધી ૫૪ સુધી પહોંચી. એટલે સ્થાન નાનું પડવા લાગ્યું. તે ઉપરાંત શિક્ષણમાં નવાં તત્ત્વો ઉમેરવામાટે પણ કંઇક દ્રવ્યની આવશ્યક્તા જણાવા લાગી. આથી સર્વના આગ્રહથી શાળામાટે ફંડ ( ભંડોળ ) ઉભું કરવા નિશ્ચય થયો. તે માટે એક પ્રસિદ્ધિપત્ર તેઓશ્રીપાસે લખાવી તૈયાર કરવામાં આવ્યું. તેમાં આરંભક કેટલાંક વચનોપછી વિશેષ હકીકત નીચે પ્રમાણે હતીઃ

"સરકારતરફથી કેળવણીના કાર્યમાં ઘણા નિરુપયોગી ફેરફાર થયાથી લોકોને પોતાનાં બાળકો ભણાવવાપાછળ ઘણા જ પૈસા ખર્ચ થાય છે, એટલું જ નહિ પણ સાધારણ પ્રકારનું જ્ઞાન મેળવવા-માટે બાળકોનાં ઘણાં વર્ષ નિરર્થક ચાલ્યાં જાય છે. સરકારતરફથી સ્થપાયલી શાળાઓમાં ફક્ત અંગ્રેજી તથા ગુજરાતી ભાષાજ્ઞાન જેની ખાસ જરૂર છે, તે પૂરતી રીતે આપવામાં આવતું નથી. ભાષાની સાથે બીજા કેટલાક વગરકામના વિષયો જે સમજાવાપૂર્વે વિદ્યા-ર્થીઓની બુદ્ધિ પુખ્તાઇઉપર આવવી જોઈએ તેવા વિષયો સામીલ રાખી કેળવણીપાછળ ઘણો જ વખત રોકી નાંખવામાં આવે છે. પૂર્વે અંગ્રેજી નિશાળમાં શિખનારાઓને દરમાસે આઠ આના 'ફી' આપવી પડતી હતી તે હાલ રૂ. ૨ થી રૂ. ૩ લગણ વધારી દીધી છે. પુસ્તકો પણ પ્રત્યેક ધોરણમાં વારંવાર બદલવામાં આવે છે. જેથી એક ચોપડી પૂરેપૂરી શીખી ન રહે એટલામાં તેવા પ્રકારની બીજી ખરીદવી પડે છે. આ કારણથી ગરીબ માણસોને પોતાનાં બાળકોને કેળવણી આપ-વાનું કામ મોંઘું થઇ પડ્યું છે. આવાં ઘણાં કારણોને લીધે જે ખરી કેળવણી હાલના સમયમાં બાળકોને લેવી જરૂરની છે તેવી થોડી મુદતમાં તેમને મળી શકતી નથી."

આ ઉપરાંત વિદ્યાર્થીઓને પોષણ મળે એવો કોઇ ઉદ્યોગ શીખવ-વાનો શાળાનો ઉદ્દેશ પણ તે પ્રસિદ્ધિપત્રમાં જણાવવામાં આવ્યો હતો. તેમાંનાં કેટલાંક વાક્યો આ પ્રકારે હતાં.

"આપણા દેશમાંથી કળા અને હુન્નર તદ્દન નાશ પામી ગયાં છે, તથા જે સહેજસાજ રહેલાં જણાય છે તેમાં જોઈએ તો સુધારો થતો નથી,

માટે સાંપ્રત કાળને અનુસરતું એ વિષયોપર જ્ઞાન આપવા એક નિશાળ સ્થાપન કરવી જોઇએ, કે જેમાં સર્વ પ્રકારના હુન્નર અને કળાઓવિષે જ વિદ્યાર્થીઓને કેળવણી આપી શકાય. સર્વના જાણવામાં હશે જ કે આપણા દેશમાંથી રૂ પરદેશ જાય છે અને ત્યાંથી તે આપણા ઉપયોગસારૂ દોરા અને કાપડના રૂપમાં દશગણી કિંમતનું થઇને આવે છે. આપણા દેશમાંથી ચામડાં અને શીંગડાં જાય છે અને તેના પરદેશમાં જૂદા જૂદા ઘાટ થઇ તે આપણા દેશમાં આવે છે. આવિના પણ બીજી ઘણી વસ્તુઓ ખુદ આપણા દેશમાં જ પેદા થતી છતાં કળાકોશલ્યની ખામીને લીધે, પરદેશીના હાથમાં આપી દશગણી કિંમતે તે આપણે પાછી લઈએ છીએ. આવગેરે હાનિઓ દૂર કરવા આપણા દેશમાં જ્યાંલગણુ હુન્નરકળાની કેળવણી અપાશે નહિ, ત્યાં લગણુ આપણે સમર્થ થવાના નથી. આપણા દેશમાં નર્મદાકિનારે લોઢાની ખાણો છે, પંચમહાલમાં અબરખના પહાડો છે, એટલું જ નહિ, પણ તાંબું, સીસું, રૂપું, સોનું વગેરે નીકળી શકે એવી જગાઓ જોઈએ તેટલી છે, પણ તે બાબતનાં મૂળતત્ત્વના અજ્ઞાનને લીધે તેનો ઉપયોગ થઈ શકતો નથી. આથી કરીને એ ભીડ દૂર કરવા એક મોટી શાળા સ્થાપન કરી તેમાં વિદ્યાકળાના જૂદા જૂદા વિષયોઉપર જ્ઞાન આપવા તે તે વિદ્યાકળામાં કુશળ વિદ્વાનોને નીમવાની ખરી જરૂર છે.''

દેશના સાચા હિતચિંતકોને પ્રોત્સાહક કેટલાંક વચનો તે પછી લખી, અંતમાં જણાવ્યું હતું કે 'દેશમાં સુધારો થવા, પરસ્પર સંપ વધવા, અને હરેક પ્રકારે દેશની દુર્બળતા મટે એવી ઉત્કંઠા રાખી આ પગલું ભરેલું છે. અને અમે આશા રાખીએ છીએ કે સર્વ જ્ઞાની, પરોપકારી, અને દેશાભિમાની પુરુષો આ બીના ધ્યાનમાં લઈ આ શાળાને બનતો આશ્રય આપશે.''

આ પ્રસિદ્ધિપત્ર ઘણે ફેરવવાનો સમય ન આવ્યો. છતાં તે વાંચી દ્રવ્ય સાહાય્ય બે સદ્‌ગૃહસ્થોએ આપેલું છે. રા. સા. રણછોડલાલ નરોત્તમદાસ તથા શેઠ ધનજીશાહ એદલજી કોઠાવાળા. એ પ્રકારે શ્રીમન્ માસ્તર સાહેબનો ઉલ્લેખ છે. પ્રસિદ્ધિપત્ર ફેરવનાર મિત્રોમાંથી બે પરગામ નોકરીમાટે ગયા એટલે તે કાર્ય બંધ પડ્યું. શ્રીમન્નૃસિંહાચાર્યજીનું તો 'અયાચકવ્રત' એ અત્યંત ગૌરવભર્યું વ્રત હતું. જીવનભરમાં એ વ્રતનો મહિમા દૃષ્ટિએ આવે છે. અને એક પ્રસંગે એક શ્રેયસ્સાધક બંધુએ

તેઓશ્રીના એક કાર્યઅંગે એ વાર્તાવિરોધી કાંઇક પ્રવૃત્તિ કરતાં તેનો વિલક્ષણ પરિણામ આવ્યો છે એ આગળઉપર સમજાશે.

કેળવણીસંબંધમાં લગભગ સિત્તેર વર્ષઉપરના સમયમાં એમની અસાધારણ દીર્ઘદષ્ટિસમક્ષ રમતા વિચારો આજે પ્રદર્શિત કર્યા છે અને તે જ વિચારોનો પડઘો હજી પણ વિચારકોના હૃદયમાંથી ગાજે છે એ સુશિક્ષિત જનતાને અજ્ઞાત નથી. કેળવણીમાટે ભારે ખર્ચ, જીવનશકિતનો મિથ્યા વ્યય અને તે બંનેના ભોગપછી પણ જીવનનિર્વાહમાટે ફાંફાં મારવાની જરૂર રહે એ સ્થિતિ અત્યારે કેટલી અસહ્ય થઈ પડી છે એ શું અનુભવથી દૂર છે ? આ જ પ્રકારે પરીક્ષાના ધોરણપ્રતિ પણ તેઓશ્રીનો તીવ્ર કટાક્ષ હતો. શ્રી જમનાદાસ ગંગારામ મહેતા (છેવટે વડોદરામાં આસિ. એકાઉન્ટન્ટ જનરલ હતા) પરીક્ષામાં નાપાસ થયેલા ત્યારે શ્રી મોતીભાઈ સાહેબ (વડોદરા ટ્રેઝરી ઓફીસર) શ્રી જમનાદાસભાઈના કાકાના ઉપર પોતે મહેસાણાથી પત્ર લખેલો તેમાંનો ઉલ્લેખ વાંચતાં ખાત્રી થશે.

"જમુભાઇ પરીક્ષામાં નાપાસ થયા છે. આ પરીક્ષાઓ નથી પણ બાળકોના હૃદયના રુધિરનું પાન કરનારી પિશાચણીઓ છે. લાભહાનિ દૈવગતિથી આવે છે અને તેને જીવોએ સંતોષથી સહન કરવી એ ન્યાયથી ભાઈ જમનાદાસે સંતોષ માની પોતાનું કાર્ય ઉત્સાહથી કરવું."

આ પત્રનો ઉતારો શ્રી મોતીભાઈ સાહેબના ચિરંજીવી શ્રીયુત હીરાલાલ મો. મહેતા, સોલીસીટર. મુંબઇ, એમના તરફથી મળેલો છે.

ઔદ્યોગિક કેળવણીમાટે અને દેશના ધનથી દેશને સમૃદ્ધ કરવામાટે જે વિચારો તેઓશ્રીએ તે કાળે દર્શાવ્યા છે તેનું અપૂર્વ મહત્ત્વ તો આજે સંપૂર્ણ સમજાયું છે. એમની ક્રાંતદર્શી દૃષ્ટિ કેટલી વિશાળ હતી અને મનુષ્યજીવનનાં મહત્ત્વનાં અંગોના વિકાસમાટે કેટલી જાગ્રત્ હતી તેનો આ સ્પષ્ટ પુરાવો છો. આ કાર્યો હાથ ધરેલાં અધુરાં જ રહ્યાં છે, પરંતુ જીવનના અતિ મહત્ત્વના અંગને ખીલવવામાટે જ તેમનું પ્રકટીકરણ હતું એ તો આપણને સારી રીતે સ્પષ્ટ છે. એ અધુરાં રહેલાં બીજભૂત કાર્યો અન્ય દ્વારથી પણ વિકસશે એ દૃષ્ટિથી જ પોતાના સંકેતાનુસાર ભાવીમાં અધ્યાત્મવિદ્યાજેવી સર્વશ્રેષ્ઠ વિદ્યાનું દાન કરવાની જ અસાધારણ પ્રવૃત્તિ સેવી છે અને તે લૌકિક વિદ્યાઓની પ્રવૃત્તિને મૂકી દીધી છે, કારણ નિરતિશય સુખ અને શાંતિ તો અધ્યાત્મવિદ્યાથી જ મળે છે. આમ છતાં

દેશોદયમાટે સ્વદેશી ઉદ્યોગો ખીલવવાની અગત્ય આ પ્રસંગે જ જણાઈ છે અને ભાવીમાં તે ઇચ્છા વિરમી ગઈ છે એવું બન્યું જ નથી. એમની ઔદ્યોગિક વિકાસની યોજના બહુ અપૂર્વ હતી અને તે સંબંધમાં શ્રીમન્ માસ્તર સાહેબે પ્રસંગ પ્રાપ્ત થતાં લેખક અને અન્ય મિત્રોદ્વારા તે વિકસાવવા ચર્ચા કરી *'ઉદ્યોગગૃહ' શરૂ કરવા વિચાર કરેલો, પરંતુ તે કાર્યમાં કેમ પ્રગતિ ન થઈ એ વગેરે ચર્ચામાટે તો ખાસ પ્રકરણની આવશ્યકતા જ રહે તેમ છે, એટલે આ વિસ્તૃત પ્રકરણ સમાપ્ત કરતાં પૂર્વે તેઓશ્રીએ પોતાના સ્વરૂપાવસ્થાનના માત્ર ૨૦ વિશ દિવસપૂર્વે અર્થાત્ ૧૯૫૩ ની આષાઢી પૂર્ણિમાના પ્રસંગે વ્યાખ્યાનના અંતમાં જે ઉદ્ગારો કાઢેલા છે તેનું, રા. સા. શ્રી નારણભાઈ જેમના સંબંધમાં પૂર્વે ઉલ્લેખ આવી ગયેલો છે, તેમની નોંધમાંથી અવતરણ કરી આ પ્રકરણ પૂર્ણ કરીશું. આ ઉદ્ગારો સ્મૃતિમાંથી નોંધેલા છે એટલે તેમાં તેઓશ્રીની પ્રતાપી વાણી નહિ પરંતુ તેનો ભાવમાત્ર જ ગ્રહણ કરવાનો છે.

'અંગ્રેજોનો આપણે ઉપકાર ન માનીએ એટલો ઓછો. જુઓને એઓ આપણને આપણી જરૂરીઆતી ચીજો વખતોવખત અને સમયસર વગર માગ્યે કેવી પૂરી પાડે છે! ઉન્હાળામાં ઉન્હાળાની, ચોમાસામાં ચોમાસાની છત્રીઓ, દીવાળીવખતે ફોડવાના ફટાકા, લાકડીઓ, સાલ્લા, ધોતીઆં વગેરે. અને તે વળી આપણા પરમેશ્વરને આપણે ભૂલી ના જઈએ તેટલા સારૂ તેની કિનારીઉપર God (ઈશ્વર) શબ્દો ભરે છે! જો આપણે કૃતઘ્ન હોઇએ તો આ ઉપકારનો બધો બદલો તો આપણે વાળી શકીએ એમ નથી, પણ યત્કિંચિત્ વાળી શકીએ તો એવા પ્રકારે કે આપણે નવાં યંત્રો બનાવી આપણી જરૂરની ચીજો આપણે હાથે આપણા દેશમાં બનાવી આપણી જ વાપરવી અને એ રીતે આટલો લાંબો કાળ એમણે આપણામાટે અથાગ શ્રમ વેઠયો છે તેનાથી તેમને મુક્ત કરી તેમને વિશ્રાન્તિ આપવી!'

---

* ઉદ્યોગગૃહમાં ભિન્ન ભિન્ન ઉદ્યોગો શિખવવા અને દેશોપયોગી વસ્તુઓ તૈયાર કરવાની યોજના વિચારી આ નામ તેઓશ્રીએ જ નક્કી કરેલું હતું.

# પ્રકરણ ૧૦

## સુરતમાં વિશિષ્ટ પ્રવૃત્તિઓ : અપૂર્વ વાદ-કૌશલ

**प्रकाशं च प्रवृत्तिं च मोहमेव च पाण्डव ।**
**न द्वेष्टि संप्रवृत्तानि न निवृत्तानि कांक्षति ॥**

**શ્રીમન્નૃસિંહાચાર્યજી** 'પ્રાર્થના-સમાજ'ના આચાર્યપદે સ્થિત થયા. એ પદઉપરથી સુંદર બોધક વ્યાખ્યાનો આપવા લાગ્યા. તેઓશ્રીની મધુર, હૃદયંગમ વાણીનું પાન કરતાં અનેક સજ્જનો તેમના સમાગમની ઇચ્છા સેવવા લાગ્યા; એટલે અનેક પ્રસંગે તેઓશ્રીના સમાગમમાં આવી તેમનો પરિચય વધારવા લાગ્યા. આ જ પ્રકારે ધાર્મિક વિદ્યાશાળાની પ્રવૃત્તિથી પણ અનેક મનુષ્યોના સંપર્કમાં આવવાનું થયું. આવી પ્રવૃત્તિઓથી સુરતમાં વ્યક્તિવિશેષરૂપે જનતા તેમને જોવા લાગી, તેમ જ તેમના જ્ઞાનનો મહિમા ગવાવા લાગ્યો. તેમની મનોહર હૃદયસ્પર્શી વાણી શ્રવણ કરવા જિજ્ઞાસુ હૃદયો વિશેષ આતુર રહેતાં, અને તેઓશ્રીના નિવૃત્તિના સમયે અનેક મિત્રો, સજ્જનો, પ્રસંગ મળતાં તેમનો લાભ લેવાનું ચુકતા નહિ. જેમ જેમ તેમના હૃદયમાંથી જ્ઞાનનો નિર્મલ સ્રોત વહેવા લાગ્યો તેમ તેમ તે મધુર જ્ઞાનવારિનું પાન કરવાની વૃત્તિ જનતામાં વૃદ્ધિને પામતી ગઈ. આ વૃત્તિને તૃપ્ત કરવા મિત્રો નવા નવા પ્રસંગો પણ ઉપસ્થિત કરતા, એટલે સુરતમાંના અનેક સાધુસંતોના સ્થાનોમાં તેઓશ્રીને આગ્રહથી લઈ જતા, અને વાદવિવાદના પ્રસંગો ઉભા કરતા. તેમાં બે હેતુ હતા. એક તેમની કુશળતાભરી ચર્ચા સાંભળવાનો રસઃ બીજું તે નિમિત્ત નવા નવા વિચારોનું જ્ઞાન. આ રીતે સાયંકાલે જ્યારે અશ્વિનીકુમારના ઘાટઉપર ફરવા જતા ત્યારે ક્વચિત્ ક્વચિત્ નિર્મલદાસ સાધુના અખાડામાં પણ જતા. એ સ્થાન રસ્તામાં જ આવેલું હતું એટલે ત્યાં જવાનું વધારે અનુકૂળ હતું. ત્યાં અનેક સાધુઓ રહેતા. તેમની સાથે વિવિધ પ્રકારની ચર્ચાઓ ઉપસ્થિત થતી, અને તે મિત્રમંડળ બહુ રસથી શ્રવણ કરતું.

ચર્ચા અને વાદ કરવામાં તેમનું અપૂર્વ કૌશલ હતું. અસાધારણ યુક્તિવિશેષ તેમાં દૃષ્ટિએ આવતી. અનેક વિદ્વાન્ પુરુષોસાથેની ચર્ચામાં તેમની જે વાદકુશળતા હતી તે અત્યંત લાક્ષણિક હતી અને શ્રીમન્ માસ્તર સાહેબે જ્યારથી તેઓશ્રીના લીલામૃતનું લેખન-કાર્ય આરંભ્યું

હતું, ત્યારથી અનેક પ્રસંગે જણાવતા કે તેમના જીવનની વિશેષ મહત્તા તો અનેક તાર્કિકો, કુતર્કવાદીઓ, અનેક વિદ્વાનો અને શ્રદ્ધાળુઓસાથે થતી તેમની અપૂર્વ જ્ઞાનચર્ચાઓમાં જ હતી અને તે ચર્ચાઓ અને સંવાદોને સુંદર રૂપમાં ઉપસ્થિત કરી મૂકી શકાય તો જ તેમના જીવનનું વાસ્તવ સ્વરૂપચિત્ર આલેખી શકાય. આ વિચારના પરિણામે જ તેમાં વિલંબ થયો અને તે કાર્ય અપૂર્ણ રહી ગયું. **શ્રીમન્ માસ્તર** સાહેબના હસ્તે તેમની અપૂર્વ ગદ્યશક્તિથી આ પ્રસંગો આલેખાયા હોત તો **શ્રીમન્** નૃસિંહાચાર્યજીનું વાસ્તવ સ્વરૂપ ઘણા અંશે મૂર્તિમંત થયેલું જોઈ શકાત એ નિર્વિવાદ છે. હવે તો ગત વસ્તુના વિચારને ત્યાગી આરંભેલું કાર્ય યથાશક્તિ પૂર્ણ કરવા-તરફ જ લક્ષ આપવાનું રહે છે.

મહાપુરુષોના હૃદયમાં જ્યારે જ્ઞાનની અદ્ભુત મસ્તી જાગે છે ત્યારે તેમાં આવિષ્કારનો વેગ અત્યંત પ્રબળ હોય છે. સમગ્ર જગતની લેશ પણ પરવાવિનાની અને અત્યંત સ્વતંત્ર વૃત્તિ હોય છે. જેમ વર્ષાના આરંભમાં મેઘધારાથી પરિપ્લુત જલરાશિવાળી મહાન્ નદીઓમાં પ્રસંગે જબ્બર તોફાનનો વેગ હોય છે તેવો જ આરંભની જ્ઞાનની મસ્તીવાળા પુરુષોના જીવનમાં પણ પ્રબળ વેગ હોય છે, અને તે વખતે ઉન્મત્તસરખું પણ વર્તન તેઓ કરે છે. **શ્રી રામકૃષ્ણ પરમહંસ** જે સમયે આવી જ્ઞાનની મસ્તીનો અનુભવ કરતા તે સમયે કોઈ શિષ્ય આવે તો એક જ વાક્યથી પોતાની આંતર મસ્તીનું સૂચન કરતા : ‘ આજે તો સવાશેર દારૂ ચઢાવ્યો છે ! ’ તેઓશ્રી જણાવતા; મને તો માતાજીના ચરણામૃતનાં દર્શન થતાં જ નશો ચઢી જાય છે. જાણે પાંચ બાટલી દારૂ પીધો ! **શ્રીમન્ નૃસિંહા-ચાર્યજી** પણ જ્ઞાનની આ પ્રકારની ખુમારીમાં ઉદ્ગાર કાઢે છે :

ચંડુલ ભાંગ અફીણુ લીએ કોઈ ગાંજા ચરસ ચઢાવે,
એહિ નિશા સબ ચાર ઘરીકા, ચાહ્ય સો લાય ખવાવે;
**નૃસિંહ ખુમારી ના ટરે રે, અજર નિશા હે હમાર.**

બચન કોહુ૦

આ ખુમારી વખતે સાક્ષાત્ ઈશ્વર પ્રત્યક્ષ આવી ઉભા રહે તો તેના પ્રતિ પણ દૃષ્ટિ કરવાજેટલી વૃત્તિને બહિર્મુખ કરી તેને વેગ આપતા નથી. કારણ સ્વરૂપજ્ઞાનકાલે પોતે ઈશ્વરોના પણ ઈશ્વર છે એ ભાન જાગ્રત્ હોય છે. અનંત સામર્થ્યનો મહારાશિ અંતર ઉછળતો હોય ત્યારે કોણ કોની પરવા કરે ? આવી જ ખુમારીનો અનુભવ શ્રીરામકૃષ્ણ પરમહંસના

ઉદ્‌ગારોમાં પ્રસંગે વ્યકત થાય છે. ઈશ્વરમાં ઐશ્વર્ય હશે કે કેમ એવા એક પ્રશ્નના ઉત્તરમાં **શ્રી** રામકૃષ્ણ પરમહંસે પોતાની ખુમારીમાં એવું ઉત્તર આપેલું છે કે ‘ એનામાં ‘ સાળા ’માં ઐશ્વર્ય ન હોત તો એને માનત કોણ ? ’ આ પ્રકારે સ્વસ્વરૂપના અપરોક્ષ અનુભવી પુરુષોની ચેષ્ટાઓ બહુ જ વિલક્ષણ ખુમારીભરી હોય છે. તેમાં કવચિત્ બાલકવત્, કવચિત્ ઉન્મત્ત-વત્, કવચિત્ જડવત્, કવચિત્ પિશાચવત્ પણ તેઓ પ્રવૃત્તિ કરે છે. આમ છતાં એ ખુમારીની અવધિએ તેઓમાં અપૂર્વ માધુર્યભરેલો પ્રેમભાવ છલકાય છે અને તેમની ખુમારીની મસ્તીકાળના આચરણથી જેમને કંઈપણ અસંતોષ થયો હોય છે, છતાં તેમના પ્રતિ વિનીતભાવ જેમને દૃઢ હોય છે તેમને. તેમના અપૂર્વ પ્રેમનો અનુભવ થાય છે. આ અનુભવ અંતરમાં કોઈ અવર્ણ્ય સ્થિતિજન્ય હોય છે. શબ્દો તેને સ્પષ્ટ કરી શકે નહિ. પ્રેમી હૃદયનાં રીસામણાંમાંથી મનામણાં થતાં જે સ્થિતિનો અનુભવ થાય છે તેને સમજનાર તેની કંઈક લક્ષણા કરી શકે.

**શ્રીમન્નૃસિંહાચાર્યજી**ની યુવાવસ્થાનો પ્રારંભ, વધતી જતી સ્વરૂપ-જ્ઞાનની ખુમારી અને તેમાં કોઈના કટાક્ષભર્યા અથવા કુટિલ વાક્પ્રહાર—આ સર્વનો સંયોગ થતાં તેઓશ્રીનું વાક્શસ્ત્ર અસાધારણ તીવ્ર બનતું. અર્થાત્ આ સમયમાં વાદ કરનાર અથવા ચર્ચા કરનાર તેમના પ્રતિ ઉગ્રતા દર્શાવે તો તેઓશ્રી તેને તેવા જ રૂપમાં ઉત્તર આપતા અને પરિણામે તેના તર્ક છિન્નભિન્ન થઈ જતા અને તેની મતિ સ્તબ્ધ બનતી. તેને મૌન ગ્રહણ કર્યાવિના અન્ય માર્ગ જ ન રહેતો.

**શ્રીમન્** માસ્તર સાહેબ જણાવે છે કે આ પ્રકારની સ્વભાવની તીક્ષ્ણતા આશરે ત્રિશેક વર્ષના વયપર્યંત જ રહેલી. તે પછી તો તેઓશ્રીએ અસાધારણ સાત્ત્વિક ભાવ જ ધરી રાખ્યો હતો અને કટુ, કુટિલ કે તીક્ષ્ણ વાક્પ્રહાર થવા છતાં પોતે મંદ સ્મિતથી જ તેનું ઉત્તર આપતા. **શ્રીમન્** માસ્તર સાહેબ એ સંબંધમાં આ પ્રમાણે જણાવે છે:

“ યુવાવસ્થાના પ્રવેશવાળા યુવાનોને જેમ યુવાવસ્થાના પ્રવેશનો વિલક્ષણ મદ હોય છે, તેમ જ્ઞાનના આવિર્ભાવનો તેઓશ્રીમાં આ અવ-સ્થામાં મદ નહિ પણ એક પ્રકારની વિલક્ષણ ખુમારી હતી. મદ એ શબ્દમાંથી અભિમાનનો પરિત્યાગ કરતાં જો એ શબ્દ કોઈ ભાવને સૂચવતો હોય તો તેવો ભાવ તેમની આ અવસ્થાની સ્થિતિમાં હતો. જેમ પ્રજાપીડક શત્રુનું

દર્શન થતાં શુદ્ધ ક્ષત્રિય વીર પુરુષનું શસ્ત્ર અરિવિદારણાર્થે પ્રબલ વેગથી પ્રવર્તે છે, તેમ કોઈ પણ પાખંડ વિચાર અથવા અનિષ્ટકર સિદ્ધાંતનું તેઓશ્રીઆગળ પ્રતિપાદન થતાં તેમનું જ્ઞાનખડ્ગ આ અવસ્થામાં કોશમાં ન રહેતાં, તત્કાલ બહિર્ નિઃસરી એવા તો વેગથી પ્રવર્તતું કે તેના પ્રઘાતથી પ્રતિપક્ષીના અસદ્ વિચારો ચૂર્ણીભૂત થઇ જતા. ત્રિશ વર્ષના વય પછી તેઓશ્રીના નિકટ કોઈ વિતંડાવાદી, ખલ, દુરાગ્રહી મનુષ્ય, અથવા તેમનો પરાજય કરવાની અસાધારણ ઇચ્છા ધારણ કરી કોઇ કુટિલ વિદ્વાનો આવતા, ત્યારે ત્યારે તેવા કુટિલ વૃત્તિના દુર્જનોનું સ્વરૂપ જાણતાં છતાં પણ અને તેવા શઠ મનુષ્યોના મુખને તેમના જેવી જ યુક્તિઓથી બંધ કરવામાં નિષ્ણાત હોવા છતાં પણ, તેઓશ્રી તેવા દુર્જનોપ્રતિ અતીવ સરલ પ્રવૃત્તિ કરતા, અને શઠપ્રતિ શાઠ્યને પ્રયોજી તેવાનો અભિભવ ન કરતાં શુદ્ધ નિરભિમાન પ્રવૃત્તિથી તથા અપાર કરુણાયુક્ત કોમલ વચનોથી તેના શાઠ્યરૂપ જાડ્યને દ્રવીભૂત કરતા. પરંતુ આ અવસ્થામાં (સુરતમાં હતા તે સમયમાં) અને ત્યાર પછી દ્વાદશ વર્ષપર્યંત તો એવા અસરળ મતિના મનુષ્યોપ્રતિ તેમનું વાક્શસ્ત્ર એવું પ્રબલપણે સ્ફુરતું, અને તેના અમોઘ પ્રહારથી પ્રતિવાદીના દુષ્ટ સિદ્ધાંતોની એવી તો દુર્દશા થઈ તેઓ શ્રોતાઓના ઉપહાસને પાત્ર થતા કે અધિક મૌર્ખ્ય પ્રકટ થવાના ભયે તેઓ પછી એક પણ શબ્દ ઉચ્ચરતા નહિ. જિજ્ઞાસુની શંકાનાં તેઓશ્રી સર્વદા સરલ ઉત્તર આપતા, પરંતુ કુટિલ શંકાકારને તેઓશ્રી સરલ ઉત્તર ન આપતાં, તેના જ પ્રશ્નમાં પ્રતિશંકા કરતા; અને તેનું ઉત્તર મળતાં પુનઃ પ્રતિશંકા કરી અલ્પ સમયમાં તેને ગભરાવી નાંખી નિરુત્તર કરતા. આવા ઉગ્ર વિવાદમાં કોઈ કોઈ પ્રસંગે પ્રતિવાદી અત્યંત ક્રોધાકુલ થતાં છતાં પણ તેઓશ્રી તો અસાધારણ શાંતિને જ સર્વદા પ્રતીત કરાવતા."

તેઓશ્રીની આ અપૂર્વ વાદ-કુશળતાના પ્રસંગો વિચારતાંપૂર્વે એક કુટિલ મતિના વિતંડાવાદીના પ્રસંગનો ઉલ્લેખ કરવાથી તેઓશ્રીના હૃદયની કઠિનતા અને કોમલતાનું સુંદર ચિત્ર પ્રત્યક્ષ થશે. પ્રસંગ પ્રાપ્ત થતાં શ્રીમન્ માસ્તર સાહેબપાસેથી જ તે શ્રવણ કરેલું છે. પ્રસંગ વડોદરાનો છે, પરંતુ વિતંડાવાદીનું અભિમાન કેવી રીતે ગલિત કરી નાંખ્યું, તેનું વિસ્મયજનક ચિત્ર છે.

પોતે ભુતડીને ઝાંપે વડોદરામાં રહેતા તે સમયમાં એક પ્રસંગે પોતે નિવૃત્તિથી હિંચોળાઉપર બેઠેલા હતા. સામે પ્રવેશદ્વારની જાળી ખુલ્લી

હતી તેથી સામેથી આવનાર વ્યક્તિ સ્પષ્ટ જોઇ શકાય તેમ હતું. પોતે તો સ્વાત્મરત સ્થિતિમાં ખુમારીમાં જ હતા અને સામેથી એક પ્રચંડકાય સંન્યાસીના વેષવાળો પુરુષ હાથમાં નાનો ડંડો લઈ આવતો જણાયો. પોતે તત્કાળ તેના અંતઃકરણનું સ્વરૂપ સમજી ગયા. તેઓશ્રીની સર્વજ્ઞ દૃષ્ટિના અને અન્યના અંતઃકરણના વિચારને સંપૂર્ણ જાણી લેવાના તો એટલા બધા પ્રસંગો છે કે તે સર્વને એકત્રરૂપે લખવામાં આવે તો એક સ્વતંત્ર પ્રકરણ અથવા એક લઘુ પુસ્તિકા જ બની જાય; પરંતુ એવા પ્રસંગોમાત્રથી જ તેમની વાસ્તવ મહત્તા અને તેમના અલૌકિક જ્ઞાનવિભવનો પ્રકાશ કરવાનો આશય જ નથી. તેમની વાસ્તવ મહત્તા અનેક જીવનમાં ચમત્કારિક પરિવર્તન કરી લોહને સુવર્ણ બનાવવામાં જ રહેલી છે. સદ્‌ગુરુપદમાં જ એમની વાસ્તવ મહત્તા છે. એ પદનો મહિમા દર્શાવતાં તો કવિને પણ કહેવું પડ્યું છે કે **दृष्टांतो नैव दृष्टस्त्रिभुवनजठरे सद्‌गुरोर्ज्ञानदातुः** જ્ઞાનપ્રદાતા સદ્‌ગુરુના સરખો ત્રિભુવનમાં પણ દૃષ્ટાંત નથી કારણ સ્પર્શમણિ પણ લોહનું સુવર્ણ કરે છે: સ્પર્શમણિરૂપ બનાવતો નથી. સદ્‌ગુરુ શિષ્યને સ્વસ્વરૂપ કરે છે! **स्वीयं साम्यं विधत्ते ।**

સંન્યાસીએ આવી દ્વારમાં પ્રવેશ કર્યો. પોતાનો અસાધારણ વિવેક તો સર્વ શિષ્યો જાણે છે કે શિષ્યવર્ગપાસે પણ પોતે પોતાની ગાદીપર ન બેસતાં નિકટ ગાદીનીચે જ બેસતા. આવી વિવેકવૃત્તિ છતાં તે સંન્યાસીને ઉઠીને માન નહિ આપતાં પોતે હિંચકાઉપર જ બેસી રહ્યા. પાસે એક આસન નીચે પડેલું હતું તે ઉપર સંન્યાસી પોતાની મેળે જ બેસી ગયો. આ પ્રકારની ઉપેક્ષાવાળી પ્રવૃત્તિ જોઇ તેના ક્રોધનો પાર ન રહ્યો! એકદમ ગર્જી ઉઠ્યોઃ

"ક્યા—તુમ હિ ઈશ્વર હો ?"

"હાં...હમ હિ ઈશ્વર હૈ" શાંતિથી એટલું કહી પોતે મૌન રહ્યા.

સંન્યાસીને વાત કરવા કંઈ વિચાર જ ન સૂઝ્યો. અંતરનો ઉકળાટ જરાએ શમતો નહોતો. શું કરવું તે સૂઝતું નહોતું. શ્રીનૃસિંહાચાર્યજી તો બધું જાણતા જ હતા. પછી પોતે જાતે ઉઠી જળ લાવી તેને આપ્યું. તે શાંત થયો. જોડેના મકાનતરફ દૃષ્ટિ કરી પૂછ્યું : 'ક્યા એ ભી આશ્રમ આપકા હય ?'

'હાં, આઓ આપકો દિખાવે' કહી શ્રીનૃસિંહાચાર્યજીએ સાથે ફરી

જોડેનું નવું મકાન વગેરે બતાવ્યું. પાછા પોતાના મૂળ સ્થાનપાસે આવ્યા અને સંન્યાસીને હિંચોળો બતાવી કહ્યું : 'બૈઠિયે !'

સંન્યાસી આશ્ચર્ય પામતો હિંચકાઉપર બેઠો; એટલે પોતે તરત જ સંન્યાસી જે આસને નીચે બેઠો હતો ત્યાં બેસી ગયા ! સંન્યાસીના આશ્ચર્યનો પાર ન રહ્યો ! આશ્ચર્ય અને આનંદને પામતો બોલી ઉઠયો: 'સચ પૂછો તો મૈંય આપસે વિતંડા કરનેકા હેતુસે હિ આયા થા. ઔર દિલમેં ઐસા ભી સોચા થા, અંતમેં એ ડંડાકા ભી સમયપર ઉપયોગ કર લેના ! ધન્ય હે આપકી નિરભિમાનતાકો ! મેરા સબ અભિમાન ગલિત હો ગયા !'

નમસ્કાર કરી સંન્યાસી ચાલ્યો ગયો.

હવે તેઓશ્રીના અપૂર્વ યુક્તિવાદ અને વાદ-કૌશલના પ્રસંગો વિચારીએ.

તેઓશ્રીની જ્ઞાનની ખુમારી વધતી જતી હતી તે સમયનો જ આ પ્રસંગ છે. સુરતમાં એક પ્રસંગે કાંકરોલીવાળા ગોસાંઇજી મહારાજના મંદિરમાં શ્રી ગિરિધરલાલજી પધાર્યા હતા. શ્રીનૃસિંહાચાર્યજીના મિત્રો તો આવા પુરુષોના સમાગમમાં અને તેમની સાથેના ચર્ચાના પ્રસંગોમાં ખૂબ ખૂબ રસ લેતા હતા તે આપણે જોયું છે, એટલે સર્વની ઇચ્છાથી તેઓશ્રી પણ ત્યાં સાયંકાલે મિત્રોસાથે ગયા. પ્રારંભક કેટલીક વાર્તા થયા પછી વાર્તા નીકળી કે ગોસ્વામી આચાર્યોએ બ્રાહ્મણોને નમસ્કાર કરવા એ વિહિત છે કે અવિહિત.

ત્યાં બેઠેલા વૈષ્ણવ ભક્તોએ જણાવ્યું: "ગોસ્વામી આચાર્ય હોવાથી તથા પૂર્ણ પુરુષોત્તમનાં સ્વરૂપો હોવાથી તેઓએ બ્રાહ્મણોને નમસ્કાર કરવા ઘટિત નથી."

ગોસ્વામીને તો રુચિકર વાત હતી એટલે તેમણે તેને અનુમોદન આપ્યું.

શ્રીમન્નૃસિંહાચાર્યજીએ તત્કાળ વિરુદ્ધતા કરી અને જણાવ્યું : પૂર્ણ પુરુષોત્તમ શ્રીકૃષ્ણ, જેમની પ્રતિમાને તમે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરો છો, તે પોતે પણ બ્રાહ્મણોને નિરંતર વંદન કરતા હતા તથા તેમના ચરણોદકને મસ્તકે ધરતા હતા એટલું જ નહિ, પણ યુધિષ્ઠિરના યજ્ઞમાં શ્રીકૃષ્ણે બ્રાહ્મણોનાં ચરણ પ્રક્ષાલનનું અને એઠાં પત્રાળાં ઉઠાવવાનું હલકું કાર્ય સ્વીકાર્યું હતું એ શ્રીમદ્ ભાગવત્ તથા મહાભારત વગેરે ગ્રંથોમાં પ્રસિદ્ધ છે; એમના અનુયાયી અથવા એમનાં જ સ્વરૂપો કહેવડાવનાર તમે પૂર્ણપુરુષોત્તમો એ

શ્રીકૃષ્ણ ભગવાનનાં બ્રાહ્મણોને વંદન કરવાનાં તથા તેમની શુશ્રૂષા કરવાનાં આચરણોને અંગીકાર કરતા નથી તેથી તમે પૂર્ણપુરુષોત્તમનું સ્વરૂપ નથી એ તમારી જ કૃતિથી સિદ્ધ કરો છો. જો તમે શ્રીકૃષ્ણનાં જ સ્વરૂપો હો તો તમારાં આચરણ પણ શ્રીકૃષ્ણના જેવાં જ હોવાં જોઇએ. શ્રીકૃષ્ણ બ્રાહ્મણોને પૂજ્ય માનતા હતા, અને તમે તેમને પૂજ્ય માનતા નથી, તેથી તમે શ્રીકૃષ્ણનાં સ્વરૂપો નથી એટલું જ નહિ પણ શ્રીકૃષ્ણના આચરણથી તમારું આચરણ વિરુદ્ધ હોવાથી તમે ઉલટા શ્રીકૃષ્ણના જ વિરોધી છો એ સ્પષ્ટ છે."

વૈષ્ણવો તો આ સાંભળતાં જ બહુ કોપાયમાન થયા. પોતાના ક્રોધને વેગ આપી ગમે તેમ બોલવા જતા હતા, પરંતુ શ્રીગોસ્વામીજીએ તેમને રોક્યા, અને તેઓશ્રીને ઉત્તરરૂપે જણાવ્યું :

"તે વખતના બ્રાહ્મણો મહાન્ તપસ્વી હતા, જ્ઞાની હતા, ઇચ્છાવર આપી શકતા, શાપઅનુગ્રહ કરી શકતા. આવી યોગ્યતાવાળા હોવાથી શ્રીકૃષ્ણ પરમાત્મા તેમને વંદન કરતા. આજના બ્રાહ્મણોમાં તો તેવું કશું દૈવત છે નહિ. અનેક દુર્ગુણોથી તેઓ ભરેલા છે. તેથી અમે તેમને વંદન નથી કરતા."

શ્રીનૃસિંહાચાર્યજીએ જણાવ્યું : "હાલના બ્રાહ્મણો પૂર્વના સરખા નથી એ સાચું છે, પણ એ જ પ્રમાણે તમે પણ શ્રીકૃષ્ણસરખા નથી જ.

શ્રીકૃષ્ણ દાવાનળ પી ગયા હતા, ગોવર્ધનને આંગળીપર તોળી રાખ્યો હતો, કંસવગેરે અનેક દુષ્ટ રાક્ષસોને માર્યા હતા, અને ધર્મનું સંસ્થાપન કર્યું હતું. તેમાંનું કશું કરવાનું સામર્થ્ય તમારામાં નથી. તેથી જેમ એક પક્ષથી બ્રાહ્મણો અયોગ્ય થઈ ગયા છે, તેમ બીજા પક્ષથી તમે પણ અયોગ્ય થઈ ગયા છો. એક પક્ષ યોગ્ય હોય અને બીજો અયોગ્ય હોય તેને માન ન આપે તો તે ઘટિત છે. પણ તેવી યોગ્યતાવિના તમે બ્રાહ્મણોસાથે જે અભિમાન રાખો છો તે યોગ્ય નથી. દુર્ગુણથી ભરેલા અવિદ્વાન્ અને નામધારી બ્રાહ્મણોને તમે વંદન ન જ કરો તો તે કાંઈ દોષરૂપ ગણાય એમ નથી, પણ આજના સમયપ્રમાણે યોગ્યસરખા ગણાતા વિદ્વાન્ બ્રાહ્મણોને પણ તમે નમસ્કાર ન કરો તો તે દોષ છે."

ગોસ્વામીજી તો આ સાંભળી કંઈ બોલ્યા નહિ, પણ તેમના વૈષ્ણવોને બહુ સંતાપ થયો અને શ્રીમન્નૃસિંહાચાર્યજીનું અપમાન કરવા કંઈ નિમિત્ત શોધવા લાગ્યા.

મિત્રો હવે ત્યાંથી ઉઠવાનો વિચાર કરતા જણાયા તેથી **શ્રીગોસ્વામીજીએ** પોતાના સેવકને પ્રસાદ લાવી **શ્રીનૃસિંહાચાર્યજીને** આપવા આજ્ઞા કરી. સેવકે પડીયામાં પ્રસાદ લાવી **તેઓશ્રીને** આપ્યો. અંતઃપ્રસાદમય ચિત્તવાળા **શ્રીનૃસિંહાચાર્યજીએ** પ્રસાદ લીધો પરંતુ બાહ્ય સાવધતા જ ઓછી એટલે પ્રસાદ કંઇક વેરાયો. **શ્રીનૃસિંહાચાર્યજીને** કંઈક કટુવચન સંભળાવવાની પ્રબળ ઇચ્છાવાળા વૈષ્ણવોને જોઈતું નિમિત્ત મળી ગયું! તેમનો નિરુદ્ધ ક્રોધાગ્નિ ગર્જનાસહ ભડકી ઉઠ્યો:

"શું મારા ભાઈ! ભાન નથી રાખતા! જરા સરત રાખો. ભગવાનના પરસાદને આમ ભોંયપર વેરાવા દો છો, તે કોઈના પગતળે આવશે તો કેટલું પાપ લાગશે! સફાઈ બધી બારગામની મારો છો, પરંતુ આટલોયે વિવેક તો મળે નહિ!"

માન અપમાન જ્યાં સમાન હતાં ત્યાં **તેઓશ્રીને** તો આ સાંભળી ક્રોધનો અંશ પણ પ્રકટ્યો નહિ. ઉલટું શાંતિથી મંદસ્મિતપૂર્વક જણાવ્યું:

"**ભગવાન્** તો મહાકૃપાળુ છે. બાળકોના સહજ દોષથી એમ ક્રોધાયમાન થતા નથી. અને પગતળે પ્રસાદ આવવાથી જો પાપ લાગે છે, એમ ખરેખરૂં માનો છો, તો તમે વૈષ્ણવો તથા મોટા મોટા સમર્પણીઓ પણ ચામડાના જોડા પહેરી **ભગવાનના** પ્રસાદઉપર નિત્ય શા માટે ચાલો છો, તથા તેના ઉપર મળમૂત્ર શા માટે નાંખો છો?"

આ સાંભળતાં તો તેમના ક્રોધાગ્નિમાં ઘી જ હોમાયું! જ્વાલા વધી ગઈ. અને કંઈક વધુ પડતું બોલી પણ જાત, પરંતુ **શ્રીગોસ્વામીજીએ** તેમને શાંત રાખ્યા અને **શ્રીનૃસિંહાચાર્યજીને** કહ્યું, 'જરા તમારા વિચારો વધારે સ્પષ્ટ કરશો?'

**તેઓશ્રીએ** જણાવ્યું: 'આ મને હમણાં આપેલો પ્રસાદ તો **ભગવાનના** મુખને પણ અડ્યો નથી. માત્ર ભાવનાથી **ભગવાનને** અર્પણ થયો છે. તેથી સર્વાંશે તેમાં પ્રસાદરૂપતા ઘટતી નથી. **ભગવાનનો** ખરો પ્રસાદ તો આ પૃથ્વી છે. એ પૃથ્વીને **ભગવાનના** મુખનો સંબંધ થવાથી એનામાં વાસ્તવિક પ્રસાદરૂપતા આવી છે. હિરણ્યાક્ષ જ્યારે એ પૃથ્વીને પાતાળમાં લઈ ગયો હતો ત્યારે **શ્રીવિષ્ણુ** ભગવાને વરાહ અવતાર ધરી એ પૃથ્વી પોતાની દાઢમાં રાખી પાતાળમાંથી બહાર આણી હતી એ તો આપને જ્ઞાત જ છે ને? **ભગવાનની** દાઢમાં રહેલી પૃથ્વી એ **ભગવાનનો** ખરો પ્રસાદ છે. સાચા વૈષ્ણવે તો એના ઉપર ચાલવું પણ ન જોઇએ!"

વૈષ્ણવો તો આ યુક્તિવચનથી જીભ જ કરડી ગયા. શ્રીગોસ્વામીજીએ તેઓશ્રીની અપૂર્વ વાદ–કુશળતા અને ચમત્કારિક બુદ્ધિની સ્તુતિ કરી !

યૌવનભર્યું તેજસ્વી શરીર, અપૂર્વ ચમત્કારિક બુદ્ધિ, નિર્ભયપણે પ્રૌઢ વયના વિદ્વાનોસાથે ચર્ચા કરવાની કુશળતા, નિઃશંક ઉત્તરો, આ બધું જે જોઈ શકે તે બુદ્ધિમાન્ હોય અને દ્વેષી ન હોય તે તેમનાં યશોગાન કર્યાવિના રહી શકે જ નહિ.

તેમની ગમે તેવા કૂટ પ્રશ્નોના ઉત્તર આપવાની કુશળતા તો અનેક અનુભવી શ્રોતાઓએ વર્ણવી છે. શાસ્ત્રીય સિદ્ધાંતોની ચર્ચાકાળે તેઓ સર્વથા શાસ્ત્રીય પદ્ધતિથી જ ઉત્તર આપતા, પરંતુ ગમે તેવા અગડંબગડં સવાલોના ઉત્તરો પણ એવી વિલક્ષણ રીતે આપતા કે તેવા પ્રશ્ન કરનારને પણ તેમની બુદ્ધિનો ચમત્કાર જણાયાવિના રહેતો નહિ. આવા એક અભણ છતાં વિદ્વાનોની સભા જિતનારસરખા પંડિતમૂર્ખના પ્રશ્નનું કેવું ઉત્તર આપ્યું છે તે પણ તેમની અસાધારણ ચમત્કૃતિભરી બુદ્ધિનું જ સ્વરૂપ સ્પષ્ટ કરશે :

એક પ્રસંગે શિષ્યવર્ગ બેઠેલો હતો. પ્રસંગ કાઢી પોતે કંઈ પ્રવચન કરતા હતા. એટલામાં તેઓશ્રીની કીર્તિ શ્રવણ કરનાર અનેક પુરુષો જેમ સમાગમમાટે, ચર્ચામાટે, શંકા સમાધાનમાટે આવતા, તેમ એક પકવ વયનો મનુષ્ય ત્યાં આવ્યો. આ ભાઈ અનેક સભાજિત્ હતા ! પોતાના મનથી એક શંકા નક્કી કરી રાખી હતી. તેનો ઉત્તર આપે એવો વિદ્વાન્ કે સંતપુરુષ તેને મળ્યો નહોતો એટલે તે આ સ્થળે આવ્યો હતો. અનેક સ્થળોએ જ્યાં સાધુ, સંત કે વિદ્વાનોની કથાવાર્તા થતી ત્યાં જઈ પોતાની શંકા પૂછતો. બહુ ગર્વપૂર્વક આરંભમાં ઉપોદ્‌ઘાત કરી જણાવતો : 'મેં બહુ બહુ વિદ્વાનો, બહુ બહુ સંતો ને બહુ બહુ મહાત્માઓને આ શંકા કરી છે, પણ ભલભલા તેનો જવાબ દઈ શકયા નથી. મોટા મોટા શાસ્ત્રીઓ, પુરાણીઓ, અને વેદીઆઓ પણ જવાબ આપી શકયા નથી.'

શ્રીમન્નૃસિંહાચાર્યજીનું શાસ્ત્રીય પ્રવચન ચાલતું તેમાં તો અશાસ્ત્રીય મતિના એ પુરુષને કંઈ ચંચુપ્રવેશ થાય તેમ લાગ્યું નહિ અને મૂળ તો પોતાને આવી વિદ્વાનોની સભામાં આવી શ્રીમન્નૃસિંહાચાર્યજીને નિરુત્તર કરવાની મહદ્ આકાંક્ષાભરી તાલાવેલી હતી એટલે થોડી વારમાં આંખમીંચામણાં કરી આમતેમ નજર ફેરવતો વચમાં બોલી ઉઠયો:

'તમે મોટી મોટી વાતો કરો છો, પણ મારા પ્રશ્નનો જવાબ આપો ત્યારે હું જાણું કે તમે ખરા ગનાની પુરુષ છો."

'કહો, તમારી શી શંકા છે?' શ્રીમને જણાવ્યું.

"આ શાસતર ને પુરાણ બધે કહ્યું છે કે શરવણે (શ્રવણે) એનાં માબાપને ૪૦૦ જોજન લાંબી કાવડમાં બેસાડીને ચોસઠ તીરથની જાતરા કરાવી હતી. વાત તો સાચી. પણ એ ૪૦૦ જોજન લાંબી કાવડ એણે કયા ઝાડના લાકડાની બનાવી'તી; તે ઝાડનું નામ કહો તો જાણીએ કે તમે ખરા મા'ત્માપુરષ છો. તમે કહેશો કે ગમે તે લાકડાની બનાવી હતી તો તેવી ગપ મારા આગળ નહિ ચાલે! હા."

મંદ મંદ હસતાં **શ્રીનૃસિંહાચાર્યજી**એ તત્કાળ ઉત્તર આપ્યું: 'અરે ભાઈ! આ શંકામાં લાંબા લાંબા વિચાર કરવાસરખું કંઈ નથી! વિષ્ણુએ બલિરાજાને છળવામાટે વામનાવતાર જ્યારે લીધો'તો ત્યારે તે વખતે એ વામનજી હાથમાં એક લાકડી રાખીને બલિરાજાપાસે આવ્યા હતા. પછી જ્યારે બલિરાજાએ સાડાત્રણ ડગલાં પૃથ્વી આપવાનું વચન આપ્યું ત્યારે વામનજીએ પોતાનું શરીર ત્રિલોકપર્યંત વધાર્યું! એમનું મસ્તક બ્રહ્મ-લોકપર્યંત અને ચરણ પાતાલપર્યંત પહોંચ્યાં. તે વખતે એમના હાથમાં જે પેલી નાની લાકડી હતી તેપણ એ ચઉદલોકસુધી વધેલા શરીરસાથે વધી હતી. પછી વામનજી તો સ્વસ્વરૂપે થયા, પણ એ લાકડી ત્યાં જ પડી રહી હતી, તેમાંથી જેને જેને જ્યારે લાંબા લાકડાની જરૂર પડતી, તે ત્યારે કાપી જતા. શ્રવણે પણ એ પડી રહેલી લાકડીમાંથી ૪૦૦ યોજનની પોતાની કાવડ બનાવી હતી! એને માટે કાંઈ વૃક્ષ શોધવાની જરૂર જ નહોતી!'

આ પ્રકારે સામાન્ય નહિ પરંતુ સમર્થ વિદ્વાનો, સાધુસંન્યાસીઓ વગેરે સાથે વાદના પ્રસંગો ઉપસ્થિત થતા અને સર્વને સમયોચિત અત્યંત કુશળતાપૂર્વક ઉત્તર આપી તેઓ સર્વના ઉપર વિજયને જ પ્રાપ્ત કરતા. આ યુવાવસ્થાને કાલે સુરતમાં જ એક સંન્યાસીઓની સભામાં પણ તેમણે અપૂર્વ કૌશલ દર્શાવ્યું છે. મોટા પરમહંસ, છોટા પરમહંસ વગેરે સંન્યાસી-ઓની એક ટોળી સુરત આવી ચઢેલી હતી. તેમના સમાગમમાં આવનાર કોઈ કોઈ વ્યક્તિઓદ્વારા તેમણે જાણ્યું કે 'નરસિંહરામ' નામના એક યુવાન્ પુરુષ પ્રાર્થનાસમાજના આચાર્યપદેથી ધર્મોપદેશ કરે છે. વળી એક ધાર્મિક

વિદ્યાશાળા પણ તે ચલાવે છે. સંન્યાસીઓને લાગ્યું કે ધર્મોપદેષ્ટાઓનો આપણો હક્ક છીનવી લેનારની આપણે ખબર લેવી જોઈએ. તેથી તેઓના પ્રમુખસરખા

### છોટા પરમહંસ અથવા ચુંગીબાવા

હતા, તેમની સાથે નક્કી કરી **શ્રી નૃસિંહાચાર્યજી**ને પોતાની સભામાં આવવામાટે આમંત્રણ મોકલ્યું. **શ્રીનૃસિંહાચાર્ય**જીનો જ્ઞાનરવિ આવા આમંત્રણથી તો વિશેષ પ્રખર પ્રકાશથી ઝળકવા લાગ્યો અને સંન્યાસીઓની સભામાં મસ્તકે ફેંટો પહેરી, ચરણમાં પાદુકા પહેરીને ખખડાવતા ખખડાવતા નિર્ભયપણે ચાલ્યા. પાદુકાના ખખડાટથી ચુંગી બાવાના કાન ચમકી ઉઠયા! ભાસ્વર કિરણાવલિથી દેદીપ્યમાન ભવ્ય મુખમુદ્રા જોઈ જરા સંકોચવશ તો થયા, છતાં સંન્યાસી અને મોટી વયના, એટલે પોતાના ગૌરવને દર્શાવતા બોલી ઉઠયા: "કેમ રે! સંન્યાસીઓ તારા ગુરુ; તેમની સભામાં આમ પાવડાં પહેરીને આવતાં શરમ ન આવી? તેં તો આ સર્વ સંન્યાસીઓનું ભારે અપમાન કર્યું! એ પાતકમાટે તું શિક્ષાને પાત્ર થયો છે! બોલ, તારે કેવા પ્રકારની શિક્ષા લેવી છે?"

ચુંગીબાવાને તો મનમાં હતું કે આ જુવાન હમણાં નરમઘેંશ બની જશે. પરંતુ તેમના સર્વના આશ્ચર્યવચ્ચે તેઓશ્રી તો અપૂર્વ શાંતિથી હજી ચુંગી બાવાના મગજનો ઉભરો કેટલો ચઢે છે તે જ જોયા કરતા હતા. ચુંગી બાવાની વાણી તો ધાણીની પેઠે ફુટતી એટલે તરત જ પુનઃ ચુંગી બાવા ફડફડાટ કરતા બોલ્યા:

"પાવડાં પહેરવાનો અધિકાર તો સંન્યાસીઓને જ શાસ્ત્રોએ આપેલો છે એ તો ખબર છે ને? ગૃહસ્થથી પાવડાં પહેરી જ કેમ શકાય? એ રીતે તો તેં બેવડો અપરાધ કર્યો છે. માટે હવે કેવી શિક્ષા લેવી છે તે જલદી કહી દે—બોલ!"

"કોઈ પણ સ્મૃતિ અથવા ન્યાયશાસ્ત્રમાં એવું જોવામાં આવ્યું નથી કે ફર્યાદી એ જ ન્યાયાધીશ બને! અપમાન થયાની અને હક્ક છીનવી લેવાની ફર્યાદ કરનાર પણ તમે. તે અપરાધોનાં શાસન આપનાર પણ તમે! હવે જરા બતાવશો કે ફર્યાદી જાતે જ ન્યાયાધીશ શી રીતે બની શકે? **શ્રી નૃસિંહાચાર્યજીએ** અપૂર્વ વિલક્ષણ દલીલ કરી.

"હવે તમારા બીજા પ્રશ્નનું ઉત્તરઃ સાંભળો. હું તો ગૃહસ્થાશ્રમી છું, અને

ગૃહસ્થને તો સર્વ વિહિત ભોગ્ય પદાર્થોનો ઉત્તમ પ્રકારે ઉપભોગ કરવાની શાસ્ત્રોએ છુટ જ આપેલી છે. બ્રહ્મચારી અમુક વસ્તુનો ઉપભોગ કરી ન શકે અને સંન્યાસીઓને તો ઘણી વસ્તુઓ ત્યાજ્ય છે. તેનો લેશ પણ ઉપભોગ તેમનાથી થઈ ન શકે. આ રીતે બીજા ત્રણ આશ્રમીઓમાટે અમુક અમુક પ્રતિબંધો શાસ્ત્રોએ મૂકેલા છે. ગૃહસ્થમાટે આવા પ્રતિબંધો મૂકેલા બતાવી શકશો ?

વળી ત્રણે આશ્રમોનો આશ્રયદાતા ગૃહસ્થાશ્રમી છે; ત્રણેનો પાલક ગૃહસ્થાશ્રમી છે; એ તો નિર્વિવાદ છે ને ? તો આશ્રય આપનાર મોટો કે આશ્રય લેનાર ? હું એનો જવાબ માગું છું.'

"કોઈપણ શાસ્ત્રે, કોઈપણ પદાર્થનો ન્યાયપૂર્વક ઉપભોગ લેવાને માટે ગૃહસ્થાશ્રમીના ઉપર પ્રતિબંધ મૂકેલા જ નથી. સંન્યાસીઓને તો ધાતુ-પાત્રને સ્પર્શ પણ ન કરવો એવી આજ્ઞા કરી પ્રતિબંધ મૂકેલો છે. એટલે ધાતુના સ્પર્શવાળાં પાવડાં તમારાથી જ ધારણ ન થાય છતાં તમે મને રોકવા તૈયાર થયા છો એ ક્યાંનો ન્યાય ?" **શ્રી નૃસિંહાચાર્યજીએ** નિઃશંકપણે જણાવ્યું.

ચુંગીબાવા, સંન્યાસીમંડળ અને અન્ય સભાજનો આ સાંભળીને તો દિઙ્મૂઢ બની ગયા. આ પ્રશ્નોના કોઈ ઉત્તર જ નહોતા, એટલે હાર કબૂલી ચુપ જ રહેવાનું ! પરંતુ ચુંગીબાવાને પોતાના સરી જતા ગૌરવને ટકાવી રાખવું હતું એટલે નવો જ મુદ્દો ઉઠાવ્યો :

"ધર્મોપદેશ આપવાનું કામ તો સંન્યાસીઓનું જ છે. ગૃહસ્થાશ્રમી ધર્મોપદેશ આપવામાં શું સમજી શકે ? એમ છતાં પણ તમે સંન્યસ્તદીક્ષા લીધાવગર ધર્મોપદેશ આપવાનું કાર્ય કયા શાસ્ત્રના આધારથી કરોછો તે બતાવો નહિ તો આ સંન્યાસીઓની સભા તમારા એ અત્યાચારબદલ દંડ આપશે."

સામા પક્ષની દલીલોથી જ સામા પક્ષને મ્હાત કરવાની અપૂર્વ કુશળતાવાળી નીતિ ધારણ કરનાર તેઓશ્રીએ જણાવ્યું :

"જેઓ પોતાના ધર્મનું યથાર્થ પાલન કરી શકતા હોય તેઓ ધર્મોપદેશ કરવાની યોગ્યતા ધરાવે છે. તમે છો સંન્યાસી. તેથી તમારે તો રાગદ્વેષ કે ક્રોધ વગેરેનો સર્વથા ત્યાગ જ કરવો જોઈએ એવી શ્રુતિસ્મૃતિ અને શાસ્ત્રોની આજ્ઞા છે. તે આજ્ઞાનું પાલન જ્યાંસુધી તમે કરી શકતા

નથી ત્યાં સુધી તમારા સંન્યાસધર્મનું યથાર્થ પાલન તમે કરો છો એમ શી રીતે કહી શકાય? જે સ્વધર્મથી ચ્યુત અથવા ભ્રષ્ટ છે તે ધર્મોપદેશક થવાની યોગ્યતા કેવી રીતે ધરાવે? ઉપરાંત ધારો કે ધર્મોપદેશકનું કાર્ય તમારૂં સંન્યાસીઓનું જ છે, તોપણ તમે જ્યારે તે કાર્યમાટે યોગ્યતા-વિહીન રહો ત્યારે તો પછી એક ગૃહસ્થ, જેને કોઇપણ આવું કાર્ય કરવાનો શાસ્ત્રોએ નિષેધ કર્યો નથી, તે તમારા શિરે આવી પડેલું કાર્ય પોતે ઉપાડી લે અને તમારી ખોટ પૂરી દે, તમારી ન્યૂનતા પ્રકટ થવા ન દે, તો એ તો તમારા ઉપર મહાન્ ઉપકાર કરે છે. તમારે તો તેનો આભાર માનવો ઘટે કે શિક્ષા કરવી ઘટે?

"શિક્ષા કરવાનો પણ ધારો કે તમારો હક્ક છે, પરંતુ સ્વધર્મા-ચરણના અભાવે તમારો તે હક્ક શાસ્ત્રો છીનવી લે છે; પછી તમે કયી સત્તાના બળે શાસન આપવા તૈયાર થયા છો તે કહેશો?"

"વળી ધર્મોપદેશ આપવો એ તમારો સંન્યાસીઓનો હક્ક છે એમ તમે માનતા હો તો શાસ્ત્રોએ તમારા શિરપર મૂકેલી પવિત્ર ફરજ કેટલે અંશે તમે બજાવો છો, તે તમારા અંતઃકરણને પૂછીને કહેશો? એ પવિત્ર કાર્ય કેટલા પ્રમાણમાં તમે સિદ્ધ કર્યું છે, પ્રજામાં તમારા ઉપદેશથી કેટલી ધર્મ-જાગૃતિ થઈ છે, એ બધો હિસાબ તપાસો. એમાં જો પરિણામ શૂન્ય જ હોય તો તમારા કાર્યમાં સહાયક અથવા તમારી જવાબદારીને સંપૂર્ણ ઉપાડી લેનાર શું ખોટું કરે છે એ કહેશો? તમારી એ કાર્ય કરવાની અશક્તિ કે દુર્બળતા, તમારી ઉપેક્ષા કે આળસ, પ્રજાની ધાર્મિકવૃત્તિનો લોપ કરવામાં કારણભૂત થતાં હોય તો પણ તે શું થવા જ દેવું? શું એ ધર્મ-જાગૃતિનું પવિત્ર કર્તવ્ય અન્યે ન કરવું એવું શાસ્ત્ર જણાવે છે?"

સભામાં ગંભીરતા છવાઈ ગઈ. બાંધવા જનાર બંધનમાં આવ્યા. શિક્ષા કરવા તત્પર, શિક્ષાપાત્ર બન્યા! પ્રશ્નોની પરંપરાથી સર્વ અવાક્ બની ગયા!

પરંતુ ચુંગી બાવા અથવા છોટા પરમહંસના હૃદયમાં કંઈક જ્ઞાનનો સંસ્કાર ઉદય પામેલો હતો. યોગનો કંઇક અભ્યાસ હતો. એટલે કંઇક શાંત થયા. તોપણ હજી તેમને લાગ્યું કે યોગના વિષયમાં આ યુવકને ઝાઝું જ્ઞાન નહિ જ હોય એટલે વાત બદલી પોતાનો પ્રભાવ બતાવવા યોગના વિષયમાં કંઇક પ્રશ્ન કર્યો.

## સુરતમાં વિશિષ્ટ પ્રવૃત્તિઓ : અપૂર્વ વાદ-કૌશલ

યોગીશ્વરમુકુટમણિ મહેશ્વરના અવતારી શ્રીમન્નૃસિંહાચાર્યજીનું યોગવિષયક જ્ઞાન એટલું ગહન અને અપૂર્વ હતું કે અનેક યોગ-જિજ્ઞાસુઓને તેનાં ગુપ્તમાં ગુપ્ત રહસ્યો તેઓશ્રીએ સ્પષ્ટ કર્યાં છે એટલું જ નહિ પરંતુ અનેક યોગસિદ્ધિની લાલસાવાળાઓને અણસમજણવાળી ક્રિયા કરી યોગસિદ્ધિ પ્રાપ્ત કરવા જતાં શારીરિક કે માનસિક રોગસિદ્ધિ થયેલી તેમાંથી તેમને ઉગારી લીધા છે. વડોદરામાં પુરુષોત્તમ દામોદર પંડિત એક ડોકટર હતા. દક્ષિણી બ્રાહ્મણ. તેઓ ચુસ્ત શ્રેયસ્સાધક હતા અને શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાનના સમયમાં પણ ઉત્સવપ્રસંગે નિયમિત આવતા. સંગીતમાં પ્રવીણ હતા અને ઉત્સવપ્રસંગે કીર્તનાનંદ લેતા અને આપતા. તેમના મોટાભાઈ હરિ દામોદર પંડિત સંસ્કૃતના સારા વિદ્વાન્ હતા અને પહેલા નંબરની સ્કુલમાં સંસ્કૃત શિક્ષક હતા. એ પણ સંગીત-માં પ્રવીણ હતા; ઉપરાંત સારા કથાકાર હતા. 'હરિદાસી' કથા બહુ વિદ્વત્તાભરી કરતા. અંગ્રેજી શિક્ષણ પામેલાઓ તે કાળમાં, કોઈ ઉચ્ચ કોટિના સંતસંન્યાસીના પણ શિષ્ય થવામાં નાનમ સમજતા. પરન્તુ અંગ્રેજી પદ્ધતિવાળી અને પાશ્ચાત્ય સંચાલકોવાળી 'થીયોસોફીકલ સોસાયટી'માં ભળવાથી નાનમ જણાતી નહોતી ! વડોદરાની વરિષ્ઠ ન્યાય કચેરીના મુખ્ય ન્યાયાધીશ શ્રી ગાડગીલ સાહેબ હતા. તે 'થીયોસોફીકલ સોસાયટી'ના સભ્ય ( Member ) હતા. તેમણે શ્રીહરિ દામોદર પંડિતને પણ તેમાં સભ્ય બનાવ્યા હતા. તે વખતે Madam Blavatsky મેડમ બ્લેવેટ્સ્કી તેનાં પ્રમુખ હતાં. સોસાયટીના અંત-રંગ મંડળમાં ( Inner Circle ) ભળેલા હોય તેમને યોગની કેટલીક ક્રિયાઓ વગેરે આ 'રશિયન' બાઈ શિખવતાં. પંડિતજી પણ અંતરંગ મંડળના સભ્ય થઈ ગયા હતા. તેમને બાઈએ સૂર્યની ધારણાનો ક્રમ બતાવ્યો હતો. દક્ષિણી આગ્રહી સ્વભાવવાળા પંડિતજીએ તે ધારણાનો બહુ શ્રદ્ધાથી નૈરંતર્યપૂર્વક અભ્યાસ કર્યો તેથી જ્યાં જ્યાં તેમની દૃષ્ટિ સ્થપાય ત્યાં ત્યાં સૂર્યનાં દર્શન તેમને થવા લાગ્યાં. પ્રખર પ્રતાપી તેજોમય કિરણમાળા તેમની અંતર્દૃષ્ટિએ પણ પ્રત્યક્ષ જણાવા લાગી, અને કિરણા-વલિ તેમના રોમરોમમાં એકલો પ્રકાશ નહિ પણ તેની સહચરી ઉષ્ણતા પણ પ્રસારવા લાગી ! એટલે રોમરોમ તેમને અંગે દાહ ઉઠવા લાગ્યો ! અગ્નિની જ્વાળાથી બળુ બળુ થવા લાગ્યા. તેમણે મેડમ બ્લૅવેટ્સ્કીને પત્રદ્વારા આ હકીકત જણાવી. તેનું નિવારણ કરવાનો ઉપાય બતાવવા

વિનંતિ કરી. ઉત્તરમાં તો એટલું જ આવ્યું: 'હું થોડા સમયમાં ત્યાં આવીશ ત્યારે પ્રત્યક્ષ જોઈને જે સૂચવવાજેવું હશે તે સૂચવીશ.'

તેમણે શ્રીયુત ગાડગીલ સાહેબને આ વાત જણાવી. તેમણે પણ કહ્યું 'હવે થોડી રાહ જુઓ!' પરન્તુ અગ્નિથી તનમનને દગ્ધ થતું અનુભવતા પંડિતજીની વ્હારે કોઇ જઈ શકે એમ નહોતું. તેમણે લગભગ એકાદ વર્ષ એ દાહપ્રકોપ અનુભવતાં વીતાવ્યું. એટલામાં 'મેડેમ' આવી પહોંચ્યાં. પ્રત્યક્ષ મળ્યા! ગાડગીલ સાહેબની સાથે જઈને મળ્યા! તેમણે તો એટલું જ કહ્યું:

"મેં તો એમની માગણીથી જ સૂર્યની ધારણા બતાવી હતી. હવે એમાં બીજું હું કંઈ કરી શકું તેમ નથી! તમારો પત્ર એ સંબંધમાં હતો તે વાંચ્યાપછી મેં અનેક પુસ્તકોમાં તેનો ઉપાય શોધ્યો પરંતુ મને તેવો કોઈ ઉપાય હજી સુધી મળી શક્યો નથી! હું નિરુપાય છું! વધારે સારૂં તો એ છે કે તમારા કોઈ સાધુ, સંતને શોધી કાઢો અને તેમની પાસે કોઈ ઉપાય મળે તો યત્ન કરો. તે લોકો આનો ઉપાય જાણતા તો હશે જ! અને તમને બતાવી શકશે!" અપૂર્ણ યોગજ્ઞાનનું આથી બીજું કયું શોચનીય સ્વરૂપ હોઇ શકે?

આ ઉત્તરથી તો શ્રીમાન્ જજ સાહેબ અને શ્રીપંડિતજી ઠંડા થઈ ગયા! માત્ર પંડિતજીના તનમનમાં ઠંડક ન થઈ!

શ્રીમન્નૃસિંહાચાર્યજીની મહાન્ યોગીશ્વરસ્વરૂપે વડોદરામાં ખ્યાતિ તો થઈ જ ગઇ હતી. શ્રીમાન્ ગાડગીલ સાહેબ પણ પ્રસંગેપાત્ત તેઓશ્રીનાં દર્શને આવતા. એ બધું શી રીતે બન્યું છે તે આગળ ઉપર સ્પષ્ટ થશે. શ્રી ગાડગીલ સાહેબને મનમાં થયું કે શ્રીમન્નૃસિંહાચાર્યજી યોગની ઘણી ઘણી વાતો જાણે છે. અનેક પ્રસંગે તે સંબંધમાં બહુ રસભરી ચર્ચાઓ સાંભળી છે. જરૂર તેમની પાસેથી આ દુઃખનો ઉપાય મળી આવશે! અને એ નિશ્ચય કરી હરિ દામોદર પંડિતને સાથે લઈને તેઓશ્રીપાસે આવ્યા. તેમનું દુઃખ નિવેદન કર્યું! દુઃખી આશ્રિત જનો-ઉપર અપાર કરુણામૃત વર્ષાવનાર પોતે તેના ઉપર અનુગ્રહ દષ્ટિ કરી. ચંદ્રની કે કદાચ શુક્રની ધારણા કરવાનો માર્ગ દર્શાવ્યો! પંડિતજીના દુઃખનો અવધિ આવ્યો! થોડા જ સમયમાં અંતર્બહિર્ શીતલતા પ્રસરી ગઈ. વૃત્તિ પ્રસન્ન થઈ ગઈ, અને મૃત્યુમાંથી અમૃતત્વમાં સ્થાપનાર

પરમાત્માથી અભિન્ન સદ્ગુરુવર શ્રીમન્નૃસિંહાચાર્યજીથી સમર્થ ગુરુ કોણ હોઈ શકે કહી, ચરણકમલમાં સાષ્ટાંગ પ્રણિપાત કરી દીક્ષા ગ્રહી, શિષ્યત્વ સ્વીકાર્યું! આખા કુટુંબે શિષ્યત્વ સ્વીકાર્યું અને ડૉકટર પંડિતની અવિચળ શ્રદ્ધા આમરણાંત ટકેલી લેખકે અવલોકી છે.

આ પ્રકારે તેઓશ્રીના જ્ઞાનનો અપૂર્વ મહિમા છે. તેમાં ચુંગી બાવાના સામાન્ય યોગવિષયક પ્રશ્નનો તો તત્કાલ એવો ખુલાસો કર્યો કે તેમને અજ્ઞાત ઘણી બાબતો પણ સાથે સાથે તેમને જાણવા મળી.

ઉપર જણાવ્યાપ્રમાણે તેઓશ્રીના પ્રશ્નોના ઉત્તર આપી શકાયા નહિ અને યોગવિષયક અપૂર્વ જ્ઞાન તેમનામાં ભરેલું જોયું એટલે ચુંગી બાવાજેવા યોગાભ્યાસીને લાગ્યું કે આ યુવાન્ સામાન્ય કોટિના નથી. એમનાં આંતર ચક્ષુ ઉઘડી ગયાં. શ્રીમન્નૃસિંહાચાર્યજીમાં મહાન્ યોગીશ્વરની મૂર્તિ પ્રત્યક્ષ જણાઈ અને તેથી મંદ મંદ સ્મિત કરતાં ચુંગી બાવા બોલ્યા:

"મહારાજજી! અમારી આરંભની વર્તણુક આપને અસભ્યતાવાળી કદાચ લાગી હશે. પરન્તુ આજકાલ ઘણા વેષધારીઓ અને મિથ્યા આડંબરધારી, ધર્મોપદેશકો થઈ બેસે છે. એટલા બધા જોવામાં આવે છે કે જાણે તેમનો મોટો રાફડો ફાટી નીકળ્યો છે, એટલે અમને થયું કે વળી આપ પણ એમાંના જ છો કે શું? અમારે નિખાલસભાવે કબુલ કરવું જોઈએ કે આપ તેમાંના નથી, પરન્તુ મહાન્ જ્ઞાની પુરુષ છો. આપનું યોગવિષયક જ્ઞાન તો અગાધ છે. માત્ર કેટલાક વિવેકશૂન્ય અથવા વિરોધી મનુષ્યોએ આપના સંબંધમાં અયોગ્ય વાતો કહેલી તેથી જ શરૂઆતમાં આપને અણઘટતાં વચન કહ્યાં છે. આપ જ્ઞાની છો. આપ તે તરફ અલક્ષ કરશો. આપને મિથ્યા શ્રમ થયો છે એ પણ અમારે પક્ષે દોષરૂપ જ કહેવાય!"

બીજાઓ પણ પરસ્પર વાતો કરવા લાગ્યા: "જગતને મોંઢે કાંઈ ઢાંકણુ છે? કોઈ આમ કહે; કોઈ તેમ કહે. પરન્તુ સાક્ષાત્ પરિચયથી જ મનુષ્ય-પરીક્ષા તો થઈ શકે. આ આજે પ્રત્યક્ષ વાત થઇ ત્યારે સમજાયું: લોક-વાયકા ક્યાં અને આ મહાપુરુષ ક્યાં!"

અન્ય કોઈ કોઈ કહે: 'વાહ! આટલી નાની વયમાં કેટલું જ્ઞાન સંપાદન કર્યું છે! કેટલો પરિશ્રમ કર્યો હશે ત્યારે આટલું જ્ઞાન પ્રાપ્ત કર્યું હશે. કંઈ હાંસી ખેલ છે? વાણી પણ કેવી મધુર છે! વળી એમાં બળ પણ છે. ઢીલુંપોચું કામ નથી!"

આમ એકાએક બાજી પલટાઇ ગઈ! સર્વને લાગ્યું કે આચાર્યપદ અથવા પ્રમુખપદને જ આ પુરુષ યોગ્ય છે. આમ વિચાર કરતાં સર્વએ તેમને પ્રમુખપદ આપ્યું અને અનેક શાસ્ત્રીય વિષયોની ચર્ચા ઉપસ્થિત કરી. અસાધારણ વાદશક્તિથી, પ્રખર જ્ઞાનપ્રતાપથી અને મધુર વાણીથી આખી સભા પ્રસન્ન પ્રસન્ન થઇ ગઇ! સર્વના મુખમાંથી એક જ ઉદ્‌ગાર નીકળી પડ્યો : "ધન્ય! ધન્ય! આટલી નાની વયમાં કેટલું જ્ઞાન ભરયું છે! વાહ! આજે તો કદી નહિ જાણેલું એવું ઘણું જાણવા મળ્યું! આપણો પણ બેડો પાર છે!"

ચુંગીબાવા કેવળ પામર કે વિષયી નહોતા. મુમુક્ષુકોટિના હતા. સાચા યોગાભ્યાસી હતા: અને આવું અદ્‌ભુત જ્ઞાન તેઓશ્રીપાસે ભરેલું છે એ જોઇ તેઓશ્રીપ્રતિ વિનીત ભાવે એક જ પ્રાર્થના કરી: "પુનઃ પુનઃ દર્શનલાભ અવશ્ય આપશો!"

આ પછી ચુંગીબાવા અંતરથી શ્રીનૃસિંહાચાર્યજીના શિષ્ય રહ્યા! વડોદરે પણ આવતા થયા. શ્રીમાન્ ગાડગીલ સાહેબને શ્રીનૃસિંહાચાર્યજીના સંબંધમાં પ્રેરણા પણ એમણે જ કરી. ઉપરાંત જે જે યોગજિજ્ઞાસુઓ તેમને મળતા તેમને એક જ વાત કહેતા: 'શ્રીનૃસિંહાચાર્યજીના શિષ્ય થાઓ. સાચી યોગસિદ્ધિ તેમના ચરણમાં છે.' એ બધા પ્રસંગો વિશેષ અન્ય પ્રકરણમાં વિચારાશે. હાલ તો સુરતપ્રકરણની ઇતિશ્રી.

# પ્રકરણ ૧૧

## નિજામપુરા-નિવાસ

**પેશલાચારમધુરં સર્વે વાંછંતિ તં જનાઃ ।**
**વેણું મધુરનિઃસ્વાનં વને વનમૃગા ઇવ ॥**

નિજામપુરા વડોદરા 'કૅમ્પ'થી આશરે એકાદ માઈલિના અંતરે જૂનું નાનું પરું કે ગામડું છે. નિસર્ગદેવીનાં બાળકજેવા કૃષીવલોની મુખ્ય વસ્તી છે. આશરે ૭૫ કે ૧૦૦ ઘર. અદ્યાપિ તે સ્થાનમાં વિશેષ મહત્ત્વનો ફેરફાર નથી. કૅમ્પ અને ગામની વચ્ચે પૃથ્વીનો વિશાલ પટ, ઉપર નીલ નભમંડળ, વિસ્તીર્ણ પ્રદેશઉપર છવાયલાં હરીયાળાં ખેતરો, મધ્યે મધ્યે વનવૃક્ષો; આ તેની સમૃદ્ધિ છે. ઇ. સ. ૧૮૭૫નો સમય. વડોદરામાં **શ્રીમલ્હારરાવ** ગાયકવાડ તે સમયમાં રાજ્ય કરતા હતા. આ સમયમાં **શ્રીમન્નૃસિંહાચાર્ય**જીને ત્યાં આવવાનું થયું. પાછળથી ત્યાં દીર્ઘકાળ નિવાસ કરવાનો યોગ આવ્યો અને ભાવી જીવનના ભવ્ય મહાલયનો મજબૂત પાયો નંખાયો.

સુરતપ્રકરણની સમાપ્તિ કેમ થઈ, આ સ્થાનમાં આવવાનું કેવી રીતે બન્યું, એ વિષે ઉપરઉપરથી દૃષ્ટિ કરનારને તો સાહજિક જ લાગે તેવું છે, પરંતુ તેમના ભાવી જીવનની વિસ્તીર્ણ અને ગંભીર પ્રવૃત્તિઓ, સમગ્ર ગુજરાતની જનતાની મનોરમ વાડીનાં સુંદર પુષ્પોસરખાં યુવાનો ને યુવતિઓનું તેમના પ્રતિ આકર્ષણ, વડોદરાનરેશ, લીંબડીનરેશ, જામનગર, પોરબંદર, વગેરેના રાજાઓની તેમના પ્રતિ પૂજ્યત્વવાળી ભાવનાનું પ્રકટીકરણ, અને સમસ્ત ગુજરાતની જનતાને ઉન્નત સાહિત્યરસનું પાન કરાવનાર ચેતનપૂર્ણ સાહિત્યસર્જન, ગુજરાતની જનતાની શારીરિક, માનસિક અને આધ્યાત્મિક ઉન્નતિ સાધનાર ઉત્તમોત્તમ સંસ્કારબીજકો સ્થળે સ્થળે વિસ્તરનાર અપૂર્વ મનોબળયુક્ત પુરુષવરોનું અદ્ભુત જ્ઞાનવારિથી સિંચન, સમગ્ર ગુજરાતમાં જ નહિ પરંતુ અખિલ ભારતવર્ષમાં અને ગુજરાતી ભાષા જાણનાર નિવસતા એવા બહારના પ્રદેશમાં જળહળતા કીર્તિધ્વજને ફરકાવનાર શ્રેયસ્સાધક વર્ગનું સ્થાપન, આ બધું વિશાળ અને અત્યંત મહત્ત્વભર્યું કાર્ય જે કેન્દ્રમાંથી સધાયું, તે કેન્દ્રસ્થાનપ્રતિ તેઓશ્રીનું આગમન વિલક્ષણ સંકેતજન્ય છે એ આંતર દૃષ્ટિવાળા વિચક્ષણ પુરુષોને તો પ્રત્યક્ષ છે. સૃષ્ટિના આદિકાલે પરમાત્માનો **एकोऽहं बहुस्याम् એક**

જ સંકલ્પ પ્રવર્તે છે. બ્રહ્માંડોની અદ્‌ભુત રચના સમય વીતતાં પ્રત્યક્ષ થાય છે. બ્રહ્માંડાંતર્ગત અનેક સૂક્ષ્મ સત્ત્વો, તે રચનાના સ્વરૂપનિર્ણય કરવામાં પ્રવૃત્ત થાય છે, એ સૂક્ષ્મ કારણકાર્યોની પરંપરામાં દૃષ્ટિપાત કરવા સમર્થ પુરુષો જોઈ શકે છે. આ સઘળો મૂળ એક જ સંકલ્પનો પરિણામ છે. તે જ પ્રમાણે **શ્રીનૃસિંહાચાર્યજીએ** સુરત છોડયું ને વડોદરા કેમ્પ-પાસે નિજામપુરામાં નિવાસ કર્યો, ત્યાંથી વડોદરામાં સ્થાયી કેન્દ્રસ્થાનમાં આવી વસ્યા, આ બધી ઘટના સરળપણે, સ્વાભાવિક રીતે બની છે એ તેઓશ્રીના મૂળ સંકેતનો જ પરિણામ છે. અન્યને વિલક્ષણતાનો આભાસ પણ ન થાય તે રીતે આ સર્વ પ્રસંગો ગોઠવાયા. જુઓ: સુરત કેવી રીતે છોડવાનો યોગ આવ્યો, નિજામપુરા પણ કેમ છુટયું, અને અંતે વડોદરાના એ નાનકડા આશ્રમમાંથી મોટી મોટી પ્રવૃત્તિઓનો કેમ આરંભ થયો! શ્રીમન્ માસ્તર સાહેબે નિજામપુરા-નિવાસના સંબંધમાં લીલામૃતના ષષ્ઠ-બિંદુનો જે થોડો ઉપક્રમ કર્યો છે, તે જ અત્ર અવતરણરૂપે આપવામાં આવે છે, તેથી સુરત છોડવાનું નિમિત્ત કારણ વગેરે સ્પષ્ટ થશે.

"**શ્રીનૃસિંહાચાર્યજીના** વયના બાવીશમા વર્ષના આરંભમાં સુરતની જે એન્જીનીયર ઓફીસમાં તેઓશ્રી નોકરી કરતા હતા, તે ઓફીસમાંથી એક હિસાબના કામના કુશળ કારકુનની વડોદરાની કેમ્પની એન્જીનીયર ઓફીસતરફથી માગણી થઈ. વડોદરામાં તે સમયે મલ્હારરાવ ગાયકવાડ રાજ્ય કરતા હતા. જેમ વડોદરામાં તે સમયે વિવિધ ખાતાંઓમાં બહુ અવ્યવસ્થા ચાલતી હતી તેમ કાંપની એન્જીનીયર ઓફીસમાં પણ અવ્યવસ્થા થઈ ગઈ હતી. હિસાબ પુષ્કળ ચઢી ગયો હતો, અને અલ્પકાળમાં તે કરી શકે એવો કોઈ કુશળ મનુષ્ય તે ઓફીસમાં નહોતો. **શ્રીનૃસિંહાચાર્યજીએ** ઉપરીઓને સર્વ પ્રકારે સંતોષ આપેલો હોવાથી વડોદરેથી માગણી થતાં આ અવ્યવસ્થા ટાળવાની તેમની યોગ્યતા જોઈ તેમને મોકલવામાં આવ્યા. પિતામાતાની સંમતિપૂર્વક તેઓશ્રી વડોદરે પધાર્યા, અને અલ્પ સમયમાં હિસાબી કામની યોગ્ય વ્યવસ્થા કરી ઉપરી સાહેબને પૂર્ણ સંતોષ આપી પાછા સુરત પધાર્યા. વડોદરા કાંપના એક્ઝીક્યુટીવ એન્જીનીઅર ઓફીસર સાહેબને **શ્રીનૃસિંહાચાર્યજીની** કાર્યદક્ષતા, વિનય આદિ ગુણોથી એટલો બધો સંતોષ થયો હતો કે **શ્રી નૃસિંહાચાર્યજીના** સુરત પાછા આવ્યા પછી એ સાહેબે ઉપરી અધિકારીને લખાણ કરી કેમ્પની એન્જી-નીયર ઓફીસ ખાતે એમની સ્થાયી નિમણોકમાટે પુનઃ માગણી કરી. એ

માગણીનો સ્વીકાર થવાથી શ્રીનૃસિંહાચાર્યજી પાછા બે ત્રણ માસ પછી વડોદરે પધાર્યા, અને કાંપની નજીક આવેલા નિઝામપુરા નામના નાના ગામમાં એક ઘર ભાડે રાખી ત્યાં નિવાસ કર્યો. તેમનાં પત્નીનું વય નાનું હોવાથી તેઓશ્રી એકલા જ રહેતા. તેમની નોકરી બહુ ઓછા ઉપાધિવાળી હતી. આખા દિવસમાં માત્ર સાંજે 'મસ્ટર રોલ' પૂરવો એ જ તેમને કરવાનું હતું, અને તેમાં માત્ર દશ પંદર મિનિટ જતી. માસની આખર તારીખે 'પે એબ્સ્ટ્રૅક્ટ' (પગારપત્રક) કરવાં, વિવિધ બીલો ગણવાં, તથા બીજું કેટલુંક પરચુરણ કામ કરવું. આ કામમાત્ર કરવામાં તેમને અત્યન્ત નિવૃત્તિ રહેતી. નિવૃત્તિપ્રિય એમની વૃત્તિને આ સ્થિતિ બહુ જ અનુકૂળ આવી. પ્રથમ તો ઓફીસમાં નિયમિત જતા, પરંતુ પછી તો સાહેબનો એમના ઉપર અત્યન્ત પ્રેમ થવાથી માત્ર સાંજે જ એકાદ કલાક ઓફીસમાં જઈ આવતા. દિવસનો બધો સમય હવે તેઓશ્રી પોતાના તત્ત્વ-વિચારમાં જ મગ્ન રહેવા લાગ્યા. બોક્લેર સાહેબ બહુ ભલો તથા કામની ઓછી આવડતવાળો હતો. અમુક પ્રમાણનું મકાન બંધાવવામાં કેટલી ઈંટો જોઈશે, કેટલો ચુનો જોઈશે, વગેરે ગણના પણ તે બરોબર કરી શકતો નહોતો; એમ છતાં પોતાનું અજ્ઞાન ન જણાય એવી તે હમેશાં કાળજી રાખતો. કોઈ નવા મકાનનું એસ્ટીમેટ કરતાં તે મુઝાતો ત્યારે સર્વદા શ્રી નૃસિંહાચાર્યજીને બોલાવતો અને કહેતો "વેલ મી. નરસિંહરામ! એ કામમેં કિતની ઈંટાં ઔર 'ટાઈલ્સ' ચૈયે! ગિનકે દેખો; અબી હમકું યાદ નહિ આતા." શ્રી નૃસિંહાચાર્યજી આવા તેના નિત્યના પ્રશ્નોનાં વિનય-પૂર્વક યથાર્થ ઉત્તર આપતા, તેથી સાહેબની તેમના ઉપર બહુ જ પ્રીતિ થઈ હતી."

આ ઉલ્લેખઉપરથી સુરત છોડવાનું સ્પષ્ટ કારણ સમજાય છે. ઇ. સ. ૧૮૭૫ માં પોતે પ્રથમ નિઝામપુરા પધાર્યા. ત્યાંપર્યંત શ્રી મલ્હાર-રાવ ગાદીઉપર હશે એમ અનુમાન થાય છે. સુરત પાછા જઇ પુનઃ તે પધાર્યા ત્યાં સુધીમાં એમને પદભ્રષ્ટ કરવામાં આવ્યા હશે એમ પણ નિર્ણય થઇ શકે છે. શ્રી ત્રિકમલાલભાઈ સઉથી પ્રથમ અને અગ્રણી શ્રેયસ્સાધક હતા. તેમનો સંબંધ તો એક અપૂર્વ ઘટના છે. સર્વસ્વ ત્યાગ કરી, શ્રી મન્નૃસિંહાચાર્યજીના કુટુંબમાં જ રહી અખંડ સેવા આમરણાંત કરી તેમણે અમરપદ પ્રાપ્ત કર્યું છે. એ મહાન્ ત્યાગવૃત્તિનું બલ અવશ્ય કોઈ અદ્ભુત અનુગ્રહપ્રભાવથી જ જાગ્રત્ થયેલું એ તો નિર્વિવાદ છે. શ્રીકૃષ્ણ પરમા-

ત્માએ અર્જુનને દિવ્ય દૃષ્ટિ આપી પોતાનું મહાન્ ચારિત્ર્ય દર્શાવ્યું અને અનેક પ્રકારે અનુગ્રહવર્ષણ કર્યું ત્યાર પછી જ તેનામાં સંપૂર્ણ પ્રપત્તિ અથવા શરણાગતિની વૃત્તિ જાગી અને **करिष्ये वचनं तव ।** દૃઢ નિશ્ચયપૂર્વક કહેવા તે સમર્થ થયો છે. તે જ પ્રમાણે શ્રી ત્રિકમલાલભાઈના મહાન્ પ્રેમલ અંતઃકરણઉપર કોઈ પ્રબલ અનુગ્રહવર્ષણ થવાથી જ તેમણે અસાધારણ ભક્તિરસપૂર્ણ ત્યાગવૃત્તિ દર્શાવી છે. આ જ પ્રકરણમાં એમનો સંબંધ થવાનો પ્રસંગ વિચારવાનો છે ત્યાં વિશેષ વિચાર થશે. સદ્ગુરુ પરમાત્મા શ્રીમન્નૃસિંહાચાર્યજીનું કેવા સંયોગોમાં નિઝામપુરે પધારવાનું બન્યું હતું તે સંબંધમાં જિજ્ઞાસુ શ્રેયસ્સાધકોને તેમણે જે સ્પષ્ટીકરણ કરેલું છે તે જ વસ્તુ હાલ તો વિવક્ષિત છે.

તેમણે જણાવેલું કે કૈ. મલ્હારરાવ ગાયકવાડને વોરન્ટથી પકડી તેમના ઉપર કેસ ચલાવવાનો હતો, તે વખતે વડોદરા કાંપમાં બંદોબસ્તસારૂ એકદમ લશ્કર ભેગું કરવામાં આવ્યું હતું. તેની સઘળી વ્યવસ્થા એન્જીનીયર કચેરી કરવાની હતી. આ કામ એકાએક થયેલું તેથી ખર્ચ પણ પુષ્કળ થઈ ગયો હતો. કેસ ચાલી ગયો, અને બધું કાર્ય પતી ગયું, તે પછી વાતાવરણ જ્યારે શાંત થયું ત્યારે લશ્કરને વિદાય કરવામાં આવ્યું, પરન્તુ આ બધી દોડધામવખતે જે ખર્ચવગેરે થયેલો તેનો વ્યવસ્થિત હિસાબ તૈયાર કરવાની અગત્ય હતી. વડોદરા કાંપની કચેરીમાં એવો કોઈ બાહોશ કારકુન નહોતો. સુરતના એન્જીનીયરસાથે કાંપના એન્જીનીયરને મિત્રતા હતી તેથી ત્યાં કોઈ કુશળ, હિસાબી કામનો નિષ્ણાત મનુષ્ય હોય તો મોકલવા જણાવ્યું. તેઉપરથી સુરતમાં પોતેશ્રી ( શ્રીમન્નૃસિંહાચાર્યજી ) તે જ ખાતામાં કામ કરતા હતા, અને પોતાનામાં તેમના ઉપરીનો સંપૂર્ણ વિશ્વાસ હોવાથી અને તેમની કાર્યકુશળતા જાણતા હોવાથી તેમને આ જગાએ મોકલવામાં આવ્યા. ત્યારથી પોતે આવીને નિઝામપુરામાં નિવાસ કર્યો હતો.

શ્રીમન્ માસ્તર સાહેબના ઉલ્લેખસાથે આ હકીકત ઘણે અંશે મળતી છે. માત્ર તેમના ઉલ્લેખપ્રમાણે પોતે પ્રથમ આવી સુરત પાછા પધાર્યા હતા, અને પુનઃ માગણી થતાં કાયમમાટે નિઝામપુરે આવી વસ્યા હતા. એથી એમ અનુમાન થઈ શકે છે કે પ્રથમ પોતે આવેલા ત્યારે શ્રી મલ્હારરાવ ગાદીઉપર હોવા જોઈએ. પાછળથી તેમને પકડીને લઇ જવામાં આવ્યા છે અને શ્રીમંત સયાજીરાવ મહારાજનો ઈ. સ. ૧૮૭૫ ના મે

માસની તા. ૨૭મીએ રાજ્યાભિષેક થયો છે એ ઇતિહાસ પ્રસિદ્ધ છે.* એ પછી શાંતિનો સમય છે અને તે સમયમાં પોતે પુનઃ પધાર્યા હશે એમ અનુમાન થઈ શકે છે.

નિજામપુરા—નિવાસનો આરંભ આ રીતે થયો છે. સુરતમાં જ નિવાસ હતો ત્યાંપર્યંત પોતે પોતાની અલૌકિક અમાનુષી શક્તિને પ્રચ્છન્ન જ રાખી રહ્યા હતા. પરંતુ તેઓશ્રીની સામાન્ય મનુષ્યસદૃશ પ્રવૃત્તિનીચે એમનો અદ્‌ભુત જ્ઞાનરવિ ઢંકાયેલો રાખવાનો પ્રયત્ન છતાં 'સૂર છુપે નહિ બાદલ છાયા' એ કવિ ગંગની પ્રતિભાપૂર્ણ પંક્તિને અનુસરી તેમનો પ્રભાવ એ ઘનછાયાને ભેદીને પણ પ્રકટ થયા વિના રહી શકયો નથી એ આપણે જોયું છે.

નિજામપુરા—નિવાસના સમયથી તો પોતે પોતાની જ્ઞાનારૂઢ સ્થિતિને ક્રમે ક્રમે આવિષ્કાર પામવાનો વેગ આપ્યો છે અને એમનું અલૌકિક જ્ઞાનૈશ્વર્ય ઝળકી ઉઠ્યું છે એ હવે આપણે જોઈ શકીશું.

## અંગ્રેજ અમલદારોઉપર પ્રભાવ

શ્રીમન્માસ્તર સાહેબના ઉલ્લેખમાં જ વાંચ્યું કે બોફ્લેર સાહેબની તેઓશ્રીઉપર ઘણી પ્રીતિ હતી. એમના વર્ચસ્‌નો પ્રતાપ આશ્ચર્યકારક

* આ ઐતિહાસિક વસ્તુવિષે શ્રીસયાજી હીરકમહોત્સવનિવેદન ભાગ ૧ના પૃ. ૧૦ ઉપર આ પ્રમાણે હકીકત છે:—

ખંડેરાવ મહારાજને પુત્ર ન હોવાથી તેમના નાના ભાઇ મલ્હારરાવ ગાદીએ આવ્યા. પણ તે રાજ્ય કરવાને લાયક ન હતા. એ વાત તરત જ દેખાવા લાગી. મહારાજા ખંડેરાવનાં માણસોઉપર વેર લેવાનો તેમણે નિશ્ચય કર્યો. પ્રજાઉપર નાણાંસંબંધી અને બીજી જાતના જુલ્મો કરવા માંડયા. તેમની જ વિરુદ્ધ થયેલી ફરિયાદોની તપાસ થવા સારૂ હિંદી સરકારે ૧૮૭૩ માં એક કમિશન નીમ્યું. તે કમિશનની સલાહપ્રમાણે રાજ્યમાં સુધારા કરવા સારૂ હિંદી સરકારે તેમને સલાહ આપી. અને તે પ્રમાણે દાદાભાઈ નૌરોજી, વિગેરે પ્રતિષ્ઠિત પુરુષોને રાજ્યમાં નીમી તેમણે સારી શરૂઆત કરી, પણ રેસીડેન્ટ કર્નલ ફેરને ઝેર આપવાનો તેમણે પ્રયત્ન કર્યો છે એવા આક્ષેપની તપાસ કરવા ૧૮૭૪માં હિંદી સરકારે બીજું કમિશન નીમ્યું. કમિશનના ત્રણ ગોરા સભ્યોએ તેમને ગુન્હેગાર ઠરાવ્યા ને ત્રણ દેશી સભ્યોએ નિર્દોષ ઠરાવ્યા; એટલે ગુન્હાના કારણથી નહિ, પણ રાજ્યમાં એકંદર ગેરવહીવટ ચલાવવાના કારણે અંગ્રેજ સરકારે ૧૮૭૫માં જાહેરનામું બહાર પાડી તેમને પદભ્રષ્ટ કર્યા."

હતો. તેઓશ્રી નોકરીમાં પણ પાછી પોતાની શાળાની પ્રવૃત્તિપ્રમાણે 'નિયમિત અનિયમિતતા' સેવવા લાગ્યા. સમયસર અને સર્વકાલ નોકરી-ઉપર હાજર રહેતા જ નહિ. આ પ્રમાણે અનિયમિત છતાં જ્યારે હિસાબી કામ કરતા ત્યારે તેમના કામના કાગળોવગેરે ઉપરી જ્યારે જ્યારે માગતા ત્યારે કાગળો તૈયાર જ રહેતા. શ્રીમન્ માસ્તર સાહેબ જણાવતા કે ઘણી વખત તો તેમને સ્વતંત્ર સોંપેલી કાગળ રાખવાની પેટીમાં હાથ નાંખી તરત જ જોઈતો કાગળ કાઢી આપતા તેથી સાહેબને પણ આશ્ચર્ય થયા વિના રહેતું નહિ. એમની પેટીમાં કાગળો જોયા હોય તો અસ્તવ્યસ્ત હગલો જ. પરંતુ તેમને કદી કાગળ શોધવાની મુશ્કેલી જણાતી નહિ. એમ પણ જાણવા મળ્યું છે કે કોઈ રજાના પ્રસંગે પોતે સુરત પધારતા, ત્યાંથી પણ નિયમિત સમયે પાછા ન આવતા. સુરતથી તે વખતે માત્ર બે જ ટ્રેન વડોદરે આવતી. એટલે એકાદ ટ્રેન ચુકયાનો તાર કરી કે એકાદ પત્ર લખી બે ત્રણ દિવસ ગેરહાજર પણ રહી જતા. આવી વખતે તેમના કામના કાગળો જો અન્ય કારકુનને શોધવા વખત આવતો તો તે બે કલાક માથાકુટ કરે તો પણ ભાગ્યે એ કાગળ મેળવી શકતો. જો તે બાબત સાહેબને ફરિયાદ કરે તો સાહેબ ઉલટા ગુસ્સે થઈ કહે :

'નરસીરામ કૈસે જલદી જલદી નિકાલ દેતા હૈ ! તુમ નાલાયક હો.' એટલે ઘણેભાગે તો તેવી ફર્યાદ થઈ શકતી નહિ. આ રીતે ઉપરી તેમને કદી ઠપકો આપતા નહિ. માત્ર કોઈ વખત એટલું જ જણાવતા : 'વેલ, નરસીરામ ! તુમ જિતના હુશાર હો ઈતના બેપરવા ભી હો' વળી જ્યારે કહે કે આ પ્રમાણે કરો છો તે હું તો નિભાવું છું; તમારી હુશિયારીને લીધે તમારે માટે મને માન છે, પરંતુ બીજો ખરાબ સ્વભાવનો ઉપરી આવશે તો નહિ નિભાવે ! ત્યારે પોતે મૃદુ સ્મિત કરતાં ગજવા-માંથી રાજીનામું કાઢી બતાવતા અને કહેતા : 'તે માટે તો આ રાજીનામું ગજવામાં જ રાખું છું.' ઉપરી પણ સ્મિત કરતા ચાલ્યા જતા.

પોતે કદી બુટ પહેરતા જ નહિ. ઉપર ઘુંટણસુધી પહેરણનો સફેદ ઝબ્બો. માથે ફેંટો, પગમાં પાદુકા, એક હાથમાં લાકડી, બીજા હાથમાં રૂમાલ. મૂશળધાર વર્ષતું ચોમાસું, ત્વચાને પરિદગ્ધ કરતો ઉન્હાળો કે શિયાળો: કદી છત્રી રાખતા જ નહિ. પ્રસન્ન વદને પ્રખર તાપમાં કે મૂશળધાર વૃષ્ટિમાં ચાલ્યા જતા ! પાદુકા પહેરી ચાલતાં ખટખટ અવાજ થયા વિના રહેતો જ નથી એ તો જાણીતી વાત છે. અંગ્રેજ અમલદારો બુટના

ચમચમ અવાજથી કે ખડખડાટથી પણ ઘણા ઉશ્કેરાય છે, એ પણ ઘણાના અનુભવની વાત છે. એક વખતે તેઓશ્રીના ઉપરી સાહેબે જ પોતાના પારસી હેડ કલાર્કને બુટનો અવાજ કરવામાટે દંડ કરેલો! તે જ સાહેબ એમના પાદુકાના ખડખડ અવાજમાટે કદી તેમને કશું કહેતા નહિ. એ ઉપરાંત તેમને લશ્કરી અમલદારોસાથે પણ કામ પડતું અને ક્વચિત્ લશ્કરની 'બરાકો' (Barracks)માં જવાનો પ્રસંગ આવતો. ત્યાં જમીન પાટીયાંવાળી! ખટખટ કરતી પાદુકાના અવાજનું પૂછવું જ શું? ત્યાં પણ એ પાદુકા જ વિજયવતી થતી! કદી કોઈ તેમને એ સંબંધમાં કશું જ કહી શકતું નહિ! એ એમના વ્યક્તિત્વનો, એમના વર્ચસ્નો જ પ્રભાવ હતો! એમના પ્રતાપી ઓજસ્થી સર્વ કોઈ દબાતા. એ તો રૂ. ૩૦–૩૫ના કારકુન જ હતા. પરંતુ ગોરા અમલદારો, લશ્કરી માણસો વગેરેને કોઈ કોઈ બિલના કામમાટે તેમની પાસે આવવું જ પડતું અને તે વખતે તેમની પાસે ટોપી ઉતારીને માનપૂર્વક જ વાત કરતા! અંતઃસત્ત્વશાલી, અધ્યાત્મ તેજઃપ્રભાથી યુક્ત શ્રીઆદિવિહીન છતાં તેવા મનુષ્યોઆગળ સત્તા કે વૈભવ નમ્યાવિના રહી શકતાં જ નથી. અધ્યાત્મતેજની મૂર્તિ છતાં વૈભવવિહીન શ્મશાનવાસી શિવને વરવા ઇચ્છતાં પાર્વતીપાસે કુમારે શિવની નિંદા કરતાં પાર્વતીએ એ પરમયોગૈશ્વર્યથી વિભૂષિત તેજ-મૂર્તિની મહત્તાનું અતિ સુંદર સ્વરૂપ દર્શાવ્યું છે. કુમારસંભવનો પ્રાસંગિક શ્લોક આ પ્રમાણે છે:

असंपदस्तस्य वृषेण गच्छतः
प्रभिन्नदिग्वारणवाहनो वृषा।
करोति पादावुपगम्य मौलिना
विनिद्र मंदाररजोरुणांगुली॥

એ દરિદ્ર શિવ જ્યારે પોતાના પોઠિયાઉપર આરૂઢ થઈને જાય છે ત્યારે તેમના ચરણમાં મદઝરતા ઐરાવતઉપર આરૂઢ ઇંદ્ર પણ મસ્તક નમાવે છે. અને એ રીતે શંકરના ચરણની આંગળી વિકસિત સ્વર્ગીય પુષ્પોના પરાગથી રક્ત થાય છે!

ક્યાં વૈભવ, સત્તા અને બલની મૂર્તિ ઇંદ્ર: ક્યાં ભસ્માવલિત નાગ-વિભૂષિત દિગંબર શિવ! છતાં ઇંદ્ર તેમના ચરણમાં નમ્રભાવે પ્રણમે છે!

આ તો ઈશકોટિની વાત છે, પરંતુ લૌકિક વ્યવહારમાં પણ લેખકે એ પ્રત્યક્ષ જોયું છે. પૂજ્ય શ્રીહંસદેવજીસંબંધમાં પૂર્વે ઉલ્લેખ કરેલો છે.

૧૯૪૪ના વર્ષમાં અમદાવાદમાં સર ચીનુભાઈ બેરોનેટ બીજાના બે પુત્રોનો ઉપનયનસંસ્કારવિધિ હતો. તે પ્રસંગે શ્રીહંસદેવજી પધાર્યા હતા. બેરોનેટ કુટુંબ રાજ્યના વિશિષ્ટ સંમાનને પાત્ર હોવાથી આમંત્રિત ગૃહસ્થ અને શ્રીમંતવર્ગઉપરાંત અંગ્રેજ અમલદારવર્ગ પણ હતો. તેમાં મુખ્ય તો ઉત્તર વિભાગના કમિશનર સાહેબ હતા. શ્રીમાન્ હંસદેવજીનું મધ્ય કેન્દ્રમાં જ સ્થાન હતું અને ડાબી બાજુ કમિશનર સાહેબ હતા. લેખકને તે કુટુંબસાથે પરિચય અને શ્રીહંસદેવજીસાથેનો દીર્ઘ પરિચય: એટલે તેઓશ્રીની પાછળ જ બેસવાનો યોગ હતો. સામે દૂરના ઉચ્ચાસને શાસ્ત્રવિધિ ચાલ્યા કરતો હતો. સર્વ ઘણો સમય શાંતિથી તે જ જોઈ રહ્યા હતા. પછી અવકાશ મળતાં કમિશનર સાહેબે જ શ્રીહંસદેવજીસાથે વાત કરવાનું શરૂ કર્યું. ત્રણ ચાર મિનિટ એ વાર્તા ચાલી. પાછળથી પૂજ્ય સ્વામીજીને પૂછતાં વાતચિતનું સ્વરૂપ સમજાયું :

" આપ કહાંસે આતે હો ? "

" બિહારસે ! "

" ટ્રેનમેં તકલીફ્ બહોત હુઈ હોગી ! "

" ન...હિ. ઇન લોકોને બહોત અચ્છા બંદોબસ્ત કિયા થા ! "

આ પ્રકારની વાતચિતમાં વિશેષ મહત્ત્વ નથી. પરંતુ પ્રચંડ તેજસ્વી શરીર, અપૂર્વ શાંત ભવ્ય મુખમુદ્રા અને પવિત્ર ઓજસ્પ્રભાવથી જ આકર્ષાઈ કમિશનરજેવા ગૌરવશાળી અમલદારને યત્કિંચિત્ પણ આ મહાપુરુષસાથે વાર્તા કરવા પ્રેરણા થયેલી એમ લેખકનું દૃઢ મંતવ્ય છે. સાધારણ અપરિચિત મનુષ્યોસાથે આવી વ્યકિત પ્રસંગવિના કદી કોઇ સાથે વાત કરવા પ્રેરાય ? એ સંભવિત છે ? અધ્યાત્મવર્ચસ્નો જ એ પ્રભાવ છે !

**શ્રીમન્નૃસિંહાચાર્યજી**નું પ્રતાપી ઓજસ્ સર્વથા વિજયવંતું છે ! તેમનો સર્વાત્મભાવ નાના મોટા સર્વને આકર્ષતો ! તેમની મનોહર મધુર વાણી સર્વમાં પ્રેમજ્યોત પ્રકટાવતી ! આ પ્રકારે નોકરીમાં પણ સર્વતંત્ર સ્વતંત્ર રહી સર્વને સંતોષાનંદ અર્પતા વ્યવહારસિદ્ધિ કરતા. એ વ્યવહારસિદ્ધિના હેતુભૂત નોકરીના અંગે જ

**પ્રથમ અને અગ્રણી શ્રેયસ્સાધક શ્રી ત્રિકમલાલભાઈ**

તેઓશ્રીના પરિચયમાં આવ્યા. શ્રી ત્રિકમલાલ અચરતલાલ કુંથારીઆ

નડીઆદના વતની, સાઠોદરા નાગર જ્ઞાતિના હતા. વડોદરા રેસીડેન્સી કચેરીમાં ઇજનેર ખાતામાં ઓવરસીયર હતા. રૂ. ૧૦૦ સોએક મળતા. તેમના કામકાજના અંગે બિલોવગેરે પાસ કરાવવામાટે **શ્રીમન્નૃસિંહાચાર્યજી**ના સંપર્કમાં આવવાનું થયું. પ્રશાંત ગંભીર મુદ્રા, મધુર વાણી, સૌમ્ય વર્તન, કાર્યમાં ચપળતા અને સ્નેહોર્મિથી છલકાતું હૃદય જોતાં, તેમના પ્રતિ માનભરી લાગણી ઉદ્ભવી. પ્રાસંગિક વાર્તાલાપથી સંમાનભરી લાગણી પૂજ્યભાવમાં પરિણમી. કારણ અનેક વાતોના, ચર્ચાના પ્રસંગો ઉપસ્થિત, સમય વીતતાં થવા લાગ્યા. **શ્રીમન્નૃસિંહાચાર્યજી**ને બેસવાની જગા પણ સ્વતંત્ર હતી. અન્ય કોઈ સાથે બેસતું નહિ. એટલે શ્રી ત્રિકમલાલજીભાઈ અવકાશનો લાભ તેમના સમાગમથી લેવા લાગ્યા અને એક દિવસે ધાર્મિક ચર્ચામાં જ્યારે તેઓશ્રીની વાણીની અસ્ખલિત ધારાથી તેમનું હૃદય ભીંજાયું ત્યારે અત્યંત પ્રેમાવેશમાં આવી તેમના ચરણમાં સાષ્ટાંગ પ્રણિપાત કર્યા! તેમના આંતર ચક્ષુએ જોઈ લીધું કે તે સાક્ષાત્ શિવની અપરમૂર્તિ છે! તેમના હૃદયમાં અસાધારણ શ્રદ્ધા તેમને વિષે પ્રકટી. પોતાની વિશિષ્ટ સત્તા કે વધારે પગારની નોકરીનું અભિમાન ત્યજી દીધું, અને એવો પ્રબળ નિશ્ચય કર્યો કે આમરણાંત મારે તો મારા આ 'બાપલા'ની સેવામાં જ રહેવું છે! અને એ નિશ્ચય એમણે અક્ષરશઃ પાલન કર્યો છે. તેઓશ્રીના કુટુંબમાં જ રહી અપૂર્વ સેવા કરી છે. એ તો એક જ સૂત્રવાક્ય ઉચ્ચારતાઃ "મારા બાપલાની જન્મોજન્મ સેવા મળે જાય તો તેમાં મને જ્ઞાન અને મોક્ષકરતાં પણ અધિક આનંદ છે! કેવી અપૂર્વ અહૈતુકી ભક્તિ! જ્યારથી ત્રિકમલાલભાઈની તેઓશ્રીમાં સદ્ગુરુબુદ્ધિ સ્થપાઈ ત્યારથી નિજામપુરામાં તેઓશ્રીની સાથે જ આવીને રહ્યા. તેમનાં સ્ત્રી શ્રી નર્મદાગૌરી પણ સાથે જ હતાં એટલે ગૃહવ્યવસ્થાનું સઘળું તંત્ર તેમણે જ સ્વીકારી લીધું, અને ઉભય એક કુટુંબવત્ વસવા લાગ્યા. આ પ્રકારે **શ્રીમન્નૃસિંહાચાર્યજી**ના પ્રથમ અને અગ્રણી કૃપાપાત્ર તે હતા. સમસ્ત વર્ગના બીજભૂત એજ વ્યક્તિ. ખેડામાં શ્રી સોમનાથ મહાદેવના સ્થાનમાં જ્યારે શ્રી સાધનસમારંભનો ૨૫ મો ઉત્સવ હતો ત્યારે શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાને શ્રેયસ્સાધકવર્ગને દેહની ઉપમા આપી તેનાં ષટ્ચક્રોના સ્થાને વર્ગના અગ્રણી પુરુષોને સ્થાપી સુંદર કલ્પનાચિત્ર દર્શાવ્યું હતું. તેમાં શ્રી ત્રિકમલાલભાઇને 'મૂલાધાર' અથવા 'આધાર' ચક્રમાં સ્થાપ્યા હતા એ લેખકને સારી રીતે સ્મરણમાં છે. આ આધાર ચક્રસ્થિત પુરુષના સંબંધપછી શ્રી નૃસિંહાચાર્યજીની અધ્યાત્મકિરણમાલા વિસ્તરવા લાગી.

## રાત્રિ-કીર્તન

આ સંબંધપછી પોતે નિત્ય રાત્રિએ કીર્તન કરવાનો આરંભ કર્યો. નિજામપુરાનું બે એકઢાળીઉ મકાન. આગળ પડાળી. મકાનના બે ભાગ. એક ભાગમાં ઘરધણીનો નિવાસ, બીજામાં શ્રીમન્નૃસિંહાચાર્યજી. મકાનના પ્રવેશદ્વારવિના ન મળે બીજી બારી કે બારણું! એટલે પોતે કોઈ વાર વિનોદમાં જણાવતા "બફા સો નફા"; એમ કહી એ પેટી-જેવા ગૃહના એક જ ઓરડામાં આનંદે નિવાસ કરતા. રાત્રિએ પડાળીમાં બેસી કીર્તન કરતા. હાથમાં તંબુરો-એકતારો-એકતાનકરો. એ રાત્રિનો શાંત સમય. એકતારાનો મધુર રણકાર. એના ધ્વનિમાંથી ઉઠતા તરંગો વાતાવરણમાં પ્રસરતાં અનેરી શાંતિ છવાઈ જતી. તેઓશ્રીના મધુર-અતિ મધુર કંઠમાંથી અપૂર્વ ભાવપૂર્ણ ગીતપ્રવાહ વહેતો થતો અને આસ-પાસ નિવસતા નિખાલસ હૃદયવાળા અશિક્ષિત છતાં શ્રદ્ધાભક્તિસંપન્ન મનુષ્યોનાં હૃદય તેમના પ્રતિ આકર્ષાવા લાગતાં. સર્વ એ પડાળીમાં કલાક બે કલાક સ્વર્ગીય આનંદ લુંટવા જમા થવા લાગ્યા. સર્વ અંતઃકરણ ભક્તિ-રસથી ઉભરાવા લાગ્યાં. 'નરસીરામ મહારાજ જબ્બર ભજનાનંદી છે,' એમ વદતા ખેડુતો, લવારીયાં, રબારીનાં ટોળાં અને અન્ય સામાન્ય લોકોનાં ટોળાં વનમૃગસમાં એમના કંઠની વેણુના નાદથી મુગ્ધ બનવા લાગ્યાં. શ્રી કૃષ્ણની બંસીથી ગોપગોપીઓ મુગ્ધ થતાં તેમ કીર્તનરસથી મુગ્ધ જનોની મહારાજપ્રતિ ભક્તિ ઉભરાવા લાગી. દરરોજ રાત્રિએ મોટો સમૂહ જામતો ગયો અને ભજનને અંતે ચિત્તપ્રસાદ પ્રકટાવનાર સ્થૂલ *પ્રસાદનું વિતરણ પણ મહારાજશ્રી કરવા લાગ્યા. નિત્યનો ખર્ચ વધતો ગયો છતાં એ અક્ષય ભંડારરૂપ એમના રૂમાલની ગાંઠમાંથી જોઇતું દ્રવ્ય નીકળ્યા જ કરતું. પોતે પોતાનો પગાર હાથરૂમાલના છેડે જ બાંધી રાખતા અને કોઈ તેનું કારણ પૂછે તો વિનોદપૂર્ણ ભાવે જણાવતા: 'ભાઇ! ગરથ ગાંઠે અને વિદ્યા પાઠે' હોય તે જ કામ લાગે!

આમ કરતાં તો મહારાજની અસાધારણ નિરભિમાનતા, વિશુદ્ધ પ્રેમ અને કેવળ નિઃસ્પૃહ વૃત્તિએ જનતાઉપર પ્રબલ પ્રભુત્વ જમાવ્યું. મહા-

* એમ જાણવામાં આવ્યું છે કે પ્રસાદ નાનીસરખી થાળીમાં જ રહેતો. ઉપર રૂમાલ ઢાંકી પોતાના હાથે જ પ્રસાદ આપતા. મનુષ્યોની સંખ્યા પ્રસાદ-માટે વધતી જ રહેતી. છતાં અક્ષયપાત્રરૂપ થાળીમાંથી પ્રસાદ ખુટતો નહિ. વળી પ્રસાદ પોતાના હાથનો જ લેવાને તો સર્વ આગ્રહ રાખતા.

રાજનાં દર્શન કર્યાવિના રહેવું નહિ. મહારાજની કાંઇ કાંઈ સેવા કરવી, એવો પ્રચાર થવા લાગ્યો.

નિજામપુરા ગામને છેડે તો લવારીયા મારવાડીઓનાં ટોળાં ગાડાં ભરી ભરી આવતા, અને બબ્બે ચાર ચાર મહિના વાસો કરતા. આવા લોકોમાં પણ તેઓશ્રીની પ્રાસાદિકી વાણી અને કીર્તનરસની અસર થઈ. પ્રસંગે મહારાજશ્રી ત્યાં થઇ જતા આવતા હોય તો પોતાની એ ઘર-વાખરીની વચમાં એકાદ કોથળો પાથરી આમંત્રણ આપી બોલાવતા. પ્રસંગે કીર્તન સાંભળવા આગ્રહ દર્શાવતા અને ભૂતમાત્રમાં પોતાના જ આત્માને અવલોકતા તેઓશ્રી તેમના સ્થાનમાં જઈ પ્રસંગે કલાકોના કલાકો, પ્રસંગે દિવસોના દિવસો પણ ત્યાં કીર્તનની ધૂનમાં મસ્ત બની રહેતા. નહોતી નોકરી સંભારતા, નહોતા ખાનપાનનાં સ્મરણ જાગતાં. જ્ઞાનારૂઢ મસ્ત સ્થિતિમાં આનંદથી મ્હાલતા. આ પ્રકારે અનેક સ્થળે ખેતરોમાં, છુટાં છવાયાં સ્થાનોમાં, કીર્તનરસ રેલાવતા.

આ પ્રવૃત્તિનું પ્રબલ આંદોલન ઉત્પન્ન થયું. એની ગતિ આગળ આગળ વધતી ગઈ અને વડોદરા શહેરના સંસ્કારી સમાજનાં કર્ણપુટ-ઉપર એ પ્રબલ આંદોલન અથડાયું. શેહેરની જનતાએ જાણ્યું "નરસિંહ-રામ મહારાજ" અપૂર્વ ભક્તિરસભર્યાં કીર્તનો સંભળાવે છે. જ્ઞાનનાં બોધપ્રદ વ્યાખ્યાન કરે છે. તેજસ્વી શરીર છે. યુવાવસ્થા છતાં પ્રૌઢ અનુભવવાળા છે. અને પછી દૂર દૂર, કૅમ્પથી પણ દૂર, નિજામપુરાના નિવાસસ્થાને થોડો થોડો શિક્ષિત વર્ગ પણ આવતો થયો. કેમ્પમાં કડીયા કામે આવનાર, બીજો કારીગર વર્ગ, ખરાદી મંડળી, નિજામપુરામાં જમીન, ખેતરવાળાઓ, એમ ધીરે ધીરે વડોદરાની પ્રજાનો કેટલોક વર્ગ નિત્ય આવનાર થઇ ગયો, અને કર્ણોપકર્ણ જનતામાં નરસિંહરામ મહારાજની વાતો ચાલવા લાગી. અધ્યાત્મવિદ્યાનાં સંસ્કારબીજ તો ભારતવર્ષની પ્રજામાં પેઢીઉતાર આવેલાં જ હોય છે એટલે તે બીજકને તેઓશ્રીના કીર્તનનાં અદ્દ્ભુત આંદોલને અંકુરિત કર્યાં; અને અનેક મનુષ્યોના હૃદયમાં તેઓશ્રીના દર્શનની, કીર્તનશ્રવણની, તેઓની સાથે જ્ઞાનચર્ચાની જિજ્ઞાસા પ્રકટી. દૂર પ્રદેશમાંથી પણ એ પ્રબલ જિજ્ઞાસા તેમને નિજામપુરાની પરમપાવનકર પર્ણકુટીતરફ ખેંચીને લઇ જવા લાગી. નિજામપુરાનો તે વખતનો તલાટી પણ પછીથી શિષ્ય બની ગયો હતો અને તે શહેરમાં જ રહેતો તેથી તેના

દ્વારા પણ તેઓશ્રીની અપૂર્વ જ્ઞાનસંપત્તિની ખબર લોકોમાં પ્રસરી. આને લીધે શ્રી ઈચ્છાશંકરભાઇ, જે મુખત્યાર વકીલતરીકે વડોદરામાં કામ કરતા, તેમ જ અન્ય વકીલ જેઠાલાલભાઇ વગેરે પણ નિજામપુરે આવવા લાગ્યા. એક શ્રીમંત કાછીયા ગૃહસ્થ પીતાંબરદાસ, કેશવ મીસ્ત્રી વગેરે, તેમ જ ખરાદી મંડળના કરસનદાસ શેઠ વગેરે શ્રીમંત ગૃહસ્થો પણ આકર્ષાયા. કેશવ મીસ્ત્રીનું વડોદરામાં આણંદપુરાને નાકે મોટું ગાડીનું કારખાનું હતું. હાલ તે સ્થાને સરકારી છાપખાનું છે. આ પ્રકારે તેઓશ્રીની પરમહિતકર પ્રવૃત્તિનો લાભ લેવા મનુષ્યોની સંખ્યા વધતી ગઈ અને ક્રમે ક્રમે સામાન્ય અધિકારીઓમાંથી ઉચ્ચ અધિકારીઓ આકર્ષાવા લાગ્યા. અને જેમ જેમ અધિકારીઓની વૃદ્ધિ થતી ગઈ તેમ તેમ, તેમની અધિકારી મનુષ્યોને શ્રેયસ્સિદ્ધિના માર્ગપ્રતિ લઈ જનાર પ્રવૃત્તિ પણ વધતી ગઈ. શ્રોતાઓના અધિકારાનુસાર તેઓશ્રી નવાં નવાં કીર્તનો રચવા લાગ્યા. કીર્તનને અંતે કીર્તનના અર્થો સમજાવવાનું શરૂ કર્યું. તેમાંથી ભકિતજ્ઞાનનાં પ્રવચન આરંભાયાં. અને જેમ ગૃહતંત્રના સંચાલક અપૂર્વ ત્યાગબલવાળા અગ્રણી શિષ્યે આવી તે કાર્ય સંભાળી લીધું, તેવું જ આ પરમશ્રેયસ્કર જ્ઞાનપ્રચારના કાર્યને સંભાળી લેનાર, જનતાના સત્સંસ્કારબલને પોષનાર, શુદ્ધ સંસ્કારબીજકોને અંકુરિત કરી તેને વિકસાવવામાં સહાયક, સર્વ અંતરંગ પ્રવૃત્તિના સંયોજક, કુશળ, પ્રબળ ત્યાગવૃત્તિવાળા અને મહાન્ જિજ્ઞાસુ,

## પટ્ટ શિષ્ય

પદને યોગ્ય વ્યકિતની જરૂર હતી, તે હવે સ્વાભાવિક જ આવી હાજર થાય છે; ત્રણ ત્રણ દિવસ વાદવિવાદ ચલાવે છે, પરિણામે શરણાગતિ સ્વીકારે છે; આજન્મ અખંડ સેવાપરાયણ રહી, શિખરે સ્થિતિ કરી, **સેવાધર્મના અપૂર્વ રહસ્યને સ્વજીવનથી અને આત્મબલિદાનથી સ્પષ્ટ કરે છે !**

આગળ જણાવ્યું તેમ શિક્ષિત સમૂહ વડોદરાનાં દૂરનાં સ્થાનોમાંથી પણ આવતો થયો છે. શ્રીઇચ્છાશંકરભાઈ તથા જેઠાલાલભાઇ વકીલાત કરતા અને શહેરમાં જોગીદાસ વિઠ્ઠલની પોળમાં રહેતા, અને લગભગ નિત્ય સાંજે નિજામપુરે આવી શ્રીમન્નૃસિંહાચાર્યજીનાં કીર્તનપ્રવચન શ્રવણ કરતા. તે વખતે મોટે ભાગે વેદાંતચર્ચા જ ચાલતી. તેઓશ્રીની મસ્તીની અવસ્થા હતી અને યોગવાસિષ્ઠના મહર્ષિ વસિષ્ઠની માફક જગત્ ત્રિકાલ થયું નથી; જગત્, અહંકાર વગેરે કશું અધિષ્ઠાન ચૈતન્યમાં છે જ નહિ;

પોતાના નામરૂપવમરનું જગત્ પરબ્રહ્મરૂપ જ છે. સર્વત્ર વ્યાપક પરબ્રહ્મરૂપ પરમતત્ત્વ એક જ સારરૂપ છે. એ તત્ત્વ કેવળ ચિન્માત્ર છે, અત્યન્ત આનંદરૂપ છે, અને એ આત્મતત્ત્વથી અભિન્ન હોવાથી પોતાના આત્માના નિર્મળ અનુભવવડે જ જાણી શકાય તેવું છે, એ જ વિચાર પ્રધાનપણે પ્રકારાંતરે પોતે ચર્ચતા. એમની સરળ અને અનુભવપૂર્ણ વાણી, અસ્ખલિત ધારામાફક વહેતી અને શ્રોતાઓનાં ચિત્ત એ જ્ઞાનરસથી સિંચાતાં સર્વ અકથ્ય આંતર આનંદ અનુભવતા.

શ્રીમન્ માસ્તર સાહેબના નામનો ઉલ્લેખ થયેલો અત્યારસુધીમાં અનેક પ્રસંગે વાચકે જોયો છે. એમનું આખું નામ છોટાલાલ જીવનલાલ. એ અંગ્રેજી નિશાળમાં ગુજરાતી ભાષાના શિક્ષક હતા. અઢાર વર્ષની વયે મેટ્રીક પાસ થઈ, વડોદરે આવી, ‘ સરદાર સ્કુલ’માં શિક્ષક નિમાયા હતા. જોગીદાસ વિટ્ઠલની પોળમાં જ રહેતા. મૂળ અમદાવાદના વતની, સ્થાનકવાસી જૈન હતા. અભ્યાસ અમદાવાદમાં જ કરેલો અને અભ્યાસકાળે પણ સમાજ-સુધારો, નીતિશિક્ષણ વગેરેમાટે સામાજિક પ્રયત્ન કરવાની અંતરમાં ધગસ હતી. પ્રાર્થના-સમાજની સુધરેલી પ્રવૃત્તિમાં રસ પ્રકટ્યો હતો અને તેના સિદ્ધાંતો કેટલેક અંશે સ્વીકારી લીધા હતા. એટલે ઘણી વખત પોતાની મેડીના આગળના ભાગમાં બારીપાસે બેસી, આકાશસામું જોઈ, પ્રાર્થના કરતા હતા. એક દિવસ પાડોશમાં રહેતા શ્રીઇચ્છાશંકરભાઇ ત્યાંથી નીકળ્યા અને તેમને પ્રાર્થના કરતા જોયા એટલે હસીને તેમને પૂછ્યું:

“ માસ્તર! આકાશસામું જોઈને શું કરો છો? પ્રાર્થના? અરે ઈશ્વર શું આકાશે ચઢીને બેઠો છે કે તમે તેને ત્યાં જોઇ રહ્યા છો? એ તો તમારા આત્મારૂપે, તમારા હૃદયમાં જ વસી રહ્યો છે! ત્યાં જ શોધોને?”

શ્રી માસ્તર સાહેબે કહ્યું: “ ઈશ્વર હૃદયમાં જ છે અને તે જોઈ શકાય છે એ તે શી રીતે મનાય? ”

“ તમારે તેની ખાતરી કરવી હોય તો આવજો અમારી સાથે. કેમ્પ-પાસે નિજામપુરામાં મહાસમર્થ પુરુષ આવેલા છે, તે તમારી ખાતરી કરી આપશે. ”

ઠીક છે, વિચારીશું, કહી તત્કાળ તો વાત અટકાવી. આ પૂર્વે એવું બનેલું કે શ્રીમાસ્તર સાહેબે ‘ થીયોસોફીનું ’ સાહિત્ય વાંચ્યું હતું. તેમાં હિમાલયના યોગી ‘ કુતુમી ’, એ. પી. સિનેટ જે થીયોસોફીકલ સોસા-

ચટીના આદ્ય પ્રવર્તક હતા તેમને મળેલા, તેની હકીકત વાંચી હતી. અને એ ચમત્કારિક યોગીની માફક મને પણ કોઇ યોગી મળે, કોઇ યોગી મળે અને ઇશ્વિરનાં દર્શન કરાવે, એવી ઝંખના તીવ્ર વેગથી ચાલ્યા કરતી. કેમ્પના રસ્તે ફરવા જતાં પણ આ વૃક્ષપાછળથી, આ ઘટામાંથી, સાર્વજનિક બાગની કોઈ ઝાડીમાંથી, આકાશમાંથી, કોઈ યોગી ઉતરી આવે, અહા! બહુ જ આનંદ થાય! આવી આવી વૃત્તિ થયા કરતી: એમ પોતે જ જણાવેલું. અને એક વખતે કેમ્પના જ રસ્તે દૂર દૂરથી એક તેજસ્વી શરીર સામેથી, પૂર્વથી પશ્ચિમમાં જતું જણાયું! આશ્ચર્યચકિત દૃષ્ટિથી જોઇ રહ્યા! યોગીશ્વર તો ચાલ્યા ગયા!

શ્રીઇચ્છાશંકરભાઇસાથેની વાત પછી નિઝામપુરાના નિજાનંદમગ્ન મહાન્ યોગીશ્વરના સમાગમની જિજ્ઞાસા જ્વલંત થઇ ગઈ. સમય મળતાં શ્રીઇચ્છાશંકરભાઇસાથે નક્કી કરી નિઝામપુરે આવ્યા. જોતાં જ લાગ્યું કે જે તેજસ્વી શરીર થોડા દિવસપૂર્વે દૂર દૂરથી જોયેલું તે જ એ ભવ્યતાની મૂર્તિરૂપે પ્રત્યક્ષ-સામે જ છે!

વિવેકપુરઃસર નમસ્કાર કરી સામે બેસી અનેક પ્રકારની શંકાઓ, પ્રતિશંકાઓ કરતાં ત્રણ દિવસ ચર્ચા ચલાવી. મધ્યે મધ્યે સઘળું બ્રહ્મ છે તો બોલનાર કોણ છે, સાંભળનાર કોણ છે, જો બ્રહ્મ જ છે તો ભિન્નતા કેમ છે, વગેરે પ્રશ્નો પૂછેલા. સર્વનાં આશ્ચર્યકારક સમાધાનને અંતે **शाधि मां त्वां प्रपन्नम्** અર્જુનની માફક વદી અત્યંત ભક્તિપૂર્ણ હૃદયે તેઓશ્રીના ચરણમાં સાષ્ટાંગ પ્રણિપાત કર્યા! આ અદ્ભુત વ્યક્તિ આજે વિશ્વવંદ્ય સંજ્ઞાને પ્રાપ્ત થઈ છે. એ જ શ્રેયસ્સાધક વર્ગના અષ્ટદલપદ્મમાં-હૃદયમાં-સ્થિત મહાન્ વ્યક્તિ છે: શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાનની પૂર્વોકત વર્ગશરીરની કલ્પનાનુસાર. અષ્ટદલપદ્મનો મૂર્ધજ્યોતિ-નૃસિંહજ્યોતિ-પરમાત્મજ્યોતિસાથે સાક્ષાત્ સંબંધ છે. એ જ **પટ્ટ શિષ્ય.** એ ગુરુશિષ્ય સંબંધજન્ય અનુભવ પોતે **ઉદ્‌ગાર** નામના કાવ્યમાં આલેખ્યો છે. સંવત્ ૧૯૬૧ ના મહાકાલના **પૌષ** માસના અંકમાં એ કાવ્ય છાપેલું છે. તે પછીથી તેઓશ્રીનો સુધાસ્રોતસ્વિની નામનો પદ્યગ્રંથ પ્રસિદ્ધ થયેલો છે, તેમાં તે કાવ્ય છે. તેમાંની કેટલીક પંક્તિઓ ઉદ્ધૃત કરવાથી વાચકને તે સંબંધના સ્વરૂપનો સચોટ ખ્યાલ આવશે.

* * *

"અનુગ્રહ મારા નાથનો, મુજ પર કહ્યો ન જાય,
દોરે મુજને સર્વદા, હિત મુજ જેથી સધાય.
બાળપણે પણ મુજને, દોર્યો હિતને પંથ,
યદ્યપિ હું નવ જાણુતો, વસે હુંમાં મુજ કંથ.
વેદધર્મનિંદક હતો, બાળપણે હું મૂઢ,
નાસ્તિક અવિચારી અતિ, અભિમાને આરૂઢ.
તો પણ ત્યજ્યો ન મુજને, પણ ગ્રહી ઉલટી બાંહ્ય,
ક્રમથી ઊર્ધ્વ ચઢાવિયો, જ્ઞાન પ્રેરી ઉરમાંહ્ય.
અપર સ્વરૂપ પોતાતણું, સચ્ચિત્ સદ્‌ગુરુરૂપ,
આકર્ષ્યો ત્યાં પ્રેમથી, અનુગ્રહ કરી અનુપ.
સદ્‌ગુરુએ મુજને કહ્યું, પ્રભુ તુજથી નથી ભિન્ન,
'તું તે ઈશ્વરરૂપ છે, ઈશ્વર ને તું અભિન્ન.
રુચ્યો ન મુજને બોધ એ, હૃદય થયો પરિતાપ,
'હું ઈશ્વર' એ માનવું, કહ્યું ગણું હું પાપ.
સદ્‌ગુરુ હસીને બોલિયા, આજે ન ગમે જેહ,
સમય જતાં તે દૃઢ રીતે, સમજીશ નિઃસંદેહ.
ઉપાસનાક્રમમાં મને, પછી સ્થાપ્યો ધરી હેત,
લય વિક્ષેપ થતાં થશે, કહ્યું, લોપ ભ્રમપ્રેત.
થોડે કાળે આ પછી, પ્રિયતમ મુજ ભગવાન્,
સ્થૂલ તનુને ત્યાગીને, પામ્યા અંતર્ધાન.
શૂન્ય ગણ્યું મેં જગતને, થતાં પ્રભુ અદૃષ્ટ,
સ્વલ્પ સમય પ્રભુવિરહથી, શોષ્યું અપરિમિત કષ્ટ.
ગુરુપ્રબોધિત સાધને, પછી સાંધ્યો મેં સ્નેહ,
અલ્પ શ્રમે અનુગ્રહ થયો, અકથ્ય શબ્દે જેહ.
મુજ હૃદયે સદ્‌ગુરુ દીઠા, મુજ આત્માથી અભિન્ન,
જોયું મેં મુજ હુંપણું, કલ્પિત ને પરિચ્છિન્ન.
**હું ઈશ્વર એ ગુરુતણો, સમજ્યો બોધ યથાર્થ,**
**મુજ પ્રભુપદને ભેટીને, થયો હું સદ્ય કૃતાર્થ.***

* * *

* સંપૂર્ણ 'ઉદ્‌ગાર' માટે જુઓ પરિશિષ્ટ ૩.

'તત્ત્વમસિ' મહાવાક્યનો બોધ આરંભમાં તેમને રુચ્યો નહિ! કારણ, પ્રાર્થના-સમાજના સિદ્ધાંત મનમાં સ્થપાઈ ગયા હતા. **શ્રીમન્નૃસિંહાચાર્યજી**ના અપાર અનુગ્રહથી એ અસત્ય સિદ્ધાંત નિર્મૂલ થઈ ગયા અને સત્ય સિદ્ધાંત સ્વાનુભૂતિરૂપે ગમ્ય થયા. અને સ્વાનુભૂતિના શિખરઉપરથી એ જ સિદ્ધાંતનો ડિંડિમ વગાડી ઘોષ કર્યો છે એ એમના તત્ત્વબોધપ્રદ અનેક લેખોમાં સ્પષ્ટ છે.

સ્વામી **વિવેકાનંદ**, સ્વામી **રામતીર્થ** વગેરેની માફક એમણે પણ એ જ સિદ્ધાંત આર્યાવર્તની દુઃખ, દારિદ્ય અને દીનતાથી કચડાતી જનતાનો ઉદ્ધાર કરનાર મહામંત્ર છે એવો સ્થળે સ્થળે ઉપદેશ આપ્યો છે. તત્ત્વવિચારના અતિ ઉચ્ચ અને ગહન માર્ગમાં પણ અત્યંત સરળપણે લઈ જઈ તેના સુરમ્ય શિખરઉપર વિહરણ કરાવનાર અપૂર્વ વિચારશ્રેણીથી પૂર્ણ તેમનો મહાગ્રંથ '**વિચારરત્નરાશિ**' વાંચો અને તેમના હૃદયની સ્થિતિ તમને હસ્તામલકવત્ પ્રત્યક્ષ થશે. **શ્રીમન્નૃસિંહાચાર્યજી**ની શરણાગતિએ તેમના હૃદયમાં અસાધારણ પરિવર્તન કરી નાંખ્યું અને શ્રેયસ્સાધક વર્ગને અને ગુજરાતની જનતાને અનેક મનોરમ વિચારપુષ્પોના મધુર સુવાસથી મુગ્ધ કરનાર પ્રબલ શક્તિસંપન્ન મહાપુરુષ આપ્યો! એ ગુરુ અને એ શિષ્ય: બંનેનો પ્રભાવ અદ્ભુત છે!

## નરસિંહ-ટેકરી

**શ્રીમન્નૃસિંહાચાર્યજી**ની કીર્તનપ્રવૃત્તિથી લોકોનો વિશેષ વિશેષ સમૂહ આકર્ષાતો ગયો એટલે બેસવાને માટે તેમની 'પર્ણકુટી'ની પડાળી નાની પડવા લાગી. **પી**તાંબરદાસ વગેરે કાછીયા ગૃહસ્થ ત્યાં આવવા લાગ્યા હતા. **નિ**જામપુરાની સીમમાં જ તેમનાં ખેતરો હતાં. એમને લાગ્યું કે મહારાજશ્રીને આવું એકાદ ખેતર અર્પણ કર્યું હોય તો તેમની આ સત્પ્રવૃત્તિમાં ઘણી અનુકૂળતા થઈ જાય, એટલે **પી**તાંબરદાસે કે કોઈ અન્ય ગૃહસ્થે, એક ખેતર અર્પણ કરવાનો નિશ્ચય શ્રી ત્રિકમલાલભાઈને જણાવ્યો. શ્રી ત્રિકમલાલભાઈ એથી પ્રસન્ન થયા અને નાના મકાનની પર્ણકુટીને સ્થાને ખેતરમાં વાસ્તવ 'પર્ણકુટી' તૈયાર કરી દીધી અને પછી તો કીર્તનો, પ્રવચનો ત્યાં જ કરવાનો આરંભ થઈ ગયો. ગરબડભાઈ મીસ્ત્રી તો કામાઠી બાગ (સાર્વજનિક બાગ)માં કામ કરતા, એટલે તેમને તથા અન્ય કારીગર વર્ગને શ્રી ત્રિકમલાલભાઈએ કામમાં લગાડી દીધા અને સુંદર પર્ણકુટી અને મનોહર વાટિકા ફુલીફાલી તૈયાર થઈ ગઈ! આવનાર

શ્રોતાવર્ગ સુમનોહર સ્થાનના વિશેષ આકર્ષણથી વિશેષ વિશેષ ખેંચાવા લાગ્યો. ઘણા પ્રસંગે તો રાત્રિદિવસ કીર્તનોની ધૂનિ ચાલ્યા જ કરતી અને દિવસ રાત્રિ એ સ્થાન મધુર મધુર પરાગને ફેલાવતું અને મધુર મધુર ભક્તિરસને રેલાવતું રસ્તે જનારઆવનારને મહાન્ આકર્ષણનું કારણ થઈ પડયું ! નિઝામપુરાને છેડેથી સીધો રસ્તો છાણીતરફ જાય છે. હાલમાં છાણી, છાયાપુરી સ્ટેશન થયું છે. ગામથી થોડે જ દૂર જતાં જમણી બાજુ પૂર્વ-તરફ હનુમાનની દહેરી છે તેની પાછળ એક વાવ છે: તે સ્થાનથી એક ખેતર મૂકી બીજું ખેતર એ જ નરસિંહ-ટેકરીનું સ્થાન છે. શ્રીમન્નૃ-સિંહાચાર્યજીએ ત્યાં દીર્ઘ કાલ નિવાસ કર્યો ત્યારથી એ ખેતર નરસિંહ-ટેકરી અથવા ગ્રામ્ય ભાષામાં ‘ નરસી-ટેકરી ’ના નામથી ઓળખાતું થયું અને અદ્યાપિ એ ખેતરના ગણવટોમાં પણ એ જ નામથી એ ખેતર ઓળખાવાય છે.

જે પડતર ખેતરજેવું હતું તે શ્રીમન્નૃસિંહાચાર્યજીની ચરણ-રજથી પાવન થતાં સુંદર ઉદ્યાનરૂપ બની ગયું અને ત્યાં ફુલઝાડ, શાક-ભાજી, વેલાવેલીઓ ખીલતાં જોઇ દાતાનું મન ચળ્યું ! એને લાગ્યું કે ખેતર—આવું ફુલ્યુંફાલ્યું ખેતર-કાંઈ આપી દેવાય! અને માલિકે શ્રી ત્રિકમલાલભાઈ ને જણાવ્યું : ‘ મારે હવે એ જમીન ખેડવા આપવી છે માટે એ ખાલી કરી આપો ! ”

શ્રી ત્રિકમલાલભાઈની પ્રકૃતિ અત્યંત ઉગ્ર હતી. એક પક્ષે અતિ સ્નેહાળ, અન્ય પક્ષે અતિ ઉગ્ર. ઉગ્રતા ભભુકી ઉઠે ત્યારે ગમે તેને ગમે તે કહેતાં વિલંબ ન કરે. એટલે માલિકને તો તેના બદલાયેલા નિશ્ચયમાટે કંઈક વચન સંભળાવવા તૈયાર થઈ ગયા. માલિકે કંઈક લખાણ પણ કરી આપેલું એટલે શ્રી ત્રિકમલાલભાઇ તો દાવો કરીને પણ પાછું મેળવવા તૈયાર થયા, પરંતુ શ્રીમન્નૃસિંહાચાર્યજીએ તેમને શાંત કર્યા: સમ-જાવ્યા : દાવો કરાય જ નહિ ! અને એક જ વચન સંભળાવ્યું : “ત્રિકમ-લાલ ! આપણી અને એની વચ્ચે મોટો કોટ ચણાયો છે એમ સમજવું!” ત્રિકમલાલભાઇએ તે પછી તેનું સ્મરણ પણ કર્યું નહિ !

## ભરજંગલમાં મધ્યરાત્રિએ સમાધિ

નિઝામપુરા-નિવાસકાલે એક વિલક્ષણ પ્રસંગ બન્યો. એક બંગાળી કે કદાચ પંજાબી કોન્ટ્રાકટર હતો. આર્યસમાજી. કોન્ટ્રાકટના કામના અંગે

શ્રી ત્રિકમલાલભાઈસાથે વિશેષ પરિચયમાં આવેલો એટલે **શ્રીમન્નૃસિંહાચાર્યજી**સાથે પણ પ્રસંગે પ્રસંગે અનેક પ્રકારની ધાર્મિક ચર્ચાઓ કરતો. જ્ઞાનવિરાગની પણ વાતો થતી. કોન્ટ્રાકટરને કોઇ વિશેષ ઉંડી સમજણ ધર્મવિષયમાં નહોતી છતાં આડંબર વિશેષ હતો. **શ્રીમન્નૃસિંહાચાર્યજી**ને વિષે મનુષ્યો ભક્તિભાવ ધરવા લાગ્યા હતા. તેઓશ્રીના ચરણમાં પ્રણામ કરતાં કોઈ પુષ્પમાલ લાવતાં અને કંઠે આરોપતા. એમ પોતાનું ગૌરવ વધતું જતું જોઇને તે કોન્ટ્રાકટરને થયુંઃ આ પણ ઠીક મહારાજ થઇ બેઠા છે! સુંઠને ગાંગડે ગાંધી થયા લાગે છે! માટે એકવાર જરા એમને કસી જોઇએ! ત્યારે ખબર પડશે કે મહારાજ કેમ થવાય છે! આવો નિર્ણય મનમાં કરી કોન્ટ્રાકટર સાહેબ કીર્તનકાલે સંધ્યાસમયે નિજામપુરે આવ્યા. કીર્તનો, પ્રવચન, ચર્ચા સાંભળ્યાં. લોકો વિખરાયા, પરંતુ પોતે ખાનગી ચર્ચામાટે બેઠા! જ્ઞાનની ને વિરાગની સમજવાળી, સમજવિનાની મોટી મોટી વાતોનાં બણગાં ફુંકવા માંડયા! હવે આ અવસ્થા **શ્રીમન્નૃસિંહાચાર્યજી**ની અપાર મસ્તીવાળી હતી, તેમાં રાત્રિનો શાંત સમય, પ્રશાંત વાતાવરણ, અને તેમાં જ્ઞાનવિરાગની વાતની અસ્ખલિત ધારા ચાલી એટલે પોતે સમાધિસ્થજેવી સ્થિતિમાં આવતા ગયા! રાત્રિના દશ કે અગિઆરેકનો સમય થયો ત્યાં કોન્ટ્રાકટર બોલ્યાઃ

"મહારાજ! જગત્‌નું મિથ્યાત્વ આપે એવી સરસ રીતે મારા મનમાં અત્યારે ઠસાવી દીધું છે કે આ ક્ષણે જ જાણે જગત્‌નો ત્યાગ કરી, કોઈ એકાંત અરણ્યપ્રદેશમાં જઇ પરમાત્માના ધ્યાનમાં બેસી જઉં! મનમાં વેગ પ્રબલ ઉઠયો છે! પરન્તુ આપના જેવા પુરુષ સાથે હોય તો ઘણું જ અનુકૂળ! આપે તો આ વિશ્વપ્રપંચ મિથ્યા જ જાણ્યો છે! એ મિથ્યા સંસાર ત્યાગ કરવામાં શી વાર! ચાલો! અત્યારે જ આ સઘળું છોડીને ચાલતા થઈએ!"

મસ્તીની દશા! અસાધારણ તીવ્ર તેજસ્વી વૃત્તિ! પોતે તો એકદમ ઉભા જ થઇ ગયા! કોન્ટ્રાકટરનો હાથ પકડયોઃ "ચલો બાબુજી! ઇસી બખ્ત ચલના હિ ઠીક હૈ!" કહેતાંની સાથે માંડયું ચાલવા!

બાબુજી અચકાયા ખરા પરન્તુ પોતાની જ ઇચ્છા હતી કે જરા પૂરી પરીક્ષા કરી લેવી; તેથી મનમાં વિચાર્યું કે થોડેક ગયા પછી મહારાજ ગમે તે બહાનું કાઢશે ને આવશે પાછા!

કૃષ્ણપક્ષની અંધારી રાત. જંગલનો માર્ગ! બાણુજીને તો રસ્તો પણ સૂજે તેમ નહોતું, પરન્તુ મહારાજશ્રીએ તો પકડયો તેમનો હાથ અને ચાલવા માંડયું આગળ ને આગળ! વ્યાયામઅર્થે નિત્ય ફરવાની ટેવવાળા અને યોગસામર્થ્યસંપન્ન! માર્ગમાં ઝાડી, ઝાંખરાં, પત્થર, ખાડા જે આવ્યાં તે વટાવતા સીધું નિશાન રાખી પોતે તો ચાલ્યા જ જાય! એકાદ માઈલ એમ કરતાં તો દૂર નીકળી ગયા! બાણુજી કહે "યહાં હી ઠીક હૈ! બૈઠ જાઇએ! અબ ધ્યાન લગાવે!" પરન્તુ એ સાંભળ્યાવિના જ પોતે તો ત્વરિત ત્વરિત આગળ ને આગળ ચાલતા જ રહ્યા! બરોબર મધ્યરાત્રિનો સમય થયો; આશરે ચારેક માઇલ દૂર આવી પહોંચ્યા! આસપાસ શિયાળવાં, તમરાં અને ચિત્કારતી ચીબડીઓ અને આમથી તેમ દોડતાં વનપશુઓના ભયજનક અને રોમાંચકારક શબ્દવિના બીજું સંભળાતું નહોતું. ત્યાં આવી પોતે એક સ્થાને ઉભા! એક ઘટાદાર વૃક્ષ જોયું તે બતાવી બાણુજીને કહ્યુંઃ "યે વૃક્ષકી નીચે ધ્યાન કરનેકી જગા બહોત અચ્છી હે! આઓ!" એમ કહી પોતે તો એક સ્થળે બેસી સિદ્ધાસન જમાવ્યું! નેત્ર બંધ કર્યાં! જોતજોતામાં અંતર્મુખ થઈ સમાધિમાં સ્થિતિ કરી! બાણુજી તો કોનું ધ્યાન કરે? ચારે બાજુના ભયંકર શબ્દો, સર્પ, વીંછી કે અજગરનો ડર! આમથી કોઈ આવશે કે કોઈ ખાશે! ભૂત, પિશાચ કે ચૂડેલ આવી ટોટો પકડશે! શું થશે ને શું નહિ! મહારાજ તો થઈ ગયા ધ્યાનસ્થ! મારી શી દશા! આમ ભયથી ધ્રુજવા લાગ્યા! મનમાં તો થયું કે અહિંથી પોબાર ગણી જાઉં! પરન્તુ એકલા પાછા પણ કેમ જવાય! રસ્તામાં શું વીતે, શું ન વીતે! વળી ત્રિકમલાલભાઈ વાત જાણે! તેમની પાસે રાત્રદિવસનું કામ. એમનો ક્રોધાગ્નિ પણ જેવોતેવો નહિ! એટલે ત્યાં ને ત્યાં બેસી રહ્યાવિના છુટકો જ નહિ. મહારાજ તો બોલાવ્યા બોલે નહિ! ઉઠાડયા ઉઠે નહિ! અપાર ભય અને ક્લેશથી શિથિલગાત્ર થઈ ગયા! પરિતાપ કરતા ત્યાં જ બેસી રહ્યા!

નિજામપુરામાં બાણુસાથે વાતચીત થયેલી તે પ્રસંગે ત્રિકમલાલભાઇની અચાનક ગેરહાજરી હતી! એ આવ્યા અને જોયું કે પોતેશ્રી ત્યાં નથી! પૂછપરછ કરતાં અંતે સમજાયું કે બાણુસાથે એકાંત પ્રદેશમાં ગયા લાગે છે! ત્રિકમલાલભાઈ ઓવરસીયર હોવાથી ફરવામાટે ઘોડો રાખતા, તેથી ઘોડાઉપર, ફાનસ લઈ, તે રસ્તે ચાલતા થયા! રસ્તામાં ખેતરે ખેતરે ફરે, પૂછે, બુમ પાડે, પણ પૂરો પત્તો કયાં લાગે! બ્રાહ્મમુહૂર્તનો સમય થયો,

ચારેક વાગવા આવ્યા! બાબુજી બેઠા હતા અને અપાર કષ્ટ વેઠી રહ્યા હતા! મૃત્યુજીવનવચ્ચે ઝોલાં ખાતા હતા ત્યાં ઘોડાના પગનો અવાજ સંભળાયો! બાબુજીના જીવમાં જીવ આવ્યો! ફાનસનો પ્રકાશ દીઠો! ઘોડાવાળાને બાબુએ બુમ પાડી. ત્રિકમલાલભાઈએ અવાજ ઓળખ્યો! બાબુનો જ અવાજ! ત્રિકમલાલભાઈ ત્યાં ગયા. તેમને જોતાં જ બાબુએ તો કર્યું પોકળ શ્રાદ્ધ! છુટે મોંએ રડી પડ્યા! ત્રિકમલાલભાઇને નમ્ર બની કહેવા લાગ્યો:

"ભાઈજી! મેં તો નહોતું જાણ્યું કે મારા હસવામાંથી ખસવું થશે! ખરેખર આ તો અજબ પુરુષ છે! એમની કૃપાથી જ જીવતો રહ્યો છું! સહેજ વાતવાતમાં મારી તો પૂરી કસોટી જ કરી નાંખી! હું કસોટી કરવા ગયો ત્યાં મારી જ પાકી કસોટી થઈ ગઈ! મને ક્ષમા કરો! હું સમજ્યો; આવા મહાપુરુષોને છંછેડવામાં સાર નથી. મારા ઉપર કૃપા કરી એમને જાગૃત કરો! મારૂં તો કંઈ સાંભળતા પણ જણાતા નથી!" એમ કહી શ્રીમન્નૃસિંહાચાર્યજીના ચરણમાં પાંચ સાત સાષ્ટાંગ દંડવત્ પ્રણામ ખેંચી કાઢ્યા! એને થયેલું કે જો નમ્રભાવ નહિ બતાવું તો ક્રોધગર્જનાથી ત્રિકમલાલભાઈ મારી રેવડી દાણાદાણ કરી નાંખશે! બાબુજી તથા શ્રી ત્રિકમલાલભાઇએ પ્રભુના ચરણને સ્પર્શ કર્યો. ચરણ દાબવા માંડયા. પોતે સમાધિમાંથી જાગૃત થયા અને મૃદુ સ્મિત કરતાં કહ્યું:

'કેમ બાબુજી ધ્યાન ઠીક થયુંને?' પછી શ્રી ત્રિકમલાલભાઇને કહ્યું 'એમને રાત્રિના એકાંત સમયે જંગલમાં ધ્યાન કરવાની ઇચ્છા થઈ હતી એટલે મને અહિં તેડીને આવવાની તેમની જ ઇચ્છાથી અમે અહિં આવ્યા છીએ! એમ કહી પુનઃ બાબુસામે દૃષ્ટિ કરી! બાબુજી તો બરફની કોઠીમાંથી કાઢ્યાજેવા થઈ જડવત્ બની ગયા હતા! ત્રિકમલાલભાઇએ તો પણ પોતાનો ગુસ્સો તો તેમના ઉપર ઠાલવ્યો અને બાબુજી તે પછી નિઝામપુરા જ માત્ર નહિ પરંતુ વડોદરા મૂકીને પલાયન કરી ગયા!

ભરજંગલમાં સમાધિસ્થિતિનો રમ્ય અનુભવ લઇ પોતે શ્રી ત્રિકમલાલભાઇસાથે નિઝામપુરે પાછા આવ્યા!

## સાંસારિક પ્રસંગો

શ્રીમન્નૃસિંહાચાર્યજી આરંભમાં એકાકી જ રહેતા હતા એ આપણે પૂર્વે વિચાર્યું છે. તેમનાં પત્ની શ્રીમતી મંગલાગૌરી યોગ્ય વયનાં થવાથી

બેએક વર્ષપછી નિજામપુરે આવ્યાં હતાં, પરન્તુ તેપછી બેએક વર્ષમાં જ તેમના ભૌતિક તનુનો વિલય થયો હતો. તેમનો દેહ સુરતમાં તેમના પિતાના ગૃહે જ પડ્યો હતો. તે પ્રસંગે પોતે સુરત પધાર્યા હતા. એમના સંબંધની વિશેષ હકીકત કૌટુમ્બિક જીવનના પ્રકરણમાં વિચારીશું.

અલ્પ સમય પછી તૃતીય લગ્ન નિજામપુરામાં હતા ત્યારે જ થયેલું; અને આ પ્રમાણે નિજામપુરામાં તો પોતે બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ-એમ ત્રણે આશ્રમના જીવનની પ્રતીતિ કરાવી હતી. સંન્યાસના ચિહ્નરૂપ ભગવો ફેંટો પણ પાછળથી ધારણ કરવા માંડ્યો હતો અને તૃતીય લગ્નપૂર્વે પોતાની વૃત્તિનું આ પ્રકારનું સ્વરૂપ છે એવો સ્પષ્ટ નિર્દેશ કર્યો હતો. એ સઘળી વસ્તુનો વિચાર ગૃહસ્થ જીવનના પ્રકરણમાં જ કરવો ઉચિત ધાર્યો છે.

નિજામપુરાના નિવાસસમયમાં જ આ પ્રસંગો બનેલા છે એટલી હકીકત જ માત્ર જણાવવી આવશ્યક છે!

## રાજીનામું

શ્રીમન્નૃસિંહાચાર્યજીની જ્ઞાનોપદેશની પ્રવૃત્તિ ક્રમે ક્રમે વિશાળ થવા લાગી. ગિરિશિખરનું નિર્મળ ઝરણું પ્રવાહરૂપે-સરિતારૂપે પ્રત્યક્ષ થવા લાગ્યું અને એ જ્ઞાનગંગાનાં નિર્મળ નીરનાં પાન કરી અનેક સત્ સંસ્કારી આત્માઓ અમૃતાનુભવ કરવા લાગ્યા. એ જ્ઞાનગંગાના સ્નાનધ્યાનથી પવિત્રતા અને પરમ વસ્તુના સ્પર્શના નિર્મળ નૈસર્ગિક આનંદથી કૃતાર્થતા અનુભવવા લાગ્યા, એટલે તેઓશ્રીને પોતાની નોકરી ઉપાધિરૂપ અને મહાન્ આધ્યાત્મિક પ્રવૃત્તિમાં પ્રતિબંધક જણાવા લાગી. યત્કિંચિત્ અથવા નામનું પણ નોકરીનું બંધન તોડી નાંખી કેવળ સ્વતંત્ર પ્રવૃત્તિનો વૃત્તિમાં વેગ ઉદય થયો કે તત્કાળ શ્રી ત્રિકમલાલભાઇને સમય જોઈ જણાવ્યું:

"આ નોકરીની ઉપાધિ હવે સત્પ્રવૃત્તિમાં વિઘ્નરૂપ છે માટે હવે એને તિલાંજલિ જ આપી દેઇએ તો કેમ?"

શ્રી ત્રિકમલાલભાઇ આ સાંભળી ઊંડા વિચારમાં પડી ગયા! જીવન-નિર્વાહનો પ્રશ્ન તેમની દૃષ્ટિએ તરવરવા લાગ્યો! કંઈ પણ સ્પષ્ટ ઉત્તર આપી શકયા નહિ. હા કહેવી કે ના, એ કંઈ સૂઝયું નહિ! એટલે તરત જ પોતે કહ્યું:

ત્રિકમલાલ! હજી પણ ઉદર-નિર્વાહની ચિન્તા! વિશ્વંભર આખા વિશ્વનું પૂરૂં કરે છે! એ ચિન્તા જ છોડી દો!"

આ શબ્દોથી શ્રીત્રિકમલાલભાઈના હૃદયઉપર વીજળીસરખી અસર થઇ. તેઓશ્રીના વિચારને સંમત થયા અને બોલ્યાઃ

'બાપજી! મારી દુર્બલતા સમજાઇ! આપ કહો છો તેમાં શંકાને અવકાશ જ નથી. આ પ્રમાણે થોડી ક્ષણોમાં જ નિર્ણય થઇ ગયો અને બંનેએ જઇને ઓફીસમાં રાજીનામાં આપી દીધાં!

રાજીનામાં જોઇ તેમના ઉપરી સાહેબને ઘણો ખેદ થયો. તત્કાળ એમણે તો તેમને બોલાવવા માણસ મોકલ્યું, પરંતુ બંને ઓફીસ છોડી ચાલ્યા જ ગયેલા! સાહેબે નિઝામપુરે માણસ દોડાવ્યું, પણ સર્વજ્ઞ પ્રભુ ઘેર હોય? બંનેનો પત્તો મેળવવા ત્રણચાર દિવસ સાહેબે પ્રયત્ન કર્યો પરંતુ પોતે તો તે પછી ન મળ્યા તે ન જ મળ્યા! બંને વિમુક્ત સ્વતંત્ર થઇ વિહરવા લાગ્યા!

નિત્યના આવનારાઓએ ક્રમે ક્રમે આ વાત જાણી! વડોદરાની આવનાર મંડળીમાં વિશેષ શ્રદ્ધાસંપન્ન અને શ્રીમંતવર્ગ હતો જ. તેમના હૃદયમાં પ્રેરણા જાગી અને

## વડોદરામાં પધરામણી

કરવાનો માર્ગ તેમના હૃદયમાં સ્વતંત્રપણે સ્ફુર્યો!

રા. કેશવ મિસ્ત્રી સારા શ્રીમંત હતા. ગાડીનું તેમનું કારખાનું હતું એ વાત ઉપર જણાવી છે. તેમનું મકાન ભુતડી ઝાંપાપાસે, રાવળીઆવાડમાં હતું! તેમણે તરત જ પોતાને ત્યાં પધરામણી કરવાનો આગ્રહ કર્યો! અને તેમના શ્રદ્ધાપૂર્ણ આગ્રહનો પોતે સ્વીકાર કર્યો અને વડોદરામાં પધરામણીનો આરંભ થયો!

પધરામણીપ્રતિ અનેક શ્રદ્ધાન્વિત સંસ્કારી હૃદયોનું આકર્ષણ થયું! પોતાના ઘરમાં પરમાત્માની અપરમૂર્તિજેવા મહાપુરુષનાં પરમપાવન ચરણ થાય એ તો આર્યસંસ્કારને પ્રાપ્ત જનતા મહા પુણ્યફલનો જ લાભ માને છે અને **શ્રીમન્નૃસિંહાચાર્યજી**જેવા પ્રતાપી પુરુષ પોતાને ત્યાં પધારે, ભજનકીર્તન થાય, અનેક આજુબાજુના, સગાંસંબંધીઓ પણ એ લાભ પામે, એવી શુભ વાસના કયું શુભસંસ્કારી હૃદય ન ઇચ્છે? તે માટે જોઇતી અનુકૂળતા કરવા સમર્થ હોય તેવા સઉ કોઈ ઇચ્છે જ ઇચ્છે! એટલે પછી અન્ય સ્થળોએ પણ પધારવાના પ્રસંગો ઉપસ્થિત થયા. ફત્તેહપુરામાં રણછોડ ભગતને ત્યાં, હાથીખાને દલપત પુરુષોત્તમની દુકાને,

અને શીયાપુરામાં દલપતને ત્યાં એમ ત્રણચાર બેઠકો ઉપરાઉપરી થઈ, અને શ્રી ત્રિકમલાલભાઈ નિશ્ચિન્ત થઈ ગયા! આ સર્વ સ્થળે પૂજન, અર્ચન, આરતિ, પ્રસાદ અને રાત્રિકીર્તન થયાં! સર્વ તેઓશ્રીને નિજામપુરાથી જ તેડી લાવતા. રાત્રિએ પુનઃ પાછા પધારતા. પરન્તુ હવે વડોદરાની મંડળી સારી રીતે વૃદ્ધિંગત થતી ગઈ અને વડોદરાની થએલી પધરામણી સ્થાયી રહે એ જ સર્વને રુચ્યું! આ પ્રસંગપૂર્વે તેઓશ્રીએ એક આરતિ રચેલી હતી અને પધરામણીમાં પૂજનઅર્ચનપછી આરતિ કરતાં તેનો જ ઉપયોગ શરૂ થયો! હાલમાં તો સંસ્કૃત આરતિ ગવાય છે પરંતુ તે રચાતાંપૂર્વે તેઓશ્રીની રચેલી આરતિ જ ગવાતી, તેથી તે અત્ર આપવી યોગ્ય છે. વડોદરાની વાતો જણાવતાંપૂર્વે આ આરતિથી જ પ્રકરણ સમાપ્ત કરીશું.

## આરતિ

જય દેવ! જય દેવ! જય સદ્‌ગુરુ-રાયા (૨)
નિજજનતારણકાજ, દેહ ધરી ધાયા; જય દેવ!
અગાધ શક્તિ ઈશ, ત્રિગુણપતિ કહાવો, પ્રભુ!
પ્રકટ સ્વરૂપે જ્યાંથી, દો છો એ લ્હાવો; જય દેવ!
ધ્યાનયોગધારકને, ધ્યાને નવ આવો, પ્રભુ!
કોટિ કલ્પ વહે પણ, કિંચિત્ ના ફાવો; જય દેવ!
અદ્‌ભુત મહિમા સત્ય, વર્ણી કો કહેશે, પ્રભુ!
શેષ સરસ્વતી વ્યાસ, મન મારી રહેશે; જય દેવ!
અંતર તિમિર નિવારી, જ્યોતિ પ્રકટ કરો, પ્રભુ!
નૃસિંહ નિજ ભક્તોના, ત્રિવિધિ તાપ હરો; જય દેવ!

# પ્રકરણ ૧૨

## શ્રી નૃસિંહાશ્રમ—વડોદરા

**सर्वेऽत्र सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः**
**सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद्दुःखमाप्नुयात् ।**

પરમતત્ત્વ રસમય છે. **रसो वै सः** એમ શ્રુતિ વર્ણવે છે. જેમના અંતઃકરણમાંથી મલવિક્ષેપાદિ દોષો નિવૃત્ત થઈ એ રસઘન પરમતત્ત્વના આવિષ્કારનાં પ્રતિબંધક આવરણોનો ભંગ થયો છે, અથવા શુદ્ધસત્ત્વા માયાનો આશ્રય લઈ જે જે અવતારી પુરુષો થયા છે, અને જેમનો સ્વરૂપાનુભવ અષ્ટૌપ્રહર બન્યો રહે છે, તેમના અંતઃકરણદ્વારા એ રસ-પ્રવાહ અવિચ્છિન્ન નિર્ઝરરૂપે વહેતો અનુભવગમ્ય રહે છે. એ રસસ્રોતસ્નો પ્રવાહ તે મનુષ્યની કૃતિ, રીતિ, નીતિ શક્તિ સર્વમાં વહે છે, અને તે મનુષ્યશરીરથી થતી અનેક ક્રિયાઓ, ચેષ્ટાઓમાં કોઈ વિલક્ષણ મોહક તત્ત્વની પ્રતીતિ અનુકૂલ દૃષ્ટિવાળાઓને થયાવિના રહેતી નથી. પરબ્રહ્મની મૂર્તિસમા શ્રીકૃષ્ણની મોહક લીલાઓ ગોપગોપાંગનાઓને કેટલી મુગ્ધ કરતી અને રસલીન કરતી એ ભાગવતની પરમ પાવનકર, પરમપ્રેમ-મુગ્ધકર કથાદ્વારા સર્વ કોઈ જાણે છે. નિર્વિકલ્પાવસ્થામાં એ રસજ્યોતિ-સાથે તન્મયતાની જેમ વિશેષતા તેમ તે સમાધિ-લાભ અનુભવનાર પુરુષવરના જીવનની રમ્યતા, વિશિષ્ટતા, અદ્‌ભુતતા, વિશેષ અનુભવમાં આવે છે. સમાધિમાં પણ જેમ જેમ વિશેષ લીનતા રહે છે, તેમ તેમ તેના અનુભવની કલા વૃદ્ધિને પામતી જાય છે અને એ ઉત્કૃષ્ટ પ્રકારે વૃદ્ધિંગત થયેલી કલાવાળા પુરુષના સમાગમમાં આવનાર સત્સંસ્કારસંપન્ન મનુષ્યો જાણ્યેઅજાણ્યે પણ કોઈ વિલક્ષણ આનંદ, શાંતિ, તૃપ્તિ, નિર્વિકારતાને અનુભવે છે. જેમ કોઈ મનોહર વાટિકામાં જતાં જ સુરમ્ય દશ્યો, શીતલ સમીર લહરીઓ, મોહક સુગંધ, વગેરે જાણ્યેઅજાણ્યે પણ મનુષ્યના ચિત્તઉપર અને તેના શરીરઉપર પ્રબલ પ્રભાવ પાડે છે, તેવી જ રીતે, સમાધિસુખના અનુભવી મહાપુરુષોના સમાગમમાં આવનારના ઉપર પણ તેમનું મનોહર અધ્યાત્મજીવન પ્રબલ પ્રભાવ પાડે છે, અને તેમના સાનિધ્યમાં ઉત્તમ ગુણોનો હૃદયમાં સ્વાભાવિક ઉત્કર્ષ થાય છે. પરમાત્મા-પ્રતિ અભિમુખતા, પ્રેમ વગેરે ઉત્પન્ન થાય છે અને કોઈ અપૂર્વ શાંતિ, આનંદ, અનુભવાય છે. સદ્‌ગુરુ પરમાત્મા **શ્રીમન્નૃસિંહાચાર્યજી**ના સમાગમ-

માં આવનારના હૃદયમાં આવા અપૂર્વ શાંતિ, સુખ અને આનંદના અનુભવ જાગવા લાગ્યા. જેમ જેમ તેઓશ્રીના સમાગમને મનુષ્યો વિશેષ વિશેષ સેવતા ગયા અને તેઓશ્રીનાં આધ્યાત્મિક પ્રવચન લોકો શ્રવણ કરતા ગયા, તેમ તેમ તેમના જીવનની અદ્‌ભુતતા તેઓ અનુભવતા ગયા. કોઈ અદ્‌ભુત પ્રતાપી મહાપુરુષ છે એવી તેમના હૃદયમાં શ્રદ્ધા ઉત્પન્ન થઈ. માત્ર આધ્યાત્મિક પ્રવચનોમાં જ નહિ, પરંતુ સામાન્ય લૌકિક વ્યવહારકાલે પ્રત્યક્ષ થતા અનેક વિનય, વિવેક, સભ્યતા, શિષ્ટ નીતિ રીતિ આદિ ગુણોમાં પણ, કોઈ અપૂર્વ ચમત્કૃતિ જણાવા લાગી. એક સામાન્ય કોટિના મનુષ્યમાં પણ જ્યારે વિનય, વિવેક, નિરભિમાનતા, ઉચ્ચ નીતિઆદિ-ગુણોનું દર્શન થાય છે, ત્યારે તે મનુષ્યના સંપર્કમાં આવનારમાં તે વ્યક્તિ-વિષે ઉત્કૃષ્ટતાનું ભાન જાગ્રત્ થયાવિના રહેતું નથી, તો સાક્ષાત્ પરબ્રહ્મની મૂર્તિસમા શ્રીમન્નૃસિંહાચાર્યજીના આવા પ્રબલ ગુણો તેમના વિષે મહાભાવ જાગ્રત્ કરે એમા આશ્ચર્ય શું ? જે અનેક સંભાવિત અને સંસ્કારી સજ્જનો તેઓશ્રીના સંપર્કમા આવ્યા છે, તે સર્વ તેમના ગુણોથી આશ્ચર્યમુગ્ધ થયા વિના રહ્યા નથી. અને એક સામાન્ય કોટિના મનુષ્યના ઉત્કૃષ્ટ ગુણો પણ યથાર્થ વર્ણવી શકાવા અશક્ય છે, માત્ર તે બહુ ઉત્કૃષ્ટ છે એટલું જ કહી શકાય, તો આવા પરમ ઉચ્ચ કોટિના પુરુષશ્રેષ્ઠના ગુણોનું વર્ણન શી રીતે થઈ શકે ? **न ते वर्णयितुं शक्ता गुणान् जिह्वाऽपि वेधसः ।*** એ તેઓશ્રીના ગુણોના મહિમાનું ગાન કરતાં ઉચ્ચારાયેલી પંક્તિની યથાર્થતા અનુભવી મૂક જ રહેવાય છે.

સામાન્ય મનુષ્યના ગુણો અન્યના ઉપર સામાન્ય અસર કરે છે, ત્યારે મહાપુરુષોના ગુણો તેમના સંપર્કમાં આવનારના ઉપર મહાન્ પ્રબલ અસર કરે છે. બે રૂપિયે તોલાનું અત્તર સામાન્ય સુવાસ આપે છે; વાપરનારને અથવા અતિ નિકટના કોઈને; પરંતુ બસો કે બે હજાર રૂપિયે તોલાનું હસ્તબોલી ગુલાબનું અત્તર અલ્પ પ્રમાણવાળું પણ દૂર દૂર વાતાવરણમાં મ્હેક મ્હેક થઈ રહે છે, અને તે વાતાવરણમાં આવનાર અનેક મનુષ્યોના ચિત્તને આહ્‌લાદિત કરી મુગ્ધ કરે છે! મહાપુરુષોના ઉચ્ચ ગુણોનો પ્રભાવ એવો મહાન્ અને વિશાળ હોય છે!

મહાપુરુષોના વિષે અનુરાગ ધરનાર, તેમના વિષે ભક્તિભાવ ધરનાર,

---

* જુઓ : શ્રીસદ્‌ગુરોર્મહિમ્નઃ સ્તોત્ર.

તેમના પ્રતિ અભિમુખતા સેવનારનામાં તો તે ગુણો સંક્રાંત થાય છે અને તેમના જીવનમાં અજાણતાં પણ મહાન્ ફેરફાર થઇ જાય છે. **શ્રીમન્નૃસિંહાચાર્યજીના** સમાગમમાં સુશિક્ષિત, શ્રદ્ધાન્વિત અને ઉચ્ચ સંસ્કારસંપન્ન પુરુષો આવતા ગયા તેમ તેમ તેઓ પોતાના અંતઃકરણમાં ઉત્કૃષ્ટ ફેરફાર અનુભવતા ગયા અને ગુણપક્ષપાતી તેમની બુદ્ધિ જનતામાં તેઓશ્રીનાં ગુણગાન કરવા અને તેમના અદ્ભુત જ્ઞાનસામર્થ્યાદિની પ્રશંસા કરવા પ્રેરાતી ગઈ.

**શ્રીમન્નૃસિંહાચાર્યજીએ** નોકરીમાંથી રાજીનામું આપ્યા પછી તેઓશ્રીનું વડોદરા શહેરમાં આવવાનું વિશેષ થતું ગયું. પૂર્વે વિચારી ગયા તેમ કેશવ મીસ્ત્રીને ત્યાં પુનઃ પુનઃ પધારવા **મીસ્ત્રી** આગ્રહ કરતા અને તેઓશ્રી પણ તેમનાં શ્રદ્ધાભક્તિથી આકર્ષાઇ ત્યાં વારંવાર પધારતા. **મીસ્ત્રી** શ્રીમંત અને સંભાવિત કુટુંબોસાથે ઘણો સંબંધ ધરાવતા. ઘણા સરદાર કુટુંબોસાથે પરિચિત હતા કારણ તેમના ગાડીના કારખાનાના અંગે તેવાં કુટુંબોસાથે તેમનો નાતો વિશેષ હતો. એટલે **મીસ્ત્રીના** ભક્તિપૂર્ણ અંતઃકરણની વૃત્તિઓ પોતાના ઉત્કૃષ્ટ અનુભવોથી ઉત્તેજિત થતાં, જ્યાં ત્યાં તેઓશ્રીના માહાત્મ્યનાં ગાન કરતી રહી, અને એ રીતે તેમના દ્વારા **શ્રીમન્નૃસિંહાચાર્યજીની** ખ્યાતિ સંભાવિત કુટુંબોમાં સારી રીતે પ્રસરતી ગઇ! સરદાર વર્ગના મનુષ્યો, શ્રીમંતો, બુદ્ધિમંતો, શાસ્ત્રીઓ, પુરાણીઓ તેમ જ રાજ્યના અધિકારી વર્ગના મનુષ્યો, કેશવ મીસ્ત્રીને ત્યાં જ્યારે જ્યારે **શ્રીનૃસિંહાચાર્યજી** નિઝામપુરેથી પધારતા, ત્યારે તેમના સમાગમનો લાભ લેતા. એક પ્રસંગે તો શ્રીમન્ માસ્તર સાહેબના જણાવ્યાપ્રમાણે, દિવસ-રાત્રિ શાસ્ત્રીઓ, વિદ્વાનો અને ભજનમંડળીનાં માણસો સતત જલપ્રવાહની માફક અખંડ આવતાં જ રહ્યાં અને ત્રણ દિવસ અને ત્રણ રાત્રિપર્યંત તેઓશ્રીની જ્ઞાનસરિતાનો પ્રવાહ પણ તેમના મુખદ્વારા અવિચ્છિન્ન વહેતો જ રહ્યો. પોતે ભોજનમાટે તો ઉઠયા નહિ,* પરંતુ સ્વરૂપાનુભવની મસ્તીમાં જ રત રહ્યા! પાણી પણ પીવા માગ્યું નહિ! શ્રી ત્રિકમલાલભાઇ અને **મીસ્ત્રી** મનુષ્યોના પ્રવાહથી કંટાળતા, પરંતુ **શ્રીમન્નૃસિંહાચાર્યજીની** તેમાંથી ઉઠવાની વૃત્તિ લેશ પણ ન જોતાં તેઓ લોકોને વિરામ આપવા-

* શરીરમાં ક્ષુધા-તૃષાના વેગ ન જણાય તેને શાસ્ત્રમાં 'અનૂર્મિમત્ત્વ' નામની સિદ્ધિ કહે છે.

માટે કશું કહી શકતા જ નહિ. રાત્રિની ભજનમંડળીઓ દશ અગિઆરે આવે તે પ્રભાતસુધી. પ્રભાતથી તો અનેક દર્શનાતુર, જ્ઞાનાતુર, વાર્તા-રસિકો, આવવા જ માંડતા. આવો તેમની મસ્તીના કાલનો એક વિરલ પ્રસંગ બન્યો! સ્વરૂપાનંદની સાહજિક ખુમારી વિલક્ષણ અને અદ્‌ભુત જ હોય છે!

શાસ્ત્રીઓ અને વિદ્વદ્ વર્ગમાં વિશિષ્ટ વ્યક્તિતરીકે શ્રી બદ્રીનાથ શાસ્ત્રી વડોદરા શહેરના અતિ સમર્થ નૈયાયિક અને શાસ્ત્રવિશારદ હતા. શ્રીમન્નૃસિંહાચાર્યજીની ખ્યાતિ સાંભળી તેમના સમાગમે તે આવ્યા અને શ્રીમન્નૃસિંહાચાર્યજીસાથે ન્યાયની વિચારશ્રેણીથી ચર્ચા કરી વેદાંત શાસ્ત્રનું ખંડન કરવા ઘણા પ્રયત્ન કરવા છતાં પણ જ્યારે તે નિષ્ફળ ગયા, ત્યારે તેઓ-શ્રીના માટે અત્યંત પૂજ્યભાવ તેમના વિષે ઉત્પન્ન થયો અને એક યુવાન્ પુરુષની અગાધ જ્ઞાનશક્તિથી મુગ્ધ થઈ વારંવાર તેઓશ્રીપાસે ચર્ચાનો આનંદલાભ લેવા પધારતા. આ પુરુષને પાછળથી તર્કવાચસ્પતિની ઉચ્ચ પદવી રાજ્યતરફથી અર્પવામાં આવી હતી એ વડોદરાની જનતામાં પ્રસિદ્ધ છે. આ પુરુષવર શ્રીમન્નૃસિંહાચાર્યજીના સમયપછી પણ ઘણી વખત શ્રીનૃસિંહાશ્રમમાં પધારતા અને લેખકને તેમના પરિચયમાં આવવાનું બન્યું હતું. આવા સમર્થ શાસ્ત્રીએ પણ જ્યાં ત્યાં શ્રીમન્નૃસિંહાચાર્યજીની કીર્તિ વિસ્તારી.

## વડોદરા શહેરમાં

નિઝામપુરામાં નોકરી ન હોવાથી ત્યાં સ્થાયી નિવાસ કરવાની અગત્ય નહોતી. જે જમીન તેમને અર્પવામાં આવી હતી અને જ્યાં સુંદર પર્ણકુટી અને ફુલફળથી લચી રહેલી વાડી શોભી રહી હતી, તે પણ પાછી લેવામાં આવી હતી; વડોદરામાં કીર્તિનો સુવાસ અનેક સંભાવિત કુટુંબોમાં પ્રસરી ગયો હતો; તેથી અનેક ભદ્ર પુરુષો તેમના નિત્ય સમાગમની ઇચ્છા રાખતા; કેશવમીસ્ત્રી અને શ્રીમન્ માસ્તર સાહેબજેવા તેઓશ્રીને વડોદરામાં સ્થાયી નિવાસ કરવા આગ્રહ સેવી રહ્યા હતા, એટલે એક પ્રસંગે તેઓ-શ્રીએ શ્રી ત્રિકમલાલભાઇસાથે વડોદરા શહેરમાં આવી, ભુતડીઝાંપા-પાસે 'કડીયા ખડકી'માં એક ભાડાના ઘરમાં નિવાસ કર્યો! પૂર્વે પૂજ્ય માજીશ્રીની સેવાઅર્થે આવતાં પાર્વતી બહેનનો ઉલ્લેખ કરેલો છે. તેમનું સ્થાન કડીયા ખડકીમાં જ હતું એટલે તેમનો સંબંધ ત્યાંથી જ થયો હતો.

કઠીઆ ખડકીના ભાડાના મકાનમાં સમાગમમાટે આવનાર મનુષ્યો-માટે વિશેષ અનુકૂળતા નહિ. તદુપરાંત સ્વતંત્રતાપ્રિય શ્રીનૃસિંહાચાર્યજીની વૃત્તિને સ્વાતંત્ર્યમાટે સ્વતંત્ર સ્થાનની સ્વાભાવિક વૃત્તિ જાગી. જીવન્મુક્ત મહાપુરુષોની 'અનાયાસ' એક સિદ્ધિ મનાય છે. પૂર્વસંકલ્પ કે તદર્થે પ્રયત્નવિના જ તેમના જીવનની જરૂરીઆતો આવીને પ્રાપ્ત થાય એ 'અનાયાસ' સિદ્ધિનું લક્ષણ છે. સ્વતંત્ર મકાનને અર્થે જોઈતા દ્રવ્ય-માટે પણ અનાયાસ અનુકૂળતા આવી મળી! તેઓશ્રી કોઈપણ કાર્ય કરવાઅર્થેના દ્રવ્યમાટે કે પોતાની અંગત અનુકૂળ અથવા જરૂરી ચીજ-વાસ્તે, કદી કોઈને કશું કહેતા જ નહિ, એટલું જ નહિ, પરંતુ સૂચનસરખું પણ કરતા નહિ. અનેક શ્રીમંતો, ગૃહસ્થો, સરદારો વગેરેને ત્યાં પધરામણી-ઓ થઈ, અનેકે તેઓશ્રીની ઇચ્છાઓ જાણવા પ્રયત્ન કર્યો, પરંતુ દ્રવ્ય-સંબંધમાં કદી સ્પૃહાનો અંશસરખો પણ દર્શાવ્યો નથી. ઉલટા જ્યારે સ્વેચ્છાપૂર્વક પણ અનેક ભાવિક શિષ્યોએ તેમના ચરણમાં કંઇ પણ દ્રવ્ય કે વસ્તુ અર્પણ કરી હશે ત્યારે પણ તેઓશ્રી મૃદુભાવે જણાવતા: "ભાઇ! આ વસ્તુની શી અગત્ય હતી!" અને બહુ જ સંકોચથી તે અર્પનારને અસંતોષ કે દુઃખ ન થાય માટે સ્વીકારતા! એ રીતે 'અયાચક વ્રત' બહુ આગ્રહથી સેવતા.

## અયાચક વ્રત

તેઓશ્રીના 'અયાચક વ્રત' માટે પૂર્વ પ્રકરણમાં ઉલ્લેખ કરેલો છે. એ વ્રત કેટલાક મનુષ્યોઉપર તો બહુ પ્રબલ અસર કરતું. મુંબઇમાં તેઓ-શ્રીના સ્વરૂપાવસ્થાનની તિથિનિમિત્ત વ્યાખ્યાનકીર્તનવગેરેની યોજના હતી. લેખકની ત્યાં સ્થિતિકાલે શ્રી *હીરાલાલ ડાહ્યાભાઇ નાણાવટી, મુંબઇમાં પ્રખ્યાત સોલીસીટર હતા, અને એક અડગ શ્રેયસ્સાધક હતા, તેમણે પણ તેમના વ્યાખ્યાનમાં તેઓશ્રીના 'અયાચક વ્રત' માટે ખાસ ભાર મૂકી તેનો અપૂર્વ મહિમા દર્શાવ્યો હતો. એક સાધક બંધુએ તે વ્રતની અલ્પાંશે પણ ક્ષતિ થવાસરખી પ્રવૃત્તિ કરી હતી એ સંબંધમાં પૂર્વે જણાવ્યું છે. તેમાં જે વિષમ પરિણામ આવ્યો હતો તે આ પ્રસંગે જણાવવો અસ્થાને નહિ જ લેખાય.

---

* શ્રીયુત ડાહ્યાભાઈ હરજીવનદાસ, વડોદરા રાજ્યના એકાઉન્ટન્ટ જનરલના એ પુત્ર થાય. તેમના જ સમયમાં બાબાશાઈ નાણું બદલાયું. અને બ્રિટીશ કરંસી ચાલુ થઇ.

સુરત જિલ્લાના માંડવીપાસેનું કડોદ, પોતાનું જન્મસ્થાન હોવાથી, ત્યાં એક મકાન ખરીદવામાં આવ્યું હતું. જેમ જેમ અનેક ગૃહસ્થો અને ઉચ્ચ વર્ગનાં મનુષ્યો તેમના વિષે સદ્‌ગુરુબુદ્ધિ ધરી શિષ્યત્વ સ્વીકારતા થયા તેમ તેમ તેઓ સર્વ તેમનાં ગૃહતંત્ર, અર્થતંત્ર વગેરેમાટે સ્વતઃ ઇચ્છાનુસાર સેવાનું નિમિત્ત કરી અનેકવિધ પ્રવૃત્તિ કરતા રહ્યા. જ્યારથી શ્રીયુત ઈશ્વરભાઈ જીવાભાઇ તેમના શિષ્ય થયા ત્યારથી આજીવન આખું અર્થતંત્ર શ્રીમન્નૃસિંહાચાર્યજીને જાણ પણ ન પડે એ રીતે તેમણે જ સંભાળ્યું હતું! જેમ શ્રી ત્રિકમલાલભાઈ તથા શ્રીમન્ માસ્તર સાહેબે અન્ય તંત્રો સંભાળી લીધાં હતાં તદ્વત્! શ્રી ઈશ્વરભાઇનો સંબંધ પણ અનાયાસ વિલક્ષણ રીતે થયો હતો. એ સંબંધમાં તેમણે જ આ પ્રમાણે ખુલાસો કર્યો હતો:

"શ્રી હરિલાલ મોહનલાલ, શ્રીમન્ માસ્તર સાહેબના મોસાળ પક્ષથી સંબંધી થતા. તે અમદાવાદના એક અગ્રગણ્ય ગૃહસ્થ હતા, અને શ્રીમન્નૃસિંહાચાર્યજીના શિષ્યત્વને સ્વીકારી બહુ ભક્તિપૂર્ણ હૃદયે સેવા કરતા. વીરમગામમાં તે વકીલાત કરતા. એક પ્રસંગે શ્રીમન્નૃસિંહાચાર્યજીને વીરમગામ પધારવા વિજ્ઞપ્તિ કરેલી. તેથી પોતે ત્યાં પધારવાના હતા. સ્ટેશને તેઓશ્રીના સન્માનાર્થે શ્રી હરિલાલભાઈ આવેલા. શ્રી ઈશ્વરભાઈ વીરમગામમાં મીઠાની દુકાને નોકરી કરતા, તે પણ સ્ટેશને આવેલા. શ્રી હરિલાલભાઈસાથે પરિચય થયેલો હોવાથી સ્ટેશને આવવાનું કારણ પૂછતાં જણાયું કે તેમના સદ્‌ગુરુશ્રી વડોદરેથી પધારવાના છે! શ્રી ઈશ્વરભાઈને યુવાવસ્થાના પ્રારંભથી જ સંતસમાગમની ટેવ હતી. તેમના વતન સોજીત્રામાં, યુવાવસ્થાના પ્રારંભમાં જ એક તેજસ્વી સંન્યાસીનો સમાગમ ઘણો કાળ તેમણે સેવેલો, તેથી અધ્યાત્મજીવનમાં તેમને રસ પ્રકટેલો હતો. જ્યોતિષનું અપૂર્વ જ્ઞાન તે સંન્યાસીથી પ્રાપ્ત કર્યું હતું! શ્રી હરિલાલભાઈની વાત સાંભળી એમને પણ હૃદયમાં થયું કે એમના સદ્‌ગુરુશ્રીનાં દર્શન તો કરવાં! મૂળથી જરા ચિકિત્સક વૃત્તિ હોવાથી એમ થયેલું કે જોઇએ તો ખરા કે એ પુરુષ વળી કેવાક છે! **रिक्तपाणि र्न पश्येत राजानं देवतां गुरुम।** એ સૂત્રનો તો તેમને બહુ પરિચય હતો એટલે રસ્તામાંથી શ્રીફળ લઈ શ્રી હરિલાલભાઈને ત્યાં જઇ શ્રીમન્નૃસિંહાચાર્યજીનાં દર્શન કરી શ્રીફળ ચરણમાં મૂકતાં જ તેઓશ્રીએ તેમના પ્રતિ દૃષ્ટિ કરી એક જ વાક્ય ઉચ્ચાર્યું: "ઓહો!

તમારો તો કંઈ જૂનો સંબંધ હોય એમ લાગે છે!" શ્રી ઈશ્વરભાઈની વૃત્તિ અતિ પ્રેમાર્દ્ર બની ગઈ. શિષ્યત્વ સ્વીકાર્યું! ઉપદિષ્ટ થયા. આજન્મ તેઓશ્રીનું અને તેમના સમગ્ર કુટુંબનું અર્થતંત્ર એક પણ ક્ષતિ-વિના સંભાળ્યું! ગુજરાતી બે ચોપડી ભણેલા, છતાં ઉત્તર વયમાં સંસ્કૃત ગ્રંથો પણ વાંચતા અને તેના મર્મ પૂરેપૂરા ગ્રહણ કરતા. એ ગુરુઅનુગ્રહનો મહિમા સમજતા! બાપજીશ્રી (શ્રીમન્નૃસિંહાચાર્યજીનો શિષ્યવર્ગ એ જ નામથી તેઓશ્રીને સંબોધતો) માટે તો પ્રાણાર્પણ કરવા, ક્ષણનો પણ વિલંબ ન કરે એવા અપૂર્વ ભક્તિસંપન્ન હતા એટલું જ નહિ પરંતુ બાપજીશ્રીના શિષ્યમાંથી કોઈનું પણ કાર્ય ગમે તે પ્રયત્ને કરવા તત્પર રહેતા. જનકલ્યાણની તેમની વાસના એવી પ્રબલ હતી કે અનેક ઉચ્ચ સંસ્કારસંપન્ન અને સંભાવિત ગૃહસ્થોને પ્રેરણા કરી સદ્ગુરુશ્રીની છાયામાં લાવ્યા હતા.

જેમ શ્રી ઈશ્વરભાઈ સમગ્ર અર્થતંત્ર સંભાળતા, તે જ પ્રમાણે શ્રી ઉમયાશંકર સૂરજરામ બહારનાં વ્યવહારકાર્યો સંભાળતા. તે ઉમરેઠના ખેડાવાળ બ્રાહ્મણ અને અત્યંત વ્યવહારનિપુણ હતા. દરેક કાર્યના નિષ્ણાતો શ્રીમન્નૃસિંહાચાર્યજીનાં કાર્યો–પોતાની વૃત્તિને અનુકૂળ કાર્યો–સ્વેચ્છાથી જ સંભાળી લેતા. એટલે જ્યારે કડોદના મકાનને દુરસ્ત કરવાનો નિર્ણય થયો ત્યારે શ્રી ત્રિકમલાલભાઈની સાથે શ્રી ઉમયાશંકરભાઈ કડોદ ગયા, અને કામ જોતાં તે કામમાં જો આઠસો નવસો રૂપિયા ખરચ કરી શકાય, તો મકાન બહુ સારૂં થઈ જાય એમ તેમને લાગ્યું! શ્રી રાવ સાહેબ, માંડવીમાં મામલતદાર હતા અને બહુ જ શ્રદ્ધાભક્તિવાળા હતા, એ આપણે પૂર્વે વિચાર્યું છે. સારા શ્રીમંત હોવાથી તેમને જણાવવાથી એટલો ખર્ચ તે બહુ ભાવથી કરશે એમ શ્રી ઉમયાશંકરભાઈને લાગ્યું! બાપજીશ્રીને એ કામમાટે ખાસ જણાવવાની જરૂર પણ નથી એમ એમણે માન્યું! શ્રી રાવ સાહેબને જણાવતાં તો તે કાર્ય બહુ જ પ્રેમથી તેમણે કર્યું! મકાન સારૂં તૈયાર થઇ ગયું! બાપજીશ્રીને ઉમયાશંકરભાઇએ સમક્ષ આવી હકીકત નિવેદન કરતાં જણાવ્યું:

"બાપજી! મકાન તો આપની દયાથી બહુ સારૂં થઇ ગયું!"

"પરંતુ તેમાં ખર્ચ પણ સારો થયો હશે?" બાપજીશ્રીએ કહ્યું:

"એ તો પણ બાપજી! બધું બારોબાર થઈ ગયું! મેં સહેજ રાવ સાહેબને વાત કરી અને બધો ખરચ તેમણે આપી પણ દીધો!"

આ સાંભળી **શ્રીમન્નૃસિંહાચાર્યજી**ના હૃદયમાં સંતોષને બદલે વધુ અસંતોષ થયો ! શ્રી ઉમયાશંકરભાઇ તો કુશળતાથી કાર્ય કરવાથી પોતાની કુશળતામાટે વિશેષ હર્ષોદ્દ્ગાર સાંભળવા અને અનુગ્રહદૃષ્ટિમાટે આતુર થઇ રહ્યા હતા, ત્યાં **બાપજી**શ્રીએ જણાવ્યું: 'ઉમયાશંકર ! તમે મારા '**અયાચક વ્રત**' ઉપર પાણી ફેરવ્યું !'

અસાધારણ ખિન્ન હૃદયે, અશ્રુપૂર્ણ નેત્રે, ઉમયાશંકરભાઇ અવાક્ થઇ ઉભા રહ્યા !

આ પછી થોડા સમયપછી **શ્રીમન્નૃસિંહાચાર્યજી** કડોદ પધાર્યા હતા, અને શ્રી **રાવસાહેબ** પણ ત્યાં હતા, તે વખતે શ્રી **રાવ સાહેબને** રૂપિયા પાછા આપવામાં આવ્યા, પરંતુ તે **રાવ સાહેબે** સ્વીકાર્યા નહિ. એ સંબંધમાં શ્રી **રાવ સાહેબની** નોંધ આ પ્રમાણે છે:

" સુરતથી પોતે તા. ૩-૧૧-૯૩ ને શુક્રે નીકળી **અંત્રોલી** પધારેલા. ( **અંત્રોલી** સુરતપાસે નાનું ગામ છે. તે ગામ શ્રી **રામચંદ્ર નારાયણ આંબેગાંવકર** વડોદરા રાજ્યના પ્રથમ પંક્તિના સરદાર હોવાથી તેમને ઇનામ મળેલું છે. તે પણ **શ્રીમન્નૃસિંહાચાર્યજી**ના મહાન્ પ્રેમી ભક્ત હતા અને જીવનપર્યંત શ્રેયસ્સાધકનું જીવન જીવી અપૂર્વ નિરભિમાનતા અને શ્રેયસ્સાધકોપ્રતિ ઉચ્ચ પ્રેમભાવ તેમણે વ્યક્ત કર્યો છે. ) ત્યાં **શુક્ર, શનિ અને રવિ ત્રણ દિવસ** રહી સંવત્ **૧૯૪૯** ના **આસો વદ ૧૩ ( ધનતેરશ )** તા. **૬-૧૧-૯૩** ને **સોમવારના** રોજ સવારે મારો ***મૂળજીભાઈ** ઘોડાપર લેવા ગયેલો તેની સાથે **પરમેશ્વર બાપજી**, [1]એ **ભગવાન્**, **આઇયા, શ્રી ઇશ્વરભાઈ, શ્રી માસ્તર સાહેબ**, કણીઆ, **નગીનભાઈ, કૌશિકરામ**, ઇચ્છાશંકર, **નાથજીભાઈ**, વિઠ્ઠલદાસભાઈ વગેરે પધાર્યા, અને કડોદ વાજતે ગાજતે **નવા મંદિરમાં** પધાર્યા ! ત્યાં દીવાળીના રોજ બધા મોટા ગૃહસ્થ **સાધકોએ** ' ટૉર્ચ પ્રોસેશન' કરેલી એટલે પોતાશ્રીના આગળ બધા મશાલ અને કુલ્લી લઇ મશાલ ધરતા તેમાં હું પણ લેવા ગયો તેમાં મને રોકયો.

કડોદ મંદિરમાં મેં રૂ. ૮૫૨) ખર્ચેલા તેનો શ્રી ઉમયાશંકર, હરિલાલભાઈપાસે હિસાબ કરી મારી મરજીવિરુદ્ધ મને પોતેશ્રીએ આપ્યા. તે મેં પોતાની આજ્ઞાનુસાર લીધા, પણ **પડવાને** દિવસે **મૂળજીભાઈ**પાસે આરતિ ઉતરાવી પાછા મૂકયા, પણ પોતે ભારે અપ્રસન્નતા બતાવી **અને**

* શ્રી રાવ સાહેબના પુત્ર. ૧ શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાન્ તથા શ્રી **સર્વેશ્વર ભગવાન્**.

મને પાછા આપવા સારૂ ઇલાયદા રાખી મૂકેલા. પણ બીજે દિવસે સવારે નદીમાં સ્નાન કરતા હતા તે વખતે પોતાની સામે હસ્ત જોડી વિનંતિ કરી કે રૂપિયા મને પાછા ન આપતાં એટલો અન્ય પ્રકારે કંઇ ફાયદો કરવા કૃપા કરશો. પોતે લગીર અપ્રસન્નતાથી (*રૂપિયા રાખવા પડ્યા તેથી) બોલ્યા: 'આ દેહ શું કરી શકે?' મને આ પછી.........તેટલો જ ફાયદો થયો.......તેમ જ તેથી તો બીજા ઘણા ભારે ફાયદા થયા છે.'

આ પ્રમાણે પોતાના વ્રતપાલનઅર્થે પ્રયત્ન પણ કર્યો અને છતાં અપ્રસન્નતાથી પણ તે દ્રવ્ય શ્રી રાવસાહેબના સંતોષમાટે સ્વીકારવું પડયું પરંતુ તેનો પરિણામ વિલક્ષણ આવ્યો. શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાન્ તથા શ્રીમન્ માસ્તર સાહેબે જણાવેલું કે એ મકાન થોડા સમયપછી અગ્નિની આહુતિ-રૂપ બન્યું! ફરીથી દુરસ્ત થયું, પરંતુ પુનઃ પોતે (શ્રીમન્નૃસિંહાચાર્યજી) ત્યાં પધાર્યા જ નહિ!

વળી પૂર્વોક્ત નોંધમાંથી શ્રીમન્નૃસિંહાચાર્યજીના અપૂર્વ પ્રભાવનું અને ગુરુશિષ્યના પરસ્પરના અપૂર્વ પ્રેમભાવનું બહુ સુંદર સ્વરૂપ સ્પષ્ટ થાય છે. તેઓશ્રીના પ્રેમામૃત અને અનુગ્રહથી અભિષિક્ત શિષ્યો સામાન્ય કોટિના નહિ પરંતુ વ્યાવહારિક ભૂમિકામાં ઉચ્ચ પદે વિરાજતા પુરુષો છે. તેઓશ્રીના અપૂર્વ વાત્સલ્યથી આ શિષ્યો તેમના પ્રતિ જે પ્રેમ વ્યક્ત કરે છે, એમાં પ્રેમની પરાકાષ્ઠા જ દૃષ્ટિગમ્ય થાય છે. આજે રાષ્ટ્રનેતાઓપ્રતિ જનતા જે પ્રેમભાવ પ્રસંગોપાત્ત વ્યક્ત કરે છે તે અંતર્ગત ઉચ્ચાભાવનાને જ વ્યક્ત કરે છે અને તેવી જ રીતે શ્રી સદ્‌ગુરુપ્રતિ ઇશ્વરસદૃશ સંમાન દર્શાવવામાં સાધક પોતાના મનોગત ઉચ્ચ પ્રેમભાવને જ વ્યક્ત કરે છે એ નિર્વિવાદ છે! સદ્‌ગુરુશ્રીનો પ્રેમ એટલો ઉચ્ચ અને વિશુદ્ધ હતો કે ઉત્તમમાં ઉત્તમ અધિકારી શિષ્યો જ માત્ર નહિ પરંતુ કનિષ્ઠમાં કનિષ્ઠ અધિકારી શિષ્યો પણ તેઓશ્રીપ્રતિ અપૂર્વ પ્રેમ અને સંમાન દર્શાવ્યા વિના રહી શકતા જ નહિ. ધન્ય એ સદ્‌ગુરુ, ધન્ય એ સદ્‌ગુરુના શિષ્યો! શિષ્યો સર્વથા એક જ ભાવ મુખથી વ્યક્ત કરતાં ગાતા:

"ધન્ય દિવસ આ, ધન્ય ઘડી આ, લાગ્યું શ્રીગુરુચરણે ચિત્ત!"

આવું વિશુદ્ધ સંસ્કારસંપન્ન અને ઉચ્ચ ભક્તિપૂર્ણ હૃદયવાળું શિષ્ય-મંડળ વડોદરામાં નિવાસ કર્યાપછી જ પ્રધાનપણે એકત્ર થયું છે.

---

* આ શબ્દો રાવસાહેબના જ છે.

ઉપર જણાવી ગયા તે પ્રમાણે સ્વતંત્ર મકાનની ઇચ્છા થતાં સર્વ અનુકૂળતા 'અનાયાસ' આવી મળી અને કડીઆ ખડકીથી થોડે જ દૂર, ભુતડીને ઝાંપે, રામદ્વારાની સામે, એક મકાન ખરીદવામાં આવ્યું.આસપાસ કોળી, ઠાકરડા, ભૈયાઓ, મુસલમાન તેમજ હલકી કોમની વસ્તી હતી,છતાં **ईशावास्यमिदं सर्वं यत्किंच जगत्यां जगत्** તેમની દૃષ્ટિમાં પ્રત્યક્ષ હતું. ત્યાં આવા બાહ્ય ભેદભાવ હતા જ નહિ, એટલે ત્યાં આવીને નિવાસ કર્યો. બાહ્ય સ્વરૂપે સાદું, સ્વચ્છ, સ્વતંત્ર સ્થાન નૃસિંહાશ્રમથી પ્રસિદ્ધ સ્થળનું આરંભક સ્થાન! એ સ્થળમાં મૃત્તિકા અને પત્થરના પડોમાં છુપાએલા રત્નની માફક શ્રીનૃસિંહચિંતામણિ છુપાયેલા છતાં પ્રકટ, પ્રકટ છતાં છુપાયેલા, નિવસવા લાગ્યા! અજ્ઞજનોને અપ્રકટ, પ્રજ્ઞને પ્રકટ!

## જનતાનું પ્રબલ આકર્ષણ

એમનો મહિમા તો ક્રમે ક્રમે પ્રખર તેજથી પ્રકાશવા લાગ્યો! કનિષ્ઠ અધિકારીઓમાંથી ઉત્તમોત્તમ અધિકારીઓ એ તેજપ્રતિ પતંગવત્ આકર્ષાવા લાગ્યા! વિનાપ્રયત્ને, વિનાપ્રચારે, વિનાવાતે, કંઇ કંઇ જનતાની પ્રથમ પંક્તિના મનુષ્યો એ મધુર રસસરિતાસરખી વાણીના પાનની આતુરતાથી આવવા લાગ્યા. કેવળ અભેદ જેમની દૃષ્ટિમાં વિલસતો તેમને બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય કે જૈન, મુસલમાન, પારસી, ખોજામાં પણ સમભાવ જ હતો અને જ્ઞાનપિપાસાથી આવનાર સર્વને અત્યંત પ્રેમથી જ્ઞાનપ્રદાન કરવા પોતે સર્વદા ઉત્સુક હતા. તેમાં પણ જ્યારે તેમના હૃદયની કોમળ વૃત્તિઓને સ્પર્શ કરતી કોઇ કોઇ ઉચ્ચાધિકારસંપન્ન વ્યક્તિઓ આવતી અને તેમના ચરણમાં પ્રેમપૂર્વક પ્રણામાંજલિ અર્પતી, ત્યારે તેઓશ્રીની દૃષ્ટિમાંથી વહેતું પ્રેમામૃત એવો કોઇ વિલક્ષણ પ્રભાવ દર્શાવતું, કે પ્રથમ ક્ષણથી જ તેમના પ્રતિ અત્યંત પ્રેમભર્યો પૂજ્યભાવ તેમનામાં ઉત્પન્ન થયા વિના રહેતો નહિ. આ રીતે તેઓશ્રીનું જ્ઞાન અને અદ્ભુત પ્રેમ ભલભલાને આકર્ષતાં! અને એ અકથ્ય આકર્ષણના બળે અનેક 'અધિકારી' સંજ્ઞાને પાત્ર સમૂહ એકત્ર થવા લાગ્યો! ભાવી શ્રેયસ્સાધક વર્ગના સુંદર શરીરનાં ઘટક તત્ત્વો એકત્ર થવા લાગ્યાં!

શ્રી કેશવ મિસ્ત્રીનો તો ભક્તિભાવ એટલો ઉભરાતો હતો કે કંઈ કંઈ ઉત્તમ કોટિના મનુષ્યોને પણ તે શ્રીમન્નૃસિંહાચાર્યજીના અદ્ભુત તનુનાં દર્શન કરવા, એકવાર પણ આવી જવા આગ્રહ કર્યા વિના રહેતા

નહિ. **નિજામપુરેથી** પોતે પધારતા ત્યારે પણ **શ્રીમાન્ ગણપતરાવ મહા-**
**જન**જેવા સરદાર વર્ગના પુરુષ પણ મિસ્ત્રીના આગ્રહથી એકાદ વખત આવ્યા અને ત્યાં તો તેઓશ્રીની વિવિધ વિષયમાં સમાધાન આપવાની અગાધ શક્તિ જોઇને એટલા પ્રસન્ન થઇ ગયા હતા કે તે વારંવાર કોઇ વિદ્વાન્, કોઈ શાસ્ત્રી, કોઈ નૈયાયિકને સાથે તેડી લાવતા અને રસભરી ચર્ચા આનંદપૂર્વક શ્રવણ કરતા. વડોદરામાં તે વખતમાં શ્રાવણ માસમાં વિદ્વાનો, મિથિલાના નૈયાયિકો તેમ જ કાશીના પંડિતો બહુ સારા પ્રમાણમાં આવતા. કારણ, વિદ્વાનોના અભ્યાસના પ્રમાણમાં રાજ્યતરફથી બહુ ઉદારતાથી દક્ષિણાપ્રદાન થતું હતું. શ્રીમાન્ ખંડેરાવ મહારાજાનું ઔદાર્ય તો પ્રસિદ્ધ છે અને પ્રસંગે મૂઠો ભરી સુવર્ણમુદ્રાઓ પણ દાન કરતા એવી જનકથની છે. વ્યાયામપ્રિય તેમની વૃત્તિ અનેક પહેલવાનોને સુવર્ણનાં કડાં આપી દેતાં સંકોચાતી નહિ!

વડોદરાના **નવાબ સાહેબ**ના કારભારી **બળવંતરાય મુનશી** હતા. **બળવંતરાય** બહુ પ્રતાપી અને રાજ્યકુટુંબમાં સારી લાગવગ ધરાવતા. તે તેમ જ તેમના ભાઇ **ભગુભાઈ** મુનશી પણ આવતા થયા. **ભગુભાઇ**ને સંગીતનો ઘણો શોખ હતો. અને પ્રસંગવશાત્ **શ્રીમન્નૃસિંહાચાર્યજી**ની સાથે વાત થતાં સંગીતનો વિષય નીકળ્યો. સર્વ વિદ્યાના મૂળને પ્રાપ્ત કરનારમાં કોઇ વિદ્યા અપ્રાપ્ત ત્યાં પર્યંત રહે જ્યાં પર્યંત તે વ્યક્તિમાં તેની જિજ્ઞાસા ન ઉદ્ભવે!

**શ્રીમન્નૃસિંહાચાર્યજી**માં સંગીતવિષયક જ્ઞાન પણ બહુ ઉચ્ચ પ્રકારનું હતું. કારણ, સંયમી પુરુષોની પ્રજ્ઞા જે વિષયમાં સ્થિર થાય છે તે વિષયના અશેષવિશેષનું જ્ઞાન હસ્તામલકવત્ સિદ્ધ થઇ જાય છે. શ્રી **ભગુભાઇ**સાથે જ્યારે **શ્રીનૃસિંહાચાર્યજીએ** સંગીતના વિષયની વાતમાં પણ બહુ ઉચ્ચ જ્ઞાન દર્શાવ્યું ત્યારે તો તેમનું હૃદય ઝાલ્યું ન રહ્યું અને પ્રખ્યાત રાજ્યગાયક **મૌલાબક્ષ**ને એક વખત શ્રીનૃસિંહાચાર્યજીપાસે તેડી લાવ્યા. કારણ તેમની સાથે મુનશીજીને બહુ સારો સંબંધ હતો. કલકત્તામાં મહારાણી **વિકટોરીઆ**ના દરબારવખતે **પ્રો. મૌલાબક્ષ**ને ઘણા ગાયકોમાં શ્રેષ્ઠપદે જણાયાથી સુવર્ણપદક મળેલું હતું. તેઓ સંગીતના પ્રખર ગાયક હતા. એટલું જ નહિ પરન્તુ શાસ્ત્રીય જ્ઞાનમાટે વિદ્વાન્ શાસ્ત્રીઓદ્વારા સંગીતનાં સંસ્કૃત પુસ્તકો પણ અવલોકવા પ્રયત્ન કરેલો હતો; પરન્તુ અદ્ભુત જ્ઞાન-નિર્ઝર જેમના હૃદયમાં વહેતો તેવા **શ્રીમન્ નૃસિંહાચાર્યજી**સાથે **પ્રથમ** મુલાકાતથી જ **પ્રો. મૌલાબક્ષ**ને એવું પ્રબલ આકર્ષણ ઉત્પન્ન થયું કે **નિજામપુરે**

પોતે નિવસતા ત્યારે પણ ત્રણ ચાર દિવસે દર્શનમાટે જવાનું ચુકતા નહિ; અને પાછળથી વડોદરાના એ આરંભક આશ્રમમાં તો લગભગ નિત્ય જ આવતા અને શ્રીનૃસિંહાચાર્યજીએ જે કોઇ નવાં પદો રચ્યાં હોય તે પોતાના સુરીલા, પહાડી, બુલંદ અવાજથી શ્રોતાઓને સંભળાવી, પદરચનારના અપૂર્વ મહિમાને વિસ્તારવાની સાથે, સ્વમહિમાની વૃદ્ધિને પણ કરતાં, આશ્ચર્યકારક ભક્તિભાવથી રંગાતા.

પ્રો. મૌલાબક્ષ જેમ જેમ શ્રીમન્નૃસિંહાચાર્યજીનો સંબંધ સેવતા ગયા તેમ તેમ સંગીતમાંથી ધાર્મિક ચર્ચાઓ પણ કરતા ગયા. તેઓ ચુસ્ત મુસલમાન હતા અને દિવસમાં પાંચ વખત નમાઝ પઢતા. બાપજીશ્રીના સમાગમમાં આવતાં તેમને હિંદુ ધર્મનાં તત્ત્વો પણ સમજવામાં રસ ઉત્પન્ન થયો, પરંતુ બાપજીશ્રી કોઈ અન્ય ધર્મ પાળનારને કદી તે ધર્મમાં દોષદષ્ટિ દર્શાવતા જ નહિ. **સર્વ ધર્મો પરમાત્માની પ્રાપ્તિના માર્ગમાં તે તે પ્રકારના ધર્મના અધિકારીને માટે યોગ્ય જ હોય છે** એમ તેઓશ્રીનું સ્પષ્ટ અને યથાર્થ મંતવ્ય હતું, એટલે પ્રો૦ મૌલાબક્ષને કદી મુસલમાન ધર્મપ્રતિ અનુરાગ ઓછો થાય એવું વચન પણ કહેતા નહિ. આથી તો તે ઉલટા શ્રીમન્નૃસિંહાચાર્યજીમાટે વિશેષ માન ધરાવતા થયા. અને પ્રસંગોપાત્ત જ્યારે કુરાનની વાતોમાટે તેઓશ્રીપાસેથી તેમણે ખુલાસા મેળવ્યા ત્યારે તો શ્રીનૃસિંહાચાર્યજીપ્રતિ અપૂર્વ પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન થઈ અને તેમના ચરણનો સ્પર્શ કરી શિર ઝુકાવી મુસલમાન ધર્મવાળાઓ પોતાના પીરપયગમ્બરને જે માન આપે છે તે આપવા લાગ્યા!

રા. અમૃતરાય આત્યાજીભાઈ બક્ષી વડોદરાના વડનગરા નાગર ગૃહસ્થ હતા. થોડા જ સમયપૂર્વે તેમનો દેહ વિલાયો. બાપજીશ્રીના બહુ જૂના વખતના શિષ્ય! બાપજીશ્રી કીર્તનો ગાતા ત્યારે તે ઘણી વખત નરઘાં લઈ સાથ કરતા. તેથી બાપજીશ્રીના પ્રસંગમાં આવનાર ઘણી વ્યક્તિઓના વિષેની હકીકત તે જાણતા હતા. શ્રીમન્ માસ્તર સાહેબના વિશેષ કૃપાપાત્ર હતા અને તેમના દ્વારા જ તે આવેલા હતા. આથી કરીને પૂ૦ શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાને બાપજીશ્રીના સંબંધના પ્રસંગોની નોંધ કરવા તેમને સૂચના કરેલી. તે નોંધમાં પ્રો. મૌલાબક્ષના સંબંધમાં વિશેષ હકીકત આ પ્રમાણે છે:

"હિન્દુ ધર્મના સિદ્ધાન્તોનાં સકારણ સમાધાન બાપજીશ્રીની પાસેથી સાંભળતાં તેઓ વખતોવખત પોતાના કુરાનના સિદ્ધાન્તોનાં સમાધાન

પણ બાપજીને પૂછી જોતા, અને તે સર્વનાં સામાન્ય બુદ્ધિના માણસને પણ ગળે ઉતરી શકે તેવાં સમાધાનો મળતાં જોઇ, બાપજીપ્રતિ તેમને પણ ઘણી સારી શ્રદ્ધા બંધાઇ હતી. અમે કેટલોક વખત સુધી તો એમ જ સમજતા કે મૌલાબક્ષજી પણ શિષ્યમંડળમાંના એક છે. ખરેખર તેઓ શિષ્યમંડળમાંના જ હતા. ફરક માત્ર એટલો જ હતો કે તેમણે ગુરુદીક્ષા લીધી નહોતી. બીજી બધી જ રીતે તેઓ શિષ્ય જ હતા! કારણ કે મુસલમાનભાઇઓ તેમના પીરશિવાય અન્ય કોઈના પગે હાથ અડકાડતા જ નથી. પરંતુ અહિં તો મૌલાબક્ષજી બાપજીના પગ પકડી માથું પણ ચરણમાં ઝુકાવતા હતા. તેઓ એમ કહેતા પણ ખરા કે અમારા પીરના પગે હાથ અડાડવાનું અમને કુરાનનું ફરમાન હોવાથી હું તેમના પગનો સ્પર્શ હાથથી કરૂં છું, પરંતુ તેમાંના કોઇને આપની માફક માથું ઝુકાવતો નથી! તેઓ એક વખત અમારા બધાની સમક્ષ હસતે હસતે એમ પણ બોલ્યા હતા કે અહિં જેમ કુરાનનાં પણ સકારણ સમાધાન મળે છે તેવી જ રીતનાં સમાધાન મેં એક અમારા બુઢ્ઢા કાજીસાહેબને પૂછતાં પોતાની તેટલી માહિતી ન હોવાથી અજ્ઞાનને છુપાવવા મને ધમકાવીને બોલ્યા કે "કુરાને શરીફમેં શક લાના એ કાફરોંકા કામ હૈ." આ સાંભળી મેં કહ્યું: "કુરાનને સકારણ સમજવા પ્રયત્ન કરવો એનું નામ કુરાનઉપર શક લાવવો શી રીતે કહેવાય?"

કાજીજી ચીડાઇને કહેવા લાગ્યા: "તમે કાફરોના સહવાસથી કાફરજેવા બની ગયા છો. જુઓને કાફરોના પગ પકડો છો માટે તમે સાચા મુસલમાન જ નથી."

મૌલાબક્ષજી કહે મેં તેમને ઠંડે પેટે જવાબ આપ્યો: "ખુદાએ તો સર્વ મનુષ્યોને સરખા બનાવેલા છે. તેમાં તેણે તો કાંઇ મુસ્લીમ અને કાફરનો ભેદ રાખેલો નથી. પછી ચહાય તો તે હિંદુ હો કે મુસલમાન હો. પરંતુ જે માણસ ખુદાની બંદગી બરાબર કરી તેના ફીરસ્તાજેવો વલી બન્યો હોય તે સર્વથા વંદન કરવા યોગ્ય જ હોય છે. શું કાફર એ ખુદાનો વલી બની શકતો જ નથી? એવું કુરાનમાં તો ક્યાંએ મારા જોવા જાણવામાં નથી. કાજીજી આ સાંભળી નિરુત્તર થવાથી ચાલ્યા ગયા. હવે મને કાફરનો સંગી કહેવાનું ભૂલી ગયા છે!"

મૌલાબક્ષજી મુસલમાન છતાં બાપજીપ્રતિ તેઓ અપૂર્વ ભક્તિભાવ ધરાવતા, એટલું જ નહિ, તેમનાં પત્ની પણ તેવો જ ભાવ ધરાવતાં.

તે 'કસીદા'નું કામ બહુ સારૂં જાણતાં તેથી 'કસીદા'ના કામનું એક પહેરણુ, પ્રત્યેક ઉત્સવપ્રસંગે ભેટ ધરતાં અને તે પ્રસંગે પોતે તે જ ધારણ કરે એવી ભાવના રાખતાં. બાપજીશ્રીનો સિદ્ધાંત જ હતો: **ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम्।** એટલે ભાવથી અર્પેલી વસ્તુને શુભ પ્રસંગે ધારણ કરી પતિપત્ની ઉભયને સંતોષાનંદ અર્પતા!

પ્રો. મૌલાબક્ષને બાપજીશ્રીના સમાગમનો વળી એક અપૂર્વ લાભ હતો. વડોદરાના કૈ. શ્રીમંત સયાજીરાવ મહારાજની ભવ્ય અને જ્વલંત કારકીર્દિ તો જગવિખ્યાત થઈ ગઈ છે! અનેક દિશામાં કેળવણીનો પ્રચાર કરવાની પહેલ કરનારા એ જ અત્યંત પ્રગતિશીલ નૃપવર હતા. તેમની ઇચ્છાથી સંગીતશાસ્ત્રનો પદ્ધતિસર અભ્યાસ વિદ્યાર્થીઓ કરી શકે એ હેતુથી પ્રો. મૌલાબક્ષના અધ્યક્ષપણાનીચે રાત્રિ–સંગીતશાળા શરૂ કરવામાં આવી હતી. સંગીતવિશારદો આજપર્યંત જુની પદ્ધતિથી શિષ્યોને શિખવતા, તેમાં સ્વરલિપિ (નોટેશન)ની પદ્ધતિથી ઘેર રહીને પણ અભ્યાસ કરી શકે તે પ્રકારની નવીન પદ્ધતિ શરૂ કરવા તેમને ફરમાન થયેલું હતું. મૌલાબક્ષજીને 'સારીગમ'ના સપ્ત સ્વરોનાં 'નોટેશન', આરંભક અભ્યાસીઓથી શરૂ કરી ઉચ્ચ શિક્ષણ મેળવે ત્યાં સુધીનાં, તૈયાર કરવાનાં હતાં. સ્વર તો ભિન્ન ભિન્ન રાગરાગણીમાં અને ભિન્ન ભિન્ન તાલની લયમાં તેઓ ગોઠવી શકે, પરંતુ તે પ્રમાણેની તરજો અથવા તે તે રાગનાં કાવ્યોમાટે મુશ્કેલી નડે તેમ હતું; પરંતુ શ્રીમન્નૃસિંહાચાર્યજીની કૃપાથી તે સારી રીતે સિદ્ધ થઈ શકશે એટલું જ નહિ પરંતુ તેઓશ્રીનાં રચેલાં ઉચ્ચ સંસ્કારી કાવ્યો બાલકોના અંતઃકરણમાં શુભસંસ્કાર સ્થાપી શકશે એ પણ તેમને સ્પષ્ટ હતું, અને બાપજીશ્રીને વિજ્ઞપ્તિ કરતાં, પોતે તે કાર્યમાં તેમને અપૂર્વ સાહાય્ય અર્પી હતી! આરંભક સાદી સાદી 'સારીગમ'નાં કાવ્યો પણ શ્રીમન્નૃસિંહાચાર્યજીનાં જ રચલાં હતાં એ 'નોટેશન' પદ્ધતિની પ્રારંભક પુસ્તિકાઓ જોનારને સ્પષ્ટ દેખાય તેમ છે. 'કાફી'ની તરજ 'રામ રટેસે, પાપ કટે હે, લોભીકો સબ માન ઘટે હે,' 'ખમાચ'ની તરજ 'જગ યહ હય ક્ષણિક, તાતેં અસત, તદાપિ, જન સબ માનત સતવત' 'માંઝી'ની તરજ 'તારવો તેહારો અખત્યાર હૈ તારો ન તારો,' ભૈરવીની: 'શ્રવન સુનત, મુખ બોલત બચન,' એ આદિ તરજો લેખકે સાંભળેલી હજી પણ ઉપસ્થિત છે. પાછળથી મૌલાબક્ષજીએ રામ રટેસેની જગાએ 'રબ્બ રટેસે, પાપ કટે હૈ'' એવા ફેરફાર કરી કાવ્યોમાં પોતાની છાપ મારવા પ્રયત્ન

કર્યો છે એ પણ લેખકે પાછળની પુસ્તિકાઓમાં અવલોકયું છે. એમની પોતાની વૃત્તિમાં આવા ફેરફારનું કારણ આગળ સમજાશે. બીજાં તેઓશ્રી-નાં રચેલાં 'ચેતકે ચિત્ત લગાના' જેવાં, વાણીવિલાસ વગેરેમાં પ્રસિદ્ધ થયેલાં અનેક મહત્ત્વનાં કાવ્યો છે અને તેમની 'નોટેશન ગાઈડ'માં પ્રસિદ્ધ છે.

પ્રો. મૌલાબક્ષના સંબંધમાં હકીકત વિશેષ આપવાનો હેતુ તેમનો સવિશેષ સંબંધ દર્શાવવાની સાથે એક વિધર્મીય પુરુષ પણ સત્ય જ્ઞાનદૃષ્ટિથી કેવા મુગ્ધ થાય છે એ પણ દર્શાવવાનો હેતુ છે, તેમ જ શ્રીમન્નૃસિંહાચાર્યજીની અભેદ ભાવનાથી કેવા કેવા વિજાતીય અને વિધર્મીય પુરુષો પણ તેમના વિષે ઈશ્વરબુદ્ધિપર્યંતની શ્રદ્ધા ધરતા એ પણ સાથે સાથે દર્શાવવાનો હેતુ છે. આ ઉપરાંત બીજા પણ અનેક ભિન્ન ભિન્ન ધર્મવાળા પુરુષોના પ્રસંગો જાણવાયોગ્ય છે, પરંતુ તે અન્ય સ્થળે વિચારાશે.

**શ્રીમન્નૃસિંહાચાર્યજી**ના એ આરંભક સ્થાનમાં આવતી આરંભક શિષ્યમંડળીમાંના **રામકૃષ્ણ પંથ**નો પ્રસંગ પણ જાણવાજેવો છે. **સર ટી. માધવરાવ**, વડોદરાના દિવાન હતા ત્યારે શ્રીયુત કીર્તને નાયબ દિવાન હતા. **રામકૃષ્ણપંથ** તેમના નાનાભાઇ થાય. તેમના ભાઇ રાજ્યના મોટા અમલદાર હોવાથી યુરોપીઅન અમલદારોસાથે તેમને ઘણો સારો સંબંધ હતો. **રામકૃષ્ણપંથ** પણ તેથી અંગ્રેજ અમલદારોના ઘણા સહવાસમાં આવેલા હતા અને તેમની નીતિરીતિ બધી અંગ્રેજશાહી થઇ ગઇ હતી. તે શ્રી **આઇયા કૃષ્ણશાસ્ત્રી** ઈંદારકરના સહાધ્યાયી હતા. કર્મમીમાંસાના **આઇયા** શાસ્ત્રી અભ્યાસી હતા, અને **બાપજીશ્રી**ના પ્રથમ સમાગમથી જ શિષ્યત્વ સ્વીકારી આજન્મ '**નૃસિંહ**'ના વેત્રધાર (છડીદાર) રહ્યા હતા. તૈલંગી બ્રાહ્મણ, મગજ લોઢાનું, વાદવિવાદમાં કદી પરાજય સ્વીકારે નહિ; તે અત્યંત નિરભિમાન શિષ્ય–સેવક બની રહ્યા હતા. એ **આઇયા** શાસ્ત્રી-સાથે શ્રી **રામકૃષ્ણપંથ બાપજીશ્રી**ને મળવા આવ્યા. ઈશ્વરને તો તે માનતા જ નહિ. ધર્મ પણ બ્રાહ્મણોએ સ્વાર્થખાતર ઉભું કરેલું ધતીંગ માનતા. તે વખતનું અપૂર્ણ વિજ્ઞાન એ જ ખરૂં જ્ઞાન, 'ચક્ષુર્વૈસત્યં' એ સિદ્ધાંત હતો. પરંતુ **બાપજીશ્રી**સાથે કલાકેક વાતચિત કરતાં તો એમની બધી કુતર્કજાળનું છેદનભેદન થઇ ગયું અને એકદમ તે આવેશથી બોલી ઉઠ્યા: "Well, Well, Boova Saheb, you have Scientifically defeated me" સારૂ, સારૂ, બુવા સાહેબ, તમે તો વિજ્ઞાનની દૃષ્ટિએ જ મને હરાવ્યો છે!" અને તે પછી તેમણે શિષ્યત્વ સ્વીકાર્યું

એટલું જ નહિ, પરંતુ એમને ત્યાં આચાર્યશ્રીની પધરામણી કરી અને પોતે જાતે છડી પોકારી! ગુજરાતીદક્ષિણીનો ભેદભાવ, કે રાજ્યના વિશિષ્ટ પુરુષતરીકેનો અહંભાવ કેવળ નિર્મૂળ થઈ ગયો! એમણે પણ પોતાના ગ્રહ બાપજીશ્રીને બતાવેલા અને બાપજીશ્રીએ સ્પષ્ટ જણાવેલું: "સ્વકીયા-કરતાં પરકીયામાં પ્રેમ વિશેષ છે!" અને એ સાંભળીને તો દિઙ્મૂઢ બની ગયેલા!

આ સાદા આશ્રમમાં, ભવ્ય ભવનોમાં રહેનારા અનેક સરદારો, શ્રીમંતો, આ પ્રમાણે આવતા થયા. વડોદરાના શ્રી બાપાભાઈ મજમુંદાર, ગોધરાના શ્રી ભાઉરાય દેસાઈ, શ્રીયુત રામચંદ્ર નારાયણ આંબેગાંવકર, શ્રીયુત ગાડગીલ સાહેબ અને તેમના દ્વારા પરંપરાએ અનેક પુરુષોનો સમૂહ એ આશ્રમમાં નિત્ય એકત્ર થતો, જ્ઞાનચર્ચા શ્રવણ કરતો અને શ્રેયસ્‌ના માર્ગમાં વહેતો!

હવે અન્ય પક્ષે શ્રેયસ્સાધક વર્ગના દૃઢ સ્તમ્ભરૂપ વ્યક્તિઓ શ્રીમન્ માસ્તર સાહેબદ્વારા કેવી રીતે આવતી થઈ તે સહજ વિચારીએ. એ નાના આશ્રમના મહાન્ પ્રતાપમય વાતાવરણનું અદ્‌ભુત સામર્થ્ય એમાં સમજાશે.

શ્રીમન્ માસ્તર સાહેબની જનકલ્યાણની ઇચ્છા તેમની કિશોરાવસ્થાથી જ રગેરગમાં ઝણઝણતી અને તેથી પોતાને જે કંઇ સત્ય સમજાયું હોય તે અન્યના આગળ તેઓ તત્કાળ પ્રકટ કરતા, અને તે સત્ય સમજાવી તેપ્રતિ તેને પણ વાળવા પ્રયત્ન કરતા. અમદાવાદમાં રહી અભ્યાસ કરતા ત્યારથી નીતિશિક્ષણઆદિને માટે સમાજ સ્થાપન કરેલી અને શ્રીયુત નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવીસાથે મિત્રતા હોવાથી બંને સાથે રહી કાર્ય કરતા. બંને સત્યના શોધક હતા. પરમસત્ય જાણવાના જિજ્ઞાસુ હતા, અને કોઈ યોગ્ય પુરુષ તે સત્યનો દર્શાવનાર મળી આવે તો જેને પ્રથમ મળે તેણે અન્યને તત્કાળ તેવિષે ખબર આપવી એવી દૃઢ પ્રતિજ્ઞા હતી. આ વસ્તુ શ્રી સંઘવીએ 'પદ્ય-સંઘ' નામના પોતાના કાવ્યગ્રંથમાં સ્પષ્ટ કરેલી છે. એ પ્રતિજ્ઞાને અનુસાર શ્રીમન્ માસ્તર સાહેબે જ્યારે શ્રીમન્ નૃસિંહાચાર્યજીનું શરણ સ્વીકાર્યું ત્યારે તેમને પણ ખબર આપી અને તે પણ આવી સદ્‌ગુરુ પરમાત્મા શ્રીમન્નૃસિંહાચાર્યજીને શરણ થયા. આમરણાંત એ સદ્‌ગુરુવિના અન્યમાં સદ્‌ગુરુબુદ્ધિ ધરવી નહિ એવી તેમની અડગ અનન્ય ભક્તિ પ્રસિદ્ધ છે.

**શ્રીમન્ માસ્તર સાહેબ** અંગ્રેજી નિશાળમાં શિક્ષક હતા. ત્યાં પણ નિત્ય **બાપજી**શ્રીના માહાત્મ્યની ચર્ચા, પ્રસંગ નીકળતાં ઉપસ્થિત કરતા. **શ્રીમન્ માસ્તર સાહેબ**ના શિક્ષણક્રમમાં જ એક વિશિષ્ટતા હતી. વર્ગનો અભ્યાસ-ક્રમ બહુ સરળ પદ્ધતિથી આશરે અર્ધા કલાકમાં જ શીખવી દેતા. વિદ્યાર્થીઓને તેમાં પણ બહુ રસ ઉત્પન્ન કરતા. બાકીના સમયમાં નિત્ય કાંઇ જીવનોપયોગી, વ્યવહારઉપયોગી સુંદર ચર્ચા ચલાવતા. આથી વિદ્યા-ર્થીઓને તેમના શિક્ષણસમયમાં કંટાળો ન ઉપજતાં નવીન નવીન રસ ઉત્પન્ન થતો અને અનેક પ્રકારની જ્ઞાનદૃષ્ટિ ખીલતી સઉ કોઈ અનુભવતા. આવી ચર્ચાઓ સાંભળવામાટે તો અન્ય વર્ગના વિદ્યાર્થીઓ પણ તેમના વર્ગમાં પ્રસંગે અવકાશ મળતાં આવીને બેસતા. આ પદ્ધતિથી અનેક વિદ્યાર્થી-ઓને તેમના વિષે અપૂર્વ સ્નેહભાવ બંધાતો. **શ્રીમન્ માસ્તર સાહેબ** વિદ્યાર્થીઓનાં સમગ્ર જીવનને ઉન્નતિના ક્રમમાં સ્થાપવા સર્વથા ઉત્સુક રહેતા. તેથી **શ્રીમન્ માસ્તર સાહેબ**ના મુખથી પ્રસંગે **શ્રીમન્નૃસિંહાચાર્ય-જી**ના સંબંધમાં બહુ પ્રશંસા સાંભળી અનેક વિદ્યાર્થીઓ તેઓશ્રીનાં દર્શન-નિમિત્ત પણ આવવા લાગ્યા. એમાં પૂર્વે જણાવ્યા તે ભાઈ બક્ષી, અને તદુપરાંત શ્રી **નગીનદાસ ગોકુળદાસ મહેતા** તથા શ્રી **હીરાલાલ ડાહ્યા-ભાઇ નાણાવટી** પણ હતા. આ વ્યક્તિઓએ જીવનપર્યંત સદ્‌ગુરુશ્રીમાં દૃઢ અનન્ય ભક્તિ તથા અપૂર્વ અને અવિચલ શ્રદ્ધાને ધારણ કરી છે. પાછળના બંનેના પ્રસંગો જરા વિશેષ મહત્ત્વવાળા છે.

શ્રી **નગીનભાઈ મહેતા**ના મોટા ભાઈ શ્રીયુત **મોતીરામ ગોકુળદાસ મહેતા** વડોદરા રાજ્યના ' ટ્રેઝરી ઓફીસર ' હતા. કુટુંબમાં શ્રી મોતી-ભાઇ વડીલ હતા. **નગીનભાઈ** સઉથી નાના હતા અને અંગ્રેજી શાળામાંથી **શ્રીમન્ માસ્તર સાહેબ**ના દ્વારા **શ્રીમન્નૃસિંહાચાર્યજી**ના અદ્‌ભુત જ્ઞાન-સામર્થ્યની ખ્યાતિ સાંભળી તેઓશ્રીનાં દર્શને આવ્યા, ત્યારથી તેમના વિષે અપૂર્વ ભક્તિ પ્રકટી હતી, તેથી નિત્ય દર્શને આવતા, પરંતુ શ્રી મોતી-ભાઈ સાહેબની કડક દેખરેખ તેમના ઉપર રહેતી અને શ્રી મોતીભાઇને સાધુસંતોમાટે વિરોધી દૃષ્ટિ બંધાઇ ગઈ હતી તેથી તેમને ચોરીછુપકીથી દર્શને આવવું પડતું. પરંતુ એ જ મોતીભાઇ સાહેબને કંઇક **શ્રીમન્નૃસિં-હાચાર્યજી**ના અદ્‌ભુત સામર્થ્યનો પ્રભાવ જણાયો અને તે એક અનન્ય ભક્ત થઇ રહ્યા હતા. એ સંબંધમાં તેમના જ ચિરંજીવી ભાઇ શ્રી હીરૂ-ભાઇ જે મુંબઇમાં પ્રખ્યાત સોલીસીટર છે તે લખી જણાવે છે :

"પિતાશ્રી વડોદરા રાજ્યમાં 'ટ્રેઝરી ઓફીસર'ના હોદ્દાઉપર હતા. ગણિત અને હિસાબી કામમાં બહુ બાહોશ હોવાથી સુરતના લોકપ્રિય કલેક્ટર સર ટી. હોપની ખાસ ભલામણથી પિતાશ્રીને વડોદરા રાજ્યમાં, રાજ્યની આવકજાવકનું ધોરણ વ્યવસ્થિત કરવા, તથા રાજ્યના હિસાબમાંની ઘણાં વર્ષોથી ચાલતી આવેલી ગુંચવણોનો ઉકેલ કરવા, ટ્રેઝરી ખાતાના ઉંચા હોદ્દાઉપર નીમ્યા. કુટુંબના વડીલ હોઇ શ્રી નગીનભાઇ (પિતાશ્રીના સહુથી ન્હાના ભાઇ)ને બાળપણથી ઉછેરવાની ફરજ પિતાશ્રીને શિરે આવેલી. શ્રી નગીનભાઈને મુંબઇ એલ્ફીન્સ્ટન કોલેજમાં ભણવાને મોકલ્યા અને શ્રી નગીનભાઇએ યુનિવર્સિટીના બી. એ. ની ડીગ્રી સન ૧૮૮૦ માં લીધી. ગ્રેજ્યુએટ થઇને શ્રી નગીનભાઈ વડોદરાની હાઇસ્કુલમાં પ્રથમ શિક્ષકતરીકે નોકરીએ રહ્યા. જ્યાં શ્રીમન્ માસ્તર સાહેબના પરિચયમાં આવ્યા, જે પરિચય પાછળથી અતિ ગાઢ થયો.*

એલ્ફીન્સ્ટન કોલેજમાં ભણતા હતા ત્યારે શ્રી નગીનભાઇને શ્રી જેકીસનદાસ કણીયાજીસાથે મિત્રતા થયેલી, જે મિત્રતા એવી અદ્વિતીય બની કે બંને મિત્રો સગા ભાઇતરીકે રહેતા તથા વિચારઆચારમાં સમાનતા સેવતા.

શ્રીમન્માસ્તર સાહેબના પરિચયમાં આવ્યાથી શ્રી નગીનભાઇ અને શ્રી કણિયાજી બાપજીશ્રીની 'ઝુંપડી'માં આવવા લાગ્યા......"

શ્રી મોતીભાઇ સાહેબના સંબંધમાં આગળ જણાવે છે :

"તેઓ સાધુસંતને સ્વાભાવિક રીતે ઉત્તેજન આપતા નહિ. તેનું કારણ તો એ જ હતું કે હાલ તેમ જ તે સમયમાં ધુતારા અને ઢોંગી, લોભી સાધુઓની સંખ્યા ગણાય નહિ તેટલી હતી. પિતાશ્રીને કોઇએ કહેલું કે તમારો નગીન કોઇ સાધુને ત્યાં છુપો છુપો જાય છે માટે તેના ઉપર દેખરેખ રાખશો. સાધુ એને ખોટે માર્ગે દોરી નહિ જાય તે સંભાળવાનું! આ વાત લક્ષમાં રાખીને પિતાશ્રી ચિંતાપૂર્વક નગીનભાઇ સાંજ સવાર કયાં જાય છે તેની તપાસ રાખતા. એક વખત નગીનભાઇને આ બાબત પ્રશ્ન કરેલો અને તેનો જવાબ નગીનભાઇએ સંતોષકારક ન આપવાથી એમને ઠપકો આપેલો. તેનો ભાવાર્થ એવો હતો કે "તમે ગ્રેજ્યુએટ થયા

---

* શ્રી નગીનભાઈ તો વડોદરામાં ભણતા ત્યારથી જ શ્રીમન્ માસ્તર સાહેબના પરિચયમાં આવેલા છે એ સઘળી હકીકત જાણતાં તત્કાળ સ્પષ્ટ થશે.

છો તો ઢોંગી સાધુઓપાછળ ફરવું તમને શોભે નહિ! વળી તમારે નોકરીમાં આગળ વધવાનું છે." નગીનભાઇ આથી બહુ દુઃખ પામતા અને પોતાના મનની મુંઝવણ શ્રીમન્ માસ્તર સાહેબને કહેતા, જ્યારે શ્રીમાસ્તર સાહેબ આશ્વાસન આપતા કે પ્રભુ સર્વ સારૂં કરશે."

શ્રીમન્ માસ્તર સાહેબના સંબંધમાં આ પત્રમાં આગળ વિશેષ હકીકત છે જેમાંની ઘણી વાચક જાણે છે, પરંતુ છેવટનાં વાકય પ્રસંગને અનુસરતાં આ પ્રમાણે છે :

"એમના શિક્ષણનો એવો પ્રભાવ પડતો કે બધા, લગભગ હાઇસ્કુલના ઘણા વિદ્યાર્થીઓ, બાપજીશ્રીને ત્યાં આવવા લાગ્યા......"

"મ્હારા જન્મપ્રસંગે મ્હારાં પૂજ્ય માતુશ્રીએ શ્રી નગીનભાઇને ખાનગીમાં કહેલું કે ત્હારા સાધુપાસે કાંઇ દવા કે ભસ્મ હોય તો લાવ–મારૂં કષ્ટ કંઇ ઓછું થાય તો ઠીક. શ્રી નગીનભાઇએ કહ્યું કે હું લાવું જરૂર, પણ મ્હોટાભાઇ (પિતાશ્રી)ની આજ્ઞા થાય તો. નહિતર મને ઠપકો આપે. માતુશ્રીના કહેવાથી પિતાશ્રીએ હા કહી એટલે નગીનભાઇ દોડતા જઇ બાપજીશ્રીનું ચરણોદક અને ભસ્મ લઇ આવેલા. ઈશ્વરકૃપાથી માતુશ્રીનું કષ્ટ હળવું થઇ ગયું અને મ્હારાં માતુશ્રીની શ્રદ્ધા બાપજીશ્રી-ઉપર દૃઢ થઇ. થોડા દિવસ પછી બાપજીશ્રીને પિતાશ્રીએ ઘેર પધરાવેલા.

પિતાશ્રી જ્યારથી મંદિરમાં જતા થયા ત્યારથી કુટુંબમાં આનંદનો પાર રહ્યો નહિ!"

સંતોમાટે વહેમી વૃત્તિવાળા શ્રી મોતીભાઇ સાહેબ પણ અદ્દ્ભુત ચમત્કાર અનુભવી આચાર્યશ્રીના અનન્ય ભક્ત થઇ રહ્યા! એમના સંબંધમાં વિશેષ પ્રસંગ પણ જાણવાજેવો છે, પરન્તુ તેનો યોગ્ય સ્થળે ઉલ્લેખ થશે.

બાઈશ્રી હીરૂભાઈના પત્રમાં 'ઝુંપડી' શબ્દ આશ્રમસ્થાનમાટે વપરાયો છે, તેવો જ ભાવસૂચક શબ્દ પોતે જાતે–શ્રીમન્નૃસિંહાચાર્યજી વાપરતા. એ સંબંધમાં શ્રીયુત નર્મદાશંકરભાઇએ એક ઉલ્લેખ કરેલો તેમની નોંધમાં છે. એ ઉલ્લેખ એમના પોતાના જ સંબંધમાં છે.

## બાવાજીની મઢુલી

"મારો અંગત પ્રસંગ છે. છેવટની B. A. ની પરીક્ષામાં એક વાર નાપાસ થવાથી સંસારી જીવનમાંથી મોકળા રહી અભ્યાસ થાય તો ઠીક

એવા પિતાના વાક્યને લઇ પત્નીને દસ માસ દેશનિકાલ કર્યો ! ઉત્સવના પ્રસંગે તેમનું વડોદરે આવવું થયું, ત્યારે—" બાવાજીની મઢુલીમાં રહેતાં તમને શી શરમ લાગે છે "—એવા હેતુગર્ભ વાક્યવડે તેમને વડોદરામાં રાખ્યાં. હું રામમંદિરની એક નાનકડી મઢુલીમાં રહેતો હતો ! "

સદ્‌ગુરુશ્રીનો શિષ્યપ્રતિ કેવો પ્રેમ હતો, સર્વના સુખદુઃખમાં કેટલા સમભાગી પણ થતા અને આશ્રિતોનાં દુઃખથી કેટલા કરુણાર્દ્ર થતા એ આવા પ્રસંગો સ્પષ્ટ કરે છે. એમના સમગ્ર જીવનમાં આવા તો કંઇક પ્રસંગો બન્યા છે. સર્વની નોંધ કર્યાંથી મળે ? અને એ આશ્રમસ્થાન–સંતની સુંદર મઢુલી !

શ્રી હીરાલાલ ડાહ્યાભાઇ સોલીસીટરઃ—શ્રીમન્ માસ્તર સાહેબના કલાસમાં અભ્યાસ કરતા. તેમના સંબંધમાં અમારા ભાઇ છોટાલાલની નોંધ છે. ભાઈ છોટાલાલ શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાન્‌ના અતિ નિકટ પરિચયમાં હતા, એ શ્રેયરસાધકોને સુવિદિત છે. તેઓશ્રીનાં અંગત કાર્યો-અંગેની સેવા-મૂકસેવા–અદ્યાપિ ચાલુ છે અને તેથી પરમકૃપાળુ બાપજી-શ્રીના સંબંધમાં પૂ. ભગવાન્‌શ્રી તથા અન્ય સાધકોપાસેથી હકીકત મેળવી તેમણે નોંધ કરેલી છે, તે નોંધમાંથી શ્રી હીરાલાલભાઇસંબંધી આ હકીકત લીધી છે.

" શ્રીમન્ માસ્તર સાહેબના કલાસમાં ભણતા. બાપજીશ્રીસંબંધી વાત કલાસમાં થતી તેથી દર્શને ગયા. પૂ. બાપજીશ્રીએ નામ પૂછ્યું. તેમણે કહ્યું : હીરાલાલ. બાપજીશ્રીએ કહ્યું : મિસ્ટર હીરાલાલ !

કૉલેજમાં પ્રોફેસરો વિદ્યાર્થીઓને ' મિસ્ટર ' કહે છે, તેથી હીરાલાલ-ભાઈ પ્રસન્ન થયા ! તે વખતે તેમનું વય માત્ર નવેક વર્ષનુ જ હતું. ' સેકન્ડ સ્ટેન્ડર્ડ ' ( બીજા ધોરણ )માં હતા. અને બાપજીશ્રીએ મિસ્ટર કહ્યું તેથી હું જરૂર મેટ્રિક પાસ થઈશ એમ તેમને અંતરમાં સ્પષ્ટ ભાન થયું. અને શ્રી હીરાલાલભાઈએ જ જણાવેલું કે ' મેટ્રિક ' પાસ થયાની ખબર જ્યારે બાપજીશ્રીને તેમણે આપી ત્યારે પુનઃ બાપજીશ્રીએ કહ્યું: " હવે તમે ખરેખરા ' મિસ્ટર ' થયા ! "

આવા અનેક વિદ્યાર્થીવર્ગના યુવાનો શ્રીમન્ માસ્તર સાહેબના આશ્ચર્યકારક પ્રેરકબલથી એ ' મઢુલી 'માં આવતા થયા. શ્રીમન્ માસ્તર સાહેબનું માનસચક્ર જ્યારથી બાપજીશ્રીના અભિમુખ થયું ત્યારથી તેમના

અદ્દભુત માનસ સંદેશ ઝીલતું થયું હતું એનો આ સ્પષ્ટ પુરાવો છે. સુરતની પ્રવૃત્તિમાં આપણે સ્પષ્ટ જોયું કે યુવાન્ હૃદયો જ પોતાના સંદેશ વધારે સારી રીતે ગ્રહણ કરી જનતામાં એ ભક્તિજ્ઞાનનાં પ્રબળ આંદોલનો ઉત્પન્ન કરશે એ બાપજીશ્રીને દૃઢ હતું, અને એવા હેતુથી 'ધાર્મિક વિદ્યાશાળા'ની તેઓશ્રીએ સ્થાપના કરી હતી. એવા ઉચ્ચ સંસ્કારસંપન્ન, ભક્તિજ્ઞાનના પ્રકાશને ઝીલવા નિર્મળ સ્ફટિકજેવાં વિશુદ્ધ અંતઃકરણવાળા જ આ સર્વ યુવકો હતા! શ્રી જેકીસનદાસભાઈ, શ્રી નગીનભાઈ મહેતા, શ્રી સંઘવી, શ્રી નર્મદાશંકરભાઈ, શ્રી કૌશિકરામભાઈ વગેરે. એમનાં સર્વ જનહિતકર કાર્યો વિસ્તારથી દર્શાવવા આ સ્થાન નથી. છતાં જનતા તે સર્વથી સુપરિચિત છે. આવી મહાતેજસ્વી પ્રભાવાળાં આ યુવાનોનાં હૃદય એ આશ્રમમાં આવી આશ્રમના હૃદયમણિ સદ્દગુરુ ભગવાન્ શ્રીમન્ નૃસિંહાચાર્યજીના દિવ્યપ્રભાપ્રભાવથી વિશેષ તેજસ્વી બનતાં ગયાં!

વિદ્યાર્થીઓઉપરાંત શ્રી હરિશંકર કૃપાશંકર માસ્તર, ખંભાતવાળા શ્રી મણિશંકર માસ્તર, શ્રી મણિશંકર હ૦ ભટ્ટ વગેરે શિક્ષકો અને અન્ય અનેક અનેક સુશિક્ષિત સજ્જનો અને સન્નારીઓ એ સદ્દગુરુશ્રીપ્રતિ ભક્તિભાવ ધરી શ્રેયસ્‌ના પંથે પ્રગતિમાન થવા લાગ્યાં! અદ્દભુત સુખશાંતિ અને આનંદ અનુભવવા લાગ્યાં. કારણ, આશ્રમના પરમદેવનો તો શ્રુતિઉચ્ચારિત શિરોભાગે સ્થાપેલી ભાવનાનો દૃઢ સંકલ્પ હતો!

એ ઝુંપડી કે મઢુલીજેવા સ્થાનમાં પણ જે જ્ઞાનવૈભવ અને અદ્દભુત આનંદરસ છલકાતો તેના અનુભવથી મુગ્ધ શ્રીમન્ માસ્તર સાહેબની વાણી સંસ્મરણરૂપે પ્રવાહિત થાય છે:

બ્રહ્મસદનનાં સુખો આપ્યાં,<br>
દૃષ્ટિપાતથી દુઃખ સઉ કાપ્યાં,<br>
દુરિત સકળ નિજ બળથી ચાંપ્યાં,<br>
નિજરૂપબોધે હૃદય આ સ્થાપ્યાં,<br>
ભય પણ અમથી ત્રાસે— દુઃખ સખિ!

એ ઝુંપડી? કે મઢુલી?—એ તો બ્રહ્મસદન!

એ જ એ નૃસિંહાશ્રમ! ત્યારે તો નાની ઝુંપડી–મઢુલી હતી. પાછળથી તે મહાન્—વિશાળ—ભવ્ય આશ્રમ થયો ત્યારે શ્રી કૌશિકરામભાઈએ પ્રસંગવશાત્ નામસંસ્કરણ કર્યું: 'નૃસિંહાશ્રમ!'

સેખડે ૧૮૯૯ માં પ્રવેશદ્વારમાં પ્રવેશતાં જ તે દ્વારઉપર લખેલાં સુંદર મનોહર ચાર મહાવાક્યો વાંચ્યાં :

**प्रज्ञानं ब्रह्म । अहं ब्रह्मास्मि । तत्त्वमसि । अयमात्मा ब्रह्म ।**

આ આશ્રમમાં એ દિવ્યમૂર્તિ **શ્રીમન્નૃસિંહાચાર્યજી**ના ચરણકમલ-મકરંદના ભોગી ભ્રમરનાં વૃંદ અનાયાસ ગુંજવા લાગ્યાં! મધુકરોને આકર્ષવા કમળવનને પ્રયત્ન કરવો પડે છે?

# પ્રકરણ ૧૩

# કાઠિયાવાડનો પ્રવાસ

**संगमविरमविकल्पे वरमिह विगमो न संगमस्तस्य ।**
**एकः स एव संगे त्रिभुवनमपि तन्मयं विरहे ॥**

જગત્ દ્વંદ્વધર્મોવાળું છે. પરમતત્ત્વે માયાનો આશ્રય લીધો અને જગત્‌સર્જન કર્યું ત્યારથી એકમાંથી દ્વૈત થયું. એ બંનેના મિશ્રધર્મવાળા જગત્‌માં બંનેના ધર્મો યુગ્મરૂપે સર્વત્ર, સર્વસ્થિતિમાં, સર્વવસ્તુમાં પ્રતીત થાય છે. સુખ અને દુઃખ, હર્ષ અને શોક, દિવસ અને રાત્રિ, તડકો અને છાયા, ઉદય અને અસ્ત, સંયોગ અને વિયોગ, જ્યાં ત્યાં સાથેનાં સાથે રહેતાં પ્રતીત થાય છે. લાકડીના બે છેડાની માફક. શુદ્ધ ચૈતન્ય દ્વંદ્વધર્મોથી પર, એક પણ જ્યાં કહી ન શકાય, એવી સ્થિતિમાં છે. એક પણ બીજાની અપેક્ષાએ જ કહી શકાય. એ શુદ્ધ ચૈતન્યરૂપે સ્થિતિકાલે જ દ્વંદ્વ-ધર્મો વિલાય છે, અને સમાધિમાં એ સ્થિતિનો અનુભવ કરનાર સઘળા દ્વંદ્વધર્મોથી પર, દ્વંદ્વાતીત રહી, સઘળાં દ્વંદ્વોને તટસ્થ સાક્ષીવત્ જોતો નિર્લેપ રહે છે, દ્વંદ્વાતીત, ગગનસદૃશ એવી ઉપમાને પામે છે.

આવા દ્વંદ્વધર્મોવાળા જગત્‌માં સર્વથા સર્વકાળ એકસરખી સ્થિતિ નિશ્ચલ રહેતી નથી. પરમાત્માનો એમાં પણ શુભ સંકેત છે, પરંતુ એ શુભ સંકેતનું ભાન વિશુદ્ધ મતિમાં જ પ્રકટે છે. બંને વિરોધી સ્થિતિમાં અનુકૂળ-પ્રતિકૂળ ભાવો જન્મે છે અને જીવ તેથી સુખદુઃખના અનુભવ કરે છે. દિવસ અને રાત્રિ, તડકો અને છાયાની માફક, સુખ અને દુઃખ, સંયોગ અને વિયોગ પણ ચક્રાકાર ગતિથી ફરતાં–પરિવર્તન પામતાં જ રહે છે, અને સામાન્ય જીવમાત્ર તેથી સુખદુઃખ, હર્ષશોક અનુભવે છે. સામાન્ય મતિ એ પરિવર્તનના પૃષ્ઠ ભાગમાં રહેલા ઈશ્વરી સંકેતને સમજી શકતી નથી. પરંતુ વિશુદ્ધિથી અંતઃકરણની વિશિષ્ટ ખીલેલી કળાવાળા પુરુષો તે ગુપ્ત સંકેતને, તેમાં રહેલા ગુપ્ત બળને જોઈ શકે છે. તેવી વિશિષ્ટ વૃત્તિ-વાળાઓ પ્રતિકૂળતામાં રહેલી અદ્‌ભુત શક્તિને જોતાં તેની ઉપકારકતા જોઈ તેથી ઉલટા પ્રસન્ન થાય છે. અધ્યાત્મતત્ત્વને જાણનારાઓ તેની પ્રશંસા જ કરે છે. સંત તુલસીદાસ કહે છે: 'સંપદ્‌સે વિપદ્ ભલી જો થોરે દિન હોય.' વિપત્તિને જ સંપત્તિનું દ્વાર બનાવી શકાય છે. વિપત્તિ

જગત્‌ના સ્વરૂપનો સત્ય અનુભવ જાગ્રત્ કરે છે અને જગત્‌વિષેના ખોટા મોહનો ત્યાગ કરાવી પરમ અભય અર્પનાર વિરાગની કલાને ખિલવે છે.

સંયોગ અને વિયોગ આ જ નિયમે સુખદુઃખ પ્રકટાવે છે, પરંતુ વિયોગમાં રહેલી અદ્‌ભુત શક્તિને તો અદ્‌ભુત પ્રેમપ્રભાવયુક્ત ગોપીજનો જ જુએ છે અને કહે છે: **वरमिह विगमो**–વિયોગ વધારે શ્રેયસ્કર છે, કારણ–**त्रिभुवनमपि तन्मयं विरहे**–વિયોગકાલે ત્રિભુવન પણ કૃષ્ણરૂપ થઈ જાય છે! કેવી સુંદર ઉક્તિ!

સંયોગશૃંગારકરતાં વિપ્રલંભશૃંગાર અધિક રસનિષ્પત્તિ કરે છે એ રસશાસ્ત્રકોવિદોનો અનુભવ છે.

જગત્‌માં બંને વિરોધી સ્થિતિઓ પણ એકબીજાની પોષક અને ઉપકારક થાય એવો નિયતિનો જ હેતુ સમજાય છે, અને પ્રેમબદ્ધ અથવા સ્નેહબદ્ધ વ્યક્તિઓમાં ઉભય સ્થિતિ પ્રેમની વિવૃદ્ધિ કરવામાં હેતુભૂત થાય છે એ નિર્વિવાદ છે. અભાવમાંથી ભાવ પ્રકટતાં ભાવની વિશેષતા અનુભવગમ્ય થાય છે. આ જ નિયમે **શ્રીમન્નૃસિંહાચાર્યજી**ના સંગમાં અપૂર્વ પ્રેમ અને આનંદને અનુભવતી વ્યક્તિઓને ઉપરથી દુઃખદ જણાતો છતાં અંતરથી વિશેષ ઉપકારક પ્રસંગ આવીને ઉપસ્થિત થયો.

## લીંબડીનરેશનું આમંત્રણ

**લીંબડીમાં મહારાજા જસવંતસિંહજી** રાજ્ય કરતા હતા. **શ્રીમાન્ જશવંતસિંહજી** બહુ પવિત્ર અને ધાર્મિક જીવન ગાળતા. નિત્ય પ્રભાતે ઉઠી બ્રાહ્મણોને અમુક દાન આપ્યા પછી જ દિનચર્યાનો આરંભ કરતા. નિત્ય સંધ્યાદિ નિત્યકર્મ અને શિવના પરમ ભક્ત હોઈ શિવપૂજન બહુ ભક્તિભાવથી ત્રણ ચાર કલાકપર્યંત કરતા. આમ દિવસમાં આશરે બેએક પ્રહર ઈશ્વરચિંતનમાં વ્યતીત કરતા.

વાચકો જાણે છે કે **પ્રો. મૌલાબક્ષ** વડોદરા રાજ્યના રાજ્યગાયક હતા. પ્રસંગવશાત્ **લીંબડીનરેશ**ને ત્યાં ગયેલા અને ત્યાં તેમનું સંગીત મહારાજાને સંભળાવ્યું. **પ્રો. મૌલાબક્ષ** આ પૂર્વે **શ્રીમન્નૃસિંહાચાર્યજી**ના સમાગમમાં આવેલા હતા. તેઓશ્રીનાં રચેલાં અનેક કીર્તનો નિત્ય ગાતા. તેમ જ તેમને નવા નવા રાગનાં કીર્તનો રચાવવાની પણ ઇચ્છા હતી એટલે તેમના આવ્યા પછી **શ્રીમન્નૃસિંહાચાર્યજી**એ વિવિધ રાગ-રાગણીનાં કીર્તનો પણ રચવા માંડ્યાં હતાં અને **મૌલાબક્ષજી** તે કંઠે કરી તેઓશ્રીના શિષ્યવર્ગઆગળ શ્રવણ કરાવતા. બિલાવલ, કલ્યાણ,

જોગીઆ, બિહાગ, કેદાર વગેરે રાગનાં પદો જોતાં એ સહજ સમજાશે. શ્રીમાન્ લીંબડીનરેશપાસે તેમણે રાગરાગિણીની ચીજો ગાઈ, તેમાં નીચેનું કીર્તન શ્રીમન્નૃસિંહાચાર્યજીનું રચેલું સંભળાવ્યું. આ પદ શ્રી નૃસિંહ વાણીવિલાસ પ્રથમ ભાગમાં છપાયેલું છે.

( રાગ-જંગલાની ઠુમરી. )

કોહુ હૈ રે શુદ્ધ ઝવેરી, પરખે મેરી, હિરદાફેરી, કોહુ૦
એક અદ્દલ સેજપેં પોઢે, કબહુ ન માન કિસીકા મોડે,
વાં મગન હોય અતિ કોડે, સુરતા ઘેરી— કોહુ૦
નિરંતર સત્ય શબ્દ ઉચ્ચારે, નહિ આપ અરૂ પર ધારે,
ભય દુઃખ સબહિ દિલસેં નિકારે, નિશદિન ટેરી— કોહુ૦
નહિ જ્યાં સિદ્ધપદકા અભિમાના, લહે જો રંકરાવકું સમાના,
લિજે સો સદ્ગુરુકા પરવાના, મિટે અંધેરી— કોહુ૦
કરકે સુખસ્વરૂપમેં બાસા, છાંડી અન્ય દશ્યકી આશા,
નરસિંહ આપહી કીયા પ્રકાશા, કાટી ફેરી— કોહુ૦

કીર્તન શ્રવણ કરતાં અંતઃકરણના ઉજ્જવલ સંસ્કારો અનેરા તેજથી ઝળકી ઉઠયા. મહારાજાએ પૂછયું: 'એ કિસકા બનાયા હુવા હૈ?'

'જી! બડોદેમેં બડે મહાન્ સંત પુરુષ હૈ! નરસિંહાચારજી! બડે તેજસ્વી ઑર માનો સબ શાસ્તર પુરાનકે જાનનેવાલે કોઈ ઓલિયા હૈ!'

આ 'તારીફ' સાંભળતાં શ્રીમાન્ જશવંતસિંહજીના હૃદયમાં એ પુરુષનાં દર્શનની તીવ્રતા જાગી ઉઠી! મૌલાબક્ષજીને કહ્યું કે આપ આપના માણુસને આજે જ વડોદરે રવાના કરો અને મહારાજશ્રીને અમારી વિનંતિ સંભળાવો. અહિં પોતે પધારે, દર્શન આપે, જ્ઞાનવાર્તા સંભળાવે. અહિં તેમને માટે ઉત્તમમાં ઉત્તમ વ્યવસ્થા તૈયાર રહેશે!

મૌલાબક્ષજીને તો ભાવતું'તું ને વૈદે કહ્યું: શ્રીમન્નૃસિંહાચાર્યજી લીંબડી પધારે તેમાં તેમને તો દ્વિગુણ લાભ હતો. તત્કાળ પોતાના એક આપ્ત જનને વડોદરે મોકલાવ્યો અને તેણે આવીને શ્રીમન્નૃસિંહાચાર્યજીને મહારાજાની ઇચ્છા નિવેદન કરી! પરંતુ શ્રીમન્નૃસિંહાચાર્યજીને તો વડોદરાના આશ્રમમાં એકત્ર થયેલા યુવાન્ સંસ્કારી શિષ્યવર્ગનો પ્રેમ પોતાતરફ આકર્ષી રહ્યો હતો. પ્રવાસની વૃત્તિ તો બહુ જ ન્યૂન હતી. 'સત્ ચિત્ સુખ સર્વત્ર જ, ત્યજીને કયાં જાવું! એ ધૂનિ અંતરમાં અખંડ જાગ્રત્

રહેતી. એટલે પોતે લીંબડી જવાની અનિચ્છા જણાવી! ભોલાભક્ષનો માણસ નિરાશ થઈ પાછો ગયો. ત્યાં જઈ હકીકત જણાવી. મહારાજાને લાગ્યું, પોતે પણ કંઈક ભૂલ કરી છે. ઈશ્વરકોટિના મહાપુરુષને પોતાને આંગણે પધરાવવા યોગ્ય વિનય, વિવેક અને આગ્રહયુક્ત વિજ્ઞપ્તિ કરી તેમને તેડી લાવે એવા **સ્વજનને** જ મોકલ્યાવિના એ કાર્ય અસંભવિત હોય એમ તેમને સમજાયું અને તેથી કરીને પોતાના જ એક મનુષ્યને આગ્રહથી અને વિનયથી તેઓશ્રીને લીંબડી પધારવા વિજ્ઞપ્તિ કરવા મોકલ્યું! તે ભાઈ પણ આવ્યા. બહુ પ્રેમથી, વિવેકથી, સદ્‌ગુરુશ્રીને લીંબડીનરેશની ઇચ્છા નિવેદન કરી. પોતે તેને પણ અનિચ્છા જ દર્શાવી! આવનાર નિરાશ થયો. અંતઃકરણ અપ્રસન્ન થયું. તેને વધુ દુઃખી થવાજેવું જ્યારે તેઓશ્રીને લાગ્યું ત્યારે તેને આશ્વાસન આપ્યું: "તત્કાળ તો નહિ, પરંતુ થોડા દિવસ પછી ઇષ્ટેચ્છા તો અવાશે." આટલું કહી તેને વિદાય કર્યો.

આમ છતાં પુનઃ પુનઃ લીંબડીથી આગ્રહ થતો રહ્યો અને તેવામાં દ્વારિકાતરફ જવાજેવું કંઈક નિમિત્ત મળ્યું ત્યારે લીંબડી ખબર આપી કેટલાક મનુષ્યોસાથે સં. ૧૯૩૭ના ફાલ્ગુન માસમાં લીંબડીતરફ પ્રયાણ કર્યું.

**શ્રીમન્નૃસિંહાચાર્યજી**માં ઈશ્વરબુદ્ધિથી અનુરક્તિ જાગેલી વૃત્તિવાળા શિષ્યવર્ગને તો વિયોગજન્ય અસહ્ય પરિતાપનો પ્રસંગ પ્રાપ્ત થયો. પ્રેમમાં અને તેમાં પણ આરંભક પ્રેમસંલગ્ન વૃત્તિમાં એકાએક આવા પ્રસંગ પ્રાપ્ત થવાનું નિર્માણ જ થયું હોય તેમ બને જ છે અને તે કાલે વિયોગનું કષ્ટ અસહ્યસરખું થઈ પડે છે. સદ્‌ગુરુશ્રીના વિષે પ્રેમબદ્ધ સર્વને અપાર ખિન્નતા અનુભવતા જોઈ તેઓશ્રીનું હૃદય પણ કરુણાર્દ્ર બન્યું! ભક્તનાં દુઃખથી પ્રભુ સર્વથા અત્યંત કોમળ બને છે અને ત્યારે એક વિલક્ષણ અમૃતઅનુગ્રહ તેમના હૃદયમાંથી વર્ષે છે! એ અપાર અનુગ્રહનો પ્રભાવ ભકતોને અકથ્ય શાંતિ, તૃપ્તિ અને આનંદ આપે છે.

**શ્રીમન્નૃસિંહાચાર્યજી**એ જવાના દિવસે શિષ્યવર્ગને સંતોષ આપવા એક કાવ્ય રચ્યું. સ્ટેશનઉપર સર્વ વિદાયગિરીઅર્થે ગયા ત્યારે પોતે એક એકાંત સ્થળે સર્વસાથે બેશી સર્વને સ્વકંઠે અત્યંત પ્રેમથી તે કાવ્ય શ્રવણ કરાવ્યું! સર્વનાં પરિતપ્ત હૃદયઉપર અદ્‌ભુત અમૃતસિંચન થયું અને સહુએ વિલક્ષણ શાંતિતૃપ્તિને અનુભવી! આ કાવ્ય શ્રી નૃ૦ વા૦ વિ૦ દ્વિતીય પુસ્તકમાં છે: પદ ૩૭. તેની નીચે નોંધ છે: પ્રસંગ-

પરત્વે રચાયેલું. તે આખું કાવ્ય વાચકની જાણને માટે પરિશિષ્ટ ૪ રૂપે આપેલું છે.

લીંબડીનરેશે બહુ સુંદર સ્વાગત કર્યું. લીંબડીમાં ૧૮ દિવસ મુકામ રહ્યો હતો. આસંબંધમાં શ્રીમન્ માસ્તર સાહેબે વિદ્દ્રત્ન શ્રીયુત તનસુખરામભાઈના ઉપર પત્રો લખેલા હતા, તે પત્રમાંનો કંઈક ભાગ શ્રીમન્ માસ્તર સાહેબના એકત્રિત કરેલા સાહિત્યમાંથી મળે છે. વિદ્દ્કુલભૂષણ શ્રીયુત મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી, શ્રીમન્નૃસિંહાચાર્યજીના અતીવ દીર્ઘ પરિચયમાં હતા અને વેદાંતવિષયક ઘણી ચર્ચાઓ અને પત્રવ્યવહાર ઉભયવચ્ચે ચાલતો. તેમના ચિરંજીવી શ્રીયુત તનસુખરામભાઈ પણ ગુજરાતના એક સમર્થ વિદ્વાન્ હતા, અને શ્રીમન્નૃસિંહાચાર્યજીના સ્વરૂપાવસ્થાનપછી તેઓશ્રીના જીવનપ્રસંગો શ્રીમન્ માસ્તર સાહેબને લખી મોકલવા તેમણે જણાવેલું હોવાથી તે પત્રો લખાયેલાં નોંધઉપરથી સમજાય છે. આ પત્રો પણ સંપૂર્ણ પ્રાપ્ત નથી એ શોચનીય છે, નહિ તો ઘણી હકીકત જાણવા મળત. શ્રીમન્ માસ્તર સાહેબના પત્રમાં લીમડીસંબંધે આ પ્રમાણે ઉલ્લેખ છેઃ

"લીમડીમાં ૧૮ દિવસ મુકામ રહ્યો. ઠાકોર સાહેબે કેટલીક વાર સમાગમનો લાભ લીધો હતો, તેમ પ્રજાજનોમાંથી ઘણા સમાગમનિમિત્ત આવતા. આ પ્રવાસમાં વિવિધ સ્થળે થયેલા વિદ્વાન્અવિદ્વાન્ મનુષ્યોસાથેના વિવાદ બહુ આશ્ચર્યકારક હતા પણ દુર્ભાગ્યે તેની નોંધ રાખવામાં આવી નથી. ૨૭ વર્ષના લઘુ વયે રાજદરબારોમાં પ્રવાસ કરવો અને પ્રત્યેક રાજ્યના વિદ્વાન્ શાસ્ત્રીઓસાથે નિડરતાથી સંભાષણ કરી સર્વની વિવિધ શંકાઓનાં યોગ્ય સમાધાન આપવાં, અને સર્વના સંમાનને પ્રાપ્ત કરવું, એ કાર્ય તે પ્રસંગે સર્વને અદ્ભુત લાગતું. તે સમયના મનુષ્યો કહે છે કે ગમે તેવો વિદ્વાન્ મનુષ્ય આવતો તો પણ પોતે તેનાથી દબાતા નહિ, પણ તેમનો પ્રતાપ તેના પર પડતો, તેમ રાજાઓના ઐશ્વર્યની પણ તેમના ઉપર લેશ પણ અસર થતી ન હતી. રાજાઓના સમીપમાં જેમ અન્ય મનુષ્ય સ્વભાવથી જ હૃદયના સંકુચિતપણાને પામે છે, તેવું કિંચિત્ પણ તેમને થતું નહિ."

આગળના પ્રકરણમાં જણાવ્યું છે કે વાદમાં તેમની અપૂર્વ કુશલતા હતી અને તેમની ચર્ચામાં અત્યંત રસ ઉત્પન્ન થતો. આવા રસ–પ્રસંગોથી

પણ અનેક વિદ્દજ્જનો તેમની પાસે સમાગમમાટે, વાદમાટે, ચર્ચામાટે, સમાધાનમાટે, આવતા. આમાં લીંબડીમાં કવિરાજ રવિરાજ તેઓશ્રીનાં જ્ઞાન અને ચર્ચાથી અત્યંત પ્રસન્ન થયા હતા અને **શ્રીમન્નૃસિંહાચાર્યજી**ની સ્તુતિનું એક કવિત રચ્યું હતું. આ કવિત **શ્રીમન્ માસ્તર** સાહેબની નોંધમાં ( ડાયરીમાં ) છે.

**કવિત**

જ્ઞાનકે પ્રકાશ ત્યોં વિજ્ઞાનકે વિલાસ કહે
નાશક અજ્ઞાનકે, પ્રતાપ જાકો નીકો હે,
જાનત સ્વરૂપ નિજ તત્ત્વ પહિચાનત હે
જાકે આગે ફોકટ કર્મવાદ ફીકો હે;
મિથ્યા જગરૂપ માયા જાને છાયા ધૂપવત
પ્રકટ પ્રભાવ જૈસે પારસમનિકો હે,
કહે રવિરાજ સબ સંતનકે સિરતાજ
નૃસિંહ અનુપ બ્રહ્મરૂપ અવનીકો હે.

*

## જૂનાગઢ

**શ્રીમન્ માસ્તર** સાહેબ પૂર્વોક્ત પત્રમાં જ જણાવે છે કે **લીમડીથી** ધોળા થઈ તેઓશ્રી જૂનાગઢ પધાર્યા હતા. જૂનાગઢ નવાબી રાજ્ય છતાં **શ્રીયુત હરિદાસ** વિહારીદાસ ત્યાં રેવન્યુ કમીશનર હતા તે અથવા અન્ય વિશિષ્ટ સત્તાધિકારીની ઇચ્છાથી પધાર્યા હોવાનું અનુમાન થઈ શકે છે. અન્ય નોંધના અભાવે પૂર્વોક્ત પત્રમાં આગળ હકીકત છે તે જ આપ્યા વિના અન્ય માર્ગ નથી.

"**લીમડીથી** ધોળા થઈ જુનાગઢ પધારવું થયું. ત્યાં પણ **શ્રીયુત નૃસિંહપ્રસાદ** આદિ સજ્જનોવડે સમાગમનો લાભ લેવાયો હતો. વઝીર સાહેબ બાવદ્દીનભાઇ પણ દર્શને ગયા હતા. શાસ્ત્રી હરિદત્તને આ પ્રસંગે પોતાનો પ્રથમ સમાગમ થયો હતો, અને તે પ્રસંગથી જ પોતાના વિષે સદ્ગુરુબુદ્ધિ પ્રકટી હતી. શાસ્ત્રી પૂર્વે જ્યાં જ્યાં સંન્યાસી વા સાધુપાસે જતા ત્યાં ત્યાં સમાધાન ન થવાથી આખરે વિવાદમાં ક્લેશ કરીને જ પાછા ઘેર જતા. માત્ર આ સ્થળે જ તેમનું યોગ્ય સમાધાન થયું હતું. જૂનાગઢ ૧૯ દિવસ રહી ત્યાંથી માણાવદર પાંચ દિવસ અને બાંટવા બે દિવસ રહી પોરબંદર પ્રયાણ કર્યું."

હરિદત્ત શાસ્ત્રી જૂનાગઢની સંસ્કૃત પાઠશાળાના મુખ્ય અધ્યાપક હતા. સાધુસંતોપાસે જતા ત્યારે વિલક્ષણ ચર્ચા કરતા અને તેથી ઘણા પ્રસંગે ક્લેશ કરીને પાછા ફરતા એમ ઉપરની નોંધથી આપણને જણાય છે. વડોદરે એક પ્રસંગે આવેલા ત્યારે પણ આવો જ એક સંન્યાસી-સાથે યોગ આવ્યો હતો. શ્રીનૃસિંહાશ્રમથી થોડે દૂર એક સ્થાનમાં નિર્વિકલ્પ યોગી નામના સંન્યાસી આવેલા હતા. સ્વભાવના તે ઘણા જ ઉગ્ર હતા. ઘણો ક્રોધ કરતા અને કોઈ કોઈ વિનયથી જો કહે કે આપ જરા શાંતિ રાખો તો સારૂં, ત્યારે કહેતા "ક્રોધ કરે જબ તુમ હમકું શંકર જાનના !"

શ્રી હરિદત્તશાસ્ત્રી તેમના સમાગમમાટે ગયા. શ્રી કૌશિકરામભાઇ જણાવે છે કે શ્રીમન્ માસ્તર સાહેબ, શ્રી ઈશ્વરભાઈ તથા હું પણ સાથે હતા. બાપજીશ્રીએ અમને મોકલેલા. શાસ્ત્રીએ વિવેકપુરઃસર વાર્તા શરૂ કરી અને પૂછયું : "મહાત્મા શબ્દ ખરો કે મહાતમા ?" એટલામાં તો નિર્વિકલ્પ મહાત્મા ક્રોધથી ભભુકી ઉઠ્યા અને કહ્યું: નિકલ જા યહાંસે, નહિ તો અભી ભૈયાકું બુલવાકે પીટવા ડાલુંગા, સસુરા ! એમ કહી જાતે મારવા પણ ઉઠેલા. પરંતુ સર્વ એકદમ નાસી છુટયા ! પ્રો. તાપીદાસ ત્યાં આવેલા હતા. તેમણે શાસ્ત્રીજીને કહ્યું "એ તો અવધૂત છે !" પરંતુ શાસ્ત્રીજીનું તેથી સમાધાન થાય તેમ નહોતું. પ્રો. તાપીદાસ વડોદરા કૉલેજમાં ગણિતના પ્રાધ્યાપક હતા ! શાસ્ત્રીજી શ્રીમન્નૃસિંહાચાર્યજી-પાસે આવ્યા અને સર્વ વિદિત કર્યું ! અને જણાવ્યું: "જગત્ કેવું ભ્રાંતિમાં કુટાય છે !"

શ્રી હરિદતશાસ્ત્રીએ બાપજીશ્રીપાસે પણ વિલક્ષણ યાચના કરી હતી. તેમણે કહેલું કે સર્વ કોઈ એમ માગે છે કે "ભગવન્ ! આપનું મને સ્મરણ રહે !" પરંતુ હું ઉલટી રીતે માગું છું કે "મારૂં આપ સ્મરણ કરજો !"

શ્રી રાવ સાહેબ પોતાની નોંધમાં આ હકીકત જણાવે છે. બાપજીશ્રી સં. ૧૯૪૬ ની દીપોત્સવીપ્રસંગે કડોદ પધાર્યા હતા અને તે દિવસોમાં જે પ્રવૃત્તિ કરેલી તે વિષે સુંદર હકીકત તે નોંધમાં આપે છેઃ

"દીપોત્સવીના દિવસે સવારે નદીએ જઈ હોડીમાં બેસી નદી ઉતરી સામી બાજુ કોસાડીના કપિલેશ્વર મહાદેવની પોતેશ્રીએ પૂજા કરી અને

શિષ્યોએ પોતાશ્રીની કરી. પોતે બધાને શિવોદક લગાવી ચંદનના ચાંલ્લા બધાને કર્યાં. પછી બ્રાહ્મણોને દક્ષિણા આપી...પછી રામાનંદી મંદિરના સાધુની શંકાનું સમાધાન કરી તેનામાં પોતાશ્રીમાટે અપૂર્વ શ્રદ્ધા પ્રકટાવી, સ્વમંદિરે પધાર્યા! જમ્યાબાદ સાંજે સપ્તશૃંગી માતાસુધી ફરી આવી રાત્રિએ શ્રી નગીનભાઈપાસે કીર્તન કરાવ્યાં. રાત્રિએ બેસતા વર્ષનિમિત્ત ઘણાને પોતાશ્રીએ પત્ર લખ્યાં. બે જણાને સાથે પત્ર લખે તેમાં પત્રમાં જેનું બીજું નામ હોય તેના નામનું 'એડ્રેસ' લખે એ રીતે બંનેને સંતોષ આપવા યુક્તિ કરે. શ્રી મનઃસુખરામ સૂર્યરામને તથા જૂનાગઢના શ્રી હરિદત્ત શાસ્ત્રીને પત્ર લખ્યાં! તેમાં પોતે શાસ્ત્રીજીને વર આપેલ તે કહી બતાવ્યું: "શાસ્ત્રીજીએ મારી પાસે એવી યાચના કરી છે કે બધાનાથી હું ઉલટી રીતે એવું માગું છું કે બધા એમ માગે કે ભગવાન્ આપનું મને સ્મરણ રહે, પણ હું ઉલટી રીતે માગું છું કે મારૂં સ્મરણ આપ કરજો. તેથી એમનું સ્મરણ કરી એમને પત્ર લખું છું!"

પછી શ્રી ભામિનીભૂષણના ત્રીજા અલંકારમાંથી "ભાઈ મેરા પાપી પ્રાન નહિ જાતા" વાળો પ્રસંગ વંચાવ્યો. એ રીતે ખૂબ આનંદ અને હાસ્યમાં રાત્રિ ગાળી ચાર વાગે સુતા. પણ સવારમાં વહેલા જાગી બધાને દર્શન દીધાં!"

શિષ્યવર્ગપ્રતિનો સદ્‌ગુરુશ્રીનો અદ્‌ભુત પ્રેમ આ પ્રસંગમાં કેટલો સુંદર વ્યક્ત થાય છે?

*

## પોરબંદર

પોરબંદરમાં રાણા વિક્રમાદિત્ય વૃદ્ધ વયના હતા અને કોઈ દ્વારથી શ્રીમન્નૃસિંહાચાર્યજીના પ્રવાસનું વૃત્તાંત જાણી તેઓશ્રીને પધારવા આમંત્રણ મોકલેલું. ત્યાંની વિશેષ હકીકત મળી શકી નથી. છતાં શ્રીમન્ માસ્તર સાહેબની ઉપરની નોંધમાં આગળની હકીકત આ પ્રમાણે છેઃ

"પોરબંદરના વૃદ્ધ રાણાએ પોતાના ઉપર અપાર ભાવ દર્શાવ્યો હતો. મુકામ આપ્યો હતો તે સ્થળે જાતે વાહન લઈ તેડવા આવતા અને પોતાના નિવાસસ્થાનમાં બેસાડી એકાન્તમાં સંબંધીજનોસમક્ષ બોધ શ્રવણ કરતા. × × × રામબાવાના પ્રસિદ્ધ શિષ્ય કહાનજીસાથે અત્ર પુષ્કળ ચર્ચા પ્રતિદિન ચાલતી અને તેથી શ્રોતાને ઘણો આનંદ થતો.

શ્રી જયકૃષ્ણ વ્યાસે પણ પોતાના સંબંધીઓને, મહારાજને પોતાને ત્યાં પધરાવવા લખ્યું હતું, અને તે પ્રમાણે તેમને ઘેર પણ પધારવું થયું હતું, તથા વિવિધ પ્રસંગો બન્યા હતા. ત્યાંના સર ન્યાયાધીશની ઇચ્છાથી પોતે ત્યાં પ્રજાજનસમીપ બે વ્યાખ્યાન, મનુષ્યના કર્તવ્યાદિના સંબંધમાં આપ્યાં હતાં. પોરબંદર ૨૨ દિવસ સ્થિતિ રહી હતી."

શ્રી જયકૃષ્ણ જીવનરામ વ્યાસ, મુંબઈમાં વેદાંતની સારી કથા કરતા અને શ્રીમન્નૃસિંહાચાર્યજીમાટે ઘણો ઉચ્ચ ભાવ ધરાવતા. આચાર્યશ્રીના સ્વરૂપાવસ્થાનપછી પણ તેમનો સંબંધ હતો એ લેખકની જાણીતી હકીકત છે.

વ્યાખ્યાન પોતે આસનસ્થ બેસી, નાસાગ્ર દૃષ્ટિ રાખીને જ કરતા. વાણીનો પ્રવાહ ધારાબદ્ધ વહેતો. રસ તો એવો અપૂર્વ ઝરતો કે ગંભીર વિષયને ન સમજનાર પણ તે રસપ્રવાહમાં તણાતો.

*

## લખતર-પાલિતાણા-જામનગર

પોરબંદરથી પાલીતાણા-લખતર-અને છેવટે જામનગર પ્રવાસ કર્યો હતો એમ માહીતિ મળે છે. શ્રીમન્ માસ્તર સાહેબની વિશેષ નોંધ આ સ્થળોમાટે નથી. લખતર પુનઃ ઇ. સ. ૧૮૮૯ ના નવેમ્બર માસમાં પધાર્યાં છે અને તે સંબંધમાં શ્રી નગીનભાઈ મહેતાઉપર શ્રીમન્ માસ્તર સાહેબે લખતરથી જ લખેલું એક કાર્ડ મળેલું છે. તેની હકીકત આગળ વિશેષ પ્રસંગ પ્રાપ્ત થતાં આપવી ધારી છે. છતાં લખતરસંબંધમાં આ પત્રની હકીકતઉપરથી પ્રથમ પધાર્યાં તે કાળે પણ ત્યાંના દરબારે બહુ પ્રેમથી સ્વાગત કરી તેઓશ્રીના જ્ઞાનામૃતનું પાન કરી વિલક્ષણ શાંતિ આનંદ અનુભવ્યાં હશે. નહિ તો પુનઃ તેઓશ્રીને પધારવા ખાસ આગ્રહ કરે, એ અસંભવિતસરખું લાગે. પૂર્વ પ્રસંગથી દૃઢ થયેલા શુદ્ધ સંસ્કારનો જ એ પરિણામ !

*

## પા લિ તા ણા

પાલીતાણાની તો કોઈ વિશેષ હકીકત મળી શકી નથી. તે સમયે દરબાર સુરસિંહજી હતા એટલું જ શ્રીમન્ માસ્તર સાહેબની નોંધમાં છે. ત્યાં કેટલા દિવસ રહ્યા તથા શું શું બન્યું એ સંબંધમાં હકીકત શ્રી

તનસુખરામભાઈઉપરના પત્રોમાંથી પણ મળી શકત, પરંતુ તે પત્રોની નકલો પણ આગળ મળી નથી; એટલે છેવટે જામનગરના પ્રવાસસંબંધે જ યત્કિંચિત્ ઈશારો છે તેવિષે લખી કાઠિયાવાડના પ્રવાસની પૂર્ણતા કર્યાવિના અન્ય માર્ગ નથી. પરંતુ પાલિતાણાના ઠાકોરે અપૂર્વ પૂજ્યભાવ દર્શાવ્યો હતો અને તેઓશ્રીપાસેથી અનેક સદ્‌વાર્તા સાંભળી તેઓશ્રીનું અપૂર્વ ગૌરવ કર્યું હતું એમ શ્રી માસ્તર સાહેબની નોંધમાંના ઉલ્લેખઉપરથી સમજાય છે.

*

## જામનગર

જામનગરમાં રાજા પ્રજા સર્વ તેમના દર્શનાર્થે આવતાં અને અનેક સદ્‌વાર્તા, બોધ વગેરે શ્રવણ કરી અલભ્ય લાભ પામતાં હતાં. પરંતુ જગત્‌સમગ્ર એક જ સરખી દૃષ્ટિવાળું હોતું નથી. તેઓશ્રીના અદ્‌ભુત સૌંદર્યનું અને વિલક્ષણ ભગવા ફેંટાવાળો વેષ છતાં ગૃહસ્થસરખા સુશોભિત વસ્ત્રપરિધાનનું સ્વરૂપ જોતાં, અનેક મનુષ્યો ભ્રમવશ થતા, અને તેથી જામનગરની પ્રજામાં તેઓશ્રીના સંબંધમાં લોકોમાં અનેક પ્રકારની સારી-ખોટી ચર્ચાઓ ચાલી હતી એ તેઓશ્રીએ જામનગરમાં રચેલા મનહર છંદથી સ્પષ્ટ થાય છે. તેજોદ્વેષી મનુષ્યો જ્યાં ત્યાં કુતર્ક કરી દૂધમાંથી પોરા કાઢવાના સ્વભાવવાળા હોય છે, એ સુજ્ઞ સંસ્કારી પ્રજાને અજ્ઞાત નથી. તે નિયમે એ પ્રજામાં જે ઊહાપોહ થયો હશે તે અન્ય શ્રદ્ધાન્વિત શુભ સંસ્કારી મનુષ્યોદ્વારા જાણી તે સર્વના સંતોષઅર્થે આ બે છંદ રચ્યા હતા અને તેમાં પોતાના સત્ય સ્વરૂપને પ્રકાશવા પોતે કૃપા કરી છે. આ છંદ તેઓશ્રીના વિદ્યાભ્યાસના પ્રકરણમાં ઉપયોગી જણાયાથી અવતરણરૂપે આપેલા છે એટલે અત્ર તેની પુનરુક્તિ કરવાની અગત્ય નથી. એ છંદનાં કારણભૂત તત્ત્વોનું શ્રીમન્ માસ્તર સાહેબે બહુ સુંદર શબ્દચિત્ર આલેખ્યું છે:

" ... શ્રીમન્નૃસિંહાચાર્યજીનું જામનગરમાં આગમન થયું ત્યારે તેમના યુવાવસ્થાવાળા અલૌકિક તેજઃપુંજ સ્વરૂપથી, આશ્ચર્યકારક વૈરાગ્યના વેષથી, સંશયચ્છેદિન્ સંભાષણોથી, હૃદયંગમ વક્તૃત્વથી, તથા સર્વશાસ્ત્રપારંગત અસાધારણ વિદ્વત્તાથી, નગરની પ્રજાના હૃદયમાં ભારે સંક્ષોભ થયો હતો, અને ગૃહે ગૃહે સ્ત્રીપુરુષોમાં તેમના વિષે ચર્ચા ચાલી રહી હતી. કોઈ તેમને સમર્થ વિદ્વાનરૂપે, કોઈ મહાપુરુષરૂપે, કોઈ ઈશ્વરા-

વતારરૂપે, અને કોઈ દુર્જનો પોતાના સ્વભાવાનુસાર અન્યને છળનાર ધૂર્તરૂપે, એમ વિવિધ પ્રકારે તેમના વિષે વાર્તા કરતું. આ પ્રકારે તેમના વિષે ચાલતી વાર્તા કેટલાક શ્રદ્ધાવંત મનુષ્યોદ્વારા તેમના શ્રવણમાં પણ આવી હતી. તેથી તે પ્રસંગનું વર્ણન કરનાર તથા તે શ્રદ્ધાવંત મનુષ્યોના સમાધાનઅર્થે ... એ મનહર છંદ તેમણે રચ્યા હતા."

*

આ પ્રકારે કાઠિયાવાડનો પ્રવાસ શ્રીમન્નૃસિંહાચાર્યજીના જીવનનો એક સવિશેષ મહત્ત્વનો પ્રસંગ હતો. એ પ્રવાસથી કાઠિયાવાડનાં કેટલાંક મુખ્ય સ્થળોમાં તેઓશ્રીના અપૂર્વ જ્ઞાનસામર્થ્યની અને અદ્‌ભુત વર્ચસ્‌ની છાપ પડી અને રાજામહારાજાઓ તથા જનતાની ઉચ્ચ પંક્તિના મનુષ્યોમાં તેઓશ્રીની કીર્તિ અને તેઓશ્રીના વિજયનો ઘોષ પ્રસરી ગયો. ભાવી શ્રેયસ્સાધકવર્ગનાં મહત્ત્વનાં અંગભૂત તત્ત્વો તેથી આકર્ષાયાં. સ્થળે સ્થળે શ્રીમન્નૃસિંહાચાર્યજીના અપૂર્વ માહાત્મ્યનો યશ ગવાવા લાગ્યો અને ગુજરાત સમગ્ર—બૃહદ્ ગુજરાતમાં—એક અસાધારણ મહાપુરુષતરીકેની તેઓશ્રીની ખ્યાતિ પ્રસરી ગઈ!

તેઓશ્રીના જીવનમાં પ્રવાસનું તત્ત્વ બહુ જ ઓછું છે. સ્વરૂપમગ્ન તેઓશ્રીની વૃત્તિ આ મુખ્ય પ્રવાસપછી બીજા લાંબા પ્રવાસ કરવા પ્રેરાઈ જ નથી. મુંબઈજેવા વિખ્યાત નગરમાં એઓશ્રીનું બહુ જ ભારે સન્માન થવાના સર્વ સંભવો હતા. શ્રીયુત મનઃસુખરામભાઈએ તેઓશ્રીને મુંબઈ પધારવા અનેક આગ્રહયુક્ત વિનંતિભર્યા પત્રો લખ્યા, પરંતુ જીવનભરમાં તેતરફ જવા વૃત્તિને વેગસરખો આપ્યો નથી. શ્રીયુત ઇચ્છારામ દેસાઈ પણ તેઓશ્રીપ્રતિ અપૂર્વ પૂજ્યભાવ ધરાવતા. તે છતાં તે તરફ જવાની વાત પણ કરી નથી! સુરતથી દક્ષિણ દિશાનું એક પણ રેલ્વે સ્ટેશન પોતે જોયું ન હતું!

પ્રવાસમાટે તો કેટલાક પ્રસંગે તેઓશ્રી બહુ વિલક્ષણ વૃત્તિ દર્શાવતા. નિમિત્તવશાત્ સુરત, અમદાવાદ કે વીરમગામજેવા સ્થળે જવું હોય તો પણ નીકળવાની છેલ્લી ઘડીસુધી કોઈ નિશ્ચય દર્શાવતા નહિ. પ્રસંગે ટ્રેન ઉપડવાની દશબાર મિનિટપૂર્વે જ તૈયારી કરી નીકળે. સાથે જનારનાં શંકાશીલ હૃદયો ટ્રેન મળશે કે નહિ, સ્ટેશનઉપરથી પાછા જ આવવું પડશે, એવી મિથ્યા ચિંતાઓ કરે, છતાં પોતે મોડા નીકળ્યા હોય તો પણ 'ટ્રેન' મળી જ જાય!

પ્રસંગે સાથે જનાર મંડળ આગળથી સ્ટેશને ગયું હોય અને પોતે નિશ્ચય ફેરવે! બધાને પાછા બોલાવે! એ વિલક્ષણ પ્રવૃત્તિ સાધકવર્ગને અમુક પ્રકારના વૃત્તિના વેગવખતે અનુકૂળપ્રતિકૂળ ભાવોથી પર કરી સમત્વમાં સ્થાપવામાં બહુ વિલક્ષણ પ્રકારે સહાયક બનતી, એ અનેક શ્રદ્ધાન્વિત દીર્ઘદષ્ટિવાળા સાધકોને સ્પષ્ટ થતું!

આ પ્રવાસમાં પ્રો. મૌલાબક્ષ અંશતઃ નિમિત્તરૂપ બન્યા હતા અને તે પોતે પ્રવાસમાં સાથે જ હતા. એટલું જ નહિ, પરંતુ તેમનાં પત્ની પણ સાથે હતાં અને પડદામાં રહેતાં એમ પૂજ્ય માજીશ્રી જણાવતાં.

પ્રો. મૌલાબક્ષનો સંબંધ આ રીતે ઉત્તમ પ્રકારે વૃદ્ધિને પામ્યો હતો, પરંતુ **શ્રીમન્નૃસિંહાચાર્યજી**ની સાત્ત્વિક કસોટી બહુ વિલક્ષણ હતી. અનેક કાચી શ્રદ્ધાવાળાનાં અંતઃકરણ ડગી જાય એવું અનેક પ્રસંગે બનતું. ગુરુશિષ્યના સંબંધમાં તેઓશ્રીની વિલક્ષણ પ્રવૃત્તિ ઘણા ઘણા સાધકોને પ્રસંગે ભ્રમવશ કરી દેતી, છતાં નિશ્ચલ વૃત્તિવાળા સાધકો જ્યારે તેમાં પણ અડગ રહેતા, ત્યારે તે શ્રદ્ધા અને પ્રેમનો અનેક ગુણ બદલો અધિકાર વૃદ્ધિમાં અને આધ્યાત્મિક ઉન્નતિમાં મળેલો જોતાં, તેઓશ્રીના અપૂર્વ મહિમાનું જ ભાન કરતા.

પ્રો. મૌલાબક્ષ બહુ ભાવ ધરતા, એ આપણે આગળ જોયું છે. પ્રસંગવશાત્ બાપજીશ્રીએ તેમને કહ્યું: "આપ પણ આપની સંગીતવિદ્યા મને શીખવો." પ્રો. મૌલાબક્ષના હૃદયમાં આથી, અહંકારનું બીજ એકદમ ખીલી ઉઠ્યું! સંગીતકલાવિદોનું મિથ્યાભિમાન વિશેષરૂપમાં જાગી ગયું! એમને લાગ્યું કે હું પણ એમને મારા ચેલા બનાવું! એટલે પ્રો. મૌલાબક્ષે બાપજીશ્રીની ઇચ્છા જોઇ કહ્યું: "જી! આપકો તો સબ વિદ્યા પ્રાપ્ત હિ હૈ, તો ભી આપકી ઇચ્છા હૈ તો આપકો સંગીતવિદ્યા ખુશીસે સીખાઉંગા!...... ફક્ત હમ લોકકે રીવાજકે માફક આપકે હાથપર એક ધાગા બાંધના હોગા! ઓ તો હમ લોગોંકા રીવાજ હૈરા." મુર્શીદો શાગ્રીદને હાથે ગુંડા બાંધે એવો રીવાજ હોય છે, તેથી તે સૂચન ચાલાકીથી મૌલાબક્ષજીએ કર્યું! પરંતુ વિદ્યામાત્ર તો શું પરંતુ સાક્ષાત્ સરસ્વતી ઇચ્છામાત્રથી પ્રકટરૂપે પ્રત્યક્ષ થાય તેવું અદ્ભુત સામર્થ્ય જેમનામાં હતું, તે **શ્રીમન્નૃસિંહાચાર્યજી**, આ પ્રકારની ચાલાકીથી અજ્ઞાત ભાગ્યે જ હતા! પોતે તત્કાળ તો કેવલ મૌન સેવ્યું, પરંતુ પછીથી જ્યારે જ્યારે મૌલાબક્ષજી આવે ત્યારે પોતે માળઉપર જ હોય અને નીચે ઉતરે જ નહિ! આમ કેટલાક દિવસ પછી વળી પ્રસંગ

જોઈ પ્રો. મૌલાબક્ષ આવી ચઢ્યા. દર્શનેચ્છા જણાવી. પરંતુ પોતે ઉપરથી જ કહેવરાવ્યું: "હાલ મળી શકાય તેમ નથી." પોતાની વિલક્ષણ વૃત્તિમાટે મૌલાબક્ષે ખુલાસો પૂછયો. વિશેષ નમ્રતાથી પૂછયો, ત્યારે પોતાશ્રીએ જણાવ્યું: "જબ તુમને દિખાયા ધાગા, તબ હમારા દીલ ભાગા!" "શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાન્ આ પ્રસંગે બાલસાક્ષી હતા.

આ પછી મૌલાબક્ષજી આવતા બંધ થઈ ગયા! છતાં તેમના કુટુંબનાં મનુષ્યોએ એ સંબંધનાં સ્મરણોને સાચવી અનેક પ્રસંગે શ્રેયસ્સાધકવર્ગના કોઈ કોઇ ઉત્સવાદિપ્રસંગે આવી પોતાની સેવાનો લાભ આપ્યો છે. સ્વરલિપિનાં કાવ્યોમાં આ પ્રસંગ પછી પોતે પોતાની છાપ મારવા આરંભ કર્યો!

કાઠિયાવાડના પ્રવાસમાં પૂરા ચાર માસ વ્યતીત થયા હતા. તેથી જ ઉપર જણાવ્યું છે કે તેઓશ્રીના જીવનમાં આ પ્રવાસ, અપૂર્વ મહત્ત્વભર્યો પ્રસંગ હતો.

આ પ્રવાસમાં તેઓશ્રીના આંતર ઐશ્વર્યની ઝળક જેમ વિશેષ દીપતી હતી તે જ પ્રકારે તેઓશ્રીનું બાહ્ય ઐશ્વર્ય પણ સ્થૂલ ઉપાધિરૂપે ત્યારથી વિશેષ પ્રકાશવા લાગ્યું હતું!

આ પ્રવાસના આરંભસુધીમાં શિષ્યવર્ગ બહુ ન્યૂન પ્રમાણવાળો હતો. સંભાવિત ગૃહસ્થો અને સરદાર વર્ગના મનુષ્યો તેમના જ્ઞાનામૃતનો લાભ લેતા પરંતુ પ્રવાસમાં સાથે જઈ શકે તેવા નહોતા. સાધકવર્ગના અન્ય મનુષ્યોમાંથી મુખ્ય ગણાતી કોઈ વ્યક્તિ સાથે હોત તો કદાચ વિવિધ સ્થળના પ્રસંગો અને તેઓશ્રીની જ્ઞાનચર્ચાના પ્રસંગો વિશેષ રૂપમાં જાણવા મળત, પરંતુ એવી કોઈ વ્યક્તિ સાથે જઈ શકી નહિ અને તેથી એ પ્રવાસની યત્કિંચિત્ હકીકત શ્રવણ કરેલી તે ઉપરથી શ્રીમન્ માસ્તર સાહેબે જે કંઇ સાહિત્ય આપ્યું તેથી જ સંતોષ માનવો પડે છે. શ્રીમન્ માસ્તર સાહેબ જ એ વિષે જણાવે છે:

"સૌરાષ્ટ્ર દેશના પ્રવાસપ્રસંગે અનેક સમર્થ વિદ્વાનોસાથે એમને સંભાષણ થયાં હતાં. તે પ્રસંગે શ્રેયસ્સાધકોમાં મુખ્ય ગણાતા ઘણા સાધકોથી વ્યવહારપ્રતિબંધવશાત્ સાથે જઈ શકાયેલું નહિ. ત્યાં થયેલા સર્વ પ્રસંગો યથાસ્થિત જાણવાની તેમને આતુરતા હોય એ સ્વાભાવિક છે. વીરક્ષેત્ર પુનઃ નિવર્તન થયે સાધકોની પ્રાર્થનાથી ત્યાં થયેલા ઘણા પ્રસંગો પોતેશ્રી યથાર્થ કહી બતાવતા. પૂર્વપક્ષની શંકાઓ અને તેનાં અપાયેલાં સમાધાન, એ સર્વ પોતાશ્રીને સર્વાંશે સ્મરણમાં હતાં. અન્ય સ્થળોએ

પણ જ્યાં જ્યાં સ્થિતિ થયેલી, અને ત્યાં જે જે પ્રસંગો બનેલા, તે સર્વ, પ્રસંગ આવવાથી, પોતે યથાતથ કહેતા. આ પ્રસંગોમાં થયેલા સંવાદો વિશેષે કરીને સંગ્રહ કરવા યોગ્ય હોવાથી ઘણા સાધકોની પોતાશ્રીપાસેથી તે ઉતારી લેવાની ઇચ્છા થયેલી, પણ તેમ કરતાં સમય જાય, અને પોતાશ્રીને અન્ય અનેક ઉપયોગી કાર્યો પ્રસંગવશાત્ આવી પ્રાપ્ત થતાં રહેતાં હોવાથી, તે કાર્યમાં અવકાશ આપી શકવાનો સાધકોની ઇચ્છાનુસાર દીર્ઘ સમયસુધી યોગ આવ્યો નહિ. આથી સાધકોએ પછી પોતાશ્રીને જ એ સર્વ પ્રસંગો લખી કાઢવા પ્રાર્થના કરી હતી, અને તે પ્રાર્થના સ્વીકારી પોતેશ્રીએ ઇચ્છાથી અવકાશ મળ્યે, **अमारो व्यावहारिक अनुभव** અને **अमारो पारमार्थिक अनुभव** એ નામના બે વિસ્તારવાળા ગ્રંથો લખવા સ્વીકાર કર્યો હતો. આ લખવાનો સમય ઘણાં વર્ષપર્યંત આવ્યો નહિ. તો પણ પોતેશ્રી કોઇ અનુકૂળ સમયે અવશ્ય તે લખવા કૃપા કરશે એમ આશા રહેતી હોવાથી, સાધકોએ ત્યારપછી બનેલા અનેક જાણવાયોગ્ય પ્રસંગો તથા જ્ઞાનચર્ચાના પણ રાખવાસરખા સ્મરણલેખ રાખેલા નહિ. તે એવા વિચારથી જ માત્ર કે પોતાશ્રીની **અલૌકિક સામર્થ્યવાળી સ્મરણશક્તિ** સર્વ પ્રસંગોને પુનઃ જે કાળે લખવાનો યોગ આવશે ત્યારે શબ્દશઃ લખવાના સામર્થ્યવાળી છે, તો પછી આપણે વૃથા આપણા અપૂર્ણ સ્મરણલેખનું શું પ્રયોજન? આ પ્રકારના સાધકોના પ્રમાદથી આ ચરિત્રનો મુખ્ય ભાગ અપૂર્ણ રહેવાનો જે સંભવ આજે પ્રાપ્ત થયો છે તે મુખ્ય શ્રેયસ્સાધકોના પ્રમાદથી થયો છે, એમ અત્રે નિરુપાયે સંકોચસહ વદવું પડે છે."

પોતાશ્રીની સ્મરણશક્તિ આશ્ચર્યકારક હતી એ વિષે ઉપર શ્રીમન્ માસ્તર સાહેબ ઉલ્લેખ કરે છે. વિશેષમાં તેમની નોંધમાં પણ જણાવે છે કે પોતે ત્રણ ચાર કે પ્રસંગે પાંચેક વખત વાંચેલી ગમે તેવી કઠિન વસ્તુ પણ શબ્દશઃ કહી બતાવતા.

ફાલ્ગુન શુકલ પક્ષથી આરંભેલા પ્રવાસમાંથી પોતે આષાઢી પૂર્ણિમાપૂર્વે વડોદરે પધાર્યા! પૂરા ચાર માસે!

ગુજરાત—બૃહદ્ ગુજરાતમાં, શ્રેયસ્સાધકઅધિકારી વર્ગનાં મનુષ્યોની વિપુલ સંખ્યામાં વૃદ્ધિ કરવામાં, તેમ જ તેઓશ્રીના ઉજ્જ્વલ કીર્તિધ્વજને મહાગુજરાતમાં ફરકાવવામા પરમપુરુષરૂપ સદ્ગુરુવર શ્રીમન્નૃસિંહાચાર્યજીનો કાઠિયાવાડનો પ્રવાસ એક બલવાન્ નિમિત્તકારણરૂપ હતો એ નિઃસંશય છે!

# પ્રકરણ ૧૪

## શ્રી શ્રેયસ્સાધકઅધિકારીવર્ગ

**श्रेयश्च प्रेयश्च मनुष्यमेतस्तौ सम्परीत्य विविनक्ति धीरः ।**
**श्रेयो हि धीरोऽभिप्रेयसो वृणीते प्रेयो मन्दो योगक्षेमाद् वृणीते ॥**

જે શ્રેયસ્સાધકઅધિકારીવર્ગના ઉત્તમોત્તમ પુરુષોએ પોતાના સદ્‌ગુરુવર **શ્રીમન્નૃસિંહાચાર્યજીથી** પ્રબુદ્ધ થઈ, પોતાના દૈવી જીવનનો પ્રકાશ ગુજરાત સમસ્તની જનતામાં વિસ્તાર્યો છે, જે શ્રેયસ્સાધકઅધિકારી વર્ગના અસાધારણ પ્રતિભાપન્ન પુરુષવરોએ ઉચ્ચ કોટિના અધ્યાત્મજ્ઞાનના સુંદર ગ્રંથો અને અનેક વિશિષ્ટ સાહિત્યસર્જનો કરી ગુજરાત સમસ્તની અપૂર્વ સાહિત્ય-સેવા કરી છે, જે શ્રેયસ્સાધકઅધિકારીવર્ગના ઉજ્જવળ સંસ્કારી મનુષ્યોએ પોતાના ઉજ્જવલ સંસ્કારભર્યા દૃષ્ટાંતરૂપ જીવનથી જનતામાં ઉજ્જવલતા વિસ્તારી છે, જે શ્રેયસ્સાધકોએ વ્યાવહારિક અને પારમાર્થિક જીવનના ઉચ્ચ આદર્શો ગુજરાતની જનતામાં સ્થળે સ્થળે અને કુટુંબકુટુંબમાં આગળ ધરી અનેક જીવનપરિવર્તનો કર્યાં છે, જે શ્રેયસ્સાધક વર્ગના મનુષ્યોએ વિદ્યાકલા અને સદ્‌વિચારોની જનતાને અપૂર્વ લ્હાણી કરી છે, તે શ્રેયસ્સાધકઅધિકારીવર્ગની વર્ગતરીકે સ્થાપનાનો અભૂતપૂર્વ શુભ સમય હવે આવી પહોંચ્યો હતો. વસ્તુતઃ વિધિસરની સ્થાપના કહી શકાય એવું તેમાં કંઈ જ નથી, તેમ સ્થાપના કરી કોઈ વિધિ પણ કરવામાં આવ્યો નથી, પરંતુ કોઈ વિલક્ષણ દિવ્ય સંકેતવશાત્ જે શિષ્યસમૂહ એકત્ર થવા લાગ્યો હતો, તે શિષ્યસમૂહ જે મહાન્ ઉદ્દેશને અંતઃકરણમાં ધારણ કરવા સમર્થ થયો હતો, તે ઉદ્દેશ ભાવી શિષ્યવર્ગના હૃદયપટઉપર સ્વાભાવિક, વિનાપ્રયત્ને અંકિત થઈ જાય એવા હેતુપુરઃસર, શ્રેયસ્સાધકઅધિકારીવર્ગની સંજ્ઞાથી ઓળખાવાનો લગભગ ઇ. સ. ૧૮૮૨ અર્થાત્ સંવત્ ૧૯૩૮ થી પ્રારંભ થયો છે, એમ શ્રીમન્ માસ્તર સાહેબના એ સંબંધમાં કરેલા ઉલ્લેખથી સ્પષ્ટ છે.

ગિરિશિખરનું ઝરણુ નાના પ્રવાહથી આરંભાય છે. એ પ્રવાહ વિસ્તૃત થતો જાય છે અને મનોહર વિશાલ પટરૂપ બને છે. અનેક સુભાગી જનો તે મહાન્ વિસ્તૃત સરિત્પટમાં અવગાહન કરી, તેના નિર્મળ જળનાં પાન કરી, અંતર્બહિર્ મલનું ક્ષાલન કરે છે. '**શ્રેયસ્સાધક અધિકારી વર્ગનો** આરંભ એ જ નૈસર્ગિક નિયમને અનુસરી સામાન્ય ઝરણુરૂપે

થયો ! પરંતુ ગંગોત્રી જમ્નોત્રીનાં એ ઝરણુ ! પરમપાવનકર મહાનદરૂપે વિસ્તાર પામ્યાં ! શ્રેયસ્સાધકઅધિકારીવર્ગનું ઝરણુ મહાન્ વિશાળ પટ રૂપ બન્યું અને જ્યારે ગુજરાત સમસ્તની જનતા તેના રસપ્રવાહને ઝીલતી થઈ ત્યારે અનેક મનુષ્યોના હૃદયમાં એ વર્ગનું વિશેષ સ્વરૂપ જાણવા સ્વાભાવિક જ જિજ્ઞાસા ઉત્પન્ન થઈ. એ જિજ્ઞાસા અનેક પત્રોદ્વારા જાણીને શ્રીમન્ માસ્તર સાહેબે '**શ્રી શ્રેયસ્સાધક અધિકારી વર્ગ એ શું છે**' એ સંજ્ઞક એક લઘુ પુસ્તિકા પ્રકટ કરી હતી. તેમાં વર્ગનું સ્વરૂપ આલેખવાનો પ્રયત્ન થએલો છે. જિજ્ઞાસુને વર્ગની વિશેષ હકીકત જાણવા તેનું અવલોકન કરવા સૂચન કરવું ઉચિત છે. એ પુસ્તિકામાં વર્ગની સ્થાપના ઈ. સ. ૧૮૮૨માં થયાનો સ્પષ્ટ ઉલ્લેખ છે.

શ્રીમન્નૃસિંહાચાર્યજીએ નિજધામપુરામાં આવી અધ્યાત્મજ્ઞાનનો પ્રકાશ નિઃસંકોચપણે વિસ્તરવાનો પ્રારંભ કર્યો, પોતાના ઐશ્વર્યપ્રભાવને પ્રચ્છન્ન હતો તે પ્રકટપણે દર્શાવવા સ્વતંત્રપણે સ્વેચ્છાપૂર્વક કંઈક પ્રવૃત્તિઓ આરંભી અને શ્રીયુત ત્રિકમલાલભાઈ તથા શ્રીમન્ માસ્તર સાહેબે તે પ્રકાશને ઝીલી શિષ્યત્વ સ્વીકાર્યું, ત્યારથી જ એ મહાન વર્ગવૃક્ષનું બીજક રોપાયું એમ માની શકાય. સદ્‌ગુરુશ્રીએ વડોદરામાં આવી નિવાસ કર્યો અને તેઓશ્રીની મનોહર મંજુલ નિનાદ કરતી જ્ઞાનસરિતા તેઓશ્રીના હૃદયથી નિઃસરી વિનાપ્રતિબંધ પ્રવાહરૂપ બની, ત્યારે તે બીજકના અંકુરો સ્પષ્ટ સુંદર રૂપમાં વિકસિત થયા અને તેઓશ્રીના કાઠિયાવાડના પ્રવાસે તેને પુષ્ટિ આપી, તેમને સુદૃઢ કર્યાં; અને બીજક મનોહર બાલતરુરૂપે જ્યારે દૃષ્ટિને મુગ્ધ કરવા લાગ્યું ત્યારે તેને કંઈક સંજ્ઞા આપવી એમ શુદ્ધ સંસ્કારવિભૂષિત યુવકવર્ગને લાગ્યું. શ્રીમન્ માસ્તર સાહેબજેવા પ્રતિભાશાલી, અસાધારણ શ્રદ્ધાસંપન્ન હૃદયમાં ભાવીદર્શન થયું, અને એ *જીવનલાલસૂનુએ જીવનોદ્દેશના લક્ષ્યાર્થનું સૂચક સુંદર નામ નિર્મિત કરી કોઈ મહાન્ સિદ્ધિદાયી ક્ષણે એ નામકરણસંસ્કાર કર્યો ! એ સુમનોહર વૃક્ષ ફાલીફુલી વિસ્તૃત થઈ સુમધુર ફળોથી શોભી ઉઠયું ! અનેક પરિતપ્તજનોએ તેની શીતલ છાયામાં નિરતિશય શીતળતા–શાંતિ અનુભવી છે : અનેક જ્ઞાન બુભુક્ષિતોએ તેના સુમધુર ફલોના ઉપભોગથી તૃપ્તિના ઉદ્‌ગાર કાઢ્યા છે !

---

* શ્રી માસ્તર સાહેબના પિતાનું નામ.

બુદ્ધિપૂર્વક વર્ગની સ્થાપના કરવી, સભ્યોનાં નામ નોંધવા, **આગ્રહથી સભ્ય થવા** સૂચવવું, વાર્ષિક ભેટ ઠરાવવી, **સદ્ગુરુશ્રીના** અથવા **આચાર્ય**-શ્રીના ચરણમાં પ્રતિવર્ષ અમુક રકમ અર્પણ કરવી, આવી આવી **પ્રથા કોઈ કોઈ સાંપ્રદાયિક** ધાર્મિક સંસ્થાઓ, તેમ જ ધર્મતત્ત્વના વિચારક મંડળો વગેરે, તેમ જ અન્ય સંસ્થાઓમાં હોય છે; પરંતુ શ્રી **શ્રેયસ્સાધક-અધિકારી વર્ગના** આચાર્યશ્રીનો

## સાંપ્રદાયિક તત્ત્વ-

સંબંધમાં કેવળ વિરુદ્ધ મત હતો. સ્વતંત્ર વૃત્તિવાળા એ મહાન્ આચાર્યશ્રી કોઈ પણ વ્યક્તિને પરતંત્રતાના લેશ પણ બંધનમાં રાખવાથી કેવળ વિરુદ્ધ હતા. પોતાના વિચારને ગ્રહણ કરવામાટે પણ કોઇને આગ્રહ કરવાસરખો પ્રયત્ન કદાપિ તેમનાથી કરાયો નથી. માત્ર તત્ત્વને વિચારી સ્વરૂપને પામો એવો જ શુદ્ધ બોધ તેઓશ્રીએ આપતાં ગાયું છે : **કહે નરસિંહ કોઈ પંથમેં મત ધસો, તત્ત્વ બિચારકે આપ પાના.**[1]" (નૃ. વા. વિ. ૧ : ૫૬ ૩૭).

આ પ્રકારે આ સંસ્થા આવા કોઈ નિયંત્રણના હેતુપુરઃસર બુદ્ધિ-પૂર્વકના બંધારણથી રચાઈ નથી, પરંતુ માત્ર પોતાના ઉદ્દેશના ઉદ્બોધન-અર્થે સંસ્થાનું નામ તેને આપવાનો પ્રયત્ન થયો છે એ વિવેકી વૃત્તિ સહજ સમજી શકે તેમ છે. શિષ્યસમૂહ વધ્યો, તેમના આંતર ઉદ્દેશને જાગ્રત્ રાખતી પ્રવૃત્તિના કેન્દ્રને સ્વતઃસ્ફુરિત નામ અપાયું ! સ્વતઃનિામત બંધારણ બંધાયું !

સિદ્ધાંતોની દૃષ્ટિએ પણ તેમાં સાંપ્રદાયિક તત્ત્વ નથી એ આપણે તેસંબંધી આગળ વિચાર કરતાં સ્પષ્ટ જોઇ શકીશું.

**શ્રીમન્ માસ્તર સાહેબે** પણ પૂર્વોક્ત લઘુ પુસ્તિકામાં સ્પષ્ટ કર્યું છે કે: "શ્રેયસ્સાધકઅધિકારીવર્ગ એ **નવો પંથ નથી કે નવો ધર્મ નથી,** પરંતુ પ્રાચીન ઋષિમુનિઓએ પ્રતિપાદન કરેલો જે સનાતન આર્ય ધર્મ છે, જેને વેદ, શ્રુતિ, સ્મૃતિ, પુરાણાદિ ગ્રંથો વિવિધ પ્રકારથી વર્ણે છે, તેને જ દેશકાળને અનુસરીને અને મનુષ્યોના અધિકારને જોઇને સમજાવનારી તે એક સંસ્થા છે. તેને નવું શીખવવાનું કશું જ નથી, પણ

---

૧ શ્રી નૃ. વા. વિ. ૧ ૫૬ ૭૯ આખું પંથ અને ધનેચ્છા રાખનાર ગુરુઓ ઉપર સખ્ત કટાક્ષ કરે છે.

જે જ્ઞાન અથવા સત્ય અનાદિ કાળથી ચાલતું આવે છે, તે જ્ઞાન અને તેનાં સાધનો, જેવા રૂપમાં તેને સમજાર્યા છે, તેવા રૂપમાં તેને સમજવા ઇચ્છે તેમને સમજાવવાં, એટલું જ તે કરે છે."

શ્રેયસ્સાધકવર્ગના એ મહાન્ આચાર્યશ્રીનો એ જ સંકેત! એને અનુસરવું, એ સંકેતને ચરિતાર્થ કરવો, એ સત્યજ્ઞાનના સિદ્ધાંતો સમયને અનુસરી વિવિધ પ્રકારે જનતામાં પ્રસારવા, એ જ સંસ્થાનો મૂળભૂત ઉદ્દેશ!

*

## શ્રેયસ્સાધકોનો ઉદ્દેશ

પ્રધાનપણે નિઃશ્રેયસની સિદ્ધિ એ તેમનું મુખ્ય અને અંતિમ ધ્યેય. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચતુર્વિધ પુરુષાર્થને વર્તમાન જીવનમાં ઉત્કૃષ્ટ, ઉત્કૃષ્ટતર જીવન જીવી, સિદ્ધ કરી લેવા, એ જીવનનું મહાન્ ધ્યેય. અર્થકામ વ્યાવહારિક દશામાં રહી સિદ્ધ કરવા અને છતાં પ્રધાન લક્ષ્ય નિશ્રેયસ–તેનાથી દૃષ્ટિબિંદુ ચલિત થવા ન દેવું, એ શ્રેયસ્સાધકમાત્રનું કર્તવ્ય. નિઃશ્રેયસ પરમસાધ્ય. અન્ય તે સાધ્યનાં સાધનો. એ જ ધ્યેય, એ જ ઉદ્દેશ.

શ્રેયસ્ અને પ્રેયસ્, અલૌકિક સુખ અને લૌકિક સુખ, મનુષ્યજીવન-સાથે સંકળાયેલાં જ છે. શિરોભાગે મૂકેલું શ્રુતિવચન એ જ સૂચન કરે છે, અને જણાવે છેઃ વિવેકી પુરુષ તેના સ્વરૂપને ઓળખે છે, તથા તેને જાણે છે. **અધિકારી** શ્રેયને પસંદ કરે છે. કારણ તે પ્રેયકરતાં ઉત્કૃષ્ટ છે. મંદબુદ્ધિ કેવળ પ્રેય-લૌકિક અથવા વ્યાવહારિક સુખ અર્થાત્ યોગક્ષેમની જ એકલી વાંચ્છના રાખે છે.

**શ્રીમન્નૃસિંહાચાર્યજી**જેવા સદ્ગુરુથી પ્રબુદ્ધ મતિવાળા અને વિવેકદૃષ્ટિ જેમની જાગ્રત્ થઈ હતી તેવા એ અધિકારી પુરુષોએ વ્યાવહારિક સુખમાત્રમાં રચ્યાપચ્યા રહેવાની ઇચ્છા ન રાખતાં, પારલૌકિક અથવા જીવન્મુક્તિના સુખમાં જ સાચું સુખ માન્યું, અને શ્રેયસ્‌ને સિદ્ધ કરવાનો ઉદ્દેશ ધારણ કરી, તેની સાધનાનો પ્રયત્ન આરંભ્યો એટલે તેઓ **'શ્રેયસ્સાધક'** કહેવાવા લાગ્યા.

## અ ધિ કા રી

ઉચ્ચ અધિકારસંપન્ન મનુષ્યો જ ભક્તિજ્ઞાનનાં સાધનોપ્રતિ વિશેષ અભિરુચિ ધરાવે છે. ગીતામાં ભગવાને જ કહ્યું છેઃ

**चतुर्विधा भजंते मां जनाः सुकृतिनोऽर्जुन ।**
**आर्तो जिज्ञासुरर्थार्थि ज्ञानी च भरतर्षभ ॥**

"દુઃખી, અર્થની (દ્રવ્યાદિ પદાર્થની) ઇચ્છાવાળા, જિજ્ઞાસુ અને જ્ઞાની, એમ ચાર પ્રકારનાં મનુષ્યો મને (પરમાત્માને) ભજે છે." અર્થકામની ઇચ્છાવાળા પણ ઈશ્વરની અનેક રૂપે ભક્તિ કરે જ છે, અને તેથી જ તેમને સુકૃતિમાન્ કહ્યા છે. પરંતુ જિજ્ઞાસુ અર્થાત્ તત્ત્વને જાણવાની ઇચ્છાવાળા, મુમુક્ષુઓ, અને જ્ઞાની ઉત્તરોત્તર ઉત્કૃષ્ટ અધિકારીઓ છે. **ज्ञानी त्वात्मैव मे मतम** કહીને, જ્ઞાની તો મારો આત્મા જ છે એમ જણાવ્યું છે. **શ્રીમન્નૃસિંહાચાર્યજી**પ્રતિ પણ જે શિષ્યવર્ગ આકર્ષાવા લાગ્યો હતો, તેમાં મુખ્ય ભાગે જિજ્ઞાસુ અને જ્ઞાની ભક્તો જ હતા એ સહજ વિચાર કરતાં સ્પષ્ટ થશે. અર્થાર્થિઓ અથવા અન્ય કામનાવાળાઓ આવતા જ નહિ એમ તો ન જ કહી શકાય, પરંતુ તેવા બહુ જ અલ્પ હતા. તેનાં કારણો હતાં.

પ્રથમ : પરમપુરુષની અપરમૂર્તિસમ **શ્રીમન્નૃસિંહાચાર્યજી**જેવા ઉચ્ચકોટિના અવતારી પુરુષની જ્ઞાનસંપત્તિને ઝીલનાર અંતઃકરણ સામાન્ય કોટિનાં હોઈ શકે જ નહિ. વર્ગના સમુદાયને સ્થૂળ દૃષ્ટિથી જોનાર હૃદયો પણ કબુલ કરે તેમ છે કે સમગ્ર વર્ગ ઉચ્ચ સંસ્કારવિભૂષિત, મતિમાન્, વિદ્વાન્ અને જનતાના ઉપરિસ્તરનાં મનુષ્યોનો જ બનેલો છે. અપવાદરૂપ કોઈ વ્યક્તિ હશે, તોપણ તેના હૃદયનો ભક્તિભાવ અવશ્ય ઉત્તમ પ્રકારે ખીલેલો હશે, એ નિર્વિવાદ છે.

જગત્માં પણ નિયમ એ જ છે કે હીરા, મોતી, રત્નાદિના વ્યાપારી અર્થાત્ મોટા ઝવેરીની દુકાને રાજા કે શ્રીમંતો જ જઈ શકે છે!

જ્ઞાનના ઉચ્ચ શિખરઉપરથી સ્રવતી મધુર સરસ્વતીને ઝીલવા સમર્થ એવા ઉચ્ચ અંતઃકરણવિના અન્ય તેમાં રસને શી રીતે અનુભવે? આજે પણ શ્રેયસ્સાધકોનાં કીર્તનો શ્રવણ કરવાઅર્થે, જનતાના શિક્ષિત અને અધ્યાત્મસંસ્કારવિશિષ્ટ પુરુષો જ તેપ્રતિ વધારે પ્રેમથી આકર્ષાય છે, એ તેનું પ્રત્યક્ષ પ્રમાણ છે!

જે અલૌકિક જ્ઞાનસંપત્તિ, જે તર્કશ્રેણી, જે યુક્તિવાદ, જે મર્મ, સુશિક્ષિત મનુષ્યો ગ્રહણ કરી શકવા સમર્થ હોય, તે જ તે પ્રતિ આકર્ષાય એમાં શંકાને સ્થાન જ નથી! વિજ્ઞાનનાં વ્યાખ્યાનો શ્રવણ કરનાર પ્રાથમિક કેળવણી પણ જેમણે લીધી ન હોય તેવા કદી હોઈ શકે?

બીજું: વ્યાવહારિક ઇચ્છાઓથી આવનાર હૃદયો સદ્‌ગુરુશ્રીની સમીપ તો ખુલ્લાં પુસ્તકસરખાં જ હતાં. તેમની વ્યાવહારિક કામનાઓ તેમનાથી ગુપ્ત રહી શકતી જ નહિ અને તેવી કામનાઓથી મુક્ત રહેવાનો તેમનો પ્રબોધ હતો! આ સંબંધમાં એક ઉત્તમ ભક્તિભાવાન્વિત સાધકરત્નનો જ પ્રસંગ છે.

શ્રીયુત હરિલાલ મોહનલાલ, અમદાવાદના એક શ્રીમંત નાગરિક હતા, એ પૂર્વે વિચારી ગયા છીએ. શ્રી માસ્તર સાહેબસાથે સ્નેહસંબંધથી જોડાયલા હોવાથી તેઓશ્રીની પ્રેરણાથી સદ્‌ગુરુશ્રીપ્રતિ તે આકર્ષાયા હતા. એ જ્યારે પ્રથમ આવ્યા ત્યારે તરત જ બાપજીશ્રીએ શ્રીમન્ માસ્તર સાહેબને અથવા પાસે બેઠેલી કોઈ અન્ય વ્યક્તિને જણાવેલું હતું,

"આ ભાઈ પુત્રકામનાથી આવે છે, પરંતુ—"! તેમની પુત્રકામના તો જીવનપર્યંત પૂર્ણ ન થઈ, પરંતુ તેમણે જે ભક્તિભાવપૂર્વક સદ્‌ગુરુ-શ્રીનું શરણ લીધું હતું તે ભાવ અપૂર્વ હતો. અર્થસંપત્તિ સારા પ્રમાણમાં હતી અને તેથી જ જ્યારે તેમનો પરિચય બહુ વધી ગયો અને સદ્‌ગુરુશ્રીએ શ્રીભામિનીભૂષણમાં 'શ્રીરંગ' શેઠનું આર્થિક ઐશ્વર્ય દર્શાવ્યું ત્યાર પછીથી શ્રી હરિલાલભાઈને પોતે શ્રીરંગશેઠના ઉપનામથી સંબોધતા! તેમનો પ્રેમ અપૂર્વ હતો. વીરમગામમાં તે વકીલાત પણ કરતા અને પોતાને ત્યાં સદ્‌ગુરુશ્રીને પધરાવેલા ત્યારે શ્રી ઈશ્વરભાઇને તેમણે જ સદ્‌ગુરુશ્રીના આગ-મનના સમાચાર આપ્યા હતા એ આપણે પૂર્વે વિચારી ગયા છીએ.

વ્યાવહારિક કામનાઓને ઉત્તેજન ન આપતાં ભક્તિજ્ઞાનના સુંદર સંસ્કારોથી આધકારીઓને પોતે વિભૂષિત કરતા એ જ તેઓશ્રીની અપૂર્વતા હતી. નિર્વાસન ચિત્ત કરવા બહુ સુંદર યુક્તિઓ દર્શાવતા, અને તેથી જ મંદાધિકારી મધ્યમાધિકારી બનતો; મધ્યમાધિકારી ઉત્તમ બનતો. ઉપરાંત તેઓશ્રીનું શિષ્યોપ્રતિનું અપૂર્વ વાત્સલ્ય અને તેઓશ્રીની મૂક જ્ઞાનપ્રેરણા તેમના પ્રતિ સર્વને પ્રેમબદ્ધ રાખતી અને સર્વનાં હૃદયમાં જ્ઞાનપ્રકાશ વિસ્તારતી!

ત્રીજું: સદ્‌ગુરુશ્રીની દીક્ષા મળવામાં કઠિનતા: પ્રસંગે વિલક્ષણ કસોટી.

ગમે તેવી વ્યક્તિએ દેખાદેખી અથવા દીક્ષાનું મહત્ત્વ સમજ્યાવિના દીક્ષા લઈ શિષ્ય થવાની ઇચ્છા દર્શાવી કે લાગલી કંઠી બાંધી, કાનમાં

મંત્ર ફુંકી, શિષ્ય કે સાધક બનાવી દેવો, એ પ્રકારની નીતિરીતિ કદી પોતે ધારણ કરી નથી. શિષ્યસમૂહની સંખ્યાની વિશેષતાથી વર્ગનું ગૌરવ નથી, પરંતુ અલ્પસંખ્ય પણ તેજસ્વી, સમર્થ, જ્ઞાનવિભૂષિત, ઉત્તમ ચારિત્ર્યશીલ શિષ્યો જ વર્ગના વાસ્તવ ગૌરવના હેતુ છે, એ તેઓશ્રીનો સ્પષ્ટ નિર્દેશ હતો, અને આજે ગુજરાતસમસ્તમાં વિખ્યાતિ પામેલા ઉચ્ચ કોટિના સાધકરત્નો તેનો સ્પષ્ટ પુરાવો છે. કવચિત્ કોઇ અપવાદરૂપ પ્રસંગમાં તાત્કાલિક દીક્ષા કોઇને આપી હશે, તો **તેવી વ્યક્તિમાં તે મંત્રબીજ ભાગ્યે જ સુંદર રૂપમાં ખિલ્યું હશે!** સાચી કસોટીથી, વિશેષ પરિચયથી, જેની જિજ્ઞાસાની તીવ્રતા સમજાઇ છે, તેવા સાધકપ્રવીર દીક્ષા લીધાપછી અલ્પકાળમાં જ તેના અદ્દભુત બલને અનુભવી શકયા છે. શ્રીમન્ માસ્તર સાહેબે જ જણાવેલું કે આશરે છ માસના સમાગમપછી તો તેમને ખબર પડી કે ગુરુદીક્ષા મળી શકે છે, અને તેની ખાસ આવશ્યકતા છે; અને જયારે તેમાટે સદ્દગુરુશ્રીને પ્રાર્થના કરી, ત્યારે તેઅર્થે અનુકૂલ સમય જોઇ, તે પછી દીક્ષા આપવામાં આવી.

તીવ્ર ઇચ્છા–તીવ્ર જિજ્ઞાસા–કોઇ પણ સિદ્ધિનું આરંભક અંકુર છે. તે જેટલું બળવાન્, વેગવાન્, તેટલી સિદ્ધ સત્વર, એ માનસશાસ્ત્રનો અચલ નિયમ છે.

દીક્ષા ઘણુા પ્રસંગે પોતે જ્યોતિષ્ની દૃષ્ટિથી ગ્રહયોગ વગેરે જોઇને અનુકૂળ સમયે જ આપતા અને તે પ્રમાણે અનુકૂલ યોગમાં મળેલી દીક્ષા સત્વર સાધકહૃદયમાં મંત્રદેવતાનું ચૈતન્ય જગવતી! જૂનાગઢવાળા શ્રી હરિદત્ત શાસ્ત્રીને પણ વિલંબે દીક્ષા મળેલી. શ્રી ઇશ્વરભાઇને પણ ઘણુા વિલંબે દીક્ષા આપવામા આવેલી. તેવામાં એક મંદાધિકારીએ સત્વર દીક્ષા લેવાની તાલાવેલી દર્શાવી અને પોતાશ્રીને જણાવ્યું કે મારે કામગીરીઉપર વેળાસર જવું છે. પોતેશ્રીએ કોઇ વિધિવિના તેને તત્કાળ દીક્ષા આપી વિદાય કર્યો! કોઇ સાધકે નમ્રભાવે સદ્દગુરુશ્રીને પૂછ્યું: "બાપજી! આ ઇશ્વરભાઇને દીક્ષા આપતાં આટલો વિલંબ અને આ......ને તત્કાળ દીક્ષા!" પોતે તે પ્રસંગે છાણુના પોપડાનાચેના કીડાનું ઉદાહરણ આપી ભેદ સ્પષ્ટ કર્યો! તેનું જીવન ક્ષણિક!

શ્રી ઇશ્વરભાઇનો ઉત્કટ સાધનાભ્યાસ, પ્રખર નિશ્ચયબલ, અપૂર્વ શ્રદ્ધા, અને અસાધારણ ઔદાર્યભર્યું પરોપકારી જીવન, દીક્ષાના ભેદને સુંદર રીતે સ્પષ્ટ કરે છે.

દીક્ષા એક અપૂર્વ રહસ્યભરી આધ્યાત્મિક ક્રિયા છે. એ સંબંધમાં આગળ વિશેષ વિચારવા યોગ આવશે.

દીક્ષા આપવાસંબંધમાં અથવા સાધકો કે શિષ્યોની સંખ્યા વધારવાના સંબંધમાં પોતે અત્યંત નિઃસ્પૃહ હતા, અને સાચી જિજ્ઞાસાની કસોટી કરી તે પછી જ દીક્ષા આપતા, એ સંબંધમાં **રાવ સાહેબ શ્રીયુત નારણભાઈની** નોંધમાં સારો પ્રસંગ જાણવા મળે છે.

**સદ્‌ગુરુશ્રીનો** મુકામ **નડીઆદ**માં તા. ૯–૧૧–૯૪ ના અરસામાં હતો, તે પ્રસંગની નોંધમાં નીચે પ્રમાણે ઉલ્લેખ છે:

"ગમે તેવો ગૃહસ્થ, શિષ્ય થવા આવે તોપણુ નિઃસ્પૃહતા જ બતાવતા, અને તેની તીવ્રેચ્છાની કસોટી કરતા. **આણુંદના મામલતદાર રા. સા. પ્રભાશંકર** ખેડાના ઔદીચ્ય બ્રાહ્મણુ હતા. તેમણે **શ્રી જમનાપ્રસાદને** (એ પણુ મામલતદાર હતા અને બહુ શ્રદ્ધાન્વિત શિષ્ય-સાધક હતા) લખેલ કે "**મહારાજની** આવતી કાલ **નડીઆદ** સ્થિતિ છે કે નહિ તેનો તાર મૂકજો." આ સંબંધી પોતાશ્રીને પૂછતાં જણાવ્યું કે "તાર કરવાની જરૂર નથી. ખરી ઇચ્છા હોય તો વગર પૂછ્યે આવે."

આ પ્રકારે કસોટી, વિલંબ, અને અન્ય સ્વાભાવિક પ્રતિબંધોમાં પણુ શ્રદ્ધાથી ટકી અને સફળતા પામી ગુરુદીક્ષા મેળવી શિષ્યત્વ ધારણુ કરનાર ઉચ્ચ પ્રકારનો અધિકારી હોય એમાં આશ્ચર્ય શું?

આ સ્થળે એ સ્પષ્ટ કરવાની અગત્ય છે કે વર્ગના **સદ્‌ગુરુશ્રીથી** દીક્ષિત શ્રેયસ્સાધકો જ સાચા **શ્રેયસ્સાધકઅધિકારીવર્ગના** સાધકો છે, બાકી 'શ્રેયસ્સાધક' શબ્દનો વ્યાપક અર્થ તો શ્રેયસ્‌ના માર્ગમાં પ્રયત્ન કરનાર સર્વને લાગુ પડી શકે છે. **શ્રીમન્ માસ્તર સાહેબે** "**શ્રેયસ્સાધક**" એ નામનો એક લેખ વર્ગતરફથી ઉત્સવોનિમિત્ત પ્રકટ થતી '**સદુપદેશ શ્રેણી**'માં લખેલો છે. તેમાં એ વ્યાપક અર્થની સ્પષ્ટતા કરેલી છે. પૂર્વોક્ત 'શ્રે૦ અ૦ વર્ગ એ શું છે?' એ પુસ્તિકામાં, શ્રેયસ્સાધક લાક્ષણિક અર્થમાં તો વર્ગના **સદ્‌ગુરુશ્રીથી** દીક્ષિત હોવો જ જોઈએ એ સ્પષ્ટ કરેલું છે.

*

## કસોટી

પણ કોઈ પ્રસંગે બહુ વિલક્ષણ કરતા. ઘણા પ્રસંગે શ્રીમન્ માસ્તર સાહેબ જણાવતા કે તેઓશ્રીની સાત્ત્વિક કસોટી ભલભલાને મુંઝવતી. અત્ર એક એવો જ વિલક્ષણ પ્રસંગ છે.

એક 'પબ્લિક વર્કસ' ખાતાના અમલદાર વર્ગના ગૃહસ્થ, શિષ્યત્વ સ્વીકારવા તત્પર થયા. પ્રસંગ કંઈક જમીનસંબંધમાં સાક્ષી પૂરવાનો આવી પડ્યો. તે પ્રસંગે તેમને પૂછવામાં આવ્યું: "આ કામમાં અમુક પ્રકારની સાક્ષી તમારે આપવાની છે તે આપશો ને?" તે ગૃહસ્થે જણાવ્યું: "હું જુઠી સાક્ષી નહિ પૂરૂં"; કારણ તે વાત તે જાણતા નહોતા! આ પછી એ ગૃહસ્થ કેવળ વિમુખ થઈ ગયા!

મહાપુરુષો પ્રસંગે ઉપરથી અનુચિત જણાતાં હિતગર્ભિત કાર્યોમાટે આશ્રિતોને, શિષ્યોને, વગેરેને પ્રેરે છે, એ વસ્તુ ઉંડી શાસ્ત્રદષ્ટિવાળા પુરુષોને અજ્ઞાત નથી. ગીતામાં જ જુઓને! અર્જુનને ગુરુજનો અને કુટુંબીજનોનો જ સંહાર કરવા શ્રી કૃષ્ણ ભગવાને પ્રેરણા કરી! છતાં તેમાં જ તેનું શ્રેય હતું એ અંતે તે જોઈ શક્યો.

પરશુરામને તેમના પિતા જમદગ્નિએ પોતાની માતાનો વધ કરવા આજ્ઞા કરી. પરશુરામ પિતાના જ્ઞાનસામર્થ્યને જાણતા હતા. નિઃશંકપણે એ આજ્ઞાનું પાલન કર્યું અને પિતાના અનુગ્રહને પામી માતાને પણ પુનર્જીવન અર્પ્યું! પરમાત્માથી અભેદભાવને પામેલા અદ્‌ભુત સામર્થ્યસંપન્ન મહાપુરુષો જગત્ અને જગત્‌ના વ્યવહારોના વાસ્તવિક સ્વરૂપને હસ્તામલકવત્ અનુભવે છે અને પોતાના આશ્રિતો, શિષ્યો, સંબંધીઓને અનેક પ્રસંગોદ્વારા જગત્‌નું વૈચિત્ર્ય દર્શાવી અને તેમાંથી મોહમમત્વ ત્યજાવી તેમના ઉપર અપૂર્વ અનુગ્રહવર્ષણ કરી, વાસ્તવ દૃષ્ટિ જાગ્રત્ કરે છે એ જ કસોટીનો મહિમા છે!

આવી આવી અનેક કસોટીઓ—સાત્ત્વિક છતાં વિલક્ષણ કસોટીઓમાં વિરલ અધિકારી સાધકો જ ટકી શક્યા અને તે જ સાચા અધિકારી બની 'શ્રેયસ્સાધક અધિકારી વર્ગના' અંગભૂત બન્યા! શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાને પણ શ્રવણ કરાવ્યું છે:

'કસોટીમાં શ્રદ્ધા તો ટકતી વિરલની.'

આવી અધિકારસંપન્ન વિરલ વ્યક્તિઓ શ્રેયસ્‌નાં સાધનોમાં પ્રવૃત્ત થઈ, તે વ્યક્તિસમૂહ—તે મંડળનું નામ:

**શ્રેયસ્સાધકઅધિકારીવર્ગ**

*

## વર્ગના સિદ્ધાંતો

વર્ગના સિદ્ધાંતો કોઈ નવીન સિદ્ધાંતો જ નથી એ તો ઉપર સ્પષ્ટ કરેલું જ છે, કારણ કે વર્ગ કોઈ નવીન સંપ્રદાય, પંથ કે પ્રણાલિકા નથી. આથી વધારે સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો વર્ગે જે મહાપુરુષનો આશ્રય ગ્રહણ કરી, નિઃશ્રેયસ અથવા આત્મકલ્યાણની સિદ્ધિ અનુભવવાનો ઉદ્દેશ ધારણ કર્યો છે, તે મહાપુરુષના સ્વાનુભવથી જે સિદ્ધ થયેલું હતું, નિર્વિકલ્પ અવસ્થાદ્વારા જે તત્ત્વાનુભવ કે સ્વરૂપાનુભવ તેઓશ્રીના હૃદયમાં ઝળકતો હતો અને જે નિરતિશય સુખાવિર્ભાવ, જ્ઞાનસામર્થ્યાદિનો આવિર્ભાવ, તેઓશ્રીમાં સ્પષ્ટ દૃષ્ટિગમ્ય થતો હતો, તે સ્વરૂપસુખાનુભવ કરવા, કર્મ, ભક્તિ, યોગ અને જ્ઞાનનાં સાધનો, તેઓશ્રીના ઉપદેશથી સાધી, કૃતકૃત્યતા અનુભવવી, એ જ **મુખ્ય સિદ્ધાંત.**

આ મુખ્ય સિદ્ધાંતને ચરિતાર્થ કરવામાં કેટલાંક સિદ્ધાંતરૂપ મંતવ્યો આવશ્યક છે. જનતા પણ અધ્યાત્મવિદ્યાવિષયક કેવા પ્રકારનાં મંતવ્યો વર્ગને સંમાન્ય છે એ માટે જિજ્ઞાસુ હોય એ સ્વાભાવિક છે.

સિદ્ધાંતોની દૃષ્ટિએ તો વર્ગના સાહિત્યમાં, સાધકવર્ગ તેમ જ અધ્યાત્મવિદ્યામાં રસ લેતી જનતાને માટે, અનેક વસ્તુઓ, પરમકૃપાળુ સદ્‌ગુરુવર્ય **શ્રીમન્નૃસિંહાચાર્યજીએ**, અનેક ગ્રંથસાહિત્યદ્વારા આપેલી છે, અને બુદ્ધિમાન્ જિજ્ઞાસુઓ તે સાહિત્યના અભ્યાસથી સુંદર રીતે અને સંપૂર્ણ સ્વરૂપમાં તે સમજી શકે તેમ છે. છતાં કેટલાંક મંતવ્યો જે વિશેષ રૂપમાં જિજ્ઞાસુઓ જાણવા ઇચ્છે તે કંઈક અંશમાં માત્ર જણાવવાં ઉચિત છે. બાકી **શ્રીમન્નૃસિંહાચાર્યજીનું** તત્ત્વચિંતન કેટલું ગહન અને તલસ્પર્શી હતું એ તો **દિ. બા. શ્રી**યુત **નર્મદાશંકરભાઈ**ના તત્ત્વવિદ્યાના ગ્રંથોમાં તેમણે પોતાના સદ્‌ગુરુશ્રીના સંબંધમાં જે ઉલ્લેખ કર્યો છે તેથી સ્પષ્ટ થયા વિના રહેશે નહિ.

શ્રી **નર્મદાશંકરભાઈ** સદ્‌ગુરુશ્રીના અતિ નિકટ અંતેવાસી હતા. તેઓશ્રીના અદ્‌ભુત જ્ઞાનપ્રકાશને ઝીલવા સમર્થ થયા હતા અને એ પ્રકાશથી ઝળકતી તેમની પ્રતિભામાંથી અનેક તત્ત્વવિદ્યાના ગ્રંથો સર્જાયા છે, અને ગુજરાતી સાહિત્ય તેથી અલંકૃત થયું છે, એ વિદ્વાનોને અજ્ઞાત નથી. ગુજરાતી સાહિત્ય-પરિષદ્‌ના એક પ્રસંગે **ધર્મ અને તત્ત્વજ્ઞાનના** પ્રમુખપદે તેમનું નિયોજન કરી સાહિત્ય-પરિષદે તેમનું બહુમાન કર્યું છે.

**શ્રીમન્નૃસિંહાચાર્યજી**ના સિદ્ધાંતો અને તેની શાસ્ત્રીય ચર્ચાનો ઉપક્રમ કરી **"શ્રી નૃસિંહસિદ્ધાંતચંદ્રોદય"** નામનો અપૂર્વ લેખ શ્રી મહાકાલ માસિકમાં તેમણે શરૂ કર્યો હતો. કોઇ પ્રતિકૂલ સંયોગોવશાત્ તે કાર્ય અપૂર્ણ રહ્યું છે, નહિ તો ગુજરાતના એ અધ્યાત્મવિદ્યાવિશારદની પ્રભાવશાળી લેખિનીથી એ વિષયમાં બહુ સુંદર પ્રકાશ પડત એ નિર્વિવાદ છે. અત્ર સિદ્ધાંતોની એવી શાસ્ત્રીય ચર્ચા થઇ શકે તેમ નથી અને વિશેષ ઝીણવટમાટે સ્થાન પણ નથી, એટલે થોડાં સિદ્ધાંત રૂપ મંતવ્યોની ગણના કરવાનું ઉચિત ધાર્યું છે.

૧. **પરમાત્મા-પરમતત્ત્વ-ચૈતન્ય-પરબ્રહ્મ** એ એક જ અર્થના વાચક શબ્દો છે. પરમાત્મા એક, અદ્વિતીય, એકરસ તત્ત્વરૂપ છે. તે જ પરમ સત્ય છે. તે જ્ઞાનસ્વરૂપ છે. આનંદસ્વરૂપ છે. અનાદિ, અનંત, સ્વયંપ્રકાશ છે.

૨. **માયા**-પરમાત્માને આશ્રયે રહેલી, પરમાત્માની જ અનિર્વચનીય શક્તિ છે. તે અનાદિ છતાં વ્યષ્ટિપરત્વે સાંત છે. સત્ત્વ, રજ અને તમ ત્રણ ગુણુવાળી છે. તે બે પ્રકારની છે. વિદ્યારૂપા-અવિદ્યારૂપા અથવા વસ્તુરૂપા-અવસ્તુરૂપા.

૩. **ઇશ્વર**—માયા અર્થાત્ વિદ્યા માયારૂપ ઉપાધિવાળું બ્રહ્મચૈતન્ય ઇશ્વર કહેવાય છે. સર્વેશ્વર, મહેશ્વર, સગુણબ્રહ્મ, શબલબ્રહ્મ એના જ પર્યાય એટલે સમાન અર્થવાળા શબ્દો છે. જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું નિમિત્ત કારણ છે.

૪. **જગત્**—પરમાત્માથી જ અવિદ્યાદ્વારા જન્મેલું છે. વસ્તુતઃ પરમાત્મામાં આરોપિત છે. [1]વિવર્ત રૂપથી પરમાત્મા જ જગત્ રૂપ ભાસે છે.

૫ **જીવ**—અવિદ્યાની ઉપાધિવાળું ચૈતન્ય: અવિદ્યા-અજ્ઞાન જ જીવત્વના અભિમાનને જાગ્રત્ કરી આ સંસાર ઉભો કરે છે. એ અજ્ઞાન જ્ઞાનવડે જ નાશ પામે છે, અને અજ્ઞાનવડે કલ્પાયેલો જીવભાવ નિર્મૂળ થતાં બ્રહ્માત્મૈકયના અનુભવથી જીવન્મુક્તિસુખ અનુભવાય છે.

૬ **આત્મતત્ત્વ**—તેને કૂટસ્થ કહે છે. બ્રહ્મતત્ત્વથી ત્રિકાલ અભેદરૂપ તે મનુષ્યહૃદયમાં ઝળકે છે. એ જ વાસ્તવ **अहं** અથવા 'હું' છે. એનું જ્ઞાન એ જ સ્વસ્વરૂપનું જ્ઞાન છે. એ સ્વસ્વરૂપનું જ્ઞાન નિરતિશય સુખનો હેતુ છે.

---

૧. પોતાના સ્વરૂપમાં લેશ પણ ફેરફારવિના અન્ય રૂપે જણાવું તેને વિવર્ત કહે છે.

૭ સ્વરૂપનું અજ્ઞાન એ જ દુઃખમાત્રનો હેતુ.

૮ મન-ત્રિગુણાત્મક માયાનું કાર્ય. સર્વ સુખદુઃખનું મૂલ.

૯ જીવ-જગત્-ઈશ્વર વસ્તુદૃષ્ટિથી નથી. વ્યાવહારિક દૃષ્ટિથી છે. વાસ્તવિક બ્રહ્મરૂપ-પરમાત્મારૂપ છે.

૧૦ મન સંકલ્પથી જ જગત્ દેખાડે છે. સંકલ્પો બંધ થતાં, નિઃસંકલ્પાવસ્થા સિદ્ધ થતાં, જગત્ સ્વતઃ વિલાય છે અને કેવળ ચૈતન્ય વિલસે છે.

૧૧ યોગ, ભક્તિ અને જ્ઞાનના યુગપત્ અનુષ્ઠાનથી અર્થાત્ સાથે સાથે તેનાં સાધનોના અભ્યાસથી મનોનાશ, વાસનાક્ષય સત્વર સિદ્ધ થતાંની સાથે જ, અપરોક્ષ આત્માનુભવ જાગે છે.

૧૨ ભક્તિ-પરમાત્માપ્રતિનો પ્રેમ છે અને તે જ્ઞાનમાં જ પરિણમે છે, અર્થાત્ અભેદાનુભવ જમવે છે.

૧૩ આત્મતત્ત્વનું ધ્યાન, ચિંતન અથવા આત્માનુસંધાન એ સર્વોત્તમ ભક્તિ છે.

૧૪ ભક્તિ અને જ્ઞાન-ઉભયનો સંયોગ અત્યંત આવશ્યક છે. ભક્તિ પ્રેમરૂપા છે—જ્ઞાન વિચારરૂપ છે.

૧૫ ત્યાગ—ગૃહસ્થાશ્રમનો નહિ: અંતરની આસક્તિનો જ વિશેષ મહત્ત્વવાળો છે. બાહ્ય ત્યાગ વાસ્તવ ત્યાગ નથી, અને તેના વિના અંતરની આસક્તિના ત્યાગથી પણ જીવન્મુક્તાવસ્થા સિદ્ધ થવી શક્ય છે.

૧૬ જીવન્મુક્તિના વિશેષ સુખને અર્થે ત્યાગાશ્રમની આવશ્યકતા શ્રીનૃસિંહાચાર્યજીએ સ્વીકારી છે: અર્થાત્ વિદ્વત્સંન્યાસ.

૧૭ મૂર્તિ ધ્યાનમાટે આવશ્યક છે એટલું જ નહિ પરંતુ જડ દેખાતી મૂર્તિ, પ્રતિમા, ચૈતન્યમય છે એ દૃષ્ટિને જાગ્રત્ કરનાર હોવાથી, મૂર્તિપૂજા ઇષ્ટ છે. એ દૃષ્ટિ સિદ્ધ થતાં **सर्वं खल्विदं ब्रह्म** એ અનુભવ જાગે છે.

૧૮ સદ્‌ગુરુશરણ અને સાચી સદ્‌ગુરુની ભક્તિ વાસ્તવ સદ્‌ગુરુતત્ત્વ-પરમતત્ત્વના બોધને જાગ્રત્ કરે છે.

૧૯ પરમાત્મા નિર્ગુણ નિરાકાર છતાં સગુણ સાકારરૂપ પણ ધરે છે.

૨૦ પ્રાણિમાત્રમાં એક જ ચૈતન્ય વિલસે છે, અથવા સર્વ પરમાત્માનાં જ ભિન્ન ભિન્ન રૂપો છે એ દૃષ્ટિથી પ્રાણિમાત્રમાં પ્રેમભાવ-સર્વાત્મભાવ-ધરવાની અત્યંત અગત્ય છે. એ દૃષ્ટિથી જ વ્યવહાર ઉત્તમોત્તમ બને છે.

૨૧ અંતસ્ત્યાગી—બહિસ્સંગી જીવન જીવી જીવન્મુક્તિના પરમ રમ્ય અનુભવથી સર્વતંત્ર સ્વતંત્ર-સ્વારાજ્ય, વૈરાજ્ય, પારમેષ્ઠ્યના અદ્‌ભુત શિખર-ઉપર સ્થિત થવું !

આધ્યાત્મિક જીવનમાં અથવા બ્રહ્મતત્ત્વના અનુભવના માર્ગમાં આ મંતવ્યો વિશેષ ઉપયોગી છે. **શ્રીમન્નૃસિંહાચાર્યજીએ** અનેક કીર્તનોમાં આ પ્રકારનાં સિદ્ધાંતવચનો શ્રવણ કરાવેલાં છે. તેઓશ્રીની અનુભવમય વાણી-નાં કેટલાંક દૃષ્ટાંતો ઉપરના નિશ્ચયોને વિશેષ સુદૃઢ કરશે એ હેતુથી કેટ-લાંક તેવાં અવતરણો આ સ્થળે આપવાયોગ્ય છે.

*

**શું સાચું ? દ્વૈત કે અદ્વૈત ?**

એક છે એક છે ભ્રાંતિને પરહરો, જીતવા જગત્‌માં આશ ધારો,
દ્વૈત ને દ્વેષમાં જે જનો વહી જશે, તે કદી પામશે નહિ આરો.

... ... ...

**પરમતત્ત્વનાં અનેક નામ છતાં વસ્તુ એક છે**

શબ્દમાં વાદ શો, વસ્તુ જ્યાં એક છે, નામ આરોપીને કામ સારો.

... ... ...

કો હરિ કો પરબ્રહ્મને વિનવો, શબ્દ પરમાત્મ કહી દુઃખ વિદારો,
અવધિહીન તેહનાં નામની અવધિ શી, સમજીને સાન ધારો ઉદારો.

નૃ૦ વા૦ વિ૦ ૨ : ૫૬ : ૩૧

*

**અનુભવે વસ્તુતઃ દ્વૈત પણ નથી અદ્વૈત પણ નથી**

બ્રહ્માનંદનિમગ્ન રહ્યો જબ,
તબ ના દ્વૈતાદ્વૈત કહ્યો હે—સ્વાત્માનુભવ૦

નૃ૦ વા૦ વિ૦ ૨ : ૫૬ : ૮૩.

*

**માયા—સંજ્ઞા પંચદશ**

માયા, શક્તિ, પ્રકૃતિ, અવ્યાકૃત, અજ્ઞાન,
અવિદ્યા, તમ, તુચ્છા, અજા, સત્યા, મૂલા જાણ,
તુલા, અનિર્વચનીયા, અવ્યક્ત, યોની, પ્રમાણ.

નૃ૦ વા૦ વિ૦ ૧ : સ્ફુટવિષય.

*

### માયા અને માયાનાં સુખો પ્રતીતિમાત્ર છે

માયાબલ મેળવી મદ ધરી ના, સિદ્ધપણું નિજ કહેજે,
પ્રાપ્ત થતી વિધવિધ સિદ્ધિની, આસક્તિ ત્યજી દેજે—
ઇહપરલોકતણાં સુખ તો છે, પ્રતીતિમાત્ર તું જોજે,
નિર્વિકાર દ્રષ્ટાપદ પામી, સમૂલ સંશય ખોજે—
સુખ અચલ અનુભવે લેજે.

નૃ૦ વા૦ વિ૦ ૩ : ૫૬ : ૯૦.

*

### જગત્-સંસાર-નું વાસ્તવ સ્વરૂપ

હો મન આ જગત્ તો લહેર છે, જેને સ્થિરતા ન દીસે રે,
ભ્રમથી ના સત્યવત્ માનતો, મૃગજલવત્ વસા વિશે રે-

... ... ...

તું સહ જગ જે આ ભાસતું, તે તો વસ્તુનો વિલાસ રે,
વ્યવહારયોગ્ય દીસે ખરૂં, પણ ના વસ્તુ એ ખાસ રે-

નૃ૦ વા૦ વિ૦ ૩ : ૫૬ : ૪૩.

*

યહ સંસાર હૈ મનકા તમાશા, જીવકોં ભયા સો ગલેકા ફાંસા,
જ્યોં બાજીગર બાજી રચત હૈ, સત્યપનેકી તહાં નહિ આશા.

નૃ૦ વા૦ વિ૦ ૨ : ૫૬ : ૫૯.

### જ્ઞાની અને જગત્

જ્ઞાનીકોં દુ:ખરૂપ જગ નાહિ, અજ્ઞાનીકોં સદા ભવપાશા-યહ૦

નૃ૦ વા૦ વિ૦ ૨ : ૫૬ : ૫૯.

*

આ જગત્ નથી રે વીરા માહરા, એ છે બ્રહ્મવિલાસ,
માયાના ભ્રમમાં ભુલી જઇ, મિથ્યા ઉપજે છે ત્રાસ.

નૃ૦ વા૦ વિ૦ ૧ : ૫૬ : ૯૦.

### જીવ-શિવ

જીવ શિવમાં અંતર નથી, સુણો આણીને ખંત,
અજ્ઞાનીને તો અંતર ઘણો, જાણે વિરલા સંત-

નૃ૦ વા૦ વિ૦ ૧ : ૫૬ : ૯૧.

### સ્વાત્માનુભવ-સ્વસ્વરૂપાનુભવ

[1]સ્વાત્માનુભવ જિનકું ભયો હૈ યહ દુ:ખરૂપ જગ તિનકો ગયો હે-

નૃ૦ વા૦ વિ૦ ૨ : ૫૬ : ૮૩.

---

૧ આ આખું પદ સ્વરૂપાનુભવી-સ્વાત્માનુભવીની સ્થિતિના સુંદર ચિત્રરૂપ છે.

અનુભવીસેં દુઃખદૂરા, હે જી
જીને કીયા કલેશકા ચૂરા રે સંતો—નૃ૦ વા૦ વિ૦ ૧ : ૫૬ : ૧૨૧.

## આત્મનિવેદન ભક્તિ જ સર્વોપરિ છે

ભક્તિવિણુ ભેટે નહિ ભગવાન્
આસન પ્રાણાયામ કરે કાં, ધરી ધરી બેસે ધ્યાન—ભક્તિ૦

... ... ...

નૃસિંહ સત્ય અંતર પ્રીતિથી, ભજી તજે અભિમાન,
પ્રભુ તો તેને દે સન્માન૦

નૃ૦ વા૦ વિ૦ ૨ : ૫૬ : ૧૧૧.

*

## સાચો ભક્ત

ભક્તિ તો જેને ભાવી રે, તેને તો બીજુ કાંઈ ન ગમે,
વિષયે વિરાગી રે, મન હરિવરશું રમે—

... ... ...

ભય પામી ન વિષયથી ભાગે, ન મથી વિષયે વહી જાય,
વિવિધ વેષ ધરી નવ રાચે, સાચે હૃદયે સુખ રહાય,
વૃત્તિ વાળી હરિમાં રે, સુખદુઃખ સઘળું ખમે—

... ... ...

ઇંદ્રિય સઘળી રાખે નિયમમાં, વળી ચિત્ત બુદ્ધિ મન,
દીસતો સંગી પણ હોય નિઃસંગી, એવો સરલ સુભાગી હરિજન,
નૃસિંહ ન ડગતો રે, ચઢતો ચાલે ક્રમે ક્રમે—ભક્તિ૦

નૃ૦ વા૦ વિ૦ ૩ : ૫૬ : ૫૮.

*

## ભક્તિ અને જ્ઞાન

ભક્તિવિનાનું જ્ઞાન મોળું લાગે જી,
જ્ઞાનવિના ભક્તિ ખારી રે હાં,
ઉભય સંયોગ કરી જે જન અહેતા જી,
સ્વાદ તેનો છે અતિ ભારી રે હાં— ભક્તિ૦
ભક્તિ નિંદી જે જન જ્ઞાની કહાવે જી,
તે જ્ઞાની નહિ અજ્ઞાની રે હાં,

જ્ઞાન નિંદે ને હરિભક્ત થઈ બેસે જી,
તે ઠગ, ભક્તિહીન, અભિમાની રે હાં, ભક્તિ૦

... ... ...

જ્ઞાન ને ભક્તિના ભેદુ જન જાણે જી,
જ્ઞાનભક્તિ ભિન્ન ના સ્વરૂપે રે હાં,
નૃસિંહ સ્વરૂપ જાણી તન્મય થાવું જી,
વિણઅનુભવે પડે ભવકૂપે રે હાં. ભક્તિ૦

નૃ૦ વા૦ વિ. ૩ : ૫૬ : ૭.

*

**સંન્યાસ**

+વાસના સૂક્ષ્મ જિને ત્યાગી, સોઇ હે સંન્યાસી સંન્યાસી૦

... ... ...

આશારૂપ શિખા જિને ટારી, તૃષ્ણાસૂત્ર પીયો જિને જારી,
જ્ઞાનરૂપ દંડ લીયો જિને ધારી રે, મુક્તિ રહે હોઇ દાસી—વાસના૦

નૃ૦ વા૦ વિ૦ ૨ : ૫૬ : ૫૦.

*

આરંભમાં દર્શાવવામાં આવ્યા છે તે સિદ્ધાંતોને અનુરૂપ વિચારશ્રેણી ઉપરની **શ્રીમન્નૃસિંહાચાર્યજી**ની કાવ્યપંક્તિઓમાં સ્પષ્ટ સમજાય છે. આ પ્રકારે તેઓશ્રીના ગદ્ય અને પદ્ય સાહિત્યમાં અનેક સિદ્ધાંતોની સ્પષ્ટતા કરવામાં આવેલી છે અને સવિશેષ સ્વરૂપમાં જાણવાની ઇચ્છાવાળા સર્વે તેના અભ્યાસથી તેને સુંદર રૂપમાં સમજી શકશે.

આધ્યાત્મિક સિદ્ધાંતોઉપરાંત વ્યાવહારિક ઉચ્ચ કોટિના નીતિ-નિયમો–શિષ્ટ સંસ્કારી આચારના સિદ્ધાંતો ( Ethics ) વગેરે **શ્રીભામિની-ભૂષણ**ના પાંચે અલંકારોમાં બહુ સૂક્ષ્મતાથી દર્શાવવામાં આવ્યા છે. તે ગ્રંથોમાંથી તે પણ મળી શકશે. તદુપરાંત **શ્રીભામિનીભૂષણ**ના વિવિધ સિદ્ધાંતોઉપર પ્રકાશ પાડનાર એક લેખ વિદ્વદ્રત્ન શ્રીકૌશિકરામભાઈએ મહાકાલમાસિકમાં શરૂ કરેલો હતો; એ શ્રી **ભામિનીભૂષણપ્રવચનસંગ્રહ**નું અવલોકન કરનારને તે સંબંધમાં વિશેષ પ્રકાશ પડશે. અસંતોષ એટલો જ છે કે તે સુંદર લેખ પણ અપૂર્ણ જ રહ્યો છે!

---

+ આ આખું પદ આંતર ત્યાગના ભાવોથી પૂર્ણ છે.

આ સિદ્ધાંતોમાંથી સંન્યાસ, કુટુંબત્યાગ અથવા ગૃહત્યાગના સંબંધમાં તેઓશ્રીના નિર્ણયવિષે કંઈક ઊહાપોહની અથવા વિશેષ વિચારની અગત્ય છે. તેઓશ્રીની વિદ્યમાનતાકાલે તેમ જ અધુના પણ અનેક મનુષ્યોના હૃદયમાં એ પ્રશ્ન ઉઠે છે કે શું ગૃહસ્થાશ્રમી જીવનમાં જ્ઞાન થવું અથવા આત્મસાક્ષાત્કાર થવો સંભવિત છે?

ગૃહત્યાગમાત્રથી અથવા વસ્ત્ર ગેરૂથી રંગેલાં પહેરવામાત્રથી જ અંતરની આસક્તિ અને તે સર્વ આસક્તિના મૂળરૂપ વાસના નિર્મૂલ થતી નથી એ તો સુવિચારશીલ સારી રીતે સમજી શકે તેમ છે. સ્વરૂપનું જ્ઞાન થવામાં અથવા આત્મસાક્ષાત્કાર થવામાં જે કંઈ વિશેષ મહત્ત્વની વાત છે તે **મનનો જય અને વાસનાનો ક્ષય.** તત્ત્વવિચારના બલથી જ આ મનોલય અને વાસનાક્ષય સિદ્ધ થાય છે એ વેદાંતસાંખ્યનો અચલ સિદ્ધાંત છે. આ સંબંધમાં તેઓશ્રીએ થોડા 'સોરઠા' લખી અત્યંત સુંદર પ્રકાશ પાડયો છે.

**સોરઠા**

માયાથી શું થાય, જો મન વશ છે આપણું,
માયા મને શમાય, મન શમતું જઈ બ્રહ્મમાં.
મન છે માયારૂપ, (તે) દેહસુધી તો નવ ટળે,
નાંખે આ ભવકૂપ, કોઈક વિરલા ઉગરે.
મૂરખ મન હરખાય, અવાસ તજી જંગલ વસે,
(પણ) માયા દેહ ગણાય, (તો) શું તજીઉં જંગલ જઇ.
માયા સર્વ ગણાય, દૃશ્ય ગણાયે જેટલું,
જગ માયા જ ભણાય, (તો) કહોને તજશો કેટલું.
માયા કરડી ન ખાય, સ્વરૂપ અખંડ છે નિર્મળું,
(ભાઈ) મિથ્યા શિદ અથડાય, રહે પડયો તું ઘરવિષે.

આ રીતે સમગ્ર જગત્ માયામય છે તો માયાત્યાગ દેહ છતાં અસંભવિત જ છે એ દર્શાવી મોહ અર્થાત્ આસક્તિના ત્યાગથી જ જીવન્મુક્તિસુખ મળે છે એ સુંદર રીતે અંતમાં સ્પષ્ટ કરે છે:

મોહરહિત રહીશ, તો સુખ મોટું સર્વદા,
નિશ્ચલચિત્ત થઈશ, જીવન્મુક્ત હોશે તદા.
નરસિંહ જગમાં જેહ, રહે નિઃસંગી મન કરી,
કહાવે તે જ વિદેહ, અદ્વૈત રૂપ જાણે હરિ.

ભગવદ્ગીતાનું અપૂર્વ સુંદર વચન આ જ વિચાર દર્શાવતાં કેવો સરળ માર્ગ દર્શાવે છે ? જુઓ : **रागद्वेषवियुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन् । आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति** ॥ તે જ પ્રમાણે ગીતાશાસ્ત્રના પંચમ અધ્યાયના નીચેના શ્લોકો અનાસક્ત કર્મયોગદ્વારા આ જ માર્ગનું સૂચન કરે છે એ વિવેકીને સહજ સ્પષ્ટ થાય તેમ છે :

**ब्रह्मण्याधाय कर्माणि संगं त्यक्त्वा करोति यः ।**
**लिप्यते न स पापेन पद्मपत्रमिवांभसा ॥**
**कायेन मनसा बुद्धया केवलैरिन्द्रियैरपि ।**
**योगिनः कर्म कुर्वन्ति संङ्गं त्यक्त्वाऽऽत्मशुद्धये ॥**
**युक्तः कर्मफलं त्यक्त्वा शान्तिमाप्नोति नैष्ठिकीम् ।**
**अयुक्तः कामकारेण फले सक्तो निबध्यते ॥**

શ્રીમન્ નૃસિંહાચાર્યજીએ સર્વ સિદ્ધાંતોના શિરોમણિરૂપ આ સિદ્ધાંતનું જ વિશેષ પ્રતિપાદન કરેલું તેઓશ્રીના ગ્રંથોમાં પ્રસિદ્ધ છે. સમાજમાંના તીવ્ર વિરાગહીન, સાચી જિજ્ઞાસાવિનાના લેભાગુ સંન્યાસીઓપ્રતિ તેમનો ઉત્કટ વિરોધ હતો, અને તે વસ્તુ તેમના અનેક ગ્રંથોમાં પ્રત્યક્ષ છે. તેઓશ્રીએ સિદ્ધાંતસિંધુમાં ભૂતધ્રુક્ના પાત્રદ્વારા ગૃહસ્થાશ્રમમાં જ રહી નિઃસંગી થવાના સિદ્ધાંતનું અપૂર્વ બલ ભારપૂર્વક સ્પષ્ટ કર્યું છે. સમાજમાં, સાચી જ્ઞાનની જિજ્ઞાસાથી વિવિદિષા સંન્યાસ લેનાર, વિરલ જ હોય છે; બાકી તો તુલસીદાસજીએ કહ્યું છે તેમ "નારી મુઈ, ઘરસંપત નાસી, મુંડ મુંડાયે ભયે સંન્યાસી" જેવી સમાજમાં પ્રથા ઘણી ચાલતી. આ પ્રથાનો ખાસ વિરોધ કરી નિજ દૃષ્ટાંતથી પણ ગૃહસ્થાશ્રમની સર્વશ્રેષ્ઠતા દર્શાવી, જીવન્મુક્તિસુખનો એ આશ્રમ વિરોધી નથી જ, એ સુંદર રીતે સ્પષ્ટ દર્શાવ્યું છે; પોતાના તત્ત્વબોધપ્રદ ગ્રંથોમાં ચર્ચા કરી છે અને તેઓશ્રીના અનેક ઉત્તમાધિકારી શિષ્યોએ તે સિદ્ધાંતને ચરિતાર્થ કરી બતાવ્યો છે. **શ્રેયસ્સાધકવર્ગની ખાસ વિશિષ્ટતા આ સિદ્ધાંતમાં જ કેન્દ્રિત થએલી છે.**

સાચા તત્ત્વદર્શી વિરક્ત સંતોએ પણ ગૃહસ્થાશ્રમની મહત્તા અને તે જ આશ્રમમાં આત્મસાક્ષાત્કારની શક્યતા નિર્ભયપણે સ્પષ્ટ રીતે દર્શાવી છે.

હૃષીકેશવાળા કાળીકામળીવાળા મૂળ પુરુષ સ્વામી વિશુદ્ધાનંદજી, મહાન્ ત્યાગ અને સેવાની મૂર્તિ. વસ્ત્રમાં કાળી બે કામળી જ રાખતા.

તત્ત્વજ્ઞાનના શિખરે વિરાજતા. તેમની સેવાભાવના તો તેમની સંસ્થા જે મહાન્ કાર્ય કરે છે તે તો હૃષીકેશ થઈ બદરીનારાયણની યાત્રા કરનાર યાત્રિકો સારી રીતે જાણે છે. તેમણે તત્ત્વવિચારનો સ્વાનુભવપૂર્ણ "**પક્ષપાત-રહિત અનુભવપ્રકાશ**" નામનો સુંદર ગ્રંથ હિંદીમાં લખ્યો છે, તેમાં ત્યાગના સાચા સ્વરૂપનો નિર્દેશ કરતાં વાસ્તવ ત્યાગ એ અહં-વૃત્તિ અથવા મિથ્યા અહંનો ત્યાગ છે, તેમ જ સર્વ દૃશ્યપ્રપંચ આત્મ-તત્ત્વરૂપ નિશ્ચયપૂર્વક જાણવો એ જ દૃશ્યનો ત્યાગ છે, એમ વારંવાર ભાર મૂકીને દર્શાવ્યું છે; એટલું જ નહિ પરંતુ બાહ્ય વેશપલટો કરનારનું મિથ્યા અહં વિશેષ પુષ્ટ અથવા બલવાન્ થાય છે એ બહુ પ્રશસ્ય રીતેએ અનેક રમુજી બોધપ્રદ પ્રસંગોમાં સમજાવ્યું છે. સમ્યક્ ત્યાગ શું છે એ પ્રશ્નનો પુત્રને પિતાએ આપેલો ઉત્તર જુઓ:

"નામરૂપ કાર્યકારણ સંઘાતરૂપ પ્રપંચમાં અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ આત્મબુદ્ધિ કરવી, અથવા આત્માથી ભિન્ન સર્વ નામરૂપને મિથ્યા અથવા અભાવરૂપ જાણવાં, એ જ પ્રપંચનો પરમત્યાગ છે. એકને ગ્રહણ કરવું અને અન્યને ત્યાગવું એનું નામ ત્યાગ નથી. કારણ કે જ્યાં સુધી શરીર છે ત્યાં સુધી હજારો વાર અનેક પદાર્થોનું ગ્રહણ અને ત્યાગ થાય છે. કાર્યને કારણરૂપ જાણવું એ જ કાર્યનો પરમ ત્યાગ છે. તે પ્રમાણે આ નામરૂપ પ્રપંચનું અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ આત્મા, વિવર્ત ઉપાદાન કારણ છે, અને નામરૂપ કલ્પિત છે, તેથી તે આત્મરૂપ જ છે—કલ્પિત વસ્તુ અધિષ્ઠાનથી ભિન્ન હોતી નથી—એ નિશ્ચયનું નામ ત્યાગ છે." (જુઓ **પક્ષપાતરહિત અનુભવપ્રકાશનું** લેખકનું ભાષાંતર પૃ. ૪૪૫.) આ જ રીતે એ મહાત્માએ પોતે વિરક્ત છતાં એ જ ગ્રંથમાં આગળ ગૃહસ્થાશ્રમનો જ મહિમા સુંદર શબ્દોમાં વર્ણવ્યો છે અને જણાવ્યું છે:

"તેથી સમ્યક્ વિચાર કરી જોઇએ તો ગૃહસ્થોના કિંચિત્કાલનું પણ સાચા હૃદયનું ઈશ્વરનું ભજન અને સચ્ચાઈવાળો વ્યવહાર મોક્ષદાયક થશે; જો કોઇ ન્યાયકારી ઈશ્વર હોય તો. જો એવો ઈશ્વર ન માનો તો ગૃહસ્થ લાચાર છે. પરલોક કે આ લોકનો ભય દૂર કરવાનો પછી કોઈ ઉપાય છે જ નહિ. કારણ કે સંઘાતના ધર્મ થોડા અથવા ઘણા, કામક્રોધાદિ તથા દર્શનસ્પર્શનાદિ, સંઘાતમાં થવાના જ. કારણ તેનું જ શરીર છે. એ પણ ઈશ્વરનો સંકેત છે. શબ્દાદિ ગ્રાહ્ય વિષય સર્વત્ર હાજરાહજુર છે, તથા

શ્રોત્રાદિ ઇંદ્રિયો પણ સ્વસ્વવિષયની ગ્રાહક સર્વત્ર વિદ્યમાન હોવાથી બંનેનો સંબંધ અનિવાર્ય છે, અને એ પણ ઈશ્વરનો સંકેત છે, તેથી શ્રોત્રાદિ ઇંદ્રિયોની સ્વસ્વવિષયમાં ધર્મપૂર્વક પ્રવૃત્તિ થવા દેવી એ જ પુરુષાર્થરૂપ તપ ગૃહસ્થને મોક્ષદાયક થશે." ( પૂર્વોક્ત અનુવાદ પૃ. ૪૫૩–૪૫૪ )

હવે વર્તમાનમાં છેક દક્ષિણમાં વિરાજતી જ્ઞાન અને પરમત્યાગની ભવ્ય મૂર્તિ **શ્રી રમણ મહર્ષિ**ના વિચારો સાંભળો : મહર્ષિની ખ્યાતિનો દિવ્ય પરિમલ ભારતવર્ષમાં જ નહિ, પરંતુ યુરોપવગેરે પશ્ચિમના દેશોમાં પણ મઘમઘી રહ્યો છે. ( Paul Brunton ) પૉલ બ્રન્ટનજેવા અંગ્રેજ વિદ્વાને તેઓશ્રીનો સમાગમ સાધી વેદાંતરહસ્યનો અલ્પસ્વલ્પ અનુભવ કર્યો અને Search in Secret India નામનો વિસ્તૃત ગ્રંથ લખ્યો અને તેમાં એ સમાગમનું રસભર્યું વર્ણન લેખકે કર્યું, ત્યારથી પાશ્ચાત્ય જનતા પણ એ મહર્ષિના સમાગમની ઉત્સુક બની છે. કેવલ તત્ત્વવિચારને વધુ મહત્ત્વ તેઓશ્રીએ આપ્યું છે, અને 'હું'–સાચા **अहं**–ની શોધ કરતાં દુઃખમાત્રની નિવૃત્તિ અને પરમસુખની પ્રાપ્તિ થાય છે એ અનેક પ્રકારની ચર્ચામાં તેઓશ્રીનો મુખ્ય સિદ્ધાંત તરી આવે છે. તેઓશ્રીસાથે ઘણે ભાગે અંગ્રેજી કે તેમની માતૃભાષા તામીલમાં જ પ્રશ્નો મૂકાય છે. તેમના ઉત્તરો દુભાષિયાઓ અંગ્રેજી જાણનારને અંગ્રેજીમાં જણાવે છે. આ રીતે થયેલા પ્રશ્નોત્તરની લઘુ પુસ્તિકાઓ જનહિતાર્થે પ્રકટ કરવામાં આવી છે, તેમાં "Maharshi's Gospel" 'મહર્ષિની વેદવાણી' નામની પ્રથમ પુસ્તિકામાં ગૃહસ્થાશ્રમીનો મોક્ષપ્રાપ્તિમાં કેવો અધિકાર છે તે સંબંધના પ્રશ્નોત્તર આ પ્રમાણે છે :

"How does a 'Gṛhastha' fare in the scheme of Moksha? Should he not necessarily become a mendicant in order to attain liberation?

મોક્ષમાર્ગમાં ગૃહસ્થનો અધિકાર કેટલો ? મુક્તિ મેળવવામાટે શું તેને ભિક્ષાવૃત્તિ (ત્યાગવૃત્તિ) ધારણ કરવાની અનિવાર્ય અગત્ય નથી ?

મહર્ષિનો ઉત્તર :

" Why do you think you are a 'Gṛhastha'? Similar thoughts that you are a 'Sannyasin' will haunt you, even if you go out as a 'Sannyasin'. Whether you

continue in the household ar renounce it and go to the forest, your mind haunts you. The ego is the source of thought. If creates the body and the world, and it makes you think of being the 'Gṛhastha'. If you renounce, it with only substitute the thought of 'Sannyasa' for that of 'Gṛhastha', and the environment of the forest for that of the household. But the mental obstacles are always there for you. They even increase greatly in the new surrounings. It is no help to change the environment. The one obstacle is the mind; it must be got over whether in the house or in the forest. If you can do it in the forest, why not in the home? Therefore, why change the environment? Your efforts can be made even now, whatever be the environment.

" તમે ગૃહસ્થ છો એવો વિચાર જ કેમ કરો છો ? સંન્યાસી થઈને જંગલમાં જશો તો તે જ પ્રમાણે તમે સંન્યાસી છો એ જ વિચારની ભ્રાંતિ તમને રહ્યા કરશે. તમે ગૃહમાં રહો કે ગૃહનો ત્યાગ કરો અને જંગલમાં જઈ વસો, પણ તમારૂં મન તો ભૂતની પેઠે વળગેલું રહેશે !

અહંકાર–દેહાભિમાન જ વિચારમાત્રનું મૂળ છે. તે જ આ દેહ તેમ જ સંસારને ઉત્પન્ન કરે છે અને તમે ગૃહસ્થ છો એવું ભાન જાગ્રત્ રાખ્યા કરે છે. તમે ત્યાગી થશો તો ગૃહસ્થને બદલે ત્યાગી છો એ વિચાર તમારામાં સ્થિર રાખશે અને ગૃહકુટુંબના વાતાવરણને સ્થાને જંગલનું વાતાવરણ સ્થાન લેશે; પરન્તુ મનના ઉપજાવેલા પ્રતિબંધો તો તમારે માટે કાયમ જ છે. નવા પરિવેષ્ટનમાં વળી તે અત્યંત વધવાનો સંભવ છે. આથી પરિસ્થિતિ બદલવાથી કંઈ લાભ કે મોક્ષમાર્ગમાં સહાય મળતી નથી. મુખ્ય પ્રતિબંધક 'મન' છે. ઘરમાં રહો કે જંગલમાં; તેનો જય કરવો એ જ અત્યંત અગત્યનું છે. જો જંગલમાં મનનો જય કરી શકાતો હોય તો ઘરમાં શા માટે ન થાય ? માટે પરિવેષ્ટન અથવા પરિસ્થિતિ બદલવાની શી જરૂર ? અમે

તે પરિસ્થિતિમાં તમે હો તો પણ આ ક્ષણથી જ તમારા પુરુષાર્થનો આરંભ થઈ શકે છે."

મનોજયદ્વારા દેહાભિમાન વિલાવવું અથવા અહંવૃત્તિને આત્મસ્વરૂપમાં સ્થિર કરવી એ જ યથાર્થ પ્રયત્ન છે અને આત્મસાક્ષાત્કાર અથવા જીવન્મુક્તિ એ રીતે જ સિદ્ધ થઈ શકે છે, એ કેવું સચોટ રીતે મહર્ષિ દર્શાવે છે! સાચા તત્ત્વદર્શીઓ એ વિષે સંમત જ છે. પૂર્વકાલીન મહર્ષિ વ્યાસ, વસિષ્ઠ, યાજ્ઞવલ્કય ગૃહસ્થ છતાં મહાન્ મુક્ત પુરુષોરૂપે આપણી સમક્ષ જ્વલંત ઉદાહરણરૂપ છે. આ સર્વ પ્રસંગોને વધારે વિસ્તારથી આ વિસ્તાર પામેલી ચર્ચામાં સ્થાન આપવું ઉચિત નથી. સદ્‌વિવેકી ગૃહસ્થો આ અપૂર્વ સિદ્ધાંતને સમજી ગૃહસ્થાશ્રમમાં રહી એ આશ્રમની સિદ્ધિસાથે જ જીવન્મુક્તિપદને પામી શકે છે એ **શ્રીમન્નૃસિંહાચાર્યજી**એ શ્રેયસ્સાધકવર્ગના સર્વ સિદ્ધાંતોના શિરોમણિરૂપ આ સિદ્ધાંતનું મહત્ત્વ દર્શાવ્યું છે, તે કેટલું મહાન્ કાર્ય કર્યું છે, એ આટલાથી સારી રીતે સ્પષ્ટ થઈ જાય છે. શ્રેયસ્સાધકઅધિકારીવર્ગના અનેક ઉત્તમ પુરુષોએ પણ પોતાના ગૃહસ્થાશ્રમને શોભાવી ઉત્તમ મુક્તાવસ્થાને પ્રાપ્ત કરી, આ સિદ્ધાંતને ચરિતાર્થ કરી બતાવ્યો છે. આચાર્યશ્રીના જન્મનું સાર્થક્ય એવા પુરુષોથી જ સિદ્ધ થાય છે.

શ્રેયસ્સાધકઅધિકારીવર્ગની સ્વભાવસિદ્ધ રચના અને તેના સિદ્ધાંતોની મૂલભૂત વાર્તાઓ આ પ્રકરણથી બુદ્ધિમાન્ પુરુષોને સારી રીતે સ્પષ્ટ થશે એટલું જ નહિ પરંતુ તેવા પુરુષો, પોતાનો ગૃહસ્થાશ્રમ મોક્ષમાર્ગમાં વિરોધી નથી પરંતુ સહાયક છે એમ સમજી પોતાના આશ્રમધર્મને અનુસરવાની સાથે પરમશ્રેયસની સિદ્ધિના પંથે નિર્ભયપણે પ્રગતિ કરશે એ હેતુથી જ શ્રેયસ્સાધકવર્ગના પ્રતિષ્ઠાપનસાથે દર્શાવેલા મહત્ત્વના સિદ્ધાંતોની ચર્ચા આ પ્રકરણમાં ઉપયોગી ગણી છે. આચાર્યશ્રીની વર્ગઅંગેની અન્ય પ્રવૃત્તિઓવિષે હવે અન્ય પ્રકરણમાં વિચારીશું.

# પ્રકરણ ૧૫

## આચાર્યપદ અને ઉપદેશપ્રવૃત્તિ

**आश्चर्यो वक्ता कुशलोऽस्य लब्धाऽऽश्चर्यो ज्ञाता कुशलानुशिष्टः ।**

અદ્‌ભુત જ્ઞાનવર્ચસ્યુક્ત આચાર્યશ્રીના ચરણકમલપ્રતિ આકર્ષાયેલો શિષ્યવર્ગ આચાર્યશ્રીપ્રતિ અપૂર્વ ભક્તિભાવ ધરાવતો. શિષ્ટ નીતિ અને સદાચારની ઉચ્ચ કોટિવાળો યુવાન્‌વર્ગ ઉચ્ચ શિક્ષણસંસ્કારસંપન્ન હતો; અમલદારવર્ગ પણ બહુ ઉચ્ચ નીતિરીતિવાળો હતો, અને જ્યારે વર્ગ વ્યવસ્થિત બંધારણવાળો થયો ત્યારે સ્વાભાવિક રીતે જ વર્ગની પ્રવૃત્તિ પણ વ્યવસ્થિત, શિષ્યવર્ગની ઉન્નતિને પોષક, અને જનતામાં સત્સંસ્કારબલની પ્રેરક નીવડે, એ લક્ષ્યબિંદુ દૃષ્ટિસમીપ રાખી, આચાર્યશ્રીના ગૌરવની વૃદ્ધિની સુંદર છાપ પણ સાથે સાથે સર્વઉપર પડે એ પ્રકારની ભાવના સર્વના હૃદયમાં જન્મી. મૂળથી જ દક્ષિણી મંડળી કંઈક વિશેષ આવતી હતી. ધાર્મિક પ્રણાલિકા અને ધાર્મિક નીતિરીતિને અનુસરવાની એ વિશેષ આગ્રહી હતી અને તેથી ગુરુપૂર્ણિમાએ-આષાઢ માસની પૂર્ણિમાએ-ગુરુતરીકે આચાર્યશ્રીનું પૂજનઅર્ચન તો ચાલતું જ હતું, પરંતુ આચાર્યશ્રીના અસાધારણ ગૌરવને અનુસરતું અને આચાર્યપદને છાજે એવું કંઇક કરવાની સર્વની ઇચ્છા થઇ. આચાર્યશ્રી તો એવિષે કેવલ નિઃસ્પૃહ હતા. આચાર્યપદમાટે સ્વભાવથી જ જાણે કે તે નિર્મિત થયેલા હોય તેમ તેઓશ્રીના યુવાન્ મિત્રોતરફથી જ આચાર્યપદ વણઇચ્છયું આપવામાં આવેલું હતું એ આપણે પૂર્વે વિચાર્યું છે. એ સામાન્ય સંસ્થાના આચાર્ય હવે એક મહાન્ ઉચ્ચ ઉદ્દેશવાળી સંસ્થાના આચાર્યપદે વિરાજતા હતા અને તે પદને વિશેષ અલંકૃત કરવા દંડ, છત્ર, ચામરાદિ આચાર્યપદનો વૈભવ અર્પણ કરવાની અંદર અંદર મિત્રોએ મંત્રણા કરી અને શ્રીમન્ માસ્તર સાહેબની સમક્ષ વાત મૂકવામાં આવી. શ્રી સંઘવીજીજેવા પ્રતિભાશાળી શ્રીમન્ માસ્તર સાહેબની ઇચ્છાને અનુસરવામાં તત્પર જ હતા. દંડ-છડીમાટે શ્લોકો તેમણે તૈયાર કર્યા. નેકીમાટે સુંદર સુમનોહર શબ્દાવલિથી પૂર્ણ, વાતાવરણને ઘેરા જયઘોષથી ભરી દે તેવી વસ્તુ તૈયાર કરી. છત્ર તથા ચામરો પણ તૈયાર કરાવવામાં આવ્યાં અને તેઓશ્રીની જન્મતિથિ કાર્તિક વદ ૧૪ ના મંગલમય દિવસે, પૂર્વ પ્રકરણમાં જેમનો

નામ નિર્દેશ કરવામાં આવ્યો છે તે શ્રીકૃષ્ણશાસ્ત્રી ઇંદારકર આઇયાએ, બુલંદ અવાજથી પ્રાતઃકાલે ઉત્સવના આરંભમાં જ નેકી પુકારી : **जय जय सकल पाखंडखंडकाज्ञानतिमिरप्रचंडचंडकिरण निखिल ब्रह्मांडनायक श्रीराजाधिराज श्रीमन्नृसिंहाचार्य महाराज** ॥ સાધકોના હર્ષથી રોમાંચ કરનાર આ ધ્વનિનો, 'સદ્‌ગુરુદેવકી જય' '**શ્રીમન્નૃ**સિંહાચાર્યજી મહારાજકી જય' એવા જયધ્વનિથી સઉએ સહર્ષ પ્રતિઘોષ કર્યો. આચાર્યશ્રી ગંભીર વદને સિંહાસને વિરાજ્યા. દશેક મિનિટ તો વાતાવરણ અત્યંત શાંત, ગંભીર અને ભવ્યતાભરેલું જણાયું ! આચાર્યશ્રીએ શાંતિમાં સુંદર મધુર રણકાર જગવતી વાણીથી ઉચ્ચાર કર્યો: "આ બધાની શી અગત્ય હતી ?"

સર્વએ પોતાના સંતોષાર્થે જ આ કૃતિ કરી છે એમ અત્યંત વિનીત ભાવે દર્શાવ્યું અને એમાં દોષ હોય તો ક્ષમા યાચી શિષ્યવર્ગના ભાવને સ્વીકારવા પ્રાર્થના કરી. પોતે અવાક્ સ્થિર થયા. ઉત્સવના ક્રમપ્રમાણે પૂજનાદિ થયાં. પ્રવચન થયું. ઉત્સવ ક્રમબદ્ધ વ્યવસ્થિત થઇ ગયો.

અને એ કેવું મનોહર દૃશ્ય ! તેજઃપુંજ યુવાન્ શરીર, શ્વેત વસ્ત્રપરિધાન, સ્કંધે ઝુલતી મનોહર કેશલટો, ભસ્માવલેપિત ભવ્ય વિશાલ ભાલ, ઉપર કેશરયુક્ત ત્રિવલિથી શોભતું ત્રિપુંડ્ર, ભ્રૂમધ્ય કેશરી જ્યોતિરેખા ! કંઠે સુંદર સુગંધમય પુષ્પમાલ–આવી શ્રીમન્નૃસિંહાચાર્યજીની દેદીપ્યમાન મૂર્તિ સિંહાસને વિરાજતી હોય, પાર્શ્વે શ્રી ત્રિકમલાલભાઇ અને શ્રીમન્ માસ્તર સાહેબની શાંત નિર્મલ ભક્તિપૂર્ણ હૃદયને વ્યક્ત કરતી મૂર્તિઓ ચાંદીની દાંડીવાળાં નવીન ચામરોથી વ્યજન કરતી હોય, અને પાસે ચાંદીની છડી લઇ વેત્રધાર ઉભા હોય–અહા ! એ પ્રથમ દર્શન, એ પ્રથમ પ્રસંગનો સાધક હૃદયનો આહ્લાદ વર્ણવી શકાય જ નહિ ! અને પ્રશાંત વાતાવરણમાં મધુર રણકાર કરતી, અમૃત સ્રવતી, સાધકોની હૃદયગુહાનાં તિમિર ભેદતી આચાર્યશ્રીની વાણી–ભક્તિજ્ઞાનનાં કિરણો પ્રસરતી વાણી–આ સર્વ શબ્દાતીત–અનુભવ માત્રથી જ સમજાય તેમ છે.

આ રીતે આચાર્યપદનો વૈભવ વણઇચ્છયો તેઓશ્રીને આવી પ્રાપ્ત થયો. ઉત્સવોનો અનેરો આનંદ સાધકો માણવા લાગ્યા. પૂજન, આરતિ, પુષ્પાંજલિ અને યથાશક્તિ સ્વેચ્છાનુસાર શ્રીફળ, દ્રવ્ય વગેરે ઉત્સવપ્રસંગે આચાર્યશ્રીના ચરણમાં ભેટ ધરી સાધકો અપૂર્વ કૃતકૃત્યતાનો ભાવ અનુ-

ભવવા લાગ્યા. દ્રવ્યમાટે તો પોતે અત્યંત નિઃસ્પૃહ જ રહેતા. ઘણા પ્રસંગે શિષ્યો કે અન્ય સજ્જનો ભેટ ધરતા તો કેવલ નિઃસ્પૃહ રહી તે ભેટનું દ્રવ્ય પાછું આપતા અને જણાવતાઃ 'આ દ્રવ્ય પૂજામાં રાખજો !' ઉત્સવ-પ્રસંગમાંથી વિદાય લેનારને સ્નેહપૂર્વક આલિંગન આપતા અને ચરણમાં મૂકેલું શ્રીફળ પાછું આપતા ! પ્રસાદ !

આરતિ આરંભમાં તો આચાર્યશ્રીએ જે સર્વસામાન્ય ભાવવાળી રચેલી તે ગવાતી હતી, પરંતુ શ્રી સંઘવીએ શ્રીમન્નૃસિંહાચાર્યજીને ઉદ્દેશીને જ તે રચાવી જોઇએ એવી ઇચ્છા વ્યક્ત કરી **जयति नृसिंह गुरो** એ પંક્તિથી શરૂ થતી સંસ્કૃત ભાષામાં આરતિ રચી અને ત્યારથી અદ્યાપિ તે જ ગવાય છે. પુષ્પાંજલિમાં આરંભમાં તો **असित गिरिसमं स्यात्कज्जलं सिंधुपात्रे** એ શિવમહિમાની સ્તુતિ જ બોલાતી પરંતુ જ્યારથી આચાર્યશ્રીએ "કર્મો ન કામ્ય કરિયાં સુરલોક જાવા" થી આરંભી ચતુર્થ પંક્તિમાં 'ટાળો પ્રભો કરી કૃપા પ્રતિબંધ પાપો' એ સ્તુતિ રચી હતી ત્યારથી પુષ્પાંજલિ અર્પણ કરતાંપૂર્વે તે ગાવાનો આરંભ થયો અને અદ્યાપિ તે જ ક્રમ ચાલુ છે. એ માટે જુઓ પરિશિષ્ટ ૫.

આચાર્યપદના ગૌરવશાળી વિભવમાં એક વસ્તુની ઉણપ હજી સાધક-ચિત્તમાં જણાતી હતી અને તેમાટે પણ વ્યવસ્થા થઇ ગઇ. એક સુંદર મ્યાનો તેઓશ્રીને અર્પણ કરવામાં આવ્યો અને પધરામણીના પ્રસંગમાં પોતે તે મ્યાનામાં જ પધારતા. આગળ છડીધાર, પાર્શ્વમાં ચામર ઢોળનાર અને અગ્રે ઘીની દીપજ્યોતિ (મશાલ) ધરનાર ! આ પ્રકારે પોતાના અપૂર્વ મહિમાનો ભવ્ય દેખાવ જોવા આતુર હૃદયો તે દૃશ્યથી પરિતૃપ્ત થતાં અને હર્ષઘેલાં બનતાં. મ્યાનામાં સંધ્યાકાલે પોતે ઘણી વખત ભુતડીને ઝાંપેથી કામાઠી બાગતરફના રસ્તે આનંદવિહારાર્થે નીકળતા અને કૉલેજના અભ્યાસ કરનાર અનેક વિદ્યાર્થીઓ તેમ જ શ્રીમન્ માસ્તર સાહેબ વગેરે, પાછળ દોડતા ! સર્વ કોઈ અપૂર્વ પ્રેમભાવ અનુભવતા ! મ્યાનો કોના તરફથી અર્પણ થયો એ હકીકત જાણવા મળી નથી. પરંતુ વીરમગામમાં તે તૈયાર કરાવવામાં આવ્યો હતો એમ પત્રવ્યવહારમાંના પ્રસંગમાંથી સમજાય છે.

મ્યાનાનો ઉપયોગ ક્વચિત્ નાની નાની મુસાફરીમાં પણ પોતે કરતા, એટલે વડોદરેથી બહારગામ મ્યાનો અગાઉથી મોકલવામાં આવતો અને

બળદના શિગ્રામ કે ઘોડાગાડીની મુસાફરી કરવાને સ્થાને પોતે મ્યાનામાં જ પધારતા; કવચિત્ પૂજ્ય માજીશ્રી પણ તેમાં મુસાફરી કરતાં અને પોતે શિગ્રામમાં સાથે મુસાફરી કરતા.

પૂ. શ્રી **જયંતી દેવીતરફથી** જાણવામાં આવ્યું છે કે તેમના વાગ્-દાનપ્રસંગે તેમને જ્યારે **સુરતમાં બાપજીશ્રીએ** પોતાને સ્થાને બોલાવ્યાં, ત્યારે પોતાના મંદિરે આવવામાટે મ્યાનો જ મોકલવામાં આવ્યો હતો. તે સમયે પૂ. શ્રી **જયંતી દેવીનું** વય માત્ર છએક વર્ષનું જ હતું અને સંવાહકો સરખા ન ચાલી શકે તેવી વખતે તેમ જ કંઇક અડચણ ઉભી થવાના પ્રસંગે મ્યાનો આડોઅવળો થવાથી બેસનારને ભય થવાજેવું લાગે છે; તેથી પ. પૂ. **બાપજીશ્રીએ** કહેવડાવેલું કે એકલાં બેસતાં નહિ ફાવે માટે સાથે તેમનાં મોટાં બહેન **શ્રી પ્રમીલા** બહેનને બેસાડી લેતાં આવે. આથી તે પ્રસંગે બંને **બાપજીશ્રીના** સ્થાને ગયેલાં. **સુરત મહીધરપુરા, જદાખાડીમાં** આ સ્થાન **બાપજીશ્રીને** માટે લેવાયેલું હતું અને **સુરતના** નિવાસસ્થાન, અથવા મંદિરતરીકે તેનો ઉપયોગ થતો.

સાધકોએ તો તેઓશ્રીવિષે સદ્‌ગુરુબુદ્ધિ સ્થાપેલી હોવાથી તેઓ-પ્રતિ ઈશ્વરસદશભાવ ધરતા અને બહુ માન આપતા, પરંતુ **સદ્‌ગુરુશ્રી તો સર્વ પ્રકારના અભિમાનથી રહિત હતા.** સાધકોસાથેના પ્રસંગમાં કદી પણ પોતાના ઉચ્ચ પદનો દેખાવ લેશ પણ થવા ન દેવા સાવધાનતા સેવતા. સાધકોસાથે બેસતાં ઉચ્ચ આસને કદી પણ બેસતા નહિ. સાધકો બહુ વિનીતભાવે પ્રાર્થના કરતા તો ગાદીની કિનારઉપર બેસતા, નહિ તો જાજમઉપર જ બેસતા. **શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાન્** પણ એ જ નીતિને અનુસરતા એ લેખકે તેમ જ તેમના સમાગમમાં આવનાર વ્યક્તિઓએ પ્રત્યક્ષ અનુભવથી જોયું છે.

સાધકસમૂહના આ પ્રકારના ભાવથી કરુણાર્દ્ર હૃદયવાળા પોતે સાધકોના અધ્યાત્મજીવનનો ઉત્કર્ષ સાધવા અનેક પ્રકારના માર્ગો યોજતા એટલું જ નહિ પરંતુ તેમની વ્યાવહારિક નીતિરીતી અને ઉત્કર્ષમાટે પણ બહુ સૂક્ષ્મ વિચારો દર્શાવતા અને પોતાના બોધમય જીવનનું દૃષ્ટાંત તેઓસમક્ષ ધરતા. કદી પ્રત્યક્ષ બોધ તો કરતા જ નહિ. પરોક્ષ બોધની નીતિને જ બહુધા ધારણ કરતા.

શ્રેયસ્સાધકોની અધ્યાત્મવિદ્યાની સિદ્ધિ માટે કેવા પ્રકારની

## ઉપદેશ-પદ્ધતિ

યોજતા એ સંબંધી આ પ્રકરણમાં હવે કંઇક વિચારીએ. આચાર્યશ્રીનું મહાન્ ગૌરવ અને પ્રતાપ દર્શાવનાર કાર્ય તેમની અપૂર્વ અને અદ્ભુત ઉપદેશ-પદ્ધતિ છે.

**निमेषार्धं न तिष्ठन्ति वृत्तिं ब्रह्ममयीं विना ।** એવી અખંડ બ્રહ્માકારા વૃત્તિવાળા સદ્ગુરુશ્રીનો પ્રત્યેક વ્યવહાર, પ્રત્યેક વચન, પ્રત્યેક કથન, પ્રત્યેક પ્રસંગ અને પ્રત્યેક ઈંગિત ઉપદેશપૂર્ણ જ હતાં અને તેથી તેઓશ્રીના અંતેવાસીઓ તો તેમાંથી અપૂર્વ ઉપદેશામૃત મેળવી શકતા; પરંતુ સર્વસામાન્ય ઉપદેષ્ટધર્મની સિદ્ધિઅર્થે પ્રધાનપણે દીક્ષા, ચર્ચા, સાહિત્ય, કીર્તનો અને પ્રવચનની પ્રથા રાખતા.

આચાર્યશ્રીના પ્રારંભક જીવનકાળમાં જ્ઞાનની મસ્તીનો ઉછળતો વેગ હતો એ તેઓશ્રીનાં રચેલાં આરંભક પદ્યોમાં પ્રત્યક્ષ છે. શ્રીનૃસિંહ વાણી-વિલાસ પ્રથમ ભાગના અવલોકનથી જિજ્ઞાસુને તે સ્પષ્ટ થશે. શ્રીમન્ માસ્તર સાહેબજેવા અદષ્ટવિશેષજન્ય અથવા ઉત્તમોત્તમ કોટિના સાધકના પ્રથમ સમાગમકાલે જ પોતે **तत्त्वमसि** મહાવાક્યનો બોધ આપ્યો હતો અને અજાતવાદની દૃષ્ટિએ જગત્ ત્રણે કાળમાં થયું નથી, છે નહિ, અને થવાનું નથી, એ સમજાવ્યું હતું, એ આપણે પૂર્વે વિચાર્યું છે. તે પ્રમાણે તે કાળની ચર્ચામાં પ્રધાનપણે બ્રહ્મવિચારણા જ થતી હતી. પરંતુ જેમ જેમ સાધકોનો સમૂહ વૃદ્ધિને પામતો ગયો તેમ તેમ તેઓશ્રીને જણાયું કે સર્વ સમાનકોટિના અધિકારી નથી અને તેથી '**અધિકારપરત્વે બોધ**' આપવાની યોજના પોતે કરી. શ્રી શ્રેયસ્સાધક-અધિકારીવર્ગના આચાર્યશ્રીની આ પ્રણાલિકા ઘણી જ વ્યાવહારિક અને સર્વને સંતોષ આપવામાં અને સર્વની ઉન્નતિને ત્વરિત વેગ આપવામાં સફળ નીવડી છે એ અનેક જીવનોના અભ્યાસથી સારી રીતે સ્પષ્ટ થાય છે. કેટલાક જ્ઞાનમાર્ગના અનુયાયીઓ એક જ વસ્તુનો બોધ સર્વ અધિકારીને સમાનપણે આપ્યા કરે છે એવું પણ વ્યવહારમાં જોવામાં આવે છે, પરંતુ વેદાંતવાક્યના અર્થને કે તાત્પર્યને ધારણ કરવા અંતઃકરણની યોગ્યતા નથી હોતી તો તેઓ તે માર્ગમાં આગળ વધી શકતા નથી, અને પરિણામે કર્તવ્યશૂન્ય બને છે. આચાર્યશ્રીની વ્યવહારકુશળ દૃષ્ટિમાં આ સ્પષ્ટ હતું અને તેથી કરીને તેઓશ્રીએ '**અધિકારપરત્વે બોધ**' આપ-

વાની નીતિ ધારણ કરી હતી. વેદાંતનું જ્ઞાન અધિકારી જ ગ્રહણ કરી શકે છે એ સ્પષ્ટ કરતી તેમની કાવ્યપંક્તિ જ છેઃ 'વેદાંતનું શ્રવણ તો અધિકારી પામે !'

અધિકારભેદનો એક સુંદર પ્રસંગ સાધકવર્ગના સંબંધનો જ આ વિષે બહુ સારો પ્રકાશ પાડશે. વીરમગામમાં એક પ્રસંગે શ્રીમન્ નૃસિંહાચાર્યજી પધાર્યા હતા. સાધકો પણ મુખ્ય મુખ્ય સાથે હતા. શ્રીયુત ઈશ્વરભાઈ અત્યંત ઉત્સાહી સાધનાભ્યાસી હતા, અને તેમણે પોતે જ સદ્‌ગુરુશ્રીને માટે સઘળી વ્યવસ્થા રાખી હતી. શ્રી નગીનભાઈ મહેતા પણ ત્યાં હાજર હતા. તે અત્યંત પ્રેમલ હૃદયવાળા હતા. તેમનું અંતઃકરણ ભક્તિપ્રધાન હતું. બાપજીશ્રીપ્રતિ અપૂર્વ પ્રેમભક્તિ હતી એ વિષે આપણે પૂર્વે વિચાર્યું છે. એલ્ફીન્સ્ટન કોલેજમાં એ અભ્યાસ કરતા ત્યારે બાપજીશ્રીનું એક પહેરણ નમુનામાટે તેમને મોકલ્યું હતું અને તેવું બીજું તૈયાર કરાવવાનું હતું. બાપજીશ્રીના સ્પર્શવાળું પહેરણ હાથમાં આવતાં જ એટલો બધો પ્રેમોદ્રેક તેમને થયો કે તેમનાં નેત્રોમાંથી અશ્રુપ્રવાહ વહી ગયો ! તેને વારંવાર સ્નેહથી સ્પર્શે, સુંઘે એવો ઉત્કટ પ્રેમભાવ દર્શાવ્યો હતો; પ્રસ્તુત પ્રસંગે બાપજીશ્રીસાથે બધા બેઠેલા હતા. પોતે કેટલાંક કીર્તનો સઉને શ્રવણ કરાવ્યાપછી સદ્‌ગુરુશ્રી પોતે ગાય અને બીજાઓ તે કીર્તન ઝીલે એ પ્રકારે નિર્ણય થવાથી કીર્તન પોતે શરૂ કર્યું. બાપજીશ્રીએ નૃ૦ વા૦ વિ૦ તૃતીય વિભાગમાંનું "**અબ મેં ભી ભયા જગરાયા, નિશાન ગડાયા, ડંકા બજાયા**" એ કીર્તન સર્વને ઝીલવામાટે આરંભ્યું ! શ્રી નગીનભાઈએ સાધકોમાં પરસ્પર મંત્રણા કરી દીધી કે આપણાથી એ પદ ઝીલાય નહિ ! આપણે એ સ્થિતિએ પહોંચ્યાવિના એ પદ ગાવું સારૂં નહિ ! એ આપણા અધિકાર બહારની વસ્તુ છે, માટે બધાએ મૌન સેવવું ! બાપજીશ્રીએ કડી પૂરી કરી. સાધકો ઝીલશે એમ ધારી શાંત રહ્યા ! કોઇ એક અક્ષર પણ બોલ્યા નહિ ! ચુપચાપ ! બાપજીશ્રીએ પછીથી સમજાવ્યું કે "તમે એ સ્થિતિએ પહોંચ્યા નથી, પરંતુ એ સ્થિતિએ પહોંચવું એ તમારૂં લક્ષ્ય છે ! હું ગવડાવું છું એ ભાવી સ્થિતિને અનુલક્ષીને, માટે એ ઝીલવામાં દોષ નથી ! અધિકારવૃદ્ધિ એ રીતે જ થઇ શકે !" એ પછી જ સર્વેએ એ પદ ઝીલ્યું ! આ પ્રકારે ઉચ્ચ અધિકારમાં સ્થાપવા પણ અનેરી યુક્તિઓ વાપરતા.

ભક્તિપ્રધાન અંતઃકરણ આરંભમાં ઇષ્ટથી પોતાને ભિન્ન માને છે;

પરંતુ આગળ વધતાં જેમ જેમ નિકટતા વધતી જાય છે તેમ તેમ ભેદ વિલાતો જાય છે અને પ્રેમની પરાકાષ્ઠાએ 'હું તું એક સ્વરૂપ' એ અનુભવ જાગે છે; ત્યાં જીવાભિમાન અથવા દેહાત્મબુદ્ધિ વિલાઈ જાય છે. એ રીતે ભક્તિ પણ તત્ત્વનિષ્ઠામાં જ પરિણમે છે. સાચો પ્રેમ પ્રેમી હૃદયોવચ્ચે લેશ પણ અંતર રહે એ સહી શકતો નથી. હનુમાન નાટકમાં સીતાજીના વિયોગકાળે શ્રી રામચંદ્રજી કહે છે :

***हारो नाऽरोपितो कंठे मया विश्लेषभीरुणा ।**
**इदानीमंतरे जाता पर्वताः सरितो द्रुमाः ॥**

પ્રેમ અદ્વૈતસિદ્ધિને જ સધાવે છે.

ભિન્ન ભિન્ન અધિકારીઓને સાધનાભ્યાસની સરળતામાટે આથી કરીને એક સર્વસામાન્ય માર્ગ નિર્ણય કરી સર્વને

**મંત્ર-દીક્ષા**

આપવામાં આવતી. આ મંત્ર તેઓશ્રીની નિરાવરણ જ્ઞાનદૃષ્ટિમાં પ્રત્યક્ષ થયેલો હોવાથી તેનું અનુષ્ઠાન કરનાર પરમાત્માના દિવ્ય અનુગ્રહને પામી, પોતાની વ્યાવહારિક અને પારમાર્થિક ઉન્નતિમાં વૃદ્ધિંગત થઈ, પરિણામે સમાધિસુખનો અનુભવ કરવા સુભાગી બને, એવો અદ્‌ભુત પ્રભાવશાળી હોય એ સ્વાભાવિક છે. અનેક સાધકોની પાછળથી થયેલી ઉન્નતિ એના પ્રત્યક્ષ ફલરૂપ છે.

દીક્ષા એક અપૂર્વ રહસ્યવાળી આધ્યાત્મિક ક્રિયા છે એ પૂર્વે સૂચવ્યું છે. દીક્ષાકાલે સદ્‌ગુરુ એકાંતમાં પોતાના યોગ્ય અધિકારી શિષ્યને મંત્રબોધ કરે છે તે સમયે, પોતાની સ્વરૂપાકાર વૃત્તિથી આત્મભાવે શિષ્યને સચેતન કરે છે અને એ ક્ષણથી જ શિષ્યહૃદયમાં સદ્‌ગુરુતત્ત્વપ્રતિ નિર્મળ પ્રેમ જાગે છે અને ઉભયવચ્ચે એક સૂક્ષ્મ તંતુ સંધાય છે. પરિણામે સાધકહૃદયઉપર સદ્‌ગુરુના અનુગ્રહનું અમૃતસિંચન થતું જ રહે છે અને સાધક અનેક પ્રસંગે તેનો ભાનપૂર્વક અનુભવ કરે છે.

તદુપરાંત સાક્ષાત્ બોધકાલે સદ્‌ગુરુશ્રીનો અનુગ્રહયુક્ત નેત્રકટાક્ષ તથા તેઓશ્રીની પ્રભાવશાલી વાણીમાં રહેલું ઓજસ્ શિષ્યના અંતઃકરણમાં

* ઉભય હૃદયવચ્ચે અંતરાયરૂપ થશે એ ભયથી તો હું કંઠહાર પણ ધારણ કરતો નહિ : તેને સ્થાને અત્યારે તો બેની મધ્યે પર્વતો, નદીઓ અને વૃક્ષોની હારોની હારો આવી પડી છે.

પ્રવેશે છે અને અનેક રહસ્યોને પ્રકાશે છે, અંતઃકરણનાં તિમિરને ભેદે છે અને મંત્ર-દેવતાને પ્રકાશે છે। સાક્ષાત્ દીક્ષાપ્રસંગમાં આવી અદ્ભુત શક્તિ રહેલી છે.

જો કે મંત્ર-દેવતા પ્રત્યક્ષ થવાનો આધાર મંત્રપ્રદાતા અને મંત્ર-બલ ઉપર રહેલો છે છતાં મંત્ર લેનાર અથવા દીક્ષા મેળવનારના અંતઃકરણની સામગ્રી, તૈયારી અને પ્રયત્નના વેગઉપર પણ અન્ય પક્ષે ઘણો આધાર રહે છે. તોપણ સમર્થ સદ્ગુરુનો પ્રભાવ અદ્ભુત છે એ નિર્વિવાદ છે. શ્રીમન્નૃસિંહાચાર્યજીથી દીક્ષા પામેલા અનેક સાધકશિરોમણિ પુરુષો એ આચાર્યશ્રીની અદ્ભુત શક્તિના જ જ્વલંત દૃષ્ટાંતરૂપ છે. એ ઉપરાંત અન્ય હજારો શ્રેયસ્સાધકો અદ્યાપિ એ આચાર્યશ્રીના અદ્ભુત સંકલ્પના પ્રવાહમાંથી જ્ઞાનામૃતને ઝીલી પોતાના જીવનમાં આશ્ચર્યકારક ઉન્નત ભાવો પ્રત્યક્ષ થયેલા જુએ છે, અને હજી સાચા શ્રદ્ધાન્વિત જનો જોશે એ શંકારહિત છે.

સમર્થ યોગસામર્થ્યસંપન્ન પુરુષો અથવા સહજ સમાધિનો અનુભવ કરનાર તત્ત્વવિદ્ મહાત્માઓ સાક્ષાત્ મંત્રદીક્ષાથી જેમ શિષ્યોને પ્રબુદ્ધ કરે છે તે જ પ્રમાણે સ્પર્શથી, નેત્રકટાક્ષથી, પશ્યંતીના મૂક ઉપદેશથી અર્થાત્ સંકલ્પમાત્રથી પણ અનુગ્રહપાત્રને પ્રબુદ્ધ કરવા સમર્થ હોય છે. શ્રી રામકૃષ્ણ પરમહંસ સ્પર્શથી અનેક શિષ્યોમાં વિરાગની કલા જગવતા. અનેકને સ્પર્શથી ભાવાન્વિત કરતા. યોગીઓના સંકલ્પ ચિરંજીવ હોય છે. તે ગમે ત્યારે તેના પ્રભાવને ગ્રહણ કરવાની સ્થિતિમાં મૂકાયેલા પુરુષો અનુભવી શકે છે.

આ સંબંધમાં પરચિત્તને વિચારગર્ભ કરવાની મહાન્ શક્તિવિષે પરિશિષ્ટમાં આપેલા શ્રી નર્મદાશંકરભાઇના પત્રનું અવલોકન વિશેષ સ્પષ્ટીકરણ કરશે.

તત્ત્વવિદ્ પુરુષોપાસેથી જ્ઞાન મેળવવામાટે આથી કરીને જ ગીતાશાસ્ત્ર પણ કહે છેઃ **तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया** । એ જ્ઞાન પ્રણિપાતથી, પરિપ્રશ્નથી અને સેવાથી જ મળી શકે છે.

પ્રણિપાત એ પ્રપત્તિ અથવા શરણભાવને દૃઢ કરનાર અપૂર્વ સાધન છે. તત્ત્વવિદ્ પુરુષોની ચરણરજથી અને ચરણસ્પર્શથી પુનિત થયેલા નિરભિમાન, નિરહંકૃત સાધકોના આંતર અનુભવ યથાર્થ સાધકો કે શિષ્યો જ સમજી શકે છે.

પ્રણિપાતકાલે મહાપુરુષો શિષ્યશિરે કરકમલ સ્થાપે છે અને તે દ્વારા પણ તેના આત્માને જાગ્રત્ કરે છે. એ સ્પર્શદીક્ષાનો જ પ્રકાર છે. શ્રીમન્નૃસિંહાચાર્યજીના ચરણકમલમાં પ્રથમ પ્રણિપાત કરનાર અનેક મનુષ્યોએ એ કરકમલનો આશ્ચર્યકારક પ્રભાવ અનુભવ્યો છે. સામાન્યમાં સામાન્ય, અશિક્ષિત અને ન્યૂન સંસ્કારી પણ સાચા હૃદયભાવથી નમતાં તેઓશ્રીના કરકમલથી અંકિત થતાં અપૂર્વ ભક્તિ અને આત્મતૃપ્તિની અવર્ણ્ય ખુમારીને અનુભવવા સુભાગી થયા છે.

આ ઉપરાંત શાંભવી દીક્ષાનો પણ એક પ્રકાર છે. અમૃતભર્યો નેત્રનો કટાક્ષ સહજભાવે શિષ્યને આત્માભિમુખ કરી આત્મસંલગ્ન કરવા સમર્થ હોય છે. નેત્રકટાક્ષનું અપૂર્વ બળ તો પ્રેમી હૃદયોને અગમ્ય નથી; માત્ર સામાન્ય કોટિનાં સ્ત્રીપુરુષોમાં પણ આંતર આકર્ષણ કરવાની ચમત્કારિક શક્તિ એ નેત્રકટાક્ષમાં છે એ વસ્તુ કોઇ મૂઢને જ અગમ્ય હોઇ શકે; તો પછી જે અખંડ સ્વરૂપાકાર વૃત્તિથી સહજ સમાધિને અનુભવતા મહાપુરુષો હોય તેમનાં કરુણામૃતભર્યાં લોચનનું અમી શી શી અસર ન કરે ?

આ સર્વ દીક્ષાના લાભ સદ્‌ગુરુશ્રીની શુશ્રૂષામાં રહેનાર શિષ્યો બહુ ઉત્તમ પ્રકારે મેળવવા સુભાગી થાય છે અને તેથી જ ગીતાકારે સાચા જિજ્ઞાસુને માટે પ્રણિપાત, પરિપ્રશ્ન, અને સેવાના માર્ગ દર્શાવ્યા છે. શ્રેયસ્સાધકવર્ગના સાધકોને તો સદ્‌ગુરુશ્રીની અંગત સુશ્રૂષા કરનાર શ્રીમન્ માસ્તર સાહેબનો જ્વલંત દૃષ્ટાંત દૃષ્ટિસમીપ છે. તે જ પ્રમાણે અન્ય સાધકો જે આ ત્રણે અંગને સાધવા સુભાગી હતા તે સર્વ પણ તેના અનુભવથી રંગાયેલા સુવિદિત છે. ભગવાન્ શંકરાચાર્યના શિષ્યોમાંથી પણ જે સાચા હૃદયથી સેવાભાવી હતા તેઓ સહજ વાતમાં મહાન્ સિદ્ધિને પામ્યા છે એ સુપ્રસિદ્ધ છે. ગુરુશુશ્રૂષાનો મહિમા અપૂર્વ છે: અકથ્ય છે. સુભાગી શિષ્યોને જ સમર્થ સદ્‌ગુરુની સેવાનો લાભ મળે છે એ નિર્વિવાદ છે. આવા સદ્‌ગુરુનો સંબંધ મહાન્ પુણ્યનો ઉદય સૂચવે છે એમ શાસ્ત્રો કહે છે એ કેવલ સત્ય છે.

## જપ–માર્ગ

મંત્રદીક્ષામાં પ્રબોધેલા મંત્રનું અનુષ્ઠાન કરનાર સાધક જપ–માર્ગના અત્યંત સરળ સુપંથે પ્રયાણ કરે છે. સદ્‌ગુરુશ્રીએ નિર્માણ કરેલો આ માર્ગ અન્ય માર્ગોકરતાં અતિ સુગમ, સર્વ પ્રકારના અધિકારીને પોતાની

ભૂમિકાથી ઉત્તરોત્તર ચઢતી ભૂમિકામાં સ્થિતિ કરાવી, પરિણામે શૂન્ય શિખરે ચઢાવનાર માર્ગ છે, એ શાસ્ત્રસિદ્ધ વસ્તુ છે. ગીતાશાસ્ત્ર કહે છે: **यज्ञानां जप यज्ञोऽस्मि ।** તે જ પ્રમાણે યોગશાસ્ત્ર પણ સમગ્ર યોગાનુષ્ઠાનનું ફલ ઈશ્વરપ્રણિધાનથી મળે છે એ નિશ્ચયપૂર્વક દર્શાવતાં કહે છે: **ईश्वरप्रणिधानाद्वा ।** મનુસ્મૃતિ પણ જણાવે છે:

**ये पाकयज्ञाश्चत्वारो विधियज्ञसमन्विताः ।**
**सर्वे ते जपयज्ञस्य कलां नार्हन्ति षोडशीम् ॥**

"વૈશ્વદેવ, બલિકર્મ, નિત્ય શ્રાદ્ધ અને અતિથિભોજન એ ચાર યજ્ઞો તથા દર્શપૌર્ણમાસાદિ વિધિયજ્ઞો જપયજ્ઞના સોળમા ભાગની પણ બરાબર નથી."

યોગસિદ્ધિનું પરિણામ ચિત્તવૃત્તિનો નિરોધ: અર્થાત્ નિર્વિચારાસમાપત્તિ: અથવા અસંપ્રજ્ઞાત સમાધિ. આ સમાધિકાલે જ અભિમાની સ્વરૂપમાં સ્થિતિ પામે છે. **तदा द्रष्टुः स्वरूपेऽवस्थानम्** એ સૂત્રથી એ જ દર્શાવ્યું છે. આ જ સાચી વિવેકખ્યાતિ છે. પુરુષપ્રકૃતિનો સાચો વિવેક અનુભવગમ્ય થાય છે, અને સાધક પોતાના ભિન્નાસ્તિત્વને વિલાવી સ્વરૂપાકાર થઈ રહે છે! જપ–માર્ગમાં પણ વાચક, ઉપાંશુ, મનોમય જપથી આગળ વધી સાધક, ધ્યાન અને શૂન્ય જપમાં સંપ્રજ્ઞાતમાંથી વધી અસંપ્રજ્ઞાત સમાધિનો અનુભવ કરવા મહાભાગ્યશાળી બને છે.

આ ક્રિયાત્મક માર્ગે કનિષ્ઠમાં કનિષ્ઠ સાધક પણ આગળ વધી પરિણામી સ્થિતિએ પહોંચી જાય છે. નિવૃત્તિપરાયણ વિચારમાર્ગમાં મનવૃત્તિના સંયમવિના આગળ ગતિ થઈ શકતી નથી અને તેથી જ શમદમાદિ ષટ્સંપત્તિયુક્ત, વિવેકવિચારાદિ સાધનચતુષ્ટયસંપન્ન પુરુષ જ વેદાંતતત્ત્વજ્ઞાનનો સાચો અધિકારી છે એમ શાસ્ત્રો ભાર દઈને જણાવે છે.

**नास्ति योगसमं बलं ।** એ વચન યોગના અદ્ભુત પ્રભાવનું કથન કરે છે. યોગાભ્યાસીઓ યોગસિદ્ધિઓને વરે છે, પરંતુ ઈશ્વરના અનુગ્રહવિના યોગમાર્ગે વહન કરનાર સિદ્ધિઓની મોહજાળમાં ફસાય છે અને પરિણામે યોગભ્રષ્ટ થાય છે, જ્યારે ઈશ્વરના નામમંત્રના જપદ્વારા અર્થાત્ ઈશ્વરોપાસનદ્વારા ઈશ્વરાનુગ્રહને મેળવનારનું તેમાંથી રક્ષણ થાય છે અને સ્વરૂપસામ્રાજ્યના શિખરઉપર સાધક નિર્ભયપણે ગતિ કરી પરિણામે ત્યાં સ્થિત થાય છે.

જગતમાં મનુષ્યો ચમત્કારિક સિદ્ધિઓપાછળ ગાંડા થાય છે, પરંતુ સ્વરૂપસાક્ષાત્કારથી ઉત્કૃષ્ટતર કયી સિદ્ધિ સમગ્ર બ્રહ્માંડમાં શોધી જડે તેમ છે ? સિદ્ધિમાત્ર, જે આત્મતત્ત્વ-પરમાત્મતત્ત્વને આશ્રયે રહેલી છે, તે આત્મા-પરમાત્મા પોતે સ્વયં છે એ અનુભવ જેને જાગ્યો છે, એવા સ્વરૂપસામ્રાજ્યના મહાન્ સિંહાસનઉપર આરૂઢ પુરુષોને, જાદુગરના ખેલ-જેવી માયાની સિદ્ધિનાં પ્રલોભન જાગવાં સંભવે ? સદ્ગુરુવર **શ્રીમન્નૃ-સિંહાચાર્યજીની** સમીપ આવનાર અનેક મનુષ્યો ચમત્કાર અને સિદ્ધિઓની ઇચ્છા દર્શાવતા, પરંતુ તેઓશ્રી બહુ સુંદર રીતે એક જ વસ્તુ સ્પષ્ટ કરતાઃ **સ્વરૂપસાક્ષાત્કારથી શ્રેષ્ઠ કોઈ સિદ્ધિ નથી.** અલ્પજ્ઞ, પરતંત્ર, અલ્પ-શક્ત જીવ, સર્વજ્ઞ, સ્વતંત્ર, સર્વશક્તિમાન્ શિવ થાય એથી મહાન્ સિદ્ધિ કે ચમત્કાર જગતભરમાં અસંભવિત છે.

## સંયમપોષક અન્ય સાધનો

આ પ્રકારે જપ-માર્ગમાં આરંભમાં તેઓ સાધકોને પ્રવેશ કરાવતા અને તે રીતે સ્મરણભક્તિના અથવા ઈશ્વરોપાસનના સાધનની સાથેસાથે તત્ત્વવિચારના માર્ગે પણ સર્વને અધિકારાનુસાર સ્થાપવા પ્રયત્ન કરતા. આમ છતાં સર્વ માર્ગનું ધ્યેય સંયમ-સિદ્ધિ છે. સંયમદ્વારા જ સમાધિ-સુખનો અનુભવ જાગે છે અને તેથી આરંભમાં જપ-માર્ગનાં સાધનોસાથે સંયમપોષક યમ-નિયમોના જ્ઞાનસાથે આસન, પ્રાણાયમ અને ત્રાટક અને ધ્યાનાદિની ક્રિયાઓ પણ યોગ્ય અધિકારીઓને વિશેષરૂપે પ્રબોધતા. તત્ત્વ-વિચારના માર્ગવાળા યોગમાર્ગનું ઘણા પ્રસંગે ખંડન કરે છે, પરંતુ **શ્રીમન્નૃ-સિંહાચાર્યજી** જણાવે છે કે યોગપ્રતિપાદિત સાધનોનું ખંડન થઇ શકે તેમ નથી. ગીતાશાસ્ત્ર પણ એ જ કહે છે ! અને ધ્યાનયોગનો મહિમા જણાવતાં કહે છે કે **ध्यानेनात्मनि पश्यन्ति केचिदात्मानमात्मना ॥ १३-२४ ॥** યોગના અંતરંગ સાધનરૂપ ધારણા, ધ્યાન, સમાધિ તથા બહિરંગ સાધન-રૂપ યમનિયમાદિનું ખંડન કરનાર મિથ્યા ભ્રમવશ જ હોઇ શકે ! કારણ, તત્ત્વવિચારના માર્ગે પણ ધ્યાન કે સમાધિપ્રજ્ઞાએ પહોંચ્યાવિના સ્વરૂપ-સાક્ષાત્કાર અસંભવિત જ છે. આથી અધિકારાનુસાર સર્વ સાધકોને ઉપાસનાસાથે ધારણાધ્યાનાદિના પ્રયોગ પણ આચાર્યશ્રી દર્શાવતા. સંયમસિદ્ધિ એ શ્રેયસ્સાધકોનું પ્રધાનલક્ષ્ય છેઃ અને સાધક એ સાધનાભ્યાસી.

આરંભમાં આસન અને ત્રાટકની ક્રિયાઓ દર્શાવતા તેમાં કેટલી અપૂર્વતા હતી તે તો યોગના ઉંડા અભ્યાસીઓ જ સમજી શકે તેમ છે.

એમનું વેદાંત, સાંખ્યનું જ્ઞાન જેમ અપૂર્વ હતું, તે જ પ્રમાણે યોગવિષયક જ્ઞાન પણ અદ્ભુત હતું એ સંબંધમાં પૂર્વે પ્રસંગવશાત્ દર્શાવાયું જ છે.

આસન અને ત્રાટકની ક્રિયાઓની સૂક્ષ્મતા વિચારતાં જ આ વસ્તુ-ઉપર બહુ પ્રકાશ પડે તેમ છે.

આસન વસ્તુતઃ યોગાભ્યાસનો પાયો છે. આસનની સિદ્ધિથી મનુષ્ય પોતાની કર્મેંદ્રિયોઉપર જય મેળવી શકે છે. એક કલાક અથવા બે કે ત્રણ કલાક સિદ્ધાસન, પદ્માસન કે સ્વસ્તિકાસને સ્થિર બેસનારને તેનો અનુભવ થયાવિના રહેતો નથી. આસનમાં સ્થિરતા થતાં મનુષ્યનું નિશ્ચય-બળ પણ આશ્ચર્યકારક વૃદ્ધિ પામે છે.

સિદ્ધાસન વિશેષતઃ આગળ વધેલા યોગાભ્યાસીઓને માટે છે અને તેથી આચાર્યશ્રી સર્વને અનુકૂલ અને સુખાવહ થાય એવું પદ્માસન, જેને અર્ધપદ્માસન કહે છે તે જ સૂચવતા.

આસન જેમ કર્મેંદ્રિયોઉપર જયનું સાધન છે, તેમ ત્રાટક જ્ઞાનેં-દ્રિયના સંયમનું અર્થાત્ જ્ઞાનેંદ્રિયના વ્યાપારના નિરોધનું અપૂર્વ સાધન છે. આપણી દૃષ્ટિને કોઈ બિંદુઉપર, કોઈ દેવની મૂર્તિઉપર, આકાશના તારાઉપર, નિમેષોન્મેષરહિતપણે સ્થાપી રાખવી તેને ત્રાટક કહે છે. દીર્ઘ કાલપર્યંત એ રીતે સ્થિતિ રાખવાથી અપૂર્વ સંયમબલનો અનુભવ જાગે છે. વળી ત્રાટકના અભ્યાસદ્વારા શાંભવી મુદ્રાજેવું અપૂર્વ સાધન સિદ્ધ કરી હૃદયસ્થ શિવચૈતન્યમાં સ્થિતિ પામવા સાધક સુભાગી બને છે.

ઉપર દર્શાવ્યા તેઉપરાંત પણ ત્રાટકના અનેક ભેદ સદ્ગુરુશ્રી દર્શાવતા. સામાન્ય સ્થિતિમાં બેઠાં બેઠાં પણ પોતાના હાથના અંગુઠાઉપર અથવા બંને અંગુઠા જોડી તે ઉપર ગુરુમૂર્તિ અથવા દેવમૂર્તિ કલ્પી, તેના ઉપર ત્રાટક થઈ શકે છે. ભીંતઉપર પણ બિંદુ, પ્રણવ આદિ કલ્પી, દૃષ્ટિ સ્થાપી ત્રાટક કરી શકાય છે. આકાશમાં તારાની આસપાસ ત્રિકોણ કલ્પી તારાઉપર લક્ષ્ય સ્થાપી, ત્રાટક થઈ શકે છે. એ ઉપરાંત પણ અન્ય ત્રાટકના પ્રકારો છે જે સર્વ દર્શાવવા પ્રયોજનરહિત છે. આ પ્રકારે ત્રાટકના જેવા વિષયને પણ અપૂર્વ રસભર્યો અને મહત્ત્વભર્યો દર્શાવી તે ક્રિયામાં અપૂર્વ રસ ઉપજાવતા. ત્રાટકની ક્રિયાની સુગમતા અને અદ્ભુત પ્રભાવના અનુભવઅર્થે તેઓશ્રીએ ત્રાટકમાટે એક સ્વતંત્ર સાધનની કલ્પના કરી હતી. મધ્યે પ્રણવ અને આસપાસ માયાશક્તિ આદિનાં ચિહ્નોવાળું એક

મંડળ બનાવરાવ્યું હતું. (જુઓ પૃષ્ઠ ૨૨૫). સોપંડની ડાઈ બનાવી તેના વડે ચાંદીના પતરાંઉપર તે ચિહ્નોવગેરે ઉપસાવેલાં હોય છે. એ મંડળ યોગ્ય અધિકારીઓને પોતે ત્રાટકમાટે અર્પતા. મધ્યના પ્રણવઉપર દૃષ્ટિ સ્થાપી ત્રાટક કરવા પ્રબોધતા. અનેક પુરુષવરોએ એ સાધનાભ્યાસથી અપૂર્વ સંયમબળ કેળવ્યું છે.

આ રીતે જ્ઞાનેંદ્રિયોના સંયમથી મનપ્રાણની સ્થિરતા સ્વાભાવિક જ થઈ જાય છે, અને વૃત્તિનિરોધ સુસાધ્ય બને છે.

તદુપરાંત પ્રાણની ચંચલતા દૂર કરવા વિવિધ ભેદવાળી પ્રાણાયમની ક્રિયાઓ પણ દર્શાવતા. આ વિષય શ્રી સિદ્ધાંતસિંધુમાં વિસ્તારથી તેઓશ્રી-એ ચર્ચેલો છે તેથી અત્ર તેના વિસ્તારનું પ્રયોજન નથી.

બાહ્ય વ્યાપારવતી કર્મેંદ્રિય અને જ્ઞાનેંદ્રિયના સંયમસહ અંતઃકરણરૂપ મનના નિરોધમાટે સર્વોપરિ એક સાધન, સંયમના માર્ગે ગતિ કરી રહેલા યોગ્ય સાધકોને પોતે પ્રબોધતા. શ્રીમન્ માસ્તર સાહેબ 'સુખનો મંત્ર' એ નામનો એક મહાકાલમાં લેખ લખી તેમાં એ રહસ્યરૂપ સાધન દર્શાવતાં જણાવે છેઃ

"મનના વેગને રોકવાની અનેક યુક્તિઓ યોગશાસ્ત્રમાં વર્ણી હોય છે, અને સદ્ગુરુથી શિક્ષિત મનુષ્યો જ તેમને યથાર્થ રીતે સાધી શકે છે. આપણે તેમાંની એક સરળ યુક્તિ અત્ર વર્ણીને સંતોષ માનીશું. એ યુક્તિ સરળ છતાં મનના વેગને રોકવામાં અત્યંત સબળ છે. યોગીશ્વર શ્રીમન્નૃ-સિંહાચાર્યજી પોતાના કોઈ કોઈ શિષ્યોને એ યુક્તિ પ્રબોધતા. તે રહસ્યરૂપ છતાં, પ્રિય બંધુ! પ્રિય ભગિનિ! તમારા પ્રતિના પ્રેમથી આકર્ષાઈને હું તેને વર્ણું છું.

આ યુક્તિને સંક્ષેપમાં વર્ણવીએ તો એક જ વાક્યથી વર્ણી શકાય છે, અને તે વાક્ય એ છે કેઃ **"મનના વેગનો નિરોધ કરવાને મનના દ્રષ્ટા થવું."**

આ સાધન પ્રવેશકોને એકદમ સમજાય તેવું ન હોવાથી આગળ વધારે સ્પષ્ટ સમજાવ્યું છે, પરંતુ અભ્યાસી તેના સ્વરૂપને સમજી શકે તેમ છે. વિશેષ સ્પષ્ટતામાટે તે લેખ અથવા અન્ય યોગગ્રંથોમાંથી વાચક સમજી શકશે.

આચાર્યશ્રી આ રીતે સાધકોને યોગાંગ, ઈશ્વરોપાસન અને તત્ત્વ-વિચારના સુરમ્ય માર્ગે અપૂર્વ ઉપદેશામૃતથી ગતિ કરાવતા. શ્રી શ્રેયસ્સાધક-

અધિકારીવર્ગની વિશિષ્ટતા જ એમાં છે. શાસ્ત્રના મિથ્યા વાચકજ્ઞાની નહિ બનાવતાં પરમકૃપાળુ બાપજીશ્રીએ સર્વને અભ્યાસક્રમમાં અપૂર્વ પ્રીતિ ઉપજાવી છે અને અદ્યાપિ શ્રેયસ્સાધકમાત્ર, આ સાધનોના સુખદ સુપંથે પ્રતિદિન પ્રગતિ કરતો જ રહે છે. શ્રેયસ્સાધક એટલે જ સાધનાભ્યાસી. નહિ કે વાચક જ્ઞાની ! આ સંબંધમાં શ્રીમન્નૃસિંહાચાર્યજીનો અપૂર્વ અને વિરલ પ્રયત્ન છે એ વિષે પૂર્વોક્ત લેખમાં જ આગળઉપર શ્રીમન્ માસ્તર સાહેબ જણાવે છે :

"વૃત્તિઓનો નિરોધ કરવાનો પ્રયત્ન કર્યાવિના ( માત્ર ) શાસ્ત્રનું પઠન કરવું એ વેદાંતશાસ્ત્રનું અધ્યયન નથી, અને મિથ્યા શબ્દજ્ઞાનવિના બીજા કોઈ ફળને તે પ્રકટાવતું નથી એ પ્રકારે વર્તમાનકાળમાં ગુર્જરભૂમિમાં ડિંડમ વગાડીને કોઈએ પણ પ્રસિદ્ધ કર્યું હોય તો તે યોગીગણભૂષણ શ્રીમન્નૃસિંહાચાર્યજી જ છે; અને એ મહાપુરુષે સ્થાપેલી શ્રેયસ્સાધક-અધિકારીવર્ગની સંસ્થાનો, વેદાંતાભ્યાસની વર્તમાનકાલમાં પ્રચલિત અનેક સંસ્થાઓથી જે ભેદ પડે છે, તે માત્ર આ વિષયમાં જ પડે છે. વૃત્તિ-નિરોધવિના વેદાંતનો અભ્યાસ, શાસ્ત્રપ્રતિપાદિત ઉચ્ચ ફળને કદી પણ પ્રકટાવતો નથી. એ સિદ્ધાંતને શ્રેયસ્સાધકઅધિકારીવર્ગ પોતાના પ્રત્યેક લેખમાં મેઘનાદથી વર્ણવે છે."

આ જ વસ્તુ બાપજી પોતે શિષ્યોના પ્રશ્નોકાલે, ચર્ચામાં અને પ્રવચન-કાલે બહુ સુંદર રૂપમાં સ્પષ્ટતા કરતા એટલું જ નહિ પરંતુ પોતાના પ્રભાવથી પણ સાધનક્રિયામાં તેઓ યોજાય એવું ચેતન તે સર્વમાં અખંડ જગવતા.

ક્રિયાઓમાં સાધકો કેવા રસથી યોજાતા અને તેમાં કેટલા આગ્રહથી આગળ વધતા એસંબંધમાં શ્રીમન્ માસ્તર સાહેબ એક પત્ર શ્રી નગીનભાઈ મહેતાઉપર લખે છે. આ પત્ર લખતરથી નવેંબર ૧૮૮૯માં લખેલો કાર્ડની છાપઉપરથી સમજાય છે. આ પત્રવિષે પૂર્વપ્રકરણમાં પ્રસંગવશાત્ સૂચનમાત્ર કરેલું છે.

"બાપજી લખતર છે. ત્યાંના દરબારતરફથી હાલ ત્યાં રહેવા પ્રાર્થના થયાથી ત્યાં સ્થિતિ છે. દરરોજ ઠાકોર બાપજીનાં દર્શનાર્થે આવે છે, અને સમાગમથી અત્યંત સંતોષ પામ્યા હોય એમ જણાય છે. બાપજી પણ અલૌકિક રીતે વિષય પ્રતિપાદન કરે છે. વડોદરામાં કોઈપણ વિષય-ઉપર વિસ્તારથી વાત કરવામાં જેવી અપ્રીતિ દર્શાવતા હતા, તેવું કશું જ

અત્ર જણાવતા નથી. બહુ જ સારી રીતે વાત કરે છે. ( અત્ર એ જણાવવું આવશ્યક છે કે પોતે આરંભમાં કોઈપણ વિષયઉપર બહુ વિસ્તારપૂર્વક અને સાંભળનારને રસ ઉત્પન્ન થાય એ રીતે વિવેચન કરતા. ક્રમે ક્રમે પોતે એવી આરૂઢ અવસ્થામાં રહેતા ગયા કે કંઈ બોલવું જાણે રુચતું જ નહિ. છઠ્ઠી ભૂમિકાના વેગ પણ ક્વચિત્ પ્રતીત થતા. આ કારણથી જ શ્રીમન્ માસ્તર સાહેબનો ઉપર ઉલ્લેખ છે. ) લખતરમાં ઘેર ઘેર તાવ આવે છે. બાપજી પધાર્યાં ત્યારે, જે જે લોકોએ શ્રદ્ધાપૂર્વક દર્શન કર્યાં તે સર્વના તાવ નિવૃત્ત તે જ ક્ષણથી થયા છે. એકને ત્યાં તેના પુત્ર કે પુત્રીને રાત્રે તાવ બહુ જ આવ્યો. તેણે બાપજીનું નામ દઈ જળ છાંટયું, કે તેનો પણ તાવ નિવૃત્ત થયો. આમ કિંચિત્ કિંચિત્ ઐશ્વર્ય પણ વાપરવા માંડવાથી લોકોની શ્રદ્ધા ઘણી જ દૃઢ થતી જાય છે. પરમ દિવસે ગામમાં વરઘોડો કાઢ્યો હતો. બે ઘોડાની બગીમાં ( બગી દરબારે ખાસ પોતાની મોકલી હતી ) બાપજી બેઠા હતા. આગળ આર્ઈયા છડી લઈને અને પાછળ ચામર લઈને હું ઉભો હતો. સાજન મંડળ પણ હતું. એમ ઠાઠમાઠથી ગામમાં બજારમાં થઈને વરઘોડો પસાર થયો હતો.

આ વખતના પ્રવાસથી મારા મનઉપર વિલક્ષણ અસર થઈ છે. અનેક અધિકારીઓ જોવામાં આવ્યા છે. બાપજીઉપર સર્વનો અગાધ પ્રેમ અને શ્રદ્ધા જોઈ અભિમાન તે ક્ષણે મૂકી દેવું પડયું હતું....જે અનવધિ શ્રદ્ધા અને પ્રેમ તેઓએ દર્શાવ્યાં છે તે જોઈ તેમના વિષે ઉત્તમ અભિ-પ્રાય બાંધ્યાવિના ચાલતું નથી. એ સર્વને જોઈ મને મારૂં અંતઃકરણ બહુ ક્લિષ્ટ પ્રતીત થયું છે. અનેક સાધકો અર્ધો કલાક પ્રાણાયમના કરનારા ત્યાં જોવામાં આવ્યા હતા. ઈશ્વરભાઇ અનવધિ પુરુષાર્થ કરનારા છે. ત્રણ કલાકસુધી તે આસન રાખી શકે છે; તેમાં પ્રથમ બે કલાકસુધી તે સુખે બેસી શકે છે. ત્રિકોણ આદિ આકૃતિઓની ધારણામાં આપણને તે અતિક્રમણ કરી ગયા છે, અર્થાત્ દ્વાદશ અને ષોડશ દલની ધારણા કરી રહીને સહસ્રદલની ધારણા કરવા બાપજીએ તેમને આજ્ઞા આપી છે. તેમની સાથેની વાતચિતથી એ ધારણા ઘણે દરજ્જે પ્રતીતિરૂપ જ છે. દિવસના આઠ આઠ કલાક તે ક્રમમાં ગાળે છે. નિમેષરહિત દૃષ્ટિથી તે એક કલાકસુધી ત્રાટક કરી શકે છે. આ વગેરે બાબતો તથા તેમના નિશ્ચયો, વિચાર વગેરે જોતાં, તેમનો અધિકાર મને તો બહુ ઉંચો લાગ્યો છે. એ વગેરે બીજા સાધકો પણ ક્રમમાં ઘણો વખત ગાળે છે.

આપણા સાક્ષર શ્રી—પણ લોકલોકાંતરમાં ભ્રમણ કરી ચૂકયા છે. અનેક અપ્સરાઓના લોકમાં મોહજનક અનેક અપ્સરાઓને અવલોકતાં છતાં પણ તેમની વૃત્તિ અપ્રમાદયુક્ત ધૈર્યવાળી રહી છે. * * * ”

આ પત્રનો આરંભનો વિભાગ પૂર્વના કાઠિયાવાડના પ્રવાસના પ્રકરણને સંબંધકર્તા છે છતાં સંપૂર્ણ હકીકતને દર્શાવતું આખું પત્ર એક સ્થળે વાંચવામાં સુગમતા ધારી અત્ર તેનો પૂરો ઉતારો આપ્યો છે. પાછળના ભાગની સઘળી હકીકત ચાલતા પ્રસંગઉપર અસાધારણ પ્રકાશ પાડે છે.

## ચર્ચા–પ્રસંગ : શંકા સમાધાન

ઉપર જણાવ્યું તેપ્રમાણે યોગજ્ઞાનનાં અતિ સુંદર રહસ્યો ચર્ચા-પ્રસંગે તેમ જ શંકાસમાધાનના પ્રસંગે પ્રકટ કરતા, અને સાધકકુલ-ભૂષણરૂપ શિષ્યવર્યો તેનો અપૂર્વ લાભ લેતા. ગુજરાતની જનતાસમક્ષ તેના પુરાવા પ્રત્યક્ષ છે. શ્રીયુત જેઠીસનદાસ જેઠાભાઇ કણીયા ભાવ-નગર કોલેજમાં સંસ્કૃત પ્રોફેસર–પ્રાધ્યાપક હતા. પાછળથી તે કોલેજના પ્રિન્સિપાલ. તેમણે સદ્‌ગુરુશ્રીસાથે એકાંતિક ચર્ચાનો અનેક પ્રસંગે લાભ લીધો હતો અને તેની નોંધ પણ રાખી હતી એવું પ્રત્યક્ષ વાર્તાપ્રસંગે લેખકે જાણેલું. છતાં દુર્ભાગ્યવશાત્ તે નોંધ મળી નથી. નહિ તો અત્યંત રહસ્યભરી ઉક્તિઓનો લાભ જનતાને મળત. યુવાવસ્થાના પ્રારંભમાં જ યોગશાસ્ત્રના પ્રણેતા શ્રીપતંજલિ મુનિના રહસ્યગંભીર યોગગ્રંથનું તેમણે જે અપૂર્વ વિદ્વત્તાપૂર્ણ ભાષાંતર કર્યું છે, તે અદ્યાપિ અજોડ છે. યોગઉપર પ્રવચન કરનાર અનેક પુરુષોએ અભ્યાસીઓને તેમના ગ્રંથમાટે આગ્રહયુક્ત ભલામણ કરી છે અને કરે છે; અન્ય વિદ્વાનોનાં ભાષાંતર વિદ્યમાન છતાં. એની અપૂર્વતા યોગનિષ્ણાતો સમજ્યાવિના રહી શકે તેમ નથી. શ્રીમાન્ આનંદશંકરભાઈજેવા ગુજરાતના અતિ સમર્થ વિદ્વાન્ અને ભારતવર્ષની મહાન્ વિદ્યાપીઠના આચાર્યે પણ કણીયાજીના પાતંજલ યોગદર્શનમાટે બહુ પ્રશંસા કરી છે. પ્રસંગવશાત્ તેમને એ યોગગ્રંથનું ભાષાંતર કરવા કોઇ વિદ્વાને સૂચન કરતાં જ એમણે જણાવેલું કે શ્રીકણીયાએ તેનું જે ભાષાંતર કર્યું છે અને તેની ભૂમિકામાં સર્વ દર્શનોનો જે વિદ્વત્તાપૂર્ણ સમન્વય કર્યો છે, તેથી વિશેષ કોઇ કરી શકે તેમ નથી. ગુજરાતસમસ્તને તેમના યોગજ્ઞાનમાટે આથી વિશેષ કોણ અને શું કહી શકે?

બ્રહ્મસૂત્રનું શ્રીમહાકાલમાં આવતું એમનું ભાષાંતર પણ એક

અપૂર્વ શાસ્ત્રીય વિવરણ છે અને તે પણ અનેક વિદ્વાનોની પ્રશંસાને પાત્ર થયું છે. વિદ્યામાત્રમાં એમની અસાધારણ તીવ્ર બુદ્ધિ બહુ ઊંડો પ્રવેશ કરવા સમર્થ હતી અને તેથી શ્રીમન્નૃસિંહાચાર્યજીએ તેમને 'વિદ્યાધર'નું અન્વર્થક ઉપનામ અર્પેલું શ્રેયસ્સાધકોને સુપરિચિત છે. એમની વિદ્યાનો અપૂર્વ સંસ્કાર જ એમના દ્વિતીય પુત્રરત્ન શ્રીયુત હરિલાલ કણીયામાં ઉતરી આવ્યો પ્રત્યક્ષ સમજાય છે. મુંબઈ હાઇકોર્ટના ન્યાયમૂર્તિ અને પરિણામે અખિલ હિંદ સંઘના વડા ન્યાયમૂર્તિના સર્વશ્રેષ્ઠ પદને પ્રાપ્ત કરવા એ સુભાગી થયા તેમાં શ્રી સદ્‌ગુરુઅનુગ્રહનું અપૂર્વ બલ અને પિતાની જ્ઞાનસંપત્તિનો અસાધારણ વારસો મળ્યો છે એમ, એમનું હૃદય સ્વીકાર્યા-વિના રહેતું નથી એ લેખકને તેમના સવિશેષ પરિચયથી સુજ્ઞાત છે.*

આ જ પ્રમાણે શ્રીયુત નર્મદાશંકરભાઈની વેદાંતવિશારદતાને લઇને તેઓશ્રીએ તેમને 'વેદાંતમાર્તંડ' ઉપનામ અર્પેલું તેની સાર્થકતા ગુજરાતને પ્રત્યક્ષ છે. તદુપરાંત શ્રીયુત મણિશંકર હરગોવિંદ ભટ્ટે સર્વ-દર્શનસંગ્રહ તથા નૈષ્કર્મ્યસિદ્ધિના અપૂર્વ લેખો લખ્યા છે; શ્રીયુત કૌશિકરામભાઇએ ધીરાનાં કાવ્યોઉપર જે સુંદર પ્રકાશ પાડ્યો છે તથા અન્ય સંશોધનપૂર્ણ લેખો લખ્યા છે એ સર્વ સદ્‌ગુરુશ્રીના જ માહાત્મ્યનો પ્રભાવ છે. આ ઉપરાંત શ્રીયુત સંઘવી, જટાશંકર દયારામ, શ્રી જેકીસન-દાસ ભક્ત, શ્રી વિઠ્ઠલદાસ ધનજીભાઇ વગેરે અનેક સચ્છિષ્યોના સંબંધમાં કહી શકાય તેમ છે. પરંતુ વિસ્તારભયથી વિરમવું જ યોગ્ય છે.

ચર્ચા કરનાર વર્ગબહારના પુરુષો પણ આવતા તે પ્રસંગે અનુકૂલ મતિવાળા જિજ્ઞાસુ સજ્જનોસાથે વાર્તા કરતાં આ વિષયોની અનેક સુંદર ચર્ચાઓ થતી અને સર્વ અસાધારણ સંતોષ પામતા. ખંડન-મંડનના પ્રસંગોમાં એમના યુક્તિવાદનું કૌશલ અસાધારણ હતું. છતાં કોઇને—બહારનાને કે વર્ગનાને પણ—પોતાની સત્તાના બલથી વસ્તુ કબુલ કરા-વવાની નીતિને કદી અનુસરતા નહિ. સર્વથા તેના જ પ્રશ્નમાંથી પ્રશ્ન ઉપજાવી તેના મનનું સમાધાન થાય તેવી પદ્ધતિનો ( Socratic method ) આશ્રય ગ્રહણ કરતા. શ્રીમન્ માસ્તર સાહેબની નોંધમાં એક

---

* શ્રી જેકીસનદાસભાઈના જ્યેષ્ઠ પુત્ર ભાઈશ્રી ઈશ્વરલાલ પણ M. A. માં વેદાંત લઇ પાસ થયા હતા અને અધ્યાત્મવિદ્યામાં તે ઘણા કુશળ નિવડી પિતાની જ સંપત્તિનો પુરાવો આપત, પરંતુ દુર્ભાગ્યે તેમનો દેહોત્સર્ગ પિતાની વિદ્ય-માનતામાં જ થયો.

વાક્ય જ છે: Never dogmatic: always convincing. કદી સત્તાના બલથી દબાવીને સિદ્ધાંતનો સ્વીકાર કરાવે જ નહિ. સામાના હૃદયની શંકા આપોઆપ નિર્મૂળ થતાં પોતે પોતાની જાતે જ તે સ્વીકારે એવી અલૌકિક શક્તિ અનેક પ્રસંગે પ્રત્યક્ષ જોવામાં આવતી. તેમનો જ્ઞાનવિભવ અસાધારણ હતો તે તો અનેક પ્રસંગોમાંથી સમજી શકાય તેમ છે, છતાં એક જ અપૂર્વ પ્રસંગ તેની વિશેષ ખાતરી આપશે.

એક પ્રસંગે પોતે કંઇ ચર્ચા કરી રહ્યા હતા તેવામાં જ મુંબઇના પ્રખ્યાત બેરિસ્ટર દીનશા અરદેશર તાલીયારખાન આવી ચઢયા. એમની અપૂર્વ વાક્છટા, પારસીઓની લાક્ષણિક વિનોદપૂર્ણ રીતભાત અને તર્ક-કલાથી જનતામાં તે અત્યંત પ્રસિદ્ધ હતા એ અદ્યાપિ મુંબઇના કાયદા-બાજો સારી રીતે જાણે છે. આવતાં જ મહારાજશ્રીસામે વિનયથી બે હાથ જોડી નમસ્કાર કરી વાર્તાનો ઉપક્રમ કરતાં બોલ્યા :

"મહારાજ ! આજે તો વટલસઃ નહિ તો વટાલસ."

સદ્‌ગુરુશ્રીએ સ્મિતપૂર્ણ પ્રેમલ દૃષ્ટિથી તેમના તરફ જોતાં તેમને બેસવા સૂચન કર્યું. આ પ્રસંગની ચર્ચા જો કોઇએ નોંધી રાખી હોત તો જરૂર બહુ સુંદર પ્રસંગ આલેખાત, પરંતુ તેવું કંઇ મળ્યું નથી. આમ છતાં ચર્ચાના અંતે એમણે જે અભિપ્રાય વ્યક્ત કર્યો તે શ્રેયસ્સાધકોને તેમ જ સદ્‌ગુરુશ્રીના જ્ઞાનના અપૂર્વ મહિમાને રસભરી દૃષ્ટિથી અવલોકનારને હર્ષોત્ફુલ્લ કર્યાવિના રહે તેમ નથી. એ મહાન્ વ્યક્તિએ પોતાની લાક્ષણિક પારસી ભાષામાં જેવો ઉપક્રમ કર્યો હતો, તેવો ઉપસંહાર કર્યો : '**રૂંવે રૂંવે જ્ઞાન ભર્યું છે**' !

તેઓશ્રીની ભવ્ય મનોહર મૂર્તિ, વાર્તાની અદ્‌ભુત કુશલતા એ સર્વનો પ્રભાવ, બુદ્ધિમાન્ સમર્થ પુરુષોઉપર જેટલો પડે, તેવો જડ મૂર્તિ કે પાષાણહૃદયઉપર પડવો સંભવિત છે ? ટુંકા વાક્યમાં એ ધારાશાસ્ત્રીએ કેટલો મર્મ સમાવ્યો છે !

આવા આવા અપૂર્વ પ્રસંગોમાં ક્વચિત્ ક્વચિત્ વિસ્તારપૂર્વક પ્રવચન કરતા. એ પ્રવચનમાં પણ વિચારોની કેવી નવીનતા, કેવી રસમયતા અને વસ્તુસ્થિતિને સ્પષ્ટ કરવાની કલા છે એનો પણ કંઇક લાભ મળવા-જેવો સુયોગ છે. ભાઈ બક્ષીની નોંધમાં એક પ્રસંગ છે. ધ્યાનવિષયનો છે. ધ્યાન, ધારણા એ સંયમસિદ્ધિમાટે અપૂર્વ સાધનો છે એ સર્વ કોઈ સમજે છે. One-pointedness, Concentration, Meditation,

Profound Contemplation: એકાગ્રતા, ધ્યાન, સમાધિ વગેરેના ભાવો પાશ્ચાત્ય અધ્યાત્મચિંતકો પણ દર્શાવે છે. કોઈપણ વિષયના અશેષવિશેષના જ્ઞાન-માટે તે અત્યંત ઉપયોગી છે એમ હાલના અધ્યાત્મવિદ્યાના નિષ્ણાતો અથવા માનસશાસ્ત્રજ્ઞો પણ કહે છે. ધ્યાનની કલાની સિદ્ધિમાટે ધ્યેય વસ્તુમાં અનન્ય પ્રેમની આવશ્યકતા છે. તો જ વૃત્તિ ધ્યેય વસ્તુમાં સત્વર સ્થિર થાય છે. માનસશાસ્ત્ર કહે છે: Attention follows interest: જેમાં રસ છે તેમાં વૃત્તિ તન્મયતા ધરવા પ્રેરાય છે. આ વસ્તુ કેવી સુંદર રીતે બાપજી-શ્રીએ એક પ્રસંગે ચર્ચી છે તે નીચેના પ્રસંગથી સમજી શકાશે.

સાધકસમૂહ સાયંકાલે એકત્ર થયો છે. સાયંકાલ થતામાં દીપક-જ્યોતિ પ્રકટે છે. જ્યોતિ–દર્શન કરી પ્રત્યેક સાધક સદ્‌ગુરુશ્રીના ચરણમાં પ્રણિપાત કરી સન્મુખ બેસે છે. આ પ્રસંગે કોઈ કોઈ સાધકો પોતાની શંકાઓના સમાધાનમાટે પ્રશ્ન કરે છે. સમયનો લાભ લઈ એક સાધક પૂછે છે:

"બાપજી! ઇષ્ટનું ધ્યાન કરવાનું તેમાં સાધકે ઇષ્ટના સ્થૂલ સ્વરૂપનું ધ્યાન કરવાનું કે સૂક્ષ્મ સ્વરૂપનું?"

બાપજી પ્રસન્ન વદને નાસાગ્ર દૃષ્ટિ રાખી ઉત્તર આપે છે:

"ભાઈ! તમારો પ્રશ્ન બહુ સુંદર છે. ઘણો મહત્ત્વનો છે. જ્યાંસુધી સાધક ઇષ્ટના સૂક્ષ્મ સ્વરૂપને ઉંડી દૃષ્ટિથી સમજી શક્યો નથી, ત્યાંસુધી સ્થૂલ સ્વરૂપ તો તેને મોટું અવલંબન છે, અને તેથી તેનું જ ધ્યાન આરંભક સાધકે કરવાનું હોય છે. એ સ્થૂલ સ્વરૂપનું યથાર્થ ધ્યાન થતાં, તે સ્થૂલ સ્વરૂપ, પોતાના સૂક્ષ્મ સ્વરૂપનું ભાન, પોતાની મેળે જ સાધકને કરાવે છે. જ્યાંસુધી તેવું ભાન થયું ન હોય ત્યાંસુધી સ્થૂલ સ્વરૂપનું ધ્યાન જ ઇષ્ટ છે. સ્થૂલ દૃષ્ટિને અને ચંચલ સ્વભાવના મનને ધ્યાનમાટે કોઈપણ અવલંબનની ખાસ આવશ્યક્તા હોય છે અને જ્યારે તે અવલંબનની જરૂર રહેતી નથી ત્યારે એ જ સ્થૂલ સ્વરૂપ પોતાના સૂક્ષ્મ સ્વરૂપનું ભાન કરાવે છે. ક્રમે ક્રમે આ સૂક્ષ્મ અવલંબનની પણ જરૂર ન રહે, ત્યારે તે સૂક્ષ્મ સ્વરૂપ પોતાના ગુણોનું સાધકને ભાન કરાવી, સગુણ સ્વરૂપના ધ્યાનમાં પ્રવેશાવે છે, અને તે ધ્યાનની પરિપાક અવસ્થાએ પોતાના નિર્ગુણ નિરાકાર સ્વરૂપના ધ્યાનમાં લાવીને સ્થાપે છે.

"ભક્તિના માર્ગમાં ભક્ત પોતાના સ્વીકારેલા ઇષ્ટના સ્થૂલ સ્વરૂપના યજનપૂજનાદિ ક્રમવડે અવ્યભિચારી ભક્તિ કરતો હોય છે; તે જ પ્રમાણે

ધ્યાનના સાધકે પણ પોતાના સ્વીકારેલા ઇષ્ટના સ્થૂલ સ્વરૂપનું પણ તેવા જ અવ્યભિચારી ભાવથી ધ્યાન કરવાથી, તે જ સ્થૂલ સ્વરૂપ ક્રમે ક્રમે પોતાના યથાર્થ સ્વરૂપમાં સાધકને સ્થાપી શકે છે.

અવ્યભિચારી એટલે પતિવ્રતા સ્ત્રી જેમ પોતાના એક પતિના સ્થૂલવિના અન્ય કોઈપણ પુરુષના સ્થૂલનાં દર્શન કે સ્પર્શ કરવાની ઇચ્છા કરતી નથી, તેમ સાધક પણ પોતાના સ્વીકારેલા એક ઇષ્ટસિવાય અન્ય કોઇનું ધ્યાન કરતો નથી. ત્યારે જ તે ઇષ્ટનું સ્થૂલ સ્વરૂપ તેને ગંતવ્ય સ્થાને લઈ જનારૂં થાય છે. ભક્તિમાર્ગમાં તો આ વાત સ્પષ્ટ જ દેખાઈ આવે છે. નરસિંહ મહેતા શ્રીકૃષ્ણના પરમભકતતરીકે સર્વમાન્ય છે. તેમના દૃષ્ટાંતથી તમે આ વાત વધારે સ્પષ્ટતાથી સમજી શકશો. નરસિંહ મહેતા ભક્તિમાર્ગના એક સાધક અવસ્થામાંથી પૂર્ણ સ્વરૂપને પામેલા ભક્ત હતા એટલે સાધકને સાધકના જ ઉદાહરણથી આ વાત સારી રીતે સ્પષ્ટ થશે.

" નરસિંહ મહેતાએ પોતાના ઇષ્ટતરીકે શ્રીકૃષ્ણના જ સ્થૂલસ્વરૂપને સ્વીકારી તેમાં એવી દૃઢ અને અનન્ય ભાવના સ્થાપેલી હતી કે શ્રીકૃષ્ણના સ્થૂલસ્વરૂપવિના અન્ય કોઈ સ્થૂલ સ્વરૂપમાં ઇષ્ટની ભાવના નહોતી. શ્રીરામચંદ્રના સ્થૂલ તનુને તેઓ વિષ્ણુ ભગવાનના અવતારરૂપે માનતા હતા, છતાં પોતાના ઇષ્ટ તો શ્રીકૃષ્ણવિના અન્ય તનુ ન જ હોઈ શકે એવી અચળ ભાવના હતી. પ્રસંગવશાત્ રામભકત સંન્યાસીઓસાથે વાદ થતાં તે સંન્યાસીઓએ જણાવ્યું કે શ્રીકૃષ્ણસ્વરૂપની આખા આયુષ્પર્યંત ગમે તેટલી ભક્તિ કરવા છતાં પણ આખરે તો શ્રીરામ એ જ તારણહાર થવાનો. રામનામ જ સાચો તારકમંત્ર છે. માટે જો તરવું જ હોય તો એ તમારૂં નામ મૂકી દઈ શ્રીરામનું જ સ્મરણ કરશો તો સહજમાં ભવસાગરને તરી શકશો. મહાભકત નરસિંહ મહેતાને આ પ્રમાણે જ્યારે તે સંન્યાસીઓ સમજાવવા લાગ્યા ત્યારે નરસિંહ મહેતાએ તેમને સ્પષ્ટ સમજાવી દીધું :

ભગવા રહેવા દેને તારા રામને,
એનું તો મરતી વેળાએ છે કામ રે—ભગવા રહેવા દેને તારા રામને૦
જન્મનો જોગી, કુટુંબ-વિરોધી, ખોઈ બેઠો ધણિયાણી,
છેલ છબીલા, કૃષ્ણ કનૈયાને, ભગવા કેમ શકે તું જાણી રે, ભગવા૦

" નરસિંહ મહેતા શ્રીકૃષ્ણતનુને પોતાનું જ્ઞેયધ્યેય માનતા એટલે તેવિનાના અન્ય તનુને ઇષ્ટસ્વરૂપે સ્વીકારવા કદી ઇચ્છતા નહિ. સંન્યાસીઓએ રામના તનુની અનેક પ્રકારે પ્રશંસા કરી, શ્રીકૃષ્ણના તનુના દોષ

દર્શાવ્યા, અને કહ્યું કે શ્રીકૃષ્ણતનુ તો અનેક છળકપટથી ભરેલું, અને અનેક સ્ત્રીઓસાથે ક્રીડા કરી વ્યભિચારી બનેલું હોવાથી, એક પત્ની અને એક જ વચનવાળા એવા સર્વોત્તમ ચારિત્ર્યવાન્ અને તારક શ્રીરામનું જ સ્મરણધ્યાન કરો. આવું આવું વારંવાર કહ્યું, ત્યારે મહેતાએ કહ્યું: રામ તારક છે તો ભલે રહ્યા. જ્યારે મરી જઈશું ત્યારે શ્રીરામ, શ્રીરામ એ શબ્દની જરૂર પડશે. પરંતુ મહેતાના શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી તો શ્રીકૃષ્ણના નામસ્મરણને છોડી એ નામ તો કદી લેવાનો નથી. સંન્યાસીઓએ શ્રીકૃષ્ણની અવગણના કરી, તેમના વિષે દોષદૃષ્ટિ કરી, તેથી તેનો જવાબ તેમના જ શબ્દોમાં વાળવા મહેતાજી બોલ્યા:

"તારો રામ તો જન્મારાથી ત્યાગની જ અવસ્થા ભોગવી રહ્યો હતો. ઘરમાંએ કુટુંબથી જ્યારે ત્યારે વિરોધ થયા કરતો અને એકની એક સ્ત્રી છતાં પણ તેનું રક્ષણ કરી ન શકવાથી તેને પણ ખોઈ બેઠો. એવી એકની એક સ્ત્રીનું પણ રક્ષણ કરી ન શકયા એવા રામના તે શું વખાણ કરતો હોઈશ? જો! મારો છેલછબીલો તો જગત્‌ના તમામ પ્રકારના ભોગ અને વિલાસોને ભોગવી રહેલો અને સોળ હજાર એકસોને આઠ સ્ત્રીઓ છતાં દરેકનું યથાર્થ પાલન અને રક્ષણ કરી રહેલો—એવો વિલાસી, પૂર્ણ પુરુષોત્તમ છે. એવા શ્રીકૃષ્ણના સ્વરૂપને રામજેવા ગોસાંઈ બાવાના ઉપાસક! તમે શી રીતે સમજી શકો? એ સંપૂર્ણ વિહારી સ્વરૂપ તમારી સમજમાં ન જ આવે!

"આવા પ્રકારની અડગ શ્રદ્ધા અને અનન્ય ભક્તિથી નરસિંહ મહેતા શ્રીકૃષ્ણતનુને જ ઇષ્ટ માની તેનું ધ્યાન કર્યા કરતા હતા. એ ધ્યાન અને ભક્તિની પરિપાક અવસ્થા થતાં જ તે જ શ્રીકૃષ્ણનું સ્થૂલ ધ્યેયતનુ, યથાર્થ સ્વરૂપે મહેતાના ધ્યાનમાં પ્રકાશ કરવા લાગ્યું, અને મહેતાને ભાન કરાવ્યું કે તું મારા નાનાસરખા શરીરમાં જ ઇષ્ટબુદ્ધિ સ્થાપીને બેઠો છે, પરંતુ હું કાંઈ આટલા નાના શરીરમાં જ સમાયેલો છું એમ નથી! મારૂં ખરૂં સ્વરૂપ તો આખા બ્રહ્માંડમાં વ્યાપી રહેલું છે તે જ છે! મહેતાજીને આ ભાન થયું અને તેમણે અનુભવના ઉદ્‌ગાર કાઢયા:

અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરિ,
જુજવે રૂપે અનન્ત ભાસે!—

મહેતાને નાનાસરખા સ્થૂલ તનુએ જ સમગ્ર બ્રહ્માંડવ્યાપી ચૈતન્યનું ભાન કરાવ્યું અને મહેતાને અનુભવથી સમજાયું, તેમનું ખરૂં સ્વરૂપ તો

નાના શરીરમાં સમાઈ રહેલું નથી, પરંતુ આખા બ્રહ્માંડમાં વ્યાપી રહેલું પરમતત્ત્વ છે અને આ સમગ્ર દશ્ય પ્રપંચમાં જે નાના રૂપો હું જોઈ રહ્યો છું તે સર્વ પણ બીજું કંઈ નથી પરંતુ તેનાં જ–તે પરમ તત્ત્વનાં જ–ભિન્ન ભિન્ન રૂપો છે! વાસ્તવે એક વ્યાપક તત્ત્વવિના અન્ય કંઈ નથી.

આરંભમાં શ્રીકૃષ્ણના સ્થૂલ તનુના પૂજનઅર્ચનના બાહ્યોપચાર કરતાં કરતાં મહેતા ક્રમે ક્રમે તેમાંથી નિવૃત્તિ પામતા ગયા અને ધ્યાનયોગમાં વૃદ્ધિંગત થતા ગયા. ધ્યાનમાં વધારે વધારે અંતર્મુખતા થવા લાગી અને પરિણામે સત્ય સ્વરૂપ અનુભવ્યું.

અનેક પંડિતોસાથે વાદ કરતાં વિદ્વાનો ભક્તિની ગૌણતા સાબિત કરવા અન્ય શાસ્ત્રોના સિદ્ધાંતો આગળ ધરતા, પરંતુ ધ્યાનમાં પ્રવેશી અંતર્મુખ થઇ ખરા સ્વરૂપને મહેતાએ જાણ્યું ત્યારે સર્વને એ અનુભવનાં વચનો કહેવા લાગ્યા :

ધ્યાન ધર, ધ્યાન ધર, નંદના કુંવરનું, જે તારાં જન્મનાં પાપ કાપે :

શુષ્ક વેદાંતીઓ પણ બ્રહ્મસ્વરૂપને વર્ણવી વેદાંતની પ્રધાનતા સ્થાપવા અનેક પ્રયત્નો કરતા તેમને પણ અંતર્મુખતાનો અનુભવ લેવા સંભળાવી દીધું :

શરીર શોધ્યાવિના સાર નહિ સાંપડે,
પંડિતા પાર નહિ પામે પોથે,
તાંદુલા મેલીને તુષને વળગી રહ્યો
ભુખ નહિ ભાગે એમ ઠાલે થોથે.

આ પ્રમાણે નરસિંહ મહેતા સ્થૂલના ધ્યાનમાંથી જ આગળ વધી નિર્ગુણ નિરાકાર તત્ત્વના અનુભવી થયા અને ગાયું :

જાગીને જોઉં તો જગત્ દીસે નહિ,
ઉંઘમાં અટપટા ભોગ ભાસે,
ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રૂપ છે,
બ્રહ્મ લટકાં કરે બ્રહ્મપાસે !

એક ધ્યાનના વિષયને કેટલી સૂક્ષ્મતાથી અને કેવી રસમય પદ્ધતિથી પ્રવચનમાં ચર્ચ્યો છે તે સ્પષ્ટ છે. આમાં તેઓશ્રીની પ્રસાદમય વાણી નથી. માત્ર ભાવ છે.

ઉપરના વિચારોમાં અનન્ય ભક્તિના સ્વરૂપને ચર્ચતાં જે શ્રીરામ, કે શ્રીકૃષ્ણના દોષો જણાવ્યા છે તેમાં તે સ્વરૂપોની નિંદાનો આશય લેશ

પણ નથી એ વિવેકી વાચક સારી રીતે સમજી શકશે. માત્ર અનન્ય ભક્તિવાળા હૃદયના ઉદ્‌ગારો જ તેમાં દર્શાવવાનો પ્રયત્ન છે. શ્રીરામના તનુમાં અનન્ય ભક્તિભાવવાળા સંત તુલસીદાસનો પણ આવા જ ભાવની છાયાવાળો પ્રસંગ શિક્ષિત જનતાને સુવિદિત છે.

મહાન્ આચાર્યશ્રી અનેક પ્રસંગે શ્રેયસ્સાધકોને આ પ્રકારે અધ્યાત્મવિદ્યાનાં અનેક રહસ્યો સ્પષ્ટ કરતા. સાધનાભ્યાસમાં ઉત્સાહ જગવતા. આંતર સાહાય્યથી અંતર્મુખતા સધાવતા. જ્ઞાનવિરાગની કલા ખિલવતા અને શ્રેયસ્સાધકો એ પર્ણકુટીસરખા શ્રીનૃસિંહાશ્રમમાં અધ્યાત્મવિદ્યાનું પરિશીલન કરતાઃ અનેક પ્રકારનાં યોગાનુષ્ઠાન કરતા. ખરેખર આચાર્યશ્રીના વરદ હસ્તે સ્થપાયેલી એ મહાન્ અધ્યાત્મ-વિદ્યાપીઠ છે. તે વિદ્યાપીઠમાંથી ઉત્તીર્ણ થયેલા અનેક સાધકવર્યોએ પણ પોતાના અધ્યાત્મજ્ઞાનનો પ્રકાશ ગુજરાતની જનતામાં વિસ્તાર્યો છે એ આપણે જોયું છે.

સર્વ વિદ્યાઓની શિરોમણી અધ્યાત્મવિદ્યાના દુર્ગમ શિખરઉપર આચાર્યશ્રીની અદ્‌ભુત શકિતએ વિહંગગતિથી સાધકોને ઉડાવ્યા છે. એના અનુભવી હૃદયો ઉપકારવશ વૃત્તિથી એક જ વસ્તુનું ગુંજન કરે છેઃ

**यावदायुस्त्रयो वंद्या वेदान्तो गुरुरीश्वरः ।**

અને એ મધુરૂં ગુંજન ઘેરૂં થતાં તન્મય ભાવે સદ્‌ગુરુશ્રીની ગીતિ ગાય છે અને સંભળાવે છે :

**ભાન જગતનું જ્યાં લગી, ગુરુ ઈશ્વર ને શાસ્ત્ર પૂજ્ય જાણો,**
**તે ટળતાં ટળ્યા પોતે, અભેદ રહીને સદાય સુખ માણો.**

# પ્રકરણ ૧૬

## શિષ્યો-સંગે

**दुर्लभो विषयत्यागो दुर्लभं तत्त्वदर्शनम् ।**
**दुर्लभा सहजाऽवस्था सद्गुरोः करुणां विना ॥**

*

**संगः सर्वात्मना त्याज्यः सचेत्त्यक्तुं न शक्यते ।**
**स सद्भिः सह कर्तव्यः सन्तः सर्वस्य भेषजम् ॥**

અમિત કરુણામૃત વર્ષાવતા સદ્‌ગુરુશ્રી ત્યાગ, તિતિક્ષા અને તત્ત્વ-વિચારના માર્ગે શ્રેયસ્સાધકોને બહુ સુગમતાથી દોરતા હતા એ આપણે પૂર્વ પ્રકરણમાં જોયું છે. અત્યંત પ્રેમથી છલકાતા હૃદયથી સાધકો પણ તેમના વિષે અપૂર્વ ભક્તિભાવ ધરાવતા. સ્વાભાવિક જ સાધકો પોતાના જીવનના અનેક પ્રસંગોમાં તેઓશ્રીના માર્ગદર્શનને ઇચ્છતા. સુખદુઃખના પ્રસંગે તેમનું સાહાય્ય યાચતા. સંસારના જટિલ પ્રશ્નોના ઉકેલમાટે પ્રાર્થતા અને પરમ ગંતવ્ય સ્થાનમાટે ઉત્સાહપ્રેરક વચનોમાટે આતુરતા ધરાવતા. શ્રીનૃસિંહાશ્રમ એ સાધકોનું નિત્યનું નિવાસસ્થાન. પોતાનાં વ્યવહારકાર્યોથી મુક્ત થતાં જ વ્હાલસોયાં માતાપિતાની પક્ષમાં આવી સમાતાં બાળકની માફક સાધકો એ પરમપિતા—બાપજીની નિકટ આવી નિવસવામાં સુખ, શાંતિ અને અપૂર્વ આનંદને અનુભવતા. બાપજીશ્રીએ તૃતીય લગ્ન કર્યું અને પૂ. માજીશ્રી પણ આશ્રમમાં આવીને રહેવા લાગ્યાં એટલે એક કુટુંબવત્ સદ્‌ગુરુ અને શિષ્યો રહેવા લાગ્યા અને એ સંસ્થા એક ધર્મકુટુંબની ભાવના વ્યક્ત કરવા લાગી. પરમપૂજ્ય બાપજીશ્રીએ એવી ભાવના જ શ્રી ભામિનીભૂષણમાં વ્યક્ત કરી છે, એ તે ગ્રંથના અવલોકનથી સ્પષ્ટ થશે. સદ્‌ગુરુ અને શિષ્યોની ભૂમિકાનો મહાન્ ભેદ પણ વ્યવહારમાં અભેદ જેવો જ પ્રતીત થતો હતો. આ પ્રકારની પરસ્પરની અસાધારણ પ્રેમભરી લાગણીઓ તત્કાલીન સાધકોમાં પ્રતીત થાય છે. પરસ્પરના જીવનમાં ઉભય જે રસ લેતા તે વાણીથી પર છે. શ્રીયુત જેકીસનદાસભાઈ કે શ્રીમન્ માસ્તર સાહેબનાં તેઓશ્રીના ઉપ-રનાં પત્રોમાં પણ જે૦ નૃ૦, છો૦ નૃ૦ ના સર્વાભિમાનના પરિત્યાગપૂર્વક સા. દં. પ્ર. એ પ્રમાણે વ્યવહાર થતો પ્રતીત થાય છે. પિતૃવત્સલતા

આથી વિશેષ કયી ? અને સદ્‌ગુરુનું શિષ્યોપ્રતિનું વાત્સલ્ય પણ કેટલું ! માત્ર તે અનુભવીઓ જ જાણી શકે !

આ સંબંધમાં શ્રીમન્ માસ્તર સાહેબે સાક્ષર શ્રી તનસુખરામભાઈના ઉપર પત્રો લખ્યા છે તેમાં સાધકો અને તેઓશ્રીના પરસ્પરના વ્યવહાર-સંબંધમાં કંઈક સ્વરૂપ આલેખાયેલું દૃષ્ટિએ આવે છે :

"સાધકોએ એમનામાં સદ્‌ગુરુબુદ્ધિ સ્થાપેલી હોવાથી એમને ઈશ્વરતુલ્ય માનવા છતાં, સર્વ અભિમાનથી તે રહિત હતા. ખાસ પ્રસંગે સાધકોની પ્રાર્થનાથી જ માત્ર ઉંચે આસને બેસતા. નહિ તો સર્વદા સાધકોસાથે જ જાજમઉપર બેસતા. પ્રવાસમાંએ સાથે રહેવાના પ્રસંગોમાં સર્વની પથારીઓ પોતાની સાથે જ નંખાવતા. સર્વ પ્રકારે પોતાનું ગૌરવ સ્વભાવથી જ સર્વસાથે જળવાયેલું રહેવા છતાં સાધકોના સર્વ વ્યવહારમાં-સર્વ જીવનમાં-પોતે એટલા તો ઓતપ્રોત થઈ રહેલા પ્રત્યેક સાધકને ભાસતા કે પ્રત્યેક સાધક-બાળક, યુવાન, વૃદ્ધ, રંક અને શ્રીમાન્, વિદ્વાન્, સામાન્ય બુદ્ધિવાળા અને મૂર્ખસમ ગણાતા મનુષ્યો પણ-મારા ઉપર શ્રીસદ્‌ગુરુની અપાર કૃપા છે એમ માનતો. પિતા અથવા માતાઆગળ કે પોતાના અત્યંત ઇષ્ટ મિત્રપ્રતિ કોઈ વાત કહેતાં જેમ કોઇને સંકોચ થતો નથી, તેમ પોતાની સુખદુઃખની વાત સાધકમાત્ર શ્રી ગુરુપ્રતિ અસંકોચથી કહેતા, અને પોતપોતાના વ્યવહાર ન્યાય માર્ગે ચલાવવાની તથા પરમાર્થને પ્રતિબંધ ન કરે એવી એટલી ઉત્તમ સલાહ સાધકોને મળતી કે કોઇ સર્વજ્ઞ, અત્યંત કરુણાળુ સત્તાની સન્નિધિથી મનુષ્યને જે આનંદ થાય તેવો આનંદ સાધકોને નિત્ય રહેતો.

કોઈ કોઈ સાધકોની વ્યવહારવિપત્તિના પ્રસંગે તે વિપત્તિ ટાળવાને પોતાનું સર્વસ્વ ધન, ગૃહ આદિ આપીને પણ તે વિપત્તિથી તેને મુક્ત કરવાને તે સાધકપ્રતિ આગ્રહ કરેલો, પણ તે તેણે સ્વીકારેલો નહિ. આવા સર્વ પ્રકારથી, ઉદારતાથી સર્વ પ્રસંગે સહાય આપનાર પ્રતિ સાધકોની અત્યંત પૂજ્ય ભક્તિ થાય તેમાં શું આશ્ચર્ય ?

મંદવાડના પ્રસંગોમાં સાધકોને ધૈર્ય આપવા તે તેમને ઘેર અનેક વખત જતા, અને માતાપિતા પણ પોતાના પ્રિયતમ પુત્રની જેટલી કાળજી ન કરે, તેથી સહસ્રગુણ કાળજી રોગી સાધકને માટે પોતેશ્રી દર્શાવતા, જેનું સ્મરણ થતાં આજે પણ અનેક સાધકોના નેત્રમાંથી અશ્રુના પ્રવાહ વહે છે.

યુનિવાસટીની પરીક્ષાઓમાં જતા અનેક સાધકોને તે તે પરીક્ષાનાં પરિણામ જણાવાના સમયે હૃદયમાં આશા અને ભયના જે દારુણ સંગ્રામ ચાલવાના સંભવ હોય છે, તેમાં તેમનું અનેક યુક્તિથી આશ્વાસન કરતા અને નિષ્ફલ થનાર સાધકની તો બનતાસુધી સમીપ જ રહીને પ્રત્યેક ક્ષણે તેના ઉગ્ર તાપને અત્યંત મિષ્ટ મૃદુ વચનોથી નિવારતા.

પોતે જે સ્થલે હોય તેથી દૂરના ગામના સાધકોને વિપત્તિના પ્રસંગે આશ્વાસન આપનાર અનેક પત્રોથી તથા પ્રસંગે ત્યાં જવાની અગત્ય હોય તો ત્યાં જઈને પણ તેનું સમાધાન કરતા.

સંપત્તિમાન મનુષ્યોની કે વિદ્વાન્ મનુષ્યોની જ આટલી કાળજી લેતા એમ નહિ, પણ નિષ્કિંચન મનુષ્યોના હિતમાં પણ સર્વદા તેટલા જ તત્પર રહેતા.

સુખદુઃખમાં સમ રહેવાનો અભ્યાસ સાધકોને પડે એ માટે તિતિક્ષા આદિ સાધનો સ્વભાવથી જ તેમને આ વ્યવહાર સાધતાં સધાઇ રહે એ પ્રકારની અને જ્ઞાનના સાધનરૂપ અમાનિત્વ, અદંભિત્વ, અહિંસાદિ વિશ સાધનોનો પ્રત્યેક પ્રસંગમાં અજાણતાં પણ અભ્યાસ બન્યો રહે એ અર્થે, એટલી બધી વિલક્ષણ અસંખ્ય યુક્તિઓ યોજાતી, જેનું શબ્દથી વર્ણન થવું અશક્ય છે. * * *"

શિષ્યોના સમગ્ર જીવનને અનેક પ્રકારે ઉન્નતિક્રમમાં સ્થાપવાનો, તેમનો દુઃખ ભાર હળવો થાય અને જીવનમાં પ્રસન્નતા-આનંદ બન્યાં રહે એ પ્રકારે તેમનાં મનને કેળવવાનો તેઓશ્રીનો અખંડ પ્રયાસ હતો, અને સાધકવર્ગની ઉન્નતિ અસાધારણ વેગથી થતી, અને અસાધારણ આનંદાનુભવ કરતી તેમની વૃત્તિઓ પ્રત્યક્ષ થતી, તે સર્વમાં, તેઓશ્રીની જ અપૂર્વ મહત્તા પ્રતીત થયાવિના રહેતી નથી.

શિષ્યો તેમ જ કોઇ તટસ્થ જિજ્ઞાસુઓની સાથેના આવા કેટલાક વિશિષ્ટતાવાળા પ્રસંગો અવલોકીશું તો તેઓશ્રીની વાત્સલ્યભાવવાળી કોમળ વૃત્તિઓ, ઉત્સાહ આપવાની અપૂર્વ શક્તિ, વિલક્ષણ ઉચ્ચ ભાવપૂર્ણ વિનોદવૃત્તિ અને અધ્યાત્મવિદ્યાના સુમાર્ગે દોરવતાં ત્યાગ, તિતિક્ષાના અને વૃત્તિની સમસ્થિતિ જાળવવાના અપૂર્વ બોધક પ્રસંગો વગેરે પ્રત્યક્ષવત્ સ્પષ્ટ થશે.

*

વડોદરાના મંદિરમાં બાપજીશ્રીના સિંહાસનસામે કેટલાક સાધકો બેઠેલા છે. શાંતિથી ધ્યાનપૂર્વક જપ કર્યા કરે છે, કારણ ત્યાં આવી ખાસ અગત્યવિના વ્યાવહારિક અથવા અન્ય નિરર્થક વાતો ન કરતાં સાધના-ભ્યાસમાં જ જોડાવું એવો એક નિયમ કરવામાં આવ્યો હતો; આવા પ્રસંગે બાપજીશ્રી પ્રસંગે આમતેમ આંટા મારતા ફરતા રહેતા અને શિષ્યોની ક્રિયાનું પણ બાહ્ય દૃષ્ટિએ અવલોકન કરતા; એવામાં કોઇ સાધક નેત્ર ઉઘાડી નાંખતાં, બાપજીશ્રીને ફરતા જોતાં પોતે પણ આસન છોડી ઉભો થઇ પ્રણિપાત કરતો. બાપજીશ્રી ફરતા હોય ત્યારે સાધકો સમક્ષમાં તો બેસતા જ નહિ : ઉભા રહેતા. આવા પ્રસંગે બાપજીશ્રી એક સાધકને પ્રશ્ન પૂછે છે :

"કેમ ભાઇ! શા વિચાર ચાલી રહ્યા છે?"

"બાપજી ! કંઇ નહિ"...પોતાના વિચાર અયોગ્ય પ્રકારના હોવાથી શું ઉત્તર આપવો તે ન સમજવાથી.

"કંઈ વિચાર ન ચાલે ત્યારે તો સારૂં ! એજ નિઃસંકલ્પાવસ્થા !"

"ના, બાપજી ! નિઃસંકલ્પાવસ્થા તો નહિ!"

"ત્યારે?"

"બાપજી ! મન એવું છે કે ન ધાર્યું હોય તેવા ખોટા વિચારો જપવખતે કોણ જાણે કયાંથી લાવીને મૂકે છે ! આપની સમક્ષ કહેતાં પણ શરમાવું પડે !"

"ભાઇ ! કંઇ ચિંતા નહિ. મન બહુ ચંચળ વસ્તુ છે. તેને પકડમાં લઇ સ્થિર કરવાનો પ્રયત્ન કરવાની વખતે તે વિશેષ ચંચળ થવા પ્રયત્ન કરે છે. તે સર્પના જેવું છે! પડી રહેલા સર્પને જ્યાં સુધી પકડવાનો પ્રયત્ન કરવામાં નથી આવતો ત્યાં સુધી તે પોતાની સ્વેચ્છાથી જ શાંત પડી રહે છે; પરંતુ જ્યાં કોઇએ તેને પકડવાનો જરા પ્રયાસ કર્યો કે તરત જ છંછેડાઇ આમતેમ નાસાનાસ કરી મૂકે છે, તે જ પ્રમાણે સાધક જ્યારે મનને પકડમાં લઇ સ્થિર કરવાનો પ્રયત્ન આરંભે છે, ત્યારે તત્કાળ તે વધારે ચંચળ થઇ આમતેમ નાસાનાસ કરી મૂકે છે. એ મનને જપની ક્રિયાસાથે જોડવામાટે કંઇક કાર્ય સોંપવું. કાં તો શ્વાસપ્રશ્વાસની ગતિ જોવામાં તેને રોકવું એટલે તે શાંત થશે. બાબરાભૂતને જેમ કંઇ પણ કામ મળે તો જ તે શાંત રહે તેના જેવું છે. તે ઉપરાંત જપના અક્ષરો લક્ષ-

ણાવૃત્તિ-ધ્યાન કરનાર વૃત્તિથી-લખતા જવું અને મંત્રોચ્ચાર શાંતપણે કર્યા કરવો અથવા જપના અર્થમાં વૃત્તિને જોડવી !"

સાધકહૃદય આવી યુક્તિઓ તેઓશ્રીની અપૂર્વ પ્રભાવપૂર્ણ વાણીથી શ્રવણ કરી અત્યંત ઉત્સાહી થાય છે ! પોતાના ક્રમમાં કંઇ નવો વેગ તેનામાં પ્રકટે છે; પોતાને મનોજયની અનેક યુક્તિઓ મળી છે એવું દૃઢ સમજાય છે અને તે આગળ પ્રગતિમાન થાય છે !

પોતે આ પ્રકારે ગમે તે ક્ષણે વિચારનું સ્વરૂપ જાણવા માગતા અને તેથી સાધકોને તેઓશ્રીના સમક્ષમાં વિચારમાં બહુ સાવધાન રહેવાની અગત્ય રહેતી ! વિચારો સન્માર્ગે જ વહે એ સાવધાનતાથી મનને ઉચ્ચ-ગામી કરવાનું અન્ય ઉત્કૃષ્ટ સાધન નથી !

*

બાપજીશ્રી આમતેમ નિયમપ્રમાણે આંટા મારે છે. બે ચાર સાધકો ઉભા ઉભા જપ કરે છે. શ્રીયુત જમનાદાસ ગંગારામ મહેતા-પાછળથી વડોદરા રાજ્યના આસિસ્ટંટ એકાઉન્ટન્ટ જનરલ-પણ જપ કરતા ઉભા છે. બાપજીશ્રી તેમના પ્રતિ દૃષ્ટિ કરી :

"જમુભાઇ ! જરા પીવાનું પાણી લાવશો ?"

"હા જી, બાપજી !" ( આ તેમની ઉત્તર આપવાની પદ્ધતિ હતી ) કહેતાં જ અંદર જઇ પાણી લાવી સંભાળથી બાપજીશ્રીપ્રતિ વિનીતભાવે ધરે છે; બાપજીશ્રી હાથમાં પવાલું લઇ તેમાં દૃષ્ટિ કરતાં :

"જમુભાઇ ! આ આમાં રજકણો જણાય છે તે જોયાં ?" બાપ-જીશ્રી પવાલું જમુભાઈતરફ ધરે છે ! જમુભાઈ ક્ષોભથી પવાલું હાથમાં લઈ દૃષ્ટિ કરે છે તો રજનાં એક બે કણ દેખાય છે !

"ભાઈ ! દરેક ક્રિયામાં સંપૂર્ણ સાવધાનતાની જરૂર છે !" બાપજી-શ્રીએ જણાવ્યું. શ્રી જમનાદાસભાઇ કહેતા કે બાપજીશ્રીએ કહેલું કામ કરતાં અનેક પ્રસંગે ન ધારી હોય તેવી ભૂલો જણાય જ ! અને વિશેષ સાવધાનતાનો પાઠ શિખવો જ પડે !

*

બાપજીશ્રીની પ્રકૃતિ આજે શિથિલ છે. સર્વના આગ્રહથી ડૉક્ટર ગોવિંદરાવને ત્યાંથી દવા મંગાવવાનું ઠર્યું છે. શ્રી જમનાદાસભાઈ આવે છે. બાપજીશ્રી તેમને જોતાં જ :

"જમુભાઇ ! આટલું કામ કરશો ?"

"જી બાપજી !"

"જરા ગોવિંદરાવ ડોક્ટરને ત્યાં જઇ દવા લાવવાની છે." પછી પોતાની પ્રકૃતિનું સ્વરૂપ સમજાવે છે અને છેવટે જણાવે છે :

"જુઓ ! ડોક્ટરને બધી હકીકત બરાબર અથઇતિ સમજાવજો."

"જી બાપજી !" કહી શ્રી જમનાદાસભાઇ ચાલતા થાય છે. બાપજીશ્રી તેમને પાછા બોલાવી કહે છે :

"પણ જુઓ, ડોકટર દવા આપે તે પછી પૂછજો. એમાં કયી કયી દવા આપી છે; તે કેટલા પ્રમાણમાં છે; વળી પૂછજો કે તે દવાનો દરેકનો ગુણ શો શો છે ?"

શ્રી જમનાદાસભાઇ જવા લાગે છે; મનમાં ઘણી ગુંચવણો ચાલી રહી છે. ડોકટરને આ બધું કેવી રીતે પૂછવું તેની ગડભાંગ થયા કરે છે, એટલામાં પુનઃ પોતે બોલાવે છે અને તે પાછા આવે છે : તેમને–

"પાછું ખાવાનું શું ? દવા કેટલી વાર લેવાની ? દવા લીધા પછી કેટલા કલાકે ખાવાનું ? પથ્ય શું ? અપથ્ય શું ? એ બધું પૂછવાનું તમે ભૂલતા નહિ.

શ્રી જમનાદાસભાઈની ગભરામણનો પાર રહેતો નથી ! છતાં સેવા-કાર્ય કરવાની ઉત્સુકતા છે, તેથી જઇ, દવા લેઈને આવે છે. પાછા આવતાં અનેક પ્રશ્નોની પરંપરા બાપજીશ્રીતરફથી થાય છે; ઉત્તર આપતાં સમજાય છે કે કેટલીક બાબતો પૂછવાની રહી જ ગઇ છે. શ્રી જમનાદાસભાઇ સંકોચથી ઉત્તર આપી શકતા નથી, મૌન રહે છે : તેમને

"કંઈ નહિ ! ભાઇ ! બીજી વખત વધારે સાવધાન રહેજો."અત્યારે તો આ છે તે ઠીક છે. જમુભાઇ શાંત થાય છે ! સાવધાનતા, નીડરતા, ઝીણવટના આવા અનેક પાઠ વિલક્ષણ પ્રસંગે, વિક્ષલણ ચેષ્ટાઓથી શિખવતા !

*

જોગીદાસ વિઠ્ઠલની પોળમાં શ્રીમન્ માસ્તર સાહેબ એક નાના મકાનમાં રહે છે. નિત્ય પ્રભાતે બ્રાહ્મમુહૂર્તે ઉઠી પોતાનો સાધનક્રમ કરી, તે પછી મંદિરે જાય છે.

શ્રીમન્ માસ્તર સાહેબ નિત્યનિયમપ્રમાણે ધ્યાનમાં બેઠા છે. ધ્યાનમાં સ્થિરતા છતાં મન ચંચળ થવા લાગે છે. રાત્રિએ બાપજીશ્રીએ કહ્યું છે: "માસ્તર! સવારમાં સાડા છ સુધીમાં તમે આવી જજો. આપણે ફરવા જઈશું!" એ વિચાર સ્ફુરે છે; છ તો વાગી ગયા છે! પોતે ધ્યાનમાંથી ઉઠી વસ્ત્ર પહેરી ઝડપથી મંદિરે સાડા છમાં પાંચમિનિટ-પહેલાં જ પહોંચી જાય છે. બાપજીશ્રી માળઉપર સૂતેલા છે. શ્રી માસ્તર સાહેબ તેઓશ્રીને ઉઠવાની વાટ જોતા નીચે બેશી જપ કર્યા કરે છે! સાડા છ, પોણાસાત, સાત, સાડાસાત–શ્રી માસ્તર સાહેબ ઘડીઆળ જોયા કરે છે, ત્યાં પાદુકા ખખડે છે; બાપજીશ્રી ઉપરથી નીચે ઉતરે છે! શ્રી માસ્તર સાહેબ સાષ્ટાંગ કરે છે, એટલે બાપજીશ્રી કહે છે:

"માસ્તર! તમને શ્રમ થયો! આજે તો બહુ મોડું થયું! હવે તો ફરવા શું જવાય? કાલે જરૂર જઈશું! કાલે વેળાસર આવી જજો!"

બાપજીશ્રીની ઇચ્છામાં પોતાની ઇચ્છા સમાવી દેવી, અપૂર્વ શરણ-ભાવ જાગ્રત્ થવો, વૃત્તિથી પ્રતિકૂલ પ્રસંગ પણ અનુકૂલ કરી લેવો, એ બધું શ્રીમન્ માસ્તર સાહેબમાં આ રીતે જ સિદ્ધ થયેલું પ્રત્યક્ષ થાય છે!

*

અન્ય પ્રસંગ:

"બાપજી! સંયમકાળે નેત્રેંદ્રિયને તો બંધ કરી એટલે બહારની વસ્તુપ્રતિ જવાનો તેનો વેગ પણ બંધ થઈ જાય છે; પરંતુ કર્ણેંદ્રિયનું શું? તેને બંધ કરયાવિના શબ્દપ્રતિ ધાવન કરવાના સ્વભાવવાળી લક્ષણાવૃત્તિ શબ્દ શ્રવણે પડતાં જ બહિર્મુખ થઈ જાય છે." શ્રી માસ્તર સાહેબે નમ્રભાવે જણાવ્યું.

"તે ઇંદ્રિયનો નિરોધ કરવા ષણ્મુખી મુદ્રા વગેરે સાધનો છે; પરંતુ તેની બહુ અગત્ય નથી. અંતર્મુખતા વધતાં તે વેગ આપોઆપ ઓછો થઇ જશે. બાપજીશ્રીએ જણાવ્યું.

"પરંતુ શહેરની પોળોનું જીવન–એ ઘરોનાં વાતાવરણ, ત્યાંના ઘોંઘાટ વગેરે બહુ વિક્ષેપકારક લાગે છે." શ્રી માસ્તર સાહેબે પુનઃ જણાવ્યું.

"અને તેટલા જ માટે યોગીઓ યોગાભ્યાસમાટે એકાંત ગુહાઓ શોધે છે." સદ્‌ગુરુશ્રીએ સમજાવ્યું.

"બાપજી! એવું કંઇ થાય તો સારૂં!" શ્રી માસ્તર સાહેબે જિજ્ઞાસાપૂર્વક જણાવ્યું.

એવું પણ બની શકે. આપણા સ્થાનમાં જોડેના ઓરડામાં એકાંત છે, તેમાં ભોંયરૂં થઇ શકે. સંયમમાટે ત્યાં બહુ અનુકૂળ : બાપજીશ્રીએ માર્ગસૂચન કર્યું.

"ત્યારે તો બાપજી આપ રજા આપવા કૃપા કરો તો તે કાલથી જ તૈયાર કરવાનું શરૂ કરાય."

"જેવી તમારી ઇચ્છા!"

અને સંયમસિદ્ધિની તીવ્ર ઇચ્છા જેમના હૃદયમાં જાગૃત હતી, તેવા શ્રી માસ્તર સાહેબે જાતે તે ઓરડામાં બીજા દિવસથી ખોદવાનું શરૂ કર્યું, અને જોતજોતામાં બે ભોંયરાં તૈયાર કરી દીધાં! એક નાનું, એક મોટું. માત્ર પોતાને એકલાને માટે નહિ, બીજાને પણ ધ્યાનાભ્યાસમાટે આવા પ્રશાંત સ્થાનની ઇચ્છા હોય તો તેને લાભ મળે એવા ઉચ્ચભાવથી.

ભોંયરાં તૈયાર થયાં. સાફસુફ–અત્યંત સ્વચ્છ; બાપજીશ્રીએ તેઉપર દૃષ્ટિપાત કર્યો! શ્રીમન્ માસ્તર સાહેબે તે સ્થાનમાં આવીને સંયમનો અભ્યાસ કરવાનો આરંભ કર્યો. બે ત્રણ દિવસ કે પાંચપંદર દિવસ વીત્યા હતા. એક દિવસે નિત્ય નિયમપ્રમાણે શ્રીમન્ માસ્તર સાહેબે આવી સાષ્ટાંગ કર્યાં! સંમુખ શાંતભાવે પોતે શું કહે છે તે સાંભળવા ઉત્સુક થઇ બેઠા, એટલે બાપજીશ્રીએ આરંભ કર્યો :

"માસ્તર! ભોંયરામાં શાંતિ તો સારી લાગતી હશે?"

"હા બાપજી! આપની કૃપાથી વિક્ષેપ ઘણો ઓછો લાગે છે!"

"પણ માસ્તર! એટલી બધી એની પણ જરૂર શી? એ તો વૃત્તિ સ્વભાવથી ઉંડાણમાં પ્રવેશે એટલે વિક્ષેપ એની મેળે જ ઓછો થઈ જાય!"

"પરંતુ...બાપજી!..." આગળ શ્રી માસ્તર સાહેબ કંઇ કહે તે પૂર્વે જ બાપજી :

"વળી જુઓને—ધ્યાનમાં તમે તો બંધ આંખે બેસો! કંઈક બન્યું અને ઉપરથી માટીનો ઢગલો ઉપર જ પડે તો! એ તો જોખમનું કામ! એવા જોખમમાં પડવાની શી જરૂર?"

"આપ આજ્ઞા આપો તેમ કરું."

"હા, પણ એને તો હવે પૂરી જ નાંખો!"

અથાગ પરિશ્રમ કરી તૈયાર કરેલાં સુંદર ભોંયરાં! પૂરા પંદર દિવસ પણ તેમાં બેસવાનો યોગ આવ્યો નહિ. છતાં તેના લેશ પણ અસંતોષને

ન ધરતાં બાપજીશ્રીએ એ પ્રમાણે કહ્યું તેની સાથે જ શ્રીમન્ માસ્તર સાહેબ એક પણ પ્રતિપ્રશ્ન ન કરતાં, બોલ્યા :

"જેવી આપની આજ્ઞા !" ભોંયરાં સદાને માટે બંધ થયાં. શ્રીમન્ માસ્તર સાહેબની વિક્ષેપશક્તિ ક્ષીણબલ સ્વભાવથી જ થઇ ગઈ! સંયમ-સિદ્ધિના માર્ગે અસાધારણ વેગથી પ્રગતિ મૂળના જ વાતાવરણમાં થઈ, એ જ મહદ્ આશ્ચર્ય અને સદ્ગુરુશ્રીનો પ્રભાવ તેમના હૃદયઉપર સામ્રાજ્ય કરી રહ્યાં !

*

શ્રીયુત મોતીભાઈ સાહેબ—જેમના વિષે આગળ ઉલ્લેખ થઇ ગયો છે—દમના વ્યાધિથી પીડાતા હતા. ઈ. સ. ૧૮૯૦ માં રજા લઈ વડોદરેથી સુરત ગયા હતા. સદ્ગુરુશ્રી પણ વડોદરેથી મહેસાણે પધાર્યા હતા. મહેસાણામાં તેઓશ્રીને પણ શરદીને લીધે સખત જ્વર આવતો હતો, અને ઘણા દિવસથી પોતે પથારીવશ જ હતા. છતાં મોતીભાઈ સાહેબની પ્રકૃતિ શિથિલ જાણી ત્યારે જે દિવસે જ્વર કંઈક ન્યૂન થયો તે જ દિવસે પ્રથમ જ પત્ર તેમને લખ્યો. તે પત્ર ભાઇશ્રી હીરૂભાઈ—તેમના ચિરંજીવી જે હાલ મુંબઈમાં સોલીસીટર છે—પાસે હોવાથી તેમણે તેની નકલ મોકલી છે. તે પત્ર સાધકોને દુઃખના સમયમાં ધૈર્ય, આશ્વાસન વગેરે આપવાના પ્રસંગની વિશિષ્ટતા સ્પષ્ટ કરે છે :

"ઈશ્વરઇચ્છા બળવાન્ ગણીને આ સંસારમાં બુદ્ધિમાન્ પુરુષોએ પ્રાપ્ત થતા અનુકૂલ તથા પ્રતિકૂલ પ્રસંગોને ખેદરહિત અનુભવવા એ જ કર્તવ્ય છે.

આ સંસારમાં દરેક પદાર્થ પોતપોતાના ઉદયકાળથી સુખદુઃખના કારણને સાથે જ રાખે છે, જેથી તે જણાયાથી હર્ષશોક વ્યર્થ જ છે. શરીરના ધર્મપ્રમાણે આ શરીરોમાં રોગની તથા પુષ્ટિની પ્રાપ્તિ થાય છે, અને એ શરીરો પણ રોગરૂપ જ ગણાય છે, જેથી રોગના સમયમાં પણ વિકળતા વ્યર્થ છે. તો પણ જીવધર્મથી વ્યાકુળતા પ્રાપ્ત થવાનો સંભવ હોય છે તો વિવેકી પુરુષોએ એવા સમયમાં સાવધાનપણે બનતાંસુધી પરમાત્માનું સ્મરણચિંતન કરવું અને દુઃખનો અંત આણવો.

ગમે તેમ કરીને પણ **ચિત્તની પ્રસન્નતા જાળવવી,** કારણ કે, **ચિત્તની પ્રસન્નતા એ જ જીવનને જાળવનાર હેતુ છે.**"

પ્રસન્નતા જાળવવાનો પ્રબોધ પોતે પ્રત્યેક પત્રના અંતે આપતા. તેઓ-શ્રીના પત્રોમાં છેવટનું વાક્ય "ઇષ્ટસ્મરણ કરતા પ્રસન્ન રહેશો" એ નિત્ય-સિદ્ધ હતું. આ સુંદર બોધક વાક્યનું રહસ્ય પોતે ઉપરના જ પત્રમાં સ્પષ્ટ કરતાં જણાવે છે :

"**પ્રસન્નતા એ જ જીવનને જાળવનાર હેતુ છે.**" વિચારકો એના વાસ્તવ માહાત્મ્યને સારી રીતે સમજી શકે તેમ છે. પ્રસન્નતાનું એક જ લક્ષણ દૃઢતાપૂર્વક ધારણ કરનાર જગતનાં દુઃખમાત્રઉપર વિજય મેળવી શકે છે એ અધ્યાત્મશાસ્ત્રનો ગહન સિદ્ધાંત છે. કારણ, પ્રસન્નતા-આનંદ એ પરમાત્માનું સ્વરૂપલક્ષણ છે. એને ધારણ કરનાર શીઘ્ર પરમાત્મસ્વરૂપે, બ્રહ્મસ્વરૂપે સ્થિતિ પામે છે; અને તેથી જ ગીતા-શાસ્ત્ર કહે છે :

**प्रसादे सर्व दुःखानां हानिरस्योपजायते ।**
**प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते ॥**

*

બાપજીશ્રીની અપૂર્વ **કરુણાળુતા** અને તેઓશ્રીનો શિષ્યોપ્રતિનો પ્રેમ : ( ભાઈશ્રી હીરૂભાઈના પત્રમાંથી )

"૧૮૯૩ ના મે માસમાં બાપજીશ્રી સુરતમાં પધારેલા. પિતાશ્રી પણ સુરતમાં જ હતા. એમનો વ્યાધિ બહુ ત્રાસદાયક થઇ પડયો હતો. બાપજીશ્રી બેચાર દિવસે ઘેર પિતાશ્રીની ખબર લેવા આવતા. તા. ૧૦ મેને દિવસે બાપજીશ્રીએ સવારે આઠ વાગે શ્રીજેકીસનદાસ ભક્ત (જેઓ સુરતમાં મંદિરમાં જ ભોંયતળીએ રહેતા) ને બાપજીશ્રીએ કહ્યું : "ભાડાની ગાડી ત્વરાથી લાવો ને તમે તૈયાર થાઓ—બહાર જવું છે." શ્રીભક્તે આજ્ઞાનુસાર ગાડી મંગાવી, માથે ટોપી પહેરી બાપજીશ્રીસાથે જવા તૈયાર થયા. ક્યાં જવું છે તે સમજાયું નહિ. બાપજીશ્રીને પ્રશ્ન કરવાની હિંમત પણ શ્રીભક્તને થઈ નહિ. ગાડીમાં બેસીને પોતેશ્રીએ કહ્યું "મોતીભાઈને ત્યાં ગાડી હંકાવો."

ગાડી ઘરઆગળ આવી. બાપજીશ્રી ગાડીમાંથી ઉતરી, દાદરઉપર ચઢી, માળઉપર આવ્યા. ઘરમાં કોઇને બાપજીશ્રી પધાર્યા છે એની ખબર પડી નહિ. બાપજીશ્રી અગાસી ઓળંગી પિતાશ્રીના સુવાના ઓરડામાં દાખલ થયા. ત્યાં પિતાશ્રી માથું નીચું ઘાલી પથારીમાં બેસી રહ્યા હતા.

બાપજીશ્રી પથારીઉપર બેસી ગયા. વાંસા, માથાઉપર હાથ ફેરવ્યો. કાંઈ પણ શબ્દનો ઉચ્ચાર સંભળાયો નહિ. પિતાશ્રી અને બાપજીશ્રી ભેટી પડ્યા. પ્રભુએ શું ધાર્યું હશે તે બાપજીશ્રીસિવાય કોણ જાણે એમ હતું? બાપજીશ્રીએ છુટા પડતાં કહ્યું: મોતીભાઈ સાહેબ! "પ્રસન્ન રહેજો. પ્રભુ સહુ સારૂં કરશે; વળી હું આવીશ."

બાપજીશ્રીના ગયા પછી બે કલાકમાં પિતાશ્રી ગાઢ નિદ્રામાં પડ્યા, અને તે રાત્રિએ આઠ વાગે શાંતિથી દેહ છોડયો!

આવો બાપજીશ્રીનો પ્રેમ અને ચમત્કાર હતો. આવા સદ્ગુરુ સાંપડે તો જરૂર ભવસાગર તરી જવાય."

*

પરેચ્છા પ્રારબ્ધ જ્યાં સુધી પોતે સ્વીકાર્યું હતું ત્યાં સુધીમાં બનેલો એક પ્રસંગ છે. કાં તો પોતે સાધુઓના અખાડામાં ફરતા ત્યાં સાધુઓની ઇચ્છાને અનુસરીને અથવા તો શ્રી ત્રિકમલાલભાઈના આગ્રહને અનુસરીને પોતે ગાંજો પીતા.

ગાંજો સ્વીકારવામાં પ્રાયશઃ ત્રણેક કારણો હોઈ શકે. પ્રથમ તો પોતાની જ્ઞાનની મસ્તીના કાળમાં એ ઉપકારક હોવાથી. માદક પદાર્થો પણ સાત્ત્વિક, રાજસ અને તામસ પ્રકૃતિઅનુસાર ભિન્ન ભિન્ન પ્રકારની અસર ઉત્પન્ન કરે છે એમ સુશ્રુતના સૂત્રસ્થાનથી સ્પષ્ટ સમજાય છે.

**सात्त्विके शौचदाक्षिण्य हर्षमण्डनलालसः ।**
**गीताध्ययन सौभाग्य सुरतोत्साहकृन्मदः ॥**

અર્થાત્ સાત્ત્વિક વૃત્તિમાં સાત્ત્વિક ભાવોને તે વિશેષ ઉત્તેજિત કરે છે. જ્યારે રાજસતામસ સંસ્કારવાળાના દોષોને ઉત્તેજિત કરે છે. તેમને જ તેથી તે વિશેષ હાનિકર્તા થાય છે. મહાપુરુષોનો કોઇ એકાદ દોષ પણ આ રીતે ગુણનો ઉત્કર્ષ જ કરે છે. કલંક ચંદ્રની શોભા વધારે જ છે ને? શ્રીમન્નૃસિંહાચાર્યજીની વૃત્તિ આરંભથી જ શુદ્ધ સાત્ત્વિક હતી એ તો અનેક પ્રસંગોથી આપણે જોયું છે; અને શિવ પણ અતિ શુદ્ધ સાત્ત્વિક છે અને શિવ પોતે પણ ભાંગગાંજાના અપૂર્વ પક્ષપાતી છે એવું પૌરાણિક દર્શન છે! આ પ્રકારે પોતાની વૃત્તિને બાધક ન હોવાથી, પરેચ્છાને અનુસરી, પોતાની મસ્તીની દશામાં તેનો સ્વીકાર કર્યો હોય એમ અનુમાન થઈ શકે છે!

બીજુંઃ મસ્તીના કાલમાં પોતે વિધિનિષેધથી પર રહી પણ ક્વચિત્ પ્રવૃત્તિ કરતા. જ્યારથી ગૃહસ્થાશ્રમનો સ્વીકાર કર્યો અને સંપૂર્ણ સ્વતંત્ર વૃત્તિથી પોતે રહેવા લાગ્યા ત્યારથી, વર્ણાશ્રમને અત્યંત અનુસરીને જ રહેતા. વર્ણાશ્રમધર્માનુકૂલ આદર્શ ગૃહસ્થધર્મની શિષ્યવર્ગઉપર પ્રબલ અસર તો જ થઈ શકે એ દૃષ્ટિથી પોતાનું જીવન આદર્શરૂપ રાખતા. બાકી તેઓશ્રીની અખંડ બ્રહ્માકારા વૃત્તિમાં દોષનો સ્પર્શ પણ થવો સંભવિત ક્યાંથી હોઇ શકે? ગીતાશાસ્ત્ર પણ કહે છે:

**ब्रह्मण्याधाय कर्माणि संगं त्यक्त्वा करोति यः ।**
**लिप्यते न स पापेन पद्मपत्रमिवांभसा ॥**

અને શ્રીમન્નૃસિંહાચાર્યજીની બ્રહ્મનિષ્ઠામાટે તો હવે શંકાને સ્થાન ક્યાં છે? શ્રેયસ્સાધકો તો તેમને આરંભથી જ મહેશ્વરના અવતાર માનતા અને તેઓશ્રીની અપૂર્વ નિર્મલ જ્ઞાનસરિતનાં પાનથી અનેક દોષોનું ક્ષાલન થયેલું જોતા એટલે તેમને તો તે વિષે શંકા જ નહોતી, પરંતુ અનેક સમર્થ વિદ્વાનો અને સમાજના અગ્રપદે વિરાજતા સત્સંસ્કારવિભૂષિત સજ્જનો પણ તેમની અવિરત જ્ઞાનધારાને ઝીલતા અને જે આંતર અનુભવ કરતા તેથી તેમની અદ્ભુત જ્ઞાનનિષ્ઠાવિષે તેમનાં હૃદય પણ કેવલ નિઃશંક હતાં. લોકૈષણાના અંશમાત્રનો પણ અભાવ હોવાથી અનેક મહદ્જનોસમક્ષ પણ પોતે નિર્ભયપણે ગાંજો પીતા અને કદી તે કૃતિને છુપાવવા પ્રયત્નસરખો પણ કરતા નહિ એ નીચેના પ્રસંગમાં જ સ્પષ્ટ થશે, અને સાથે સાથે શ્રીમન્ માસ્તર સાહેબજેવા શિષ્યનાં વિનયવચનનો પણ કેવો ઉદારભાવે સ્વીકાર કર્યો છે તે પણ સમજાશે.

ત્રીજું એક કારણ પણ પ્રસંગને આલેખતાંપૂર્વે વિચારી લેવાજેવું છે. મહાપુરુષો પોતાની બાહ્ય ચેષ્ટામાત્રથી પરીક્ષા કરનાર અર્ધ-જિજ્ઞાસુ અથવા કેવલ કુતર્કવાદીઓને દૂર રાખવા આવી વિલક્ષણ કૃતિ સજ્ઞાતપણે કરે છે, એ આપણા મહાપુરુષોમાંનાં અનેકનાં જીવનમાંથી સ્પષ્ટ સમજાય તેવું છે. પોતાની આવા અનધિકારીઓથી દૂર રહેવાની કોઇ વિલક્ષણ વૃત્તિ જ પ્રતીત થતી; શિષ્યવર્ગમાંથી પોતાના મિત્રો, સંબંધીઓ કે ઓળખીતાને તેઓશ્રીની સમીપ લાવવા ઇચ્છા થતાં જો તેઓશ્રીને પૂછવામાં આવે તો પોતે 'ના' જ કહેતા. સ્વભાવથી જેને સાચી જ્ઞાનની જિજ્ઞાસા હશે તે આવ્યાવિના રહેશે જ નહિ એમ તેઓ જણાવતા.

આથી જ્યારે અનેકવાર આવનારની ઇચ્છા દઢપણે સમજાતી ત્યારે જ પોતે તેના ઉપર અનુગ્રહ કરી તેને સાચા ભાવથી બોલાવતા અને તેના હૃદયને તેથી અપૂર્વ સંતોષ પ્રકટાવતા. આવા કારણથી પણ તે વસ્તુનો સ્વીકાર કરેલો હોય એવું પણ અનુમાન થઇ શકે; બાકી એ નિશો પણ વસ્તુતઃ ક્ષણિક સાધનરૂપ છે અને પોતાના અજર નિશાઆગળ એ તુચ્છ વસ્તુ છે એ તો પોતે જ નિર્ભયતાથી વા૦ વિ૦ પ્રથમ ભાગમાં સંભળાવ્યું છે :

ચંડુલ ભાંગ અફીમ લિયે, કોઈ ગાંજા ચરસ ચઢાવે,
એહિ નિશા સબ ચાર ઘરીકા, ચાહે સો લાય ખવાવે,
નરસિંહ ખુમારી ના ટરે રે, અજર નિશા હે હમાર—બચન૦

હવે બનેલો પ્રસંગ :

શ્રીયુત મનસુખરામભાઈ ત્રિપાઠી જ્યારે જ્યારે વડોદરે આવતા ત્યારે તેઓ વડોદરા રાજ્યના દિવાન શ્રીમાન્ મણિભાઈ જશભાઇને ત્યાં ઉતરતા અને બાપજીશ્રીના સમાગમે એ જ્યારે આવતા ત્યારે પ્રસંગે શ્રીમાન્ મણિભાઇ સાહેબ પણ સાથે આવી જ્ઞાનચર્ચાનો લાભ લેતા. આવા એક પ્રસંગે શ્રીમાન્ મણિભાઇ સાહેબ તથા શ્રીમન્ માસ્તર સાહેબજેવા એક બે સાધકો પાસે બેઠેલા હતા. જ્ઞાનની ચર્ચા સુંદર રૂપમાં ચાલી રહી હતી, તેવામાં આરંભમાં નિજામપુરામાંથી જ સમાગમ સેવનાર કારીગર વર્ગના ચોધરી જે તમાકુ—ગાંજો પીતા, તેમણે ગાંજાની ચલમ તૈયાર કરી 'પ્રસાદી'માટે બાપજીશ્રી જ્યાં જ્ઞાનચર્ચા કરી રહ્યા હતા ત્યાં લાવી તેઓશ્રી સમીપ વિનયથી ધરી, એટલે તરત જ પોતે નિઃસંકોચપણે સ્વીકારી એકાદ બે ફુંક મારી ચોધરીને પાછી આપી દીધી !

થોડીવારે દિવાન સાહેબ વાર્તાલાપ પૂરો કરી ચાલ્યા ગયા. ચોધરીએ ગાંજાની ચલમ દિવાન સાહેબની સમક્ષ લાવીને આપી તેમાં શિષ્ટ નીતિનો ભંગ શ્રીમન્ માસ્તર સાહેબની દૃષ્ટિએ તરવરી રહ્યો હતો, છતાં બાપજીશ્રીને એ વસ્તુ કહેવી કે ન કહેવી એ વાતની મુંઝવણ ચાલી રહી હતી, ત્યાં બાપજીશ્રીએ માસ્તર સાહેબને પૂછ્યું :

" માસ્તર ! વૃત્તિમાં શું લાગે છે ? "

" બાપજી ! અવિનય થાય તો ક્ષમા આપવા આપ કૃપા કરશો. ઉચ્ચ કોટિના સજ્જનોસમક્ષ આ ચલમ લાવી ચોધરીએ આપી એ ઠીક ન કર્યું એવો વૃત્તિમાં અસંતોષ લાગ્યા કરે છે ! " પોતાના હાથે ગાંજો

સ્વચ્છ કરી સુંદર રૂપમાં ચલમ તૈયાર કરી બાપજીશ્રીને ચલમ અર્પણ કરનાર શ્રીમન્ માસ્તર સાહેબના અસંતોષના ઉદ્‌ગાર સાંભળતાં પોતાનું હૃદય કરુણાર્દ્ર બન્યું! કહ્યું:

"માસ્તર! આ ક્ષણથી એ વસ્તુનો જ ત્યાગ!" અને એ ક્ષણ-પછી પોતે કદી તે વસ્તુ ગ્રહણ કરી નહિ! અપૂર્વ સંયમવિના એ બની શકતું જ નથી, એ તો બુદ્ધિમાન્ પુરુષો સહજ સમજી શકે તેમ છે. અન્ય એક મહાત્માએ આ સંબંધમાં એ જ પ્રમાણે જણાવેલું. સાચા જ્ઞાની અથવા સંયમી પુરુષોનો નિગ્રહ અત્યંત બળવાન્ હોય છે. ભાંગગાંજો માત્ર ભજનમાં વૃત્તિ વિશેષ તન્મય કરે છે એથી જ સંતો ક્વચિત્ તે સ્વીકારે છે, પરંતુ તેમની સ્વતંત્રતા તે પદાર્થો લઇ શકતા નથી, અને ત્યાગની ઇચ્છા થતાં તે ક્ષણથી તેનો નિઃશેષ ત્યાગ કરવા તે સમર્થ હોય છે.

એ મહાત્મા કાશ્મીરમાં એક સાધુના અખાડામાં એક પ્રસંગે ઉતરેલા હતા, ત્યાંના પોતાના અનુભવનો પ્રસંગ તેમણે કહેલો. સાધુના એ અખાડામાં અનેક ઉચ્ચનીચ કોટિના સાધુસંતો આવતા અને તેમને માટે દરરોજ લગભગ શેરેક કે વખતે વિશેષ, ગાંજો વપરાતો. આ મહાત્મા તે સ્થાનમાં એકાંતમાં બેસી રહેતા અને પોતાને ગાંજો પીવાનો અભ્યાસ હતો, છતાં કદી ગાંજો પીવાની ઇચ્છા, તે અખાડાના મહંતને દર્શાવી નહોતી. એ મહાત્મા જ કહેતા કે ગાંજો પીવાની ટેવવાળાને ગાંજાની વાસ આવતાં જ તેની તલપ એટલી પ્રબળ થાય છે કે તેનાથી તે પીધાવિના રહી શકાય જ નહિ! હું ત્યાં એકાદ મહિનો રહ્યો અને નિત્ય ગાંજાની ચલમો ઉપર ચલમો ઉડતી અને દૂરથી તેની વાસ આવતી છતાં, મને ગાંજો પીવાની કદી ઇચ્છા થઇ નહિ! એક દિવસ એવામાં કોઈ અન્ય સંત ત્યાં આવી ચઢ્યા અને અખાડાના સાધુ-પાસે જઈ ચલમ પીવા લાગ્યા. પછી તેમણે મારે માટે ચલમ મોકલવા જણાવ્યું-હું ગાંજો પીતો એ જાણતા હોવાથી-ત્યારે અખાડાના મહંતે આશ્ચર્યસાથે કહ્યું:

"ઓ તો કભી ગાંજા નહી પીતે! યહાં એક મહિનેસે રહેતે હૈ, ઔર હંમેશાં સેરભર ગાંજા ઉડતા હૈ, તોભી ઇનોને કભી ઇચ્છાતક નહિ બતાઇ!"

સંયમી, જ્ઞાની પુરુષોનો સંયમ! તેમની સ્વરૂપમાં સ્થિરતા! તેમને ગ્રહણત્યાગ ઉભય સમાન હોય છે. અનધિકારીઓ જ એમાં ખુવાર થાય!

તત્ત્વાનુભવી સર્વ વ્યવહાર તત્ત્વદૃષ્ટિથી કરે છે. અનનુભવી જગતદૃષ્ટિથી કરે છે. એ જ મહાન્ ભેદ છે.

*

આજે બી. એ. ની પરીક્ષાનું પરિણામ જણાવાનું છે. શ્રી કૌશિકરામભાઇ અને તેમના મિત્ર મહાશંકરભાઈ પરીક્ષામાં બેઠેલા છે. મહાશંકરભાઇ તો પરીક્ષામાં જતાંપૂર્વે બાપજીશ્રીનાં દર્શને ગયેલા ત્યારે બાપજીશ્રીએ પૂછેલું: આ તો તમે પહેલે જ વર્ષે પરીક્ષામાં બેસોછોને ?

મહાશંકરભાઈ: હા બાપજી !

બાપજીશ્રી: " કેટલાક પ્રથમ વર્ષે પાસ થઇ જાય છે; કેટલાક નથી પણ થતા."

આ પછી તે પરીક્ષાના પરિણામની ખબર બાપજીશ્રીને મળી ગઇ હતી. પોતે વાર્તાલાપ કરતા શ્રીમન્ માસ્તર સાહેબ વગેરે સાધકોસાથે બેઠા હતા. ત્યાં શ્રી કૌશિકરામભાઈએ આવી ચરણમાં શ્રીફળ મૂકી, પુષ્પહાર અર્પી, સાષ્ટાંગ કરતાં જણાવ્યું:

" આપની કૃપાથી બાપજી! પરીક્ષામાં સફળ થયો !"

" હા—પણ પેલા બિચારા મહાશંકરનું* શું? એને તો અપાર ખેદ થયો હશે !" બાપજીશ્રીએ મહાશંકરભાઇપ્રતિ અપૂર્વ વત્સલતા દર્શાવતાં જણાવ્યું !

શ્રી કૌશિકરામભાઈની વૃત્તિ પોતાના વિજયના હર્ષોદ્રેકમાંથી પાછી હઠી: મહાશંકરભાઈના તરફ—પોતાના એક મિત્રના દુઃખતરફ વળી! શ્રી કૌશિકરામભાઇને સમજાયું, વૃત્તિને એક પ્રવાહમાં ધસડાતી અટકાવી સમત્વમાં સ્થાપવાનો આથી કયો વિશેષ સુયોગ ?

ખરેખર ! **नो हृष्येत्प्रियं प्राप्य नो द्विजेत्प्राप्य चाप्रियम्** નો દૃઢ અભ્યાસ સધાવવાની બાપજીની અપૂર્વ કલાનું જ આમાં દર્શન થાય છે!

*

## સ્વજનોને સંતોષ: અપૂર્વ વાત્સલ્યના પ્રસંગ

(શ્રી રાવસાહેબની નોંધમાંથી)

" સુરત તા. ૨-૧૨-૯૦ થી તા. ૫ મી સુધી રહી, તા. ૬ ઠીને શનિવારે રાત્રિના નવની ટ્રેનમાં બેસવા સ્ટેશને પધાર્યાં. સ્ટેશને જતાં, પહેલાં

* મહાશંકરભાઈ પછીથી બી. એ. માં પાસ થઇ મામલતદાર થયા હતા.

પોતે મને લઈ ગયા ત્યારે ટ્રેન આવવાને દશ મિનિટ બાકી હતી; ત્યાં *ઉમયાબાએ કહ્યું "મારી પોટલી રહી ગઈ છે." તે ઉપરથી પોતેશ્રીએ મને આજ્ઞા કરી, કોઇ માણસને પોટલી લેવા મોકલો. મેં કહ્યું, વખત નહિ પહોંચે. જો ગાડી મોકલીશું તોપણ જઈ આવતાંસુધીમાં ગાડી ઉપડી જશે! પોતે કહ્યું, ફીકર નહિ, પણ ઉમયાબાને તો સંતોષ થશે કે મારી ફીકર રાખી! માણસ મોકલ્યું અને પોટલી આવી અને શ્રી ઇષ્ટકૃપાથી ટ્રેન ત્યારપછી (સુદામાની સ્ત્રીની રોટલીની માફક) દશ મિનિટે આવી અને શ્રી ઉમયાબા રાજી થયાં.... પોતે કરુણાના સાગર તો એટલા બધા કે કડોદ મને દમ ચઢેલો તેથી પવનમાં સૂઈ ગયેલો, ત્યાં રાત્રિએ બે ત્રણ વખત, હું ઉંઘમાં હોઉં તો જાગું નહિ એ હેતુથી પાવડી ખખડે નહિ એવી રીતે, ધીમે ધીમે આવીને જોઇ જતા હતા!"

સ્વજનોને સંતોષ આપવાની અપૂર્વ કાળજી! અપૂર્વ વાત્સલ્ય! એ સદ્‌ગુરુશ્રીપ્રતિ સાધકો અસાધારણ ભક્તિભાવવાળા હોય એમાં શું આશ્ચર્ય? ક્ષણ ક્ષણની સંભાળ લેનારા આવા અપૂર્વ વાત્સલ્યમૂર્તિ સદ્‌ગુરુ દુર્લભ જ હોય! શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાને યથાર્થ ગાયું છે:

ક્ષણ ક્ષણના છો આપ જ સહાયક, છો સાથી ભવ-અંતના-પ્રિયતમ૦

*

સંધ્યા સમય થયો છે. દીપકજ્યોતિઓ પ્રકટી છે. બાપજીશ્રી સાધકોની સમક્ષ વિરાજે છે. તંબુરો લઇ કીર્તન આરંભે છે. તેઓશ્રીની મધુર વાણી, શબ્દપ્રભાવ, ભાવનાપ્રવાહ, સાધકોનાં ચિત્તમાં વિલક્ષણ સાત્ત્વિક ભાવો જાગ્રત્ કરે છે. તેઓશ્રીનાં કીર્તન શ્રવણ કરવાં એ તો ધન્ય ક્ષણો જ હતી. શ્રી મોતીભાઈ સાહેબ આવે ત્યારે પોતાશ્રીને આગ્રહથી કીર્તન શ્રવણ કરાવવા પ્રાર્થતા; પોતે તંબુરો લઈ આરંભતા. સાથે નરહ્યાંનો સાથ પણ થતો.

આજે પોતે 'આલસ્યાદિ દોષ નિવારો' એ તૃતીય વાણી-વિલાસનું પદ ગાયું. પદ ગવાયા પછી સાધકો તેના અર્થ અથવા શંકા સમાધાન-માટે પ્રશ્ન કરતા. તે પ્રમાણે એક સાધકે પૂછયું:

---

* શ્રી ઉમયાબા અમદાવાદનાં સાઠોદરા નાગર જ્ઞાતિનાં હતાં. તેમના પુત્ર શ્રી લક્ષ્મીલાલભાઈ વડોદરામાં દિવાન ઓફિસના 'મેનેજર' હતા.

"બાપજી! દોષો તો ન જાણીએ એવી રીતે થઈ જાય છે, એનું શું કારણ હશે? એનો જય કેવી રીતે થઈ શકે?"

"ભાઈ! દોષો પૂર્વકર્મના સંસ્કારરૂપે અંતઃકરણમાં રહેલા હોય છે; કેટલાક ન્યૂન બળવાળા હોય છે અને કેટલાક બહુ પ્રબલ હોય છે. આવા દોષો આપણી અસાવધતાથી એકદમ બળ કરીને બહાર નીકળે છે; માટે તેપ્રતિ સાવધાનતા રાખવાની બહુ જ જરૂર હોય છે. પ્રત્યેક શ્રેયસ્સાધકે પ્રથમ તો પોતાના અંતઃકરણપ્રતિ દૃષ્ટિ નાંખી, નિષ્પક્ષપાતપણે જોવું કે તેમાં ગુણો કયા છે, અને દોષો કયા કયા છે. આ દોષો આપણી ઉન્નતિના બાધક છે એમ નિશ્ચય કરી તે દોષો પ્રકટતાં સાવધાન થઈ, સત્ક્રિયામાં મનને યોજવું. જે સામાન્ય બળવાળા દોષો હોય છે, તે દોષો તો આ રીતે સત્વર નિવારી શકાય છે, પરંતુ જે વિશેષ બળવાન્ હોય છે, તે ન ધારીએ તેવી રીતે વિશેષ બળ કરી આગળ આવે છે. આવા દોષો સાવધાનતા છતાં પ્રકટે, ત્યારે, શ્રીઇષ્ટની તેની નિવૃત્તિમાટે સાચા હૃદયથી પ્રાર્થના કરવી. આ રીતના અભ્યાસથી ક્રમે ક્રમે તેવા પ્રબળ વેગવાળા દોષોઉપર પણ જય મેળવી શકાય છે. દોષ જોઈ તેનાથી દુર્બળ ન થતાં બળવાન્ થવું. સત્ક્રિયાનો વેગ વધારવો અને દોષની ઉપેક્ષા સેવવી. આ રીતે દોષોઉપર બહુ સરળતાથી જય મેળવી શકાય છે.

દોષને દોષરૂપ જાણવાથી પણ શ્રેયસ્સાધક તો તત્કાળ સાવધ થઈ જાય છે. અન્ય મનુષ્યો તો દોષને દોષરૂપ જાણતા નથી એટલું જ નહિ, પરંતુ કેટલાક તો દોષોને પણ પોતાના ગુણરૂપ માનવા પ્રેરાય છે. આવા મનુષ્યોને દોષથી છુટતાં ઘણો સમય જાય છે.

પારકાના દોષ જોવા એ પણ એ દોષની આપણામાં વૃદ્ધિ કરવાનો માર્ગ છે. માટે પરદોષકથન, પરનિંદા, એ સર્વનો ત્યાગ કરી દોષોથી સાવધ રહેવું, અને સત્કૃતનું બળ વધારવું, પરમ પુરુષાર્થને વધારવો, એ જ દોષોને જિતવાનો સુગમ માર્ગ છે."

સાધકચિત્ત દોષોનો જય કરવા, પ્રબલ પુરુષાર્થી બનવા, તે ક્ષણથી જ સાવધ થાય છે! પોતાના અંતઃકરણને સાક્ષીભાવે અવલોકવાનો યત્ન આરંભે છે. યત્ન પ્રબલ પુરુષાર્થરૂપ બને છે અને,

"આલસ્યાદિ દોષ નિવારો, પુરુષાર્થ હૃદયમાં ધારો"

એ બાપજીશ્રીની અપૂર્વ કાવ્યપંક્તિને હૃદયમાં ધારણ કરી, તેને પરિણામે ચરિતાર્થ કરે છે.

*

રાયજીભાઈ પટેલ અમદાવાદી પાટીદાર હતા. વડોદરામાં લીમડા-પોળમાં રહેતા. વૃદ્ધ વયના હતા. પૂર્વે ઘણી સારી સ્થિતિ જોયેલી, પરંતુ પાછલા સમયમાં સ્થિતિ નરમ થઈ ગયેલી. બાપજીશ્રીનું શિષ્યત્વ તો નહિ સ્વીકારેલું, પરંતુ પોતે એક સંતપુરુષ છે એવી કંઈક શ્રદ્ધાથી, નિત્ય સમાગમ સેવતા. તેમાં બીજા લાભની દૃષ્ટિ પણ હતી. વૃદ્ધ વયમાં અન્ય ઇંદ્રિયો શિથિલ થાય છે ત્યારે જિહ્વા વિશેષ પ્રબલ થાય છે એવો એક નિયમ હોવાથી, જરા 'જીભ્યાસ્વાદ' વિશેષ હતો, અને મોતીભાઈ સાહેબ, બાપાભાઈ મજમુંદાર, ભાઉરાય દેસાઈ, આંબેગાંવકર સાહેબજેવા શ્રીમાન્ મનુષ્યો વારંવાર પુષ્કળ પ્રમાણમાં પ્રસાદ લાવતા, તેનો લાભ રાયજીભાઈને યથેચ્છ મળતો. કારણ બાપજીશ્રી તો આવેલા સર્વ પદાર્થો વહેંચાવી જ દેતા, અને તે વખતે મનુષ્યોની સંખ્યા ઓછી, એટલે એમને તૃપ્તિ થાય તેવું બનતું. બીજું, એમના મનમાં એમ થતું કે મહારાજશ્રીપ્રતિ આવનાર વર્ગમાં રાજ્યના મોટા મોટા અમલદારો હતા અને પોતાના એકનાએક પુત્રને નોકરીએ લગાડવાનું તેથી બહુ અનુકૂળ પડશે! આવા અનેક હેતુઓથી નિત્ય નિયમિત મંદિરે હાજરી આપતા.

પ્રસાદની વાર્તાઉપરથી પ્રસંગ નીકળતાં બાપજીશ્રીએ જણાવ્યું:

"પૂર્વે તો ગુરુના ઘેર શિષ્યો નિવાસ કરતા. ભિક્ષા માગી લાવતા, અને તે ભિક્ષા ગુરુગૃહમાં અર્પણ કરી દેતા. તેમાંથી ગુરુ કે ગુરુપત્ની જે કંઈ આપે તેથી જ સંતોષ માનવાનો રહેતો. અનેક પ્રસંગે તેમાં શિષ્યોની સખત કસોટી થતી. તેમાં તિતિક્ષાનું બળ વધતું. ત્યાગની ભાવના દૃઢ થતી; વળી ભિક્ષામાં મિથ્યા લોકલજ્જાનો ભય ત્યજાતો. જનસમાજના અંતરનો પરિચય થતો. સમાજનું માનસ સમજાતું. આવા અનેક ઉચ્ચ હેતુઓ સધાતા, અને સાથે સાથે જિતેંદ્રિય થવાતું. ખરો જિતેંદ્રિય તો જિહ્વાપર અંકુશ પ્રાપ્ત કરનાર જ કહી શકાય. કારણ વ્યભિચારાદિ દોષ તો અંતરમાં કામવૃત્તિ જાગ્રત્ છતાં સમાજનાં બંધન અને સમાજના ભયથી જ તેને અંકુશમાં રાખવાની ફરજ પડે છે. જ્યારે જિહ્વાને નિરંકુશ રાખતાં સમાજ તેમાં દોષ જોતો નથી." તેઓશ્રીની એક પંક્તિ છે:

" જબ લગ રસના જિતી નહિં, નાહિ જિતેંદ્રિય જાનીયે "

તેઓશ્રીના વિચારનો જ પડઘો The Initiate in the New World માં અર્વાચીન માનસશાસ્ત્રની વિચારસરણીને અનુસાર વ્યક્ત થાય છે.

The Criterion of Virtue is not how people behave when they are bound, be it the walls of a convent or the subtler walls of public opinion or social conventions, but how they behave when they are free.

સદ્‌ગુણની કસોટી બંધનકાલે થતી નથી—પછી તે મઠ કે વિહારની દિવાલોનાં સ્થૂલ બંધન હોય કે સમાજના ભયનાં અથવા રૂઢિનાં સૂક્ષ્મબંધન હોય. જ્યારે મનુષ્ય સ્વતંત્ર સ્થિતિમાં હોય ત્યારે તે કેવું વર્તન રાખે છે તેના ધોરણથી જ તેની સાચી કસોટી કે પરીક્ષા થાય છે.

આ પ્રકારની બાપજીશ્રીની રસભરી ચર્ચામાંથી શ્રીમન્ માસ્તર સાહેબ, શ્રી નગીનભાઇ મહેતા વગેરે બે ત્રણ સાધકોના હૃદયમાં આવું કંઇક કરવા ઉત્સાહ પ્રકટ્યો અને બાપજીશ્રીપ્રતિ વિનીત ભાવે જણાવ્યું: "આપણે પણ બાપજી ! એવું કંઇક થાય તો સારૂં ! કંઇક અવનવો અનુભવ જરૂર મળે."

" હા, પણ આ વિષયમાં તો મારા કરતાં તમારે પ્રધાનપણે કર્તવ્યનો નિર્ણય કરવાનો છે." બાપજીશ્રીએ કર્ત્તવ્યસૂચન કર્યું !

'તો બાપજી ! આપણે કોઇ ગામ નીકળી જઇએ અને ત્યાં આ પ્રયોગ અજમાવી જોઇએ !' શ્રીમન્ માસ્તર સાહેબે વધારે સ્પષ્ટતા કરી.

" એવા એકાંત સ્થાનમાં જવું જ્યાં આપણને કોઇ જાણીતું મળવાનો સંભવ જ ન હોય. કારણ જાણીતો તમને ઓળખી મોંમાગી જ ભિક્ષા કદાચ આપે." બાપજીશ્રીએ કસોટીના માર્ગનું ભાન કરાવતાં સૂચવ્યું !

રાયજીભાઇ આ વાર્તા સાંભળતા હતા તેમને પણ મોંમાં પાણી આવ્યું અને ક્ષણભર એમ થયું કે બહારગામ જવાનું થશે તો બાપજીસાથે કંઇક મિષ્ટાન્નપાણીનો યોગ જરૂર આવશે, તેથી તેમણે પણ સંઘાથે જોડાવાનો નિશ્ચય દર્શાવ્યો.

આ પ્રકારે સર્વની સંમતિથી ડભોઇ અને ચાંદોદની વચમાં 'તેનતલાવ'ના સ્થાનમાં જવાનો નિશ્ચય થયો. ત્યાં પરિચિત મનુષ્યો મળવાનો

કંઈ જ સંભવ નહોતો. વળી ગામડું પણ સામાન્ય. નિશ્ચય થવાથી રજાની અનુકૂળતા મળતાં, દશબાર સાધકોસાથે પોતે ત્યાં પધાર્યા. પોતે તો ગામના છેડે દૂર એક એકાંત સ્થાનમાં, એક વૃક્ષતળે આનંદમગ્ન બેઠા. સાધકોએ છુટા છુટા જઈ ભિક્ષા યાચવા નિર્ણય કર્યો. સર્વ ગામમાં ગયા. ભિક્ષામાં કોઈને કશું જ ન મળ્યું! નિરાશ થઈ પાછા ફર્યા ત્યારે બાપજીશ્રીએ પૂછ્યું, ભિક્ષાયાચના કેવી રીતે કરી? સર્વએ પોતપોતાની મતિપ્રમાણે કહી બતાવ્યું. પછીથી ભિક્ષા યાચનારે શું બોલવું, કેવી રીતે બોલવું એ વાત પોતાશ્રીને પૂછતાં પોતે સૂચવ્યું:

"તુઝે વિશ્વંભરકા ભરોસા નાહિ! ધિક્ મન્! ધિક્ મન! ધિક્ *મન!" શાંત ભાવે આટલું બોલતાં ટેલ નાંખી ચાલતા જવું અને જે કોઈ સ્વેચ્છાથી બોલાવી જે કંઈ આપે તે લેવું!"

સામાન્ય સાધુજેવા વેષમાં આ વાક્ય બોલતા ટેલ નાંખીને સઉ કોઈ આવ્યા અને બધા ખાલી ઝોળી લઈને પાછા આવ્યા. શ્રીમન્ મારતર સાહેબની ઝોળીમાં શેર દોઢશેર અન્ન આવ્યું!

મધ્યાહ્નોત્તર સમય થઇ ગયો હતો. રાયજીભાઈની જીભ તો લપકારા મારી રહી હતી, પરંતુ અન્નપાણીનાં સાંસાં હતાં! બાપજીશ્રીપ્રતિ વારંવાર નિરાશ દૃષ્ટિથી જોઈ કહેતા: "બાપજી! આ તો કપરી કસોટી! ચાર વાગવા આવ્યા! પાણીનું'યે પૂરું ઠેકાણું નથી! હવે તો કાંક દયા થાય તો ઠીક."

બાપજીશ્રીને વૃદ્ધપ્રતિ દયા આવી. આશ્ચર્યકારક ઘટના બની. કોઈ અર્ધપરિચિત ગૃહસ્થ અણુધાર્યા જ ત્યાં થઇને નીકળ્યા! બાપજીશ્રીની ભવ્ય મૂર્તિ જોઈ પ્રણિપાત કરતાં બોલ્યા:

"આપ સઉ! આ જંગલમાં! અહીં તો કાંઈ ખાવાપીવાનો બંદોબસ્ત પણ ક્યાંથી બન્યો હશે!"

આટલું કહી એ ગૃહસ્થે ગામમાં જઈ બધી વ્યવસ્થા કરાવવાની ઇચ્છા દર્શાવી અને સર્વને ગામમાં લઈ જઈ ઉત્તમ પ્રકારની ભોજન વગેરેની વ્યવસ્થા કરાવી.

---

* યોગિની કુમારીના દ્વિતીય વિભાગમાં શ્રીમન્ મારતર સાહેબે આ જ વાક્ય શ્રી રમતારામને મુખેથી બોલાવ્યું છે.

**રાયજીભાઈની** કસોટીના પરિણામે **આપજીશ્રીની** અદ્દ્ભુત કલાથી આખરે **રાયજીભાઈ** મિષ્ટાન્નપાણીથી તૃપ્ત થયા અને, બલિહારી! બલિહારી! કરતાં રાયજી ડોસા પ્રસન્નતાના ઉદ્દ્ગાર કાઢવા લાગ્યા!

ટેલમાટે પોતે સૂચન કરેલું વાક્ય કેટલું અર્થપૂર્ણ અને મર્મભર્યું છે, તે બુદ્ધિમાનની દૃષ્ટિએ આવ્યા વિના રહેશે નહિ. જે **પરમાત્મા** નિત્ય નિત્ય સમગ્ર વિશ્વની અનંત પ્રાણીસૃષ્ટિને 'કીડીને કણ અને હાથીને મણ'ના માપથી પોષે છે તે નિત્ય ઉઘાડી નજરે જોતાં છતાં, **એ વિશ્વંભરમાં** શ્રદ્ધા ન રાખતાં, મનુષ્ય અન્નાદિની ચિંતામાં શેકાયા કરે છે! એ મનુષ્યના મનના પ્રતિ કેવો ઉપાલંભ! શ્રી **રામદાસ** સ્વામીએ પણ **શ્રીમંત શિવાજી** મહારાજને પથ્થરમાં રહેલા દેડકાની આસપાસ પાણી ભરેલું બતાવી **વિશ્વંભર** સર્વ સ્થાનમાં રહેલાં પ્રાણિઓમાટે જીવનનિર્વાહની કેવી અદ્દ્ભુત વ્યવસ્થા કરે છે એ દર્શાવ્યું હતું. **ક્રાઈસ્ટે** પણ ઈશ્વરઉપર આવી જ અશ્રદ્ધા રાખનારને સંભળાવ્યું છે:

"Behold the fowls of the air: for they sow not, neither do they reap, nor gather into barns. Yet your heavenly father feedeth them: Are you not much better then they?

પશુપંખીતરફ દૃષ્ટિ કરો. પંખી કરે ન ખેત; કે નથી ભરતા ધાન્યના ભંડાર! છતાં એ **પરમપિતા** તેમનું નિત્ય પૂરૂં કરે છે! તમે તેનાથી ઉત્કૃષ્ટ નથી? પછી ચિંતા શી?

*

**गुरवो बहवः सन्ति शिष्यवित्तापहारकाः।**
**दुर्लभः स गुरुर्लोके शिष्यचित्तापहारकः॥** *

ગુરુની યોગ્યતાનું માપ કાઢનાર આ એક સુંદર ઉક્તિ છે. **આપજીશ્રીની** નિઃસ્પૃહતા, અયાચક વ્રત, બધું સારી રીતે સ્પષ્ટ આપણે જોયું છે. પરંતુ આ એક તેઓશ્રીની અપૂર્વ મહત્તાનો સુંદર પ્રસંગ છે.

**વીરમગામમાં** એક સાધકની ઇચ્છાને સંતોષવા પોતે તેને ત્યાં પધાર્યા. સાધકની આર્થિક સ્થિતિ વિશેષપણે દુર્બળ હતી. **આપજીશ્રીના**

---

* શિષ્યનાં ધન હરનાર ગુરૂઓ તો ઘણા હોય છે: શિષ્યનાં મન હરનાર ગુરૂ આ લોકમાં દુર્લભ હોય છે.

પધારવાથી અત્યંત આનંદોત્સાહથી તેઓશ્રીનું પૂજનઅર્ચન કરી તેણે ચરણમાં રૂપિયા **પાંચ** ભેટ ધર્યાં! પોતે તેની આર્થિક સ્થિતિ જાણતા હતા. તેને ત્યાં ન જવાથી સાધકને એમ લાગે કે તે ગરીબ હોવાથી પોતે ન પધાર્યાં! એ અસંતોષ ન થાય તેથી જ પોતે પધાર્યા હતા. ભેટ ધરી એટલે તરત જ પોતે તે રૂપિયા લઈ આગ્રહથી તેને પાછા આપ્યા, અને કહ્યું : **"તમારો ક્રોધ દક્ષિણામાં આપો!"**

સાધક વિશેષ ક્રોધી હતા પરંતુ ત્યારથી શાંત થઈ ગયા!

*

હવે એક પ્રસંગ. પોતાનો સાધકોપ્રતિ કેટલો પ્રેમ હતો, સાધક-ચિત્તમાં ઉચ્ચ નિશ્ચયો કેવી રીતે સુદૃઢ કરતા, સર્વનાં સુખદુઃખમાં સમભાગી થતા, એ બધું આપણે પૂર્વ પ્રસંગોમાં જોયું છે. આ પ્રસંગમાં સાધકની ભક્તિ, સેવાભાવ, કેવાં અપૂર્વ હતાં, તેમ જ સાધકોનો પરસ્પરમાં કેવો સદ્ભાવ, પ્રેમભાવ અને એકબીજાનું સન્માન હતું, તેનો સારી રીતે પરિચય થાય છે. વસ્તુતઃ તેઓશ્રીપ્રતિ ઇશ્વિરસદૃશ ભાવ હોવાથી સર્વનો મહદ્ ભક્તિભાવ તેઓશ્રીપ્રતિ સ્વાભાવિક હોઈ શકે, એમ બુદ્ધિમાન્ મનુષ્યો તો સરળતાથી સમજી શકે છે. પરંતુ પ્રસંગ બહુ સુંદર છે.

બાપજીશ્રીના ઐહિક વૈભવમાં પણ ન્યૂનતા ન રહે એમાટે પોતે તો વિચારે જ નહિ, પરંતુ સાધકો તેમાટે અત્યંત કાળજી રાખતા. અને પૂર્વે જણાવ્યું છે તેમ છત્ર, ચામર, મ્યાનો વગેરે બાહ્ય વિભવો જેમ અર્પણ કરવામાં આવ્યા હતા, તે પ્રમાણે એક ઘોડો અને એક સુંદર ગાય પણ આશ્રમને અર્પણ કરવામાં આવી હતી. ઘોડો ઘણું કરીને શ્રી નગીનભાઈ સંઘવીતરફથી અર્પણ કરવામાં આવ્યો હતો, અને સાથે સાથે એક ચાંદીનો ઘોડો પણ તેના નમુનારૂપે અર્પવામાં આવ્યો હતો.

ગાયની સેવા સર્વ સાધકો કરતા. એક પ્રસંગે લીલું ઘાસ ચરવા ટેવાયેલી ગાયને માટે ઘાસનો ભારો આવ્યો નહિ. સાંજસુધી ઘાસ ન આવેલું જોઈને સાધકોને ચિંતા થઈ કે ગાય ભુખી રહેશે. આથી શ્રી ઈશ્વરભાઈ તથા શ્રી ચુનીભાઈ કાકુભાઈ પટેલ બંને ઘાસનો ભારો લેવા નીકળ્યા. તે સમયે શહેરની બહાર 'પાણી દરવાજે' કે 'ગેંડી દરવાજે' ઘાસમાટે જવું પડયું. આખરે ઘાસ તો મળ્યું, પરંતુ ભારાવાળી બાઈએ સંધ્યાકાળ થઈ ગયેલો હોવાથી, ત્રણ માઈલ દૂર ભારો મૂકી જવાની ના પાડી.

બંને બંધુઓએ તત્કાળ વિચાર્યું, કંઈ નહિ, ભારો આપણે ઉપાડી જઈશું! પૈસા ચુકવ્યા. ભારો શ્રી ઈશ્વરભાઈએ ઉપાડવા માંડ્યો, પરંતુ શ્રી ચુનીભાઈ પટેલ તેમને ઉપાડવા કેમ દે? તેમણે શ્રી ઈશ્વરભાઈને કહ્યું:

"આપ વયોવૃદ્ધ! જ્ઞાનવૃદ્ધ! તપોવૃદ્ધ! હું હાજર છું અને આપ ભારો ઉપાડો એ મોટો અવિનય થાય!"

"પણ તમે ચુનીભાઇ! ગ્રેજ્યુએટ! હાઈસ્કુલમાં શિક્ષક! તમારૂં ખડતલ શરીર નહિ! અને હું ગામડાનો રહીશ! મને અહિં કોઈ ઓળખે નહિ! હું ભારો ઉપાડીને જતો હોઉં તો પણ શું! તમને ઘણા ઓળખે! વિદ્યાર્થીઓ જતા આવતા હોય! તે જુએ તો હાસ્ય કરે!"

પરંતુ શ્રી ચુનીભાઈ એકના બે થયા નહિ. દોઢ બે મણ વજનનો ભારો માથે ઉપાડી આશ્રમસુધી લાવ્યા! મિથ્યા લોકલજ્જાનો અપૂર્વ ત્યાગ! મહાન્ સેવાભાવ! ગુરુજનોપ્રતિ અપૂર્વ પ્રેમ અને પૂજ્યભાવ! આવા આવા મહાન્ ભાવોનું જ આમાં દર્શન થાય કે બીજું?

આવા આવા શિષ્યોસંગેના અપૂર્વ રસભર બોધક પ્રસંગો એમના જીવનમાં તો અનેક હતા. સદ્‌ગુરુનું સદ્‌ગુરુત્વ શિષ્યોની સુગંધી પુષ્પમાળાઓ સ્વીકારવામાં કે ભેટદક્ષિણા અને સેવાઓ સ્વીકારવામાં નથી, પરંતુ શિષ્યજીવનની કલાને ક્રમેક્રમે ઊર્ધ્વગતિ આપવાના અને તેમનાં દુઃખ–ક્લેશાદિ નિવૃત્ત કરવાના અનેકવિધ પ્રયત્નમાં જ છે, એ ચાર ભજનિયાં ગાઈ, અથવા વાંચેલાં સાંભળેલાં ચાર બોધવચન સંભળાવી, ગુરુપદ ધારણ કરનાર ગુરુદેવો (!) આ ઉપરથી બોધ લેશે, તો સ્વપર હિતનો માર્ગ તેમને સુસ્પષ્ટ થશે એ નિર્વિવાદ છે.

એક પ્રસંગે બાપજીશ્રીએ હસતાં હસતાં શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાનને કહેલું: "ભાઈ! આ ગુરુનો ધંધો તો પારકાની કાળજી રાખવાનો, લાકડાની ભારી વેચનારનાથી પણ બુરો છે!"

અને એ વાત્સલ્યમૂર્તિ સદ્‌ગુરુશ્રીની અપૂર્વ પ્રતાપી વ્યક્તિને, તેઓશ્રીની વિલક્ષણ યોગકલાને, અદ્‌ભુત જ્ઞાનસામર્થ્યાદિપ્રદાતૃત્વશક્તિને અવલોકી, તે સ્મૃતિ જાગૃત કરતાં શ્રી ઉપેન્દ્ર ભગવાને ગાયું છે:

સાંભરે એવા ગુરુ,

જેનાં નયનમાં અમૃત તરે,
જેનાં વચનથી અમૃત ઝરે,
વદનસ્મિતનું સહજ દર્શન, શિષ્ય–સંતાપો હરે, સાંભરે૦

જેની શાંતિ શીતલતા દે, અન્યમાં શાંતિ ભરી,
ઉરતણા ઉદ્વેગ જેણે, લીધા નિજ બળથી હરી; સાંભરે૦

કશા આડંબરવિના જે મર્મને દર્શાવતા,
કંઈ ન કરતા તેઉપર પણ, જે કૃપા વર્ષાવતા; સાંભરે૦

ખિન્ન બની જ્યાં ગયેલા, તે હસતાં પાછા આવતા,
ઢીલા થઈ જ્યાં આવનારા, ધીર બની પાછા જતા; સાંભરે૦

કશાની ઇચ્છા ન જેને, સ્પૃહા ન તો કશાનીએ,
જે સદાય પ્રસન્ન જ્યાં ના, શોકભય પા આનીએ; સાંભરે૦

ઉચ્ચપદપ્રતિ શિષ્ય-જનને, અનાયાસે લાવતા,
હરનિમિત્તે સ્વજનને, સપ્રેમ લાડ લડાવતા; સાંભરે૦

મ્હોં વિલાવું જોઈ તત્ક્ષણ, શું થયું એમ પૂછતા,
જુએ હૈયું ભરાવું તો, હૃદયથી આલિંગતા; સાંભરે૦

મૃદુલ હસવું, મૃદુલ કસવું, મૃદુલ રસભર્યું બોલવું,
મૃદુલ દોષ ઉપેક્ષવું જેનું મન્દ મધુરું ડોલવું; સાંભરે૦

હસાવે કદી, ખિલાવે કદી, બાલવત્ ચેષ્ટા કરે,
ભૂલીએ કદી અમે પણ, અમને નિમિત્તો લઈ સ્મરે; સાંભરે૦

* * *

# પ્રકરણ ૧૭

## કેટલાક મહત્ત્વપૂર્ણ પ્રસંગો

**ब्रह्मांडं मण्डलीमात्रं किं लोभाय मनस्विनः ।**
**शफरोत्स्फुरितेनाब्धिः क्षुब्धो न खलु जायते ॥**

જે તત્ત્વજ્ઞ મહાપુરુષોની દૃષ્ટિમાં સમગ્ર બ્રહ્માંડ પણ એક બિંદુમાત્ર દેખાય છે, તેમના હૃદયને બ્રહ્માંડાંતર્ગત કયી વસ્તુ લોભાવે ? કયી વસ્તુ મોહાસક્ત કરે ? કયી વસ્તુ ક્ષોભ પમાડે ? મત્સ્યના હલનચલનથી મહાન્ સમુદ્ર ક્ષોભ પામે છે ?

આવી અદ્ભુત દૃષ્ટિસંપન્ન **શ્રીમન્નૃસિંહાચાર્યજીને** જગતની દૃષ્ટિએ મહાન્ ગણાતા કેટલાક પ્રસંગો મળ્યા છે, પરંતુ તેમની અસાધારણ જ્ઞાનમસ્ત, વિરાગશીલ, નિઃસ્પૃહ અને અતિ સ્વાતંત્ર્યપ્રિય વૃત્તિને લેશ પણ સ્વનિશ્ચયથી ચલિત કરી શકયા નથી. આવા પ્રસંગોવિષે ઉલ્લેખ તેમના સ્વરૂપચિંતનમાં મહત્ત્વપૂર્ણ હોઈ, અત્રે, તે આલેખવાનો પ્રયત્ન આવશ્યક છે.

### કબીરપંથીની ગાદી

વડોદરામાં સુરસાગર તળાવઉપર કબીરપંથીની ગાદીની જગા છે. ત્યાં ગેબીદાસ નામના ૯૦ વર્ષના એક વૃદ્ધ સાધુ ગાદીપતિ હતા. **શ્રીમન્નૃસિંહાચાર્યજી** જ્યારે **નિ**જામપુરા (કૅમ્પ)માં રહેતા હતા, ત્યારે આ સાધુ પણ, તેઓશ્રીની કીર્તિ શ્રવણ કરી, પ્રસંગે તેઓશ્રીના સમાગમમાટે આવતા રહેતા. **શ્રીમન્નૃસિંહાચાર્યજી** પણ પ્રસંગોપાત્ત વડોદરા શહેરમાં જતા, ત્યારે તે સાધુની જગામાં જતા હતા. સાધુસંતોના અખાડામાં ફરવાની ટેવ તો તેઓશ્રી સુરત હતા ત્યારથી હતી. ગેબીદાસ તેઓશ્રીપ્રતિ બહુ પ્રીતિભાવ દર્શાવતા. પોતે પધારે ત્યારે તેઓશ્રીને ફળફળાદિ પ્રેમથી અર્પણ કરે. વળી તે સાધુના શિષ્યો જ્યારે પ્રસંગવશાત્ પ્રશ્નોવગેરે પૂછે અને પોતે ત્યાં હોય તો તેનાં સમાધાન પણ તેઓશ્રીપાસે જ અપાવે. સાધુ ગેબીદાસ આ સમાધાન બહુ એકાગ્ર ચિત્તે શ્રવણ કરતા, અને તેઓશ્રીની સમાધાન આપવાની અપૂર્વ શક્તિ જોઈ ચકિત થતા; અને તેઓશ્રીની ભવ્યતા વગેરે જોઈ મનમાં વિચાર્યું કે મારી ગાદીએ જો આમને સ્થાપતો જાઉં તો આ ગાદીનો પ્રભાવ બહુ વધી જાય, અને ગાદી બહુ ઉત્તમ પ્રકારે ચાલે. આવા આંતરિક હેતુને પ્રકટ કર્યાવિના, તે વારંવાર **શ્રીમન્નૃસિંહાચાર્ય-**

જીને બોલાવવા લાગ્યા. પછી એક પ્રસંગે પોતાના સર્વ શિષ્યોને એકઠા કર્યાં અને મોટો ઉત્સવ કરી પોતાને આમંત્રણ કર્યું. પોતાની સંમતિ લીધાવિના, બીજી કંઈ વાતચિત પણ કર્યાવિના, તેઓશ્રીને પોતાની ગાદી-ઉપર બેસાડી, ગાદીઉપર સ્થાપવાનો પંથને અનુસાર વિધિ કર્યો. પોતે તો સાક્ષીભાવે આ સઘળું જોયા કર્યું! ક્રિયાની સમાપ્તિ થતાં પોતે પૂછ્યું:

"આ ગાદીની સર્વ જગા, ધનાદિ પદાર્થો, સર્વ કંઈ, આજથી હવે મારે મારાં સામજવાં ને?"

'અવશ્ય', સાધુએ કહ્યું. 'વળી આ ગાદી આજથી હવે આપે જ ચલાવ્યા કરવી.'

'જ્યારે આ સર્વ મારૂં જ છે તો પછી તે સર્વનો યથેચ્છ ઉપયોગ કરવાને હું સ્વતંત્ર છું, એમ જ ને'?

'એમાં હવે શંકા શી?'

'ઠીક, ત્યારે સુપાત્ર બ્રાહ્મણોને બોલાવવામાટે કોઈ મનુષ્યને મોકલો.' શ્રીમન્નૃસિંહાચાર્યજીએ જણાવ્યું.

'કેમ'? સાધુએ પૂછ્યું.

'આ સર્વ તેમને દાનમાં આપવાની મારી ઇચ્છા છે.'

આ શબ્દો સાંભળતાં જ સાધુ ગેબીદાસનો પિત્તો ઉછળી આવ્યો અને કંઈક અઘટિત વચનો સંભળાવવા ઇચ્છા કરતા હતા, ત્યાં તો પોતે ઉઠી ચાલવા માંડયું, અને સ્વસ્થાને આવી આનંદપૂર્વક વ્યતીત વાર્તા કહી સંભળાવી.

(આ પ્રસંગ શ્રીમન માસ્તર સાહેબે શ્રી તનસુખરામભાઈને લખેલા પત્રમાંથી મળેલો છે.)

## થીઓસોફીકલ સોસાયટીના પ્રમુખ

હવે આપણે છોટા પરમહંસ ઉર્ફે ચુંગીબાવાની વાતો દશમા પ્રકરણના અંતે વિચારવાની બાકી રાખી છે, તેમના તરફ દૃષ્ટિ કરીએ.

ચુંગીબાવાને શ્રીમન્નૃસિંહાચાર્યજીની વેદાંત અને યોગવિષયક અનેક વાતો સાંભળતાં સમજાઈ ગયું હતું કે શાસ્ત્રગ્રંથોમાં પણ જે કોઈ કોઈ ગહન વાતો, પ્રક્રિયાઓ કે ક્રિયાઓ પ્રકટ નથી, તેવી અપૂર્વ રહસ્ય-ભરી વસ્તુઓ તેમને જ્ઞાત છે અને તે સર્વ બહુ સુંદર સ્વરૂપમાં તેઓશ્રી સ્પષ્ટ કરે છે; અને ત્યારથી તેમના સમાગમમાં આવનાર સર્વને તેઓશ્રીના

અપૂર્વજ્ઞાનસામર્થ્યનો નિર્દેશ કરતા એટલું જ નહિ, પરંતુ તેઓશ્રીના સમાગમમાં આવવા આગ્રહભર્યું સૂચન કર્યાવિના પણ રહેતા નહિ.

ચુંગીબાવા એક સંન્યાસી; વળી કંઈક યોગ જાણનાર, તેથી જે અનેક મનુષ્યો તેમના સમાગમમાં આવેલા, તેમાં કેટલાક 'થીયોસોફીકલ સોસાયટી'ના સભ્યો પણ હતા. 'થીઓસોફીસ્ટો'ને યોગવિષયક જિજ્ઞાસા વિશેષ હોય છે એ સર્વવિદિત છે. આવા જિજ્ઞાસુઓના વિશેષ પરિચયને લીધે 'સોસાયટી'ના પ્રમુખ કર્નલ ઑલકોટ તથા મૅડમ બ્લૅવેટ્સ્કી પણ તેમના પરિચયમાં આવ્યાં હતાં. આ પ્રકારે તે સોસાયટીના અગ્રગણ્ય સભ્યોમાં પણ ચુંગી બાવા સંમાન પામતા. આથી કરીને વડોદરે જ્યારે જ્યારે ચુંગી બાવા આવતા, ત્યારે શ્રીયુત ગાડગીલ સાહેબનો પરિચય થવાથી તેમને ત્યાં જ નિવાસ રાખતા. શ્રી ગાડગીલ સાહેબને શ્રીમન્નૃસિંહાચાર્યજીના પરિચયમાં આ રીતે તેમના દ્વારા જ આવવાનો યોગ થયો.

ચુંગી બાવાની આકૃતિ પણ એમના નામકરણ સંસ્કારની જનક હશે એવું અનુમાન થઇ શકે. શરીરે કેવળ સુકલકડી. વાંસો વળી ગયેલો. અને ઉંચાઈ ભાગ્યે જ ત્રણ હાથ !

વાણીની ઝડપ એટલી કે સાંભળનાર ભાગ્યે જ તેમને પૂરેપૂરા સમજી શકે. વિચારની ગતિ પણ તેવી જ. ક્ષણે ક્ષણે વાતનો વિષય બદલાય. વાણીની ઝડપથી પણ વળી પગની ઝડપ વિશેષ. વાણી, મન, અને પગ, એ ત્રણમાંથી કોણ વધારે ઝડપથી ગતિ કરે છે તે કહેવું કોઈ કોઈ વખત તો મુશ્કેલ થઈ જાય !

માથું તો સંન્યાસી હોવાથી બોડું. ઉપર ભગવી કાનઢંકી ટોપી, શરીરે ભગવો અંચળો, ભગવું પંચીયું, એક હાથમાં દંડ, બીજા હાથમાં કમંડલુ, અને રૂપને વિશેષતા અર્પવા શીતળા દેવીએ અંકિત કરેલું મુખ! આવા ચુંગી બાવા એક દિવસે ચડપ ચડપ ચાલતા મંદિરે–શ્રીનૃસિંહાશ્રમે–આવી પહોંચ્યા. સદ્‌ગુરુશ્રીની સમક્ષ ઉભા રહી નમસ્કાર કરતાંની સાથે જ સામે બેઠા, અને બેસતાં બેસતાં જ વાણીનો પ્રવાહ ચાલ્યો :

" કેમ મહારાજજી ! સારી પેઠે છો ને ? " કંઈ પણ ઉત્તર મળે તેની વાટ જોયાવિના જ આગળ વિચારોની પરંપરા ચાલી !

" આજે તો ઘણે વખતે આપનાં દર્શનનો લાભ લઇ શકાયો ! ગાડગીલ સાહેબે મને બોલાવ્યો હતો એટલે આવ્યો છું ! મનમાં ઇચ્છા

થઇ કે આપ હો તો દર્શનનો લાભ લેવો ! પૂછતાં સમજાયું કે આપની સ્થિતિ વડોદરામાં જ છે ! એટલે પછી આજે જ નીકળી આવ્યો." ક્ષણેક અટકયા ન અટકયા અને વળી કંઈક આત્મશ્લાઘાના ભાવસાથે ચલાવ્યું: "ગાડગીલ સાહેબ તો ઘડીવાર મને છોડતા નથી. આજે તો અત્યારે કોર્ટમાં ગયેલા હોવાથી હું નીકળી આવ્યો છું. એમને યોગ શીખવાની ઇચ્છા થવાથી મને તાર કરીને બોલાવ્યો છે. મેં તો તેમને યોગમાટે આપને મળવાનું કહ્યું, પણ તેમનો આગ્રહ મારી જ પાસે શીખવાનો છે......."

"પેલો 'સૂટુટી'વાળો સાહેબ પણ મદ્રાસ લઈ જવા આગ્રહ કરે છે ! ('થીયોસોફિકલ સોસાયટી'ને 'સૂટુટી' અને કર્નલ ઓલકોટ તથા મે. બ્લૅ. નાં નામ ન આવડવાથી સૂટુટીવાળો સાહેબ અને મડમ શબ્દથી ઓળખાવતા) મદ્રાસમાં 'સૂટુટી'વાળા ઘણાને યોગની ક્રિયાઓ શિખવાની ઇચ્છા છે, એટલે એ મને વળગ્યા છે. મેં તો આપનું નામ આપી દીધું છે. કહ્યું છે કે એ તો મહાન્ યોગીશ્વર છે. આથી 'સૂટુટી'વાળો સાહેબ આપને મળવા આવવાનો છે. તેણે મને કહ્યું છે કે તેઓ આપણી 'સૂટુટી'ની લગામ હાથમાં લઈ લે અને તે ચલાવે તો ઘણું સારૂં. મેં તેમને કહ્યું છે કે હું મહારાજજીને કહીશ અને મારૂં માન તેઓશ્રી જરૂર રાખશે."

"મહારાજજી ! થોડા જ વખતમાં એ આપની પાસે આવશે. એમના તમામ ગ્રંથો આપને અર્પણ કરવા તૈયાર કરી રાખ્યા છે. આપના મંદિરમાં સારી મજબુત અભરાઈઓ તૈયાર કરાવી દો. કારણ આ ભીંતો બધી ચારે તરફ ભરાઈ જાય એટલાં બધાં પુસ્તકો તેમણે તૈયાર કરાવી રાખ્યાં છે ! પેલી 'સૂટુટી'વાળી મડમ પણ આપનાં દર્શનની બહુ ઇચ્છા કરી રહી છે. મને કહ્યું કે તમે અમારી સાથે આવીને અમારૂં નેતૃત્વ સ્વીકારવા અમારા તરફથી તેમને સમજાવશો તો અમારૂં કાર્ય થઈ જશે. મેં તો એમને કહી દીધું છે કે મને તમારી સાથે આવવાનો અવકાશ હશે તો હું આવીશ. વખતે હું સાથે હોઉં અને આપને બે અક્ષર કહું તો મારી શરમની ખાતર પણ આપની ઇચ્છા ન હોય તો પણ હા કહી દો, એમ પરાણે કબુલ કરવું પડે ! માટે હું આગળથી આપને સૂચના આપવાખાતર જ આવ્યો છું. આપની 'હા' થતાં જ પુસ્તકોની

પેટીઓની પેટીઓ આપને ત્યાં આવીને પડશે! આ મંદિર સરસ્વતીનો વાસ થવાથી ખૂબ દીપી નીકળશે!

શ્રીમન્નૃસિંહાચાર્યજીના ઉત્તરની કંઈક આશાથી ચુંગી બાવા મૌન રહ્યા એટલે તેઓશ્રીએ કહ્યું:

"એ નેતૃત્વ આપ જ સ્વીકારી લ્યો તો શી હરકત છે?"

"હું તો સંન્યાસી છું અને આમ તેમ ફરતો રહું છું એટલે મને તે ફાવે નહિ. બાકી હું તો જરા મરજી બતાવું તો મને તો છોડે જ નહિ! પરંતુ મને એમણે હજી એવો આગ્રહ કર્યો નથી! બાકી આપનું નામ દેતાં તો એ સાહેબ અને મડમ બંને આપને આગ્રહપૂર્વક ભલામણ કરવાનું કહેવા લાગ્યાં છે! અને પુસ્તકો પણ તૈયાર કરવા લાગ્યાં છે!"

બાપજીશ્રી:—"પરમહંસજી! આ પુસ્તકોના ઢગલાથી આપણે શું રીઝી જવું! આપણે તો પરમાત્માના વાસને ઇચ્છનારા! એ વળી સરસ્વતીના વાસથી રીઝી જઈએ ખરા કે? આપણે તો પરમાત્માના વાસની જ ઇચ્છા રાખવી અને એનાથી જ રીઝવું એ જ આપણને રુચે!

વળી તમે જણાવો છો તે સાહેબ અને મડમ મારી પાસે ગાડગીલ સાહેબની સાથે આવી ગયાં, અને પોતાનું નેતૃત્વ સ્વીકારવાનું પણ કહી ગયાં!"

'પછી આપે શું ઉત્તર આપ્યો!' આશ્ચર્ય પામતા પરમહંસજી બોલ્યા:

'હાલ તરત તો એવી કંઈ અનુકૂળતા નથી; વળી આગળઉપર ઈશ્વરેચ્છા તો વિચારી જોવાશે', એટલું જ જણાવ્યું છે.

"તે મંડળના ચાલક તો હિમાલયના કોઈ યોગી છે એમ સાંભળ્યું છે, છતાં તેઓ નેતૃત્વ સ્વીકારવા અહીં શાથી કહેતા હશે એ સમજાતું નથી! તેઓ એકાદ કલાક અહીં બેઠાં પરંતુ કલાકની વાતચિતના પ્રસંગમાં પણ તેમના કોઈ ગુરુ છે એ વાત તો સમજાઈ નહિ! આપ નેતા થાઓ તો મંડળને લાભ સારો થાય એવા ભાવનું જ વારંવાર બોલ્યા કરતાં હતાં."

છોટા પરમહંસ: "માટે જ હું આપને વિનવવા આવ્યો છું. તેઓ આવી ગયાં છે એમ મને કહ્યું નહિ. કદાચ તેઓ ફરીથી આવવા ધારતાં હોય! પરંતુ એકંદર મારું માનો તો એ કામ ઘણું જ સારું છે! અને

આપના જેવા સમર્થ પુરુષ તેના નેતા હોય, તો જે ઘણા મનુષ્યો એ 'સુદુટી 'માં જોડાયેલા છે તેમનું પણ કલ્યાણ આપ કરી શકો!"

બાપજીશ્રીએ હસતાં હસતાં ઉત્તર આપ્યો : "આપણે કંઈ દરેકનું કલ્યાણ કરવાનો ઇજારો થોડો રાખ્યો છે! ......

મળો તો તેમને કહેજો કે હાલ તો તેવી ખાસ અનુકૂળતા નથી. એવી પ્રવૃત્તિમાં પડવાની આગળઉપર ઇચ્છા થશે તો જોઈ લેવાશે."

પરમહંસજી કંઈક નિરાશ ભાવે ઉઠીને ચાલતા થયા!

આ પછી સાંજના શ્રીમન્ માસ્તર સાહેબને બાપજીશ્રીસાથે વાતો થયેલી તે પણ તેઓશ્રીની અપૂર્વ નિઃસ્પૃહ અને સ્વાતંત્ર્યપ્રિય વૃત્તિનો પ્રકાશ કરે છે!

શ્રીમન્ માસ્તર સાહેબ આ પૂર્વે કર્નલ ઑાલકોટનું ભાષણ સાંભળી આવ્યા હતા. તેમ જ 'થીયોસોફી'નું સાહિત્ય તો બાપજીશ્રીના સમાગમપૂર્વે જ વાંચેલું હતું, અને તે સમયથી જ કોઈ મહાત્માના સમાગમની તીવ્ર જિજ્ઞાસા તેમના હૃદયમાં જાગી હતી, એ આપણે પૂર્વે વિચાર્યું છે.

કર્નલ ઑાલકોટવગેરે બાપજીશ્રીને સવારમાં જ મળવા આવેલા અને શ્રીમન્ માસ્તર સાહેબને નોકરીઉપર જવાનું હોવાથી તેમના આવ્યા પછી દશેક મિનિટમાં જ શ્રીમન્ માસ્તર સાહેબ ચાલ્યા ગયેલા, એટલે સાંજે શ્રીમન્ માસ્તર સાહેબ મંદિરે આવતાં જ બાપજીશ્રીએ વાત કાઢી :

"માસ્તર! આજે તો તમારો ભાષણવાળો ક. ઑાલકોટ અને બ્લૅવેટ્સ્કી બંને આવી ગયાં! આશરે દોઢેક કલાક બેઠાં. તમે તો કહેતા હતા કે 'થીઓસોફી'વાળાને એક ટીબેટનો હિમાલયવાસી 'કુતુમી' નામનો યોગી મળેલો છે, અને તે આ બધા મંડળને ચલાવે છે. પરંતુ મારી સાથેની વાતચિતમાં તો એ લોકોએ એવું કશું જ જણાવ્યું નહિ! ઉલટાં તેઓ તો આપણને કહેતાં હતાં કે આ સોસાઇટીનું ગુરુપદ સ્વીકારો, અને તેના ચાલક અને નેતા થવાનું સ્વીકારો, તો અમને આપનાથી ઘણો જ લાભ થશે. અમે તો કોઈ આ સોસાયટીનું સંચાલન લઈ લે તેવા નેતાને શોધીએ જ છીએ. ઘણે સ્થળે અમે જઈ આવ્યા, પરંતુ જેટલું અમને આ સ્થળ યોગ્યતાવાળું જણાયું, તેટલું અન્ય એક પણ સ્થળ

અમને લાગ્યું નથી. આ વસ્તુનો સ્વીકાર કરવાથી અમારા ઉપર મહાન્ ઉપકાર થશે એવાં વિનયવચનો પણ કહ્યાં. વળી કહ્યું કે અમે તો સંસ્થાની સેવા અત્યારે કરીએ છીએ તે જ રીતે કરીશું. પરંતુ આપ અમારી સાથે હો તો અમને વધુ બળ મળે.

" આ વિના ગુરુસંબંધી વાત તો કંઈ જ ઉચ્ચારી નહિ. પરંતુ તેઓ ઉઠ્યા તે પછી આપણા ઉમાકાંત પંત તેમને મળ્યા અને તેમનાં સ્ત્રીનો રોગ મટાડવામાટે 'મેસ્મેરીઝમ'નો પ્રયોગ કરવા કહ્યું, ત્યારે કર્નલ ઑલકોટે જવાબ આપ્યો કે સ્ત્રીઓઉપર 'મેસ્મેરીઝમ'નો પ્રયોગ કરવા " મારા ગુરુ "એ મના કરી છે. બાકી રોગ ટાળવાને માટે તો જરૂર હું પ્રયોગ કરત, પરંતુ આ પ્રસંગમાં તો લાચાર છું. "

**શ્રી માસ્તર સાહેબ:** " ગુરુ મૂળ તો સીનેટને મળેલા. એમનું નામ એ. પી. સીનેટ. હિંદુસ્તાનમાં ક્રિશ્ચિઆનિટીનો પ્રચાર કરવા તે આવેલા, પરંતુ કોઈ સ્થળે વાદમાં તેમને યોગની અને આપણા તત્ત્વજ્ઞાનની મહત્તા સમજાઈ, ત્યારથી તેમણે હિમાલયમાં યોગીની તપાસ ચલાવેલી. તેમાં ટીબેટના 'કુતુમી' નામના યોગીનો તેમને મેળાપ થયેલો. તેણે વિલાયત જઈ કુતુમીના ઉપદેશપ્રમાણે યોગાભ્યાસ કરી ત્યાંથી જ 'થીઓસોફીકલ સોસાયટી'ની શરૂઆત કરી. પાશ્ચાત્ય પ્રચારપદ્ધતિને અનુસરી તેમણે અનેક સ્થળોએ તેમની શાખાઓ વિસ્તારી છે અને પોતાનો પંથ ચલાવે છે. " થોડીવાર વિરમી શ્રી માસ્તર સાહેબે પૂછ્યું :

'પરંતુ બાપજી ! આપે પછી તેમને શું ઉત્તર આપ્યો ?'

બાપજીશ્રીએ હસતાં હસતાં વિનોદભર્યું ઉત્તર આપ્યું : 'આપણે વળી સુખિયા જીવ એ ઉપાધિનાં પડી કયાં દુઃખ વ્હોરી લઇએ ! મેં તો તેમને કહ્યું કે હાલ તો કંઈ તેવી ખાસ અનુકૂળતા લાગતી નથી. ઈશ્વરેચ્છા તો આગળઉપર જોઈ લેવાશે !......

માસ્તર ! મને તો પેલા ઑલકોટમાં કંઈક સાત્ત્વિકતા જણાઈ; તેની વૃત્તિ સાત્ત્વિક અને શાંત લાગી. પરંતુ પેલાં બાઈનાં તો નેત્ર જોતાં જ એમ લાગ્યું કે આ બાઈએ કંઈક તામસી ઉપાસનાઓ કરેલી હોવી જોઈએ. "

**શ્રી માસ્તર સાહેબ :** "હા બાપજી ! બ્લેવેટ્સ્કીએ પ્રેતાવાહન વિદ્યાને અંગે ઘણી તામસ ઉપાસનાઓ કરી છે. ગઈ કાલે ગાડગીલ

સાહેબને ત્યાં તેના પ્રયોગ જોવાથી અને તેની વાતો સાંભળવાથી એમ સમજાયું."

(શ્રીમન્ માસ્તર સાહેબ કૉલેજ હૉલમાં કર્નલ ઑલકોટનું ભાષણ સાંભળી આવ્યા હતા, તેમ જ શ્રી ગાડગીલ સાહેબના આમંત્રણથી, મે. બ્લેવેટ્સ્કીના પ્રયોગ તેમના સ્થાનમાં જોઈ આવ્યા હતા. કર્નલ ઑલકોટે કૉલેજમાં કુતુમીના શિષ્યે સૂક્ષ્મ શરીરથી વિલાયતમાં જઈ મી. સીનેટને જે રંગીન છબી ચિતરી આપી હતી તે બતાવી હતી, તે તેમણે જોઈ હતી, અને મે. બ્લેવેટ્સ્કીએ જે પ્રયોગ કર્યા હતા તે પણ જોયા હતા. મે. બ્લેવેટ્સ્કીએ Astral Bell આકાશી ઘંટ વગાડવાનો એક પ્રયોગ કરેલો, તેમ જ એક ઉપર એક એમ સાત હાથ મૂકાવી ઉપરના હાથને ટકોરો મારતાં બધા જ હાથને તે ટકોરો વાગતો, એવી કેટલીક વાતો લેખકે તેઓશ્રીપાસેથી પ્રસંગવશાત્ સાંભળેલી).

બાપજીશ્રીઆગળ શ્રીમન્ માસ્તર સાહેબે એ હકીકત જણાવી, એટલે બાપજીશ્રીએ કહ્યું : "મને તો તેનાં નેત્રો જોતાં તરત જ એ જણાયું. એ બાઈએ ઉપનિષદોનો પણ કંઈક અભ્યાસ કર્યો હોય એમ તેના બોલવાઉપરથી સમજાતું હતું. ઉપનિષદ્જેવા સાત્ત્વિક ગ્રંથોના અધ્યયનપછી એવી તામસ ઉપાસનાઓમાં વૃત્તિ કેમ વળી હશે ?"

શ્રી મા. સા૦ :—બાપજી ! મૂળ એ બાઈ રશિયન છે. રશિયામાં ભૂતપ્રેતની માન્યતા વિશેષ છે અને ત્યાંથી એ વિદ્યાનો તેને નાદ લાગેલો, પરંતુ ધર્મના સાચા સ્વરૂપની જિજ્ઞાસા તેના હૃદયમાં હતી અને તેમાં સીનેટનો સંબંધ થવાથી, તે પછીથી જ ઉપનિષદોનો અભ્યાસ કર્યો છે. યુરોપમાં ભૂતપ્રેતને જૂઠાં માનનારાને સત્ય વસ્તુ સમજાવવા તેણે એ ઉપાસનાઓદ્વારા ચમત્કાર કરી એ સત્ય સમજાવવા પ્રયત્ન કર્યો છે. તેમાં લંડનમાં એણે કામ કરવા માંડયું ત્યાંથી સીનેટનો સંબંધ બંધાયો. સીનેટે તેને સમજાવ્યું કે આજસુધીનો તેનો પરિશ્રમ તામસ ફલને આપનાર છે અને એથી તેનું વાસ્તવ કલ્યાણ નથી. ખરૂં રહસ્ય ઉપનિષદો અને તેમાં વર્ણવેલી યોગવિદ્યામાં છે, અને તે વાસ્તવ કલ્યાણકારક છે. આ પછી તેઓ યોગ અને યોગીઓને માટે વિશેષ જિજ્ઞાસુ થયાં છે. તેમના પ્રયાસથી અંગ્રેજી ભણેલાઓ, જે અંગ્રેજો ખરૂં માનતા હોય તેને જ ખરૂં માનનારાઓ પણ, હવે આપણી યોગવિદ્યા અને ઉપનિષદોમાં રસ લેતા થયા છે."

**બાપજીશ્રી :** "આપણા લોકોનું એ પણ દુર્ભાગ્ય જ કહેવું જોઇએ. પોતાનું જ પોતે ન જાણવું અથવા તેને ખોટું માનવું, અને આ 'ટોપીવાળા' કે તેમના અનુયાયીઓ કહે તે ખરૂં માનવું કે સ્વીકારવું, એથી બીજું દુર્ભાગ્ય કયું કહી શકાય! આટલા બધા દીર્ઘકાળથી જે સત્ય અને સર્વશ્રેષ્ઠ વિદ્યાઓ મનાઈ છે તેને જ ખોટી કહીએ, તેમાં અશ્રદ્ધા ધરીએ, એથી કયું મોટું દુર્ભાગ્ય!"

"ઠીક! પરંતુ એ લોકોને યોગશાસ્ત્ર અને ઉપનિષદોમાં ભક્તિ પ્રકટી છે. તેઓ યોગની કોઈ સામાન્ય ક્રિયા પણ કરતાં હશે અને હવે વધુ જાણવા માટે ફાંફાં મારે છે ખરા!"

**શ્રી માસ્તર સાહેબ :** "બાપજી! એ લોકો જ્યારે આટલી બધી નમ્રતા અને આગ્રહથી આપને પોતાના નેતા અને ગુરુ બનાવવા ધારે છે, તો પછી તે સ્વીકારવામાં શો વાંધો? એથી કરીને તો આપણું મંડળ પણ વધારે પ્રકાશમાં આવે!"

"માસ્તર! **આપણું મંડળ અન્યની સહાય અને તેના યોગથી પ્રકાશમાં આવે તે સારૂં કે પોતે પોતાના પ્રયત્નવડે સ્વપ્રકાશ બને તે સારૂં?"**

શ્રી માસ્તર સાહેબ આ ઉત્તર સાંભળી શાંત બની ગયા! વર્ગ માટે બાપજીશ્રીની કેટલી ઉદાત્ત ભાવના!

વળી આગળ બાપજીશ્રીએ જણાવ્યું : "અત્યારે તમને આ નેતૃત્વ હું સ્વીકારૂં એ ગમતું હશે, પરંતુ આજે આપણે જે શાંત, સ્થિર ગતિથી, પ્રયત્નમાં આગળ વધીએ છીએ, તેમાં એ પ્રવૃત્તિ કેટલી વિક્ષેપજનક થઈ પડે, એ વિચારી જોજો! એ તો આવ પથરા પગઉપર, એવું જ થાય! આવી પ્રવૃત્તિ કરીને જગતમાં પ્રસિદ્ધિ મેળવીને આપણું વાસ્તવ કલ્યાણ કેટલું થવાનું? એટલે જ એવો ઉત્તર આપવા વિચાર્યું છે! છતાં આગળ ઉપર સંયોગો ઈશ્વરેચ્છાથી બદલાશે તો જોઈ લેવાશે! પરંતુ માસ્તર! મને તો લાગે છે કે આવું ટાંડું વધારવાથી લાભ પણ શો છે? એમ પણ જણાય છે કે આવું ટાંડું વધારવાથી કોઈક વખત માનભંગ થવાનો પ્રસંગ પણ આવી પડે, કેમ ખરૂં ને?"

"જી હા બાપજી!" શ્રી માસ્તર સાહેબે નિત્ય અનુકૂળ રહેવા ટેવાયેલી વૃત્તિથી ઉત્તર આપ્યું.

આવા અનેક નિઃસ્પૃહતાજનક ઉદ્‌ગારોથી શ્રી માસ્તર સાહેબને પ્રસંગનું અંતરમાં વાસ્તવ સ્વરૂપ સમજાયું, અને છેવટે કબુલ કર્યું કે **"આપે આપેલો ઉત્તર બહુ જ યોગ્ય અને સર્વોત્તમ છે."**

કર્નલ ઓલકોટ બાપજીશ્રીની ભવ્ય અને પ્રતાપી મુખમુદ્રાથી એટલા બધા આકર્ષાયા હતા કે બાપજીશ્રીના સમાગમમાંથી ઉઠીને જતાં તે બોલ્યા :

"I have never seen such a charming face."

*

## શ્રીમંત સયાજીરાવ મહારાજનું આમંત્રણ

શ્રીમંત મહારાજા સયાજીરાવ (ત્રીજા) વડોદરામાં રાજ્યગાદી-ઉપર હતા. યુવાવસ્થાથી જ અત્યંત વિચક્ષણ અને પ્રત્યેક વિષયમાં બહુ ઉંડી જિજ્ઞાસુવૃત્તિ અને સંશોધક સ્વભાવના હોવાથી, **શ્રીમન્નૃસિંહાચાર્ય-જીના** સંબંધમાં શ્રી ગાડગીલ સાહેબદ્વારા જાણવામાં આવતાં, તેઓશ્રીએ **શ્રીમન્નૃસિંહાચાર્યજીના** સમાગમને સેવવાની ઇચ્છા દર્શાવી હતી. એ પ્રસંગમાં શું શું કેવી રીતે બન્યું છે તે અવલોકીએ.

શ્રીમન્ માસ્તર સાહેબ નિત્ય સ્કુલની નોકરીઉપરથી આવ્યા પછી સાંજના ૭ વાગતામાં મંદિરે આવતા. નિત્ય સદ્‌ગુરુશ્રી આશ્રમમાં જ હોય, કારણ, પોતે એકલા અન્ય કોઇ સ્થળે જતા જ નહિ. પરંતુ આજે મંદિરે આવતાં સદ્‌ગુરુશ્રી હતા નહિ, અને તેથી આશ્રમમાં અખંડ નિવસતા શ્રી ત્રિકમલાલભાઇને શ્રી માસ્તર સાહેબે પૂછ્યું :

"ત્રિકમલાલભાઇ! આજે બાપજીશ્રી એકલા ક્યાં પધાર્યા છે?"

"બપોરે ત્રણેક વાગતાં ગાડગીલ સાહેબ એકાએક ગાડી લઇને આવ્યા હતા, અને બાપજીને સાથે તેડીને ગયા છે." શ્રી ત્રિકમલાલભાઇએ જણાવ્યું. વળી કહ્યું :

"બાપજીશ્રી એમ કંઇ બોલ્યા કે પોતે મકરપુરે જાય છે."

આ ઉપરથી શ્રીમન્ માસ્તર સાહેબ તથા અન્ય સાધકો તે સંબંધમાં તર્ક કરવા લાગ્યા કે મકરપુરે તો શ્રીમંત મહારાજા સાહેબ-પાસે જ ગયા હોવા જોઇએ. પોતે વગરઆમંત્રણે અને એકલા તો કદી જાય જ નહિ, અને ગાડગીલ સાહેબ તેડવા આવ્યા હતા, તેથી કરીને

શ્રીમંત મહારાજા સાહેબે તેમને તેડવામાટે જ મોકલ્યા હશે! હવે સમય પણ ઘણો થઈ ગયો છે, એટલે થોડા જ સમયમાં પોતે પધારશે એટલે બધું સમજાશે. એટલામાં જ શ્રી ગાડગીલ સાહેબની ગાડી આવી પહોંચી અને બાપજીશ્રી તથા ગાડગીલ સાહેબ વાતો કરતા કરતા ગાડી-માંથી ઉતર્યા. મંદિરે આવી પોતે બિરાજ્યા અને ગાડગીલ સાહેબ પણ સન્મુખ બેઠા, એટલે બાપજીશ્રીએ કહ્યું :

"આમ તો સ્વભાવ બહુ સરળ લાગે છે! બુદ્ધિમાન્ પણ છે. સૂક્ષ્મ વસ્તુ પણ સમજાવીને કહે તો તે તરત જ ગ્રહણ કરી શકે છે. એટલે તેમને સમજાવવામાં કંઈ ખાસ કઠિનતા નથી. શાસ્ત્રો અને ધર્મનાં તત્ત્વો જાણવાની જિજ્ઞાસા પણ સારી છે. જો જિજ્ઞાસાવૃત્તિ એટલી ન હોય તો બે ત્રણ કલાક શાંતિથી આપણને સાંભળે જ નહિ. માત્ર યુક્તિપૂર્વક અને યોગ્ય વિચારોથી સમજાવનાર ન મળવાથી કંઈક અશ્રદ્ધાનો અંશ જણાય છે. પરંતુ યથાર્થ સમજાવનાર હોય તો તત્કાળ સમજી શકે એવી વિચક્ષણ બુદ્ધિ છે! ઘણા વિચક્ષણ બુદ્ધિવાળા પોતાના બુદ્ધિપ્રભાવમાં તણાઈ જઈ દુરાગ્રહી અને કુટિલ બની જાય છે, પરંતુ આમનામાં તેવું પણ કંઈ જણાયું નથી."

ગાડગીલ સાહેબ : "આપનો કંઈ વિશેષ પરિચય અને સમાગમ થાય તો અવશ્ય જલદી ઠેકાણે આવી જાય."

"આપનાં સમાધાન પણ તેમને બહુ રુચિકર લાગ્યાં હોય એમ પણ જણાયું. નહિ તો આ પ્રમાણે પ્રવાસમાં આપને સાથે લઈ જવાનો આગ્રહ કરે નહિ. ઉઠતાં ઉઠતાં પણ એમની માગણી આપ કબુલ કરો એમ આગ્રહ કરવા મને આગ્રહપૂર્વક જણાવ્યું. આપને ખાસ પ્રતિકૂલતા ન જ હોય તો તે માગણી સ્વીકારવાથી મહારાજાનું એકનું જ હિત નથી. તેમનામાં સુધારો થવાથી આખા રાજ્યઉપર આપનો ઉપકાર થાય એવું છે. માટે વિચારવાસરખું તો છે જ!"

બાપજીશ્રી : "બીજી ખાસ પ્રતિકૂળતા નહિ હોય તો વળી વિચારી જોઈશું. પરંતુ હાલ તો તે કાલને કાલ નીકળવામાટે કહે છે, તે કંઈ બનવાસરખું લાગતું નથી. ઈશ્વરેચ્છા તો વળી આગળઉપર વિચારાશે."

"આપને કંઈ પ્રતિકૂળતા પડવા દે એમ તો જણાતું નથી. પછી તો આપની મરજીઉપર છે." ગાડગીલ સાહેબે વિશેષ વિનયથી જણાવ્યું.

"પરંતુ આવતી કાલમાટે તો આ ક્ષણપર્યંત વૃત્તિમાં કંઈ વેગ આવતો જણાતો નથી. માટે આવતી કાલમાટે તો નાજેવું જ છે." બાપજીશ્રીએ કહ્યું :

"ઠીક, ત્યારે આવતી કાલમાટે મને પૂછે તો મારે નાનો જ જવાબ આપવો, કે આવતી કાલે પુનઃ આપની પાસે આવી જાઉં? વળી કાંઈ વૃત્તિમાં વેગ આવે તો!"

"આવતી કાલમાટે તો આપ પરિશ્રમ લેશો જ નહિ. આગળ-ઉપર, અન્ય પ્રસંગે વળી જોઇ લેવાશે."

"વારુ ત્યારે. પૂછશે તો એમ જ જવાબ આપીશ. હું ત્યારે આજ્ઞા માગું!"

"આપ સુખેથી પધારો અને આવતી કાલે ફેરો ખાવાની જરૂર જ નથી." આટલું બાપજીશ્રીએ કહ્યું તેની સાથે ગાડગીલ સાહેબ ઉઠીને ગયા. અને પછી પોતે નિયમપ્રમાણે ઉભા થઈ ફરવા માંડયું અને હસતાં હસતાં શ્રી માસ્તર સાહેબને સંબોધી વાત કરવા લાગ્યા :

"માસ્તર! આજે તો આ તેડવા આવ્યા એટલે જરા મકરપુરે જવાનું થયું હતું! ગાડગીલને આ રાજા કેટલાક વખતથી ધર્મના સિદ્ધાંતોનું રહસ્ય સમજાવવા કહેતા હશે. અધિકારી મંડળમાં શાસ્ત્રના એ જાણકાર ગણાય છે, એટલે તેવી બાબતોમાં પૂછવાનું હોય ત્યારે તેમને બોલાવે. પરંતુ રાજા જરા વિશેષ વિચક્ષણ છે. શાસ્ત્રના સિદ્ધાંતો હાલની પદ્ધતિએ સમજવાની તેમની ઇચ્છા. આ ભાઈ તો જૂની શાસ્ત્રીય રીતે સામાન્ય પ્રકારે વાત કરે, તેથી કાંઇ તેને સંતોષ થાય નહિ અને ગાડગીલને વારંવાર પ્રશ્નો કર્યા કરે. એટલે તેમણે છેવટે 'આપણું' નામ આપેલું અને કહેલું કે તમે જે રીતે સમજવા માગો છો, તે રીતે તો એમની પાસેથી સમજશો તો ઠીક પડશે! આથી આજે તેમના તરફથી ગાડગીલઉપર ચીઠ્ઠી આવવાથી મને તેડવા આવ્યા હતા. ગાડગીલે નામ આપેલું અને આપણે ન જઇએ તો એમને ઘણો અસંતોષ થાય. એટલે જ પછી એમની સાથે જઇ આવવા નિશ્ચય કર્યો."

"અમે ગયા એટલે ગાડગીલે ચીઠ્ઠી લખી ખબર આપી. અમારે માટે નવા મહેલના નીચેના એક ઓરડામાં બેસવાનું રાખ્યું હતું. રાજા તે વખતે ત્યાં નહોતા એટલે થોડી વાર અમે બગીચામાં ફર્યાં કર્યું! એ

આવ્યા એટલે અમે એ ઓરડામાં પ્રવેશ્યા. રાજામાં વિવેકવૃત્તિ પણ ઉંચા પ્રકારની જણાઈ. અમારા પ્રવેશતાંસુધી તે ઉભા જ રહ્યા અને મારા અંદર જવાની સાથે વિવેકથી નમન કર્યું અને મારા બેઠા પછીથી સામેની નીચી ખુરશીઉપર પોતે તથા ગાડગીલ બેઠા !......

"ઘણી ઘણી વાતો ચાલી. તેમની ઇચ્છાનુસાર સમાધાન મળવાથી પ્રસન્નતા દર્શાવવા લાગ્યા; વારંવાર પ્રસન્નતાના ઉદ્‌ગાર કાઢવા લાગ્યા, અને વાતવાતમાં "Yes, that's it; that's what I wanted to know;" એવાં અંગ્રેજી વાક્યો બોલી જતા.

વળી એમ પણ જણાવ્યું : "મને આપ સમજાવો છો તે રીતે સઘળું જ સમજવાની ઇચ્છા છે. પરંતુ આ રીતે કોઈ સમજાવી શકતું નથી, અને તેથી હું આ વિષયમાં વધુ માથું ઘાલતો નથી. આપણાથી સમજાય નહિ, અને સમજવા જતાં નકામી કુશંકાઓ મનમાં ભરાઈ જાય, એના કરતાં તેને રહેવા દેવું જ ઠીક, એમ જાણી, એતરફ વિશેષ લક્ષ દોડાવ્યું નથી. પરંતુ આપની પાસેથી આ રીતે સમજવાનું મળે તો **આપણાં બધાં ધર્મશાસ્ત્રો આપની પાસેથી સમજી લેવાની ખાસ ઇચ્છા છે. આપનાં સમાધાન યથાર્થ અને સચોટ લાગે છે."** આ પ્રમાણે શ્રીમંત મહારાજા સાહેબની સાથેના સમાગમનો વૃત્તાંત સ્વમુખે જ કહી બતાવ્યો, એટલે શ્રીમન્ માસ્તર સાહેબે પૂછ્યું :

"ગાડગીલ સાહેબ કાલ કાલ એમ કાલમાટે શું પૂછતા હતા ?"

"આવતી કાલે *અજમેર અને ત્યાંથી દીલ્હીતરફ એમને ફરવા નીકળવાનો વિચાર છે. તેથી મને કહેવા લાગ્યા કે આપની સાથેના ત્રણ કલાક તો ત્રણ મિનિટજેવા મને લાગ્યા. મારે તો આપની પાસે કલાકોના કલાકો બેસીને સર્વ સમજી લેવાની ઇચ્છા છે. આવતી કાલથી પ્રવાસે નીકળવાનું છે અને પ્રવાસમાં સમય વધારે મળે તેથી આપની પાસે વધારે સમય બેસી શકાય. એટલે આપ પ્રવાસમાં સાથે આવો તો મને ઘણો લાભ થાય. આપનો મુકામ સ્વતંત્ર રહે અને આપની અનુકૂળતા બધી

* ભાઈ બક્ષીની નોંધમાં દીલ્હી, અજમેરતરફ પ્રવાસમાં નીકળવાની હકીકત છે. સમક્ષમાં શ્રી માસ્તર સાહેબે જણાવેલું કે ડીસ્ટ્રીક્ટ ( રાજ્યના જ કોઈ તાલુકા ) માં જવાનું હતું. આમ છતાં બીજે જ દિવસે પ્રવાસમાં નીકળવાનું હતું એમાં ફેરફાર નથી.

સચવાય તેવી તો વ્યવસ્થા થશે જ. આપને પ્રતિકૂલજેવું ન હોય તો મને તો તેથી ઘણો આનંદ થશે. પરંતુ મેં તો ત્યાં ને ત્યાં જ જવાબ આપી દીધો કે હાલ તો આવી શકાય તેવી અનુકૂળતા જણાતી નથી. ઈશ્વરેચ્છા તો આગળઉપર વળી વિચારી જોવાશે. આ ઉત્તરથી તેમને સંતોષ ન થયો, એટલે તેમણે ગાડગીલને ઉદ્દેશીને કહ્યું હશે કે એમને ગમે તેમ સમજાવી, આવતી કાલે સાથે આવવા હા કહે તેમ કરજો. એટલે ગાડગીલ તેમાટે આગ્રહ કરી રહ્યા હતા !........પણ આપણને એ કાંઈ ફાવે ? આપણે એમની સાથે જઈએ એટલે આપણે **આપણી સ્વતંત્રતા ઉંચે મૂકવી પડે** ! આપણને બોલવાની ઇચ્છા જ ન હોય તેવી વખતે એ આવીને બેસે એટલે વિવેકની ખાતર પણ ' ડાયાકુટ ' થોડી કરવી પડે ! એટલી પણ પરાધીનતા તો વેઠવી જ પડે ને !......

" પ્રવાસમાં પણ કોઈ સ્થળે આપણને વધારે રહેવાની ઇચ્છા થઈ અને એમને રહેવું ન હોય એટલે આપણે પણ તેમની સાથે ડેરાતંબુ ઉઠાવવા જ પડે! આમ આપણી સ્વતંત્રતા વેચવી જ પડે ! એ બધું આપણને ફાવે ?"

અસાધારણ સ્વતંત્ર અને નિઃસ્પૃહ વૃત્તિ આથી અન્ય કેવી હોઈ શકે ?

શ્રીમંત મહારાજા સાહેબના અસાધારણ બુદ્ધિવિભવનું અને ઉચ્ચ જિજ્ઞાસુવૃત્તિનું અવલોકન **શ્રીમન્નૃસિંહાચાર્યજી**ની વેધક દૃષ્ટિમાં પ્રચ્છન્ન રહ્યું નથી અને તેઓશ્રીની ભાવી યશસ્વી અને જ્વલંત કારકીર્દિએ જનતાને તે સારી રીતે સિદ્ધ કરી બતાવ્યું છે !

શ્રીમંત મહારાજા સાહેબના હૃદયમાં પડેલો આ સમાગમનો સંસ્કાર પણ ઉંડો હતો અને ભવિષ્યમાં અનેક પ્રસંગે તેમના હૃદયમાં તેનું સ્મરણ થવાના પ્રસંગ જાણવા મળ્યા છે. શ્રી મહારાજા સાહેબની વૃત્તિ લોકમત જાણવા સર્વદા આતુર રહેતી અને જનતાના સંપર્કમાં આવતાં પ્રસંગાનુસાર અનેક વિચક્ષણ પ્રશ્નોથી એ વસ્તુ જાણી લેતા. તેઓશ્રીની અંગત સેવામાટે રાત્રિએ ડાહ્યાભાઈ મહાશંકર ડાક્ટર રહેતા, તે શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાનના સમાગમમાં આવેલા હતા. રાત્રિના સમયે નિવૃત્તિ હોય ત્યારે શ્રી મહારાજા સાહેબ અનેક ગામગપાટા શા શા ચાલે છે તે જાણવા પ્રયત્ન કરતા, તેમાં વર્ગસંબંધી પણ પ્રશ્નો કરતા, એ લેખકે એ ડાક્ટર બંધુની પાસેથી જ સાંભળેલું છે.

એ સંસ્કારની જાગૃતિ અને સંસ્થામાટે વિશેષ જિજ્ઞાસાવૃત્તિ સ્પષ્ટ કરનાર અન્ય પ્રસંગ પણ આલેખવાયોગ્ય છે.

શ્રી સાધન-સમારંભનો મહોત્સવ પ્રધાનપણે વડોદરાબહાર નદીતટના અથવા કોઈ પવિત્ર એકાંત સ્થાનમાં પાલન કરવાનો રીવાજ છે. છતાં તેવું સ્થાન અને જોઇતી અનુકૂળતા પ્રસંગવશાત્ ન મળતાં, વડોદરામાં વિશ્વવંદ્ય-ઉદ્યાનમાં તે ઉત્સવ શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજીની વિદ્યમાનતામાં પણ ઉજવવામાં આવતો. એક પ્રસંગે આ ઉત્સવનિમિત્ત શ્રી વિશ્વવંદ્ય-ઉદ્યાનને ધ્વજાપતાકાથી અલંકૃત કરેલું હતું; પ્રવેશદ્વારઉપર શ્રી સાધનસમારંભ મહોત્સવનું મોટા અક્ષરોનું પાટીઉં પણ ચઢાવેલું હતું. એવામાં શ્રીમંત સયાજીરાવ મહારાજ (પબ્લીક ગાર્ડન) 'કામાટી બાગ' તરફથી, ભુતડીને ઝાંપે તોપખાનાતરફ, બે બળદ જોડેલી બગીમાં બેસી, જતા હતા. શ્રી મહારાજા સાહેબ ક્વચિત્ દક્ષિણના અણીદાર લાંબી શીંગડીઓવાળા સુંદર બળદની બગીમાં શહેરમાં ફરવા નીકળતા, એ વડોદરાના વાસીઓ સારી રીતે જાણે છે. વિશ્વવંદ્ય-ઉદ્યાનના ઝાંપાપાસે બગી આવી, એટલે સડકઉપરથી સ્વાભાવિક જ દૃષ્ટિ ઉદ્યાનતરફ આકર્ષાઈ, અને પ્રવેશદ્વારઉપર 'મહોત્સવ'નું પાટીઉં પણ કદાચ દૃષ્ટિએ આવ્યું હશે! એવામાં ભાઈ ડાહ્યાભાઇ જડીઆ સામેથી ઉદ્યાનમાં જ આવતા હતા. તે ઘણા જૂના શ્રેયસ્સાધક છે અને કલાકાર છે. ઉદ્યાનને વિવિધ રંગો અને સુંદર દશ્યોથી શોભાવનાર પણ એ જ! તેમણે શ્રી મહારાજા સાહેબને જોઇ વિનયપૂર્વક નમસ્કાર કર્યાં એટલે શ્રી મહારાજા સાહેબે તેમને બોલાવી પૂછ્યું: "અહીં શું છે?" ભાઇ ડાહ્યાભાઇએ જણાવ્યું: "અહિં શ્રેયસ્સાધક વર્ગનો સાધન-સમારંભનો ઉત્સવ છે." શ્રી મહારાજા સાહેબે તે ઉપરથી પ્રશ્ન કર્યો: પેલા જમનાદાસ આવે છે તે અહિં જ ને?" ડાહ્યાભાઈએ જી હા, મહારાજ: એમ કહ્યું, એટલે તરત જ પોતે એ. ડી. સી. ને નોંધ કરાવી વિદાય થયા.

શ્રી જમનાદાસભાઇ તે વખતે ઘણું કરીને આસિ. ખાનગી કારભારી હતા અને શ્રી મહારાજા સાહેબપાસે કામપ્રસંગે ઘણી વખત તેમને જવાનું થતું. શ્રી જમનાદાસભાઇ આ સંસ્થામાં છે એવું શ્રી મહારાજા સાહેબ જાણતા પણ હતા. તેથી તે જ દિવસે 'એ. ડી. સી.' પાસે ચીઠ્ઠી લખાવી શ્રી જમનાદાસભાઇને મોકલાવી. પરંતુ સરનામું ઘરનું કરેલું, તેથી ચીઠ્ઠી ઘેર પડી રહી. શ્રી જમનાદાસભાઈ સમારંભના સાતે દિવસ ઉદ્યાન છોડી ઘેર ગયેલા જ નહિ! ઉત્સવની સમાપ્તિપછી ઘેર ગયા ત્યારે ચીઠ્ઠી મળી!

શ્રી ઉપેન્દ્ર ભગવાનને પાછળથી આ ખબર મળી ત્યારે પોતે જણાવેલું કે ઉત્સવના દિવસોમાં ખબર મળી હોત તો શ્રી નર્મદાશંકરભાઈને મોકલી શ્રી મહારાજા સાહેબને આમંત્રણ આપી બોલાવી શકાત! અને સર્વ વસ્તુસ્થિતિ સ્પષ્ટ કરી શકાત. હવે તો નિરુપાય!

પ્રસંગમાં વિશેષ મહત્ત્વપૂર્ણ કંઈ બન્યું નહિ, પરંતુ પૂર્વસંસ્કારની અંતઃકરણમાં પ્રબલ છાપ છે એ તો આથી નિઃશંક સ્પષ્ટ થાય છે!

*

## કિમિયાગર કાળીઆ સ્વામી

કાળીઆ સ્વામી નામના એક સાધુ શ્રીમન્નૃસિંહાચાર્યજીના જૂના પરિચયમાં હતા એમ એ બંનેની વાર્તાચિતઉપરથી સમજાતું.

કાળીઆ સ્વામીની પ્રકૃતિ કંઈક વિલક્ષણતાવાળી અને તેમની ચેષ્ટાઓ સામાન્ય મનુષ્ય પૂરી સમજી શકે તેવી નહોતી, પરંતુ બાપજીશ્રીએ જણાવેલું કે જ્યારે તેઓશ્રીએ તેમને જોયેલા ત્યારે યોગની બહુ આરૂઢ ભૂમિકામાં તે હતા. અગ્નિમાં તેમનો હાથ બળતો હોય છતાં તેમનું રૂંવાડું પણ હાલતું નહિ! તેમનાં અંગો લેશ પણ સંકોચાતાં નહિ! કેટલીક વખતે પિશાચવૃત્તિની માફક જંગલી જનાવરોની પાછળ જંગલમાં કલાકોના કલાકોસુધી દોડયા જ કરે! તેઓ બાર વર્ષ કાળી માટી ખાઈને જ રહેલા અને ત્યારથી તેમનું નામ કાળીઆ સ્વામી પડેલું હતું.

આ બંને મહાપુરુષ મળતા ત્યારે પરસ્પર અત્યંત પ્રેમ હોય તેમ અનેક પ્રકારની ખાનગી વાતો, ટુંકા માર્મિક ભાષામાં કરતા, અને હસાહસ કરતા! બંને બહુ જ ઉચ્ચ આનંદ અનુભવતા હોય એમ સમજાતું.

શ્રેયસ્સાધકોસાથે વાર્તાચત કરતાં કાળીઆ સ્વામી અનેક કાલ્પનિક છતાં રસભરી વાતો કરતા અને તેથી તેમના વિષે આશ્ચર્ય ઉત્પન્ન થયા વિના રહેતું નહિ.

કાળીઆ સ્વામી ઘણા પ્રકારની કારીગિરી જાણતા. લાકડાઉપર સુંદર કોતરકામ કરતા. ચુનાના ચણતરમાં ભાતભાતની નકશી કરતા. ધાતુનાં સુંદર ચિત્રોવાળાં વાસણ બનાવતા. શિલ્પ શાસ્ત્રમાં પણ ઘણા નિપુણ હતા. માટીનાં અનેક પ્રકારનાં આકર્ષક વાસણો, રમકડાં વગેરે બનાવતા. તેઓ બહુ જ બોલકા હતા. જેની તેની સાથે વાત કરવા જ મંડી પડતા. જ્યારે સાધકો પૂછતા કે સ્વામીજી! આ બધી કળા આપને

કેવી રીતે પ્રાપ્ત થઇ, ત્યારે તે કહેતા, " ભાઇ ! આ કાંઇ આ જન્મની મહેનતનું ફળ નથી. એ તો મારા ગત જન્મના અનેક પ્રયત્નોનું ફળ છે. મને પૂર્વ જન્મના સંસ્કારો વાંચવાની શક્તિ મળેલી છે, અને તેથી એ સંસ્કારો વર્તમાન જન્મમાં જાગૃત થઈ શકે છે." આમ કહી ગમે તે હેતુથી પણ કેટલીક આશ્ચર્યકારક કાલ્પનિક વાતો પણ તેમાં ઉમેરતા.

" જુઓ ! આ શિલ્પશાસ્ત્રમાં પ્રવીણતાનું કારણ એવું છે કે આ જન્મપૂર્વે છઠ્ઠા જન્મે હું સલાટ હતો. આ જગવિખ્યાત તાજમહેલ બાંધવામાં મુખ્ય કોતરકામનો ઉપરી મિસ્ત્રી હું જ હતો ! એ જન્મે પ્રાપ્ત કરેલા જ્ઞાનથી જ અત્યારે પણ હું પથ્થરની સુંદર મૂર્તિઓ, ઝીણું નકસીકામ, વગેરે કરી શકું છું ! આ બધા ગયા જન્મના સંસ્કારો જ છે !"

આવી આવી વાતો સાંભળી એક વખતે શ્રીમન્ માસ્તર સાહેબે પૂછ્યું :

" સ્વામીજી ! ત્યારે પૂર્વ જન્મોમાં વિલાયતમાં કોઈ જન્મ થયો હોય તો તેની હકીકત તો સંભળાવો ! " શ્રી માસ્તર સાહેબની અપૂર્વ જિજ્ઞાસા જાણી સ્વામીજી રસે ચઢયા અને કહ્યું :

" આના પૂર્વે મારો ત્રીજો જન્મ ઇંગ્લાંડના એક શહેરમાં થયો હતો. આપણાં મહારાણી વિકટોરીઆ અને હું એક જ નિશાળમાં ભણતાં ! હું પાછળથી મોટો ઇજનેર થયો અને આ ' વિંડ્ઝર કેસલ ' મારી જ દેખરેખનીચે બંધાયો છે ! "

આવી વાતમાં વળી મહારાણી વિકટોરીઆની બહેન 'કિવન્ટોરીઆ'ની વાત કહી ત્યારે તો બધા મુક્ત હાસ્ય કરવા લાગ્યા અને એમ વિચાર્યું કે આ તો કેટલીક કપોલકલ્પિત વાતો પણ ચાલે છે !

આ મહાપુરુષ કિમિયાના કંઇક પ્રયોગમાં પડયા હોય કે ન હોય, પરંતુ એક વખત બાપજીશ્રીપાસે આવતાં જ કહેવા લાગ્યા :

" મહારાજજી ! હમણાં જ એક વસ્તુ અનાયાસે પ્રાપ્ત થઇ છે અને તેનો પ્રયોગ શરૂ કરીને જ હું આવ્યો છું. પહેલી જ ભઠ્ઠીમાં બાર આની કામ તો થઈ જ ગયું છે ! હવે સહેજ કસર રહી છે. થોડા જ વખતમાં સોળેસોળ આના કામ બની જશે અને પહેલું જ જે ઉત્તમ સુવર્ણ બનશે, તે તો આપના ચરણમાં જ અર્પણ કરવા લાવીશ !" આવી આવી તેમની વાત સાંભળી બાપજીશ્રી મંદ સ્મિત કરતા મૌન જ રહેતા.

શ્રી રાયજીભાઈ ડોસા લાલસાવૃત્તિને વશ થઈ તેમની સાથે છાની છાની વાતો કરવા લાગતા અને પ્રસંગે પોતાને ઘેર લઇ જઇ સ્વામીજીને ભોજન કરાવતા, પરંતુ આખરે નિરાશાને વશ થઇ બાપજીશ્રીને કહેતા: "બાપજી! આમાં તો કંઇ જણાયું નહિ!" બાપજીશ્રી તેમને પણ મૌનથી જ ઉત્તર આપતા!

આમ છતાં બાપજીશ્રી કાળીઆ સ્વામીમાટે બહુ ઉચ્ચ મત ધરાવતા! કાળીઆ સ્વામી પોતાનું નિવાસસ્થાન કદી કોઇને બતાવતા નહિ! વસ્તીથી ઘણે દૂર જ રહેતા અને કોઈ એક સ્થળે ઝાઝો નિવાસ રાખતા નહિ. પાછળથી થોડા જ સમયમાં તેમનું શરીર છૂટી ગયાની ખબર મળી હતી.

*

આ પ્રસંગોઉપરાંત કેટલીક મહત્ત્વપૂર્ણ વ્યક્તિઓના સમાગમો અનેક પ્રકારની વિશિષ્ટતાયુક્ત હતા. તે સર્વ પ્રસંગો યથાસ્થિત ઉપલબ્ધ ન હોવાથી, વિસ્તારથી તે પ્રસંગો આલેખવાનું શકય નથી. છતાં તેની રૂપરેખા પણ તેમના વિશાળ જીવનને પ્રકાશિત કરે તેમ હોવાથી, અલ્પસ્વલ્પ સ્વ-રૂપમાં વિચારવા ધાર્યું છે.

## નિશ્ચલદાસના શિષ્ય

બાપજીશ્રીના અપૂર્વ માહાત્મ્યનાં યશોગાન ચારે તરફ થતાં હોવાથી, વેદાંતશાસ્ત્રના સિદ્ધાંત ગ્રંથ વિચારસાગરના પ્રણેતા સંત નિશ્ચલદાસજીના શિષ્ય પણ, એ યશનાદ સાંભળી, તેઓશ્રીના સમાગમમાટે આવ્યા હતા. અનેક પ્રકારના વેદાંતવિષયક વાર્તાલાપથી તે અત્યંત પ્રસન્ન થયા હતા અને તેઓશ્રીના ચરણમાં પ્રેમથી સાષ્ટાંગ અર્પતાં પોતાની આંતર ઊર્મિઓ પ્રકટ કરવા એક શ્લોક રચી સંભળાવ્યો હતો. તે પૂર્ણ રૂપમાં ઉપલબ્ધ ન હોવાથી આપી શકાય તેમ નથી.

*

## પ્રો૦ હોડીવાળા તથા અન્ય પારસી ગૃહસ્થો

વડોદરા કોલેજમાં પ્રો૦ લિટ્લડેલ સાહેબ 'વાઇસ પ્રિન્સિપલ' હતા. તે રજાઉપર હતા, તે સમયમાં, મુંબઈથી પ્રો૦ હોડીવાળા તેમની જગાએ અંગ્રેજીના પ્રોફેસરતરીકે આવેલા હતા. તે ઘણા વિદ્વાન્ અને સાહિત્યરસિક હતા. અનેક ધર્મગ્રંથોનો અભ્યાસ તેમણે સારો કરેલો હતો. તેમના વર્ગમાં

શ્રીયુત ઠાકોરલાલ પ્રાણલાલ મૌલા અભ્યાસ કરતા, તેમની સાથે વાતચિત થતાં, તે બાપજીશ્રીનાં દર્શને આવેલા. અનેક પ્રકારના વિષયોની ચર્ચા તેમણે ઉપસ્થિત કરેલી અને તે સર્વ વિષયમાં મળેલાં સમાધાનથી એટલા બધા સંતુષ્ટ થયા કે ચર્ચાના અંતે બોલ્યા:

"આપના જેવા મહાપુરુષ અત્ર વસે છે તેની આગળથી ખબર મળી હોત તો આપના સમાગમનો અધિક લાભ લઈ શકાત! હવે તો આવતી કાલે જ 'ચાર્જ' છોડી જવાનો છું એ જ મોટો અસંતોષ છે!"

અત્ર જણાવવું આવશ્યક છે કે શ્રીયુત ઠાકોરલાલ મૌલાએ અભ્યાસ-કાળથી જ બાપજીશ્રીનું શિષ્યત્વ સ્વીકારેલું. એલ. એલ. બી. થઈ સ્વસ્થાન ભરૂચમાં જ વકીલાત કરતા અને નામાંકિત વકીલતરીકે પ્રતિષ્ઠા પામેલા હતા. બાપજીશ્રીના એકનિષ્ઠ અનન્ય ભક્ત હતા, અને પરમપૂજ્ય શ્રી ઉપેન્દ્રાચાર્યજીના સમયમાં યુવકવર્ગપ્રતિ અપૂર્વ આંતરિક ભાવ અને ઉચ્ચ આદર્શો ધારણ કરતા અનુભવમાં આવ્યા છે.

*

## નસરવાનજી સ્ટેશન માસ્તર

વડોદરાના આ સ્ટેશન માસ્તર બહુ લોકપ્રિય અને શાંત પ્રકૃતિના હતા. બાપજીશ્રીમાટે અપૂર્વ પૂજ્યભાવ ધરાવતા. શ્રીયુત મોતીભાઈ સાહેબસાથે બાપજીશ્રી હજીરા ગયેલા ત્યારે ફરવા નીકળેલા. તે વખતે ગાડીમાં નસર-વાનજી શેઠ પણ સાથે હતા. મોતીભાઈ સાહેબને અત્યંત તૃષા લાગેલી અને પાણીવિના અકળાવા લાગ્યા. આસપાસ તપાસ કરતાં ક્યાંહિ પાણી જણાયું નહિ. છેવટે બાપજીશ્રીએ એક દિશામાં અંગુલિનિર્દેશ કરી કહ્યું, ત્યાં તપાસ કરો. તપાસ કરતાં આશ્ચર્યસાથે પાણીનો પ્રવાહ વહેતો જણાયો. નસરવાનજી શેઠને પણ અદ્ભુત ચમત્કૃતિ જોઈ આશ્ચર્ય થયેલું અને એ પ્રસંગ એમણે જ અનેક તત્કાલીન શ્રેયસ્સાધકોને કહેલો.

*

એક પારસી ગૃહસ્થ સુરતમાં પોતે હતા ત્યારે આવતા. આવતાંવેંત કટાક્ષપૂર્વક બોલતા: "કેમ? કેટલા મુંડિયા છે?"

બાપજીશ્રી તો માત્ર સ્મિતપૂર્વક તેમને આવકાર આપતા. આ પ્રકારની કરડાકીભરી વર્તણુક ત્રણ ચાર દિવસ ચલાવી. નિત્ય તેઓશ્રીનો

વાર્તાલાપ સાંભળ્યા કર્યો, અને એક દિવસ આવતાવેંત પોતાશ્રીના ચરણુમાં પ્રણિપાત કર્યો !

*

આ ઉપરાંત બરજોરજી ડૉકટર, ડૉ. ડોસાભાઇ, મી. કુપર, ઝાંઝીબારના એક પારસી સદ્‌ગૃહસ્થ, વગેરેના મહત્ત્વપૂર્ણ પ્રસંગો હતા.

*

## યુરોપીઅન ગૃહસ્થો

કર્નલ ઑલ્કોટનો સમાગમ તો આપણે વિચાર્યો છે. એક અન્ય યુરોપીઅન મુસાફર મમીરાની શોધમાટે નીકળ્યા હતા. તેમને શ્રીમન્નૃસિંહાચાર્યજીની યોગીશ્વરતરીકે ખ્યાતિ શ્રવણે પડી એટલે તે પણ આવીને મળ્યા. વાતમાં તેમણે પૂછ્યું : " Have you seen mameera ? " " આપે મમીરો જોયો છે ? " પોતે તેમને કંઈ માર્ગ દર્શાવ્યો અને તે વિદાય થયા. મમીરો નેત્રનાં પડળ દૂર કરી અંધને પણ દેખતા કરે તેવી ચમત્કારિક વનસ્પતિ મનાય છે.

*

## પ્રો૦ ફિરોજુદ્દીન

વડોદરા કોલેજમાં ફારસી ભાષાના એ 'પ્રોફેસર' હતા. કોલેજના વિદ્યાર્થીઓવગેરેથી બાપજીશ્રીની ખ્યાતિ સાંભળી એક વખતે તે મળવાને આવ્યા. અંગ્રેજી અભ્યાસના પરિણામે મુસલમાન ધર્મઉપરની શ્રદ્ધા પણ ઉઠી ગઈ હતી. વિજ્ઞાનવાદી પણ અર્ધા ! બાપજીશ્રીપાસે કુરાને શરીફની વાતોના ખુલાસા માગ્યા. એ એક કલાકની વાતચિતના અંતે એમના મનનું એટલું બધું સમાધાન થયું કે તે સહર્ષ બોલી ઉઠ્યાઃ

" આજે જ હું પક્કો મુસલમાન બન્યો હોઉં એમ લાગે છે ! નમાઝ માત્ર પઢી જવાથી શું થાય, એમ અત્યાર સુધી હું માનતો હતો. પરંતુ આજે આપની પાસેથી સમજ્યો કે નમાઝથી અંતઃકરણ કેટલું શુદ્ધ બને છે ! અને અંતઃકરણની શુદ્ધિ એ તો મનુષ્યજીવનનો અને તેના વિકાસનો મુખ્ય આધાર છે ! " **હવે હું બરાબર સમજી રોજ નમાઝ પઢીશ.** "

*

## ખોજા ગૃહસ્થ અબદુલઅલીભાઈ

કાઠિયાવાડમાં આચાર્યશ્રીની કીર્તિનો સુવાસ પ્રસરતાં મહુવા–ભાવનગરના ખોજા ગૃહસ્થ અબદુલઅલીભાઈને તેઓશ્રીના સમાગમની ઇચ્છા પ્રકટી. ખોજા કુટુંબો તો બહુલ સંખ્યામાં શ્રી સ્વામિનારાયણ સંપ્રદાયનાં અનુયાયીઓ છે એ જાણીતું છે. તદુપરાંત શરીફ સાલેમહમદજેવા વિદ્વાન્ પુરુષે વેદાંતવિષયક ગ્રંથો પ્રકટ કરી, ઉપનિષદ્‌ના તત્ત્વનો પ્રસાર કરવા પ્રયત્ન કર્યો છે, એ પણ સુશિક્ષિત જનતાને વિદિત છે. અબદુલઅલીભાઈ પણ સાત્ત્વિક અંતઃકરણના પુરુષ હતા. તે આવ્યા ત્યારે બાપજીશ્રી શ્રી ઉમિયાશંકરભાઈને ત્યાં ઉમરેઠ પધારેલા હતા, તેથી તે ત્યાં ગયા હતા. પોતાની શંકાના ૩૨ પ્રશ્નો લખીને સાથે લઈ ગયા હતા ઉમરેઠ તે પહોંચ્યા, ત્યારે બાપજીશ્રી અન્ય સાધકો તથા ગૃહસ્થોસાથે ચર્ચા કરતા હતા. એ ચર્ચામાં ને ચર્ચામાં, તેમના બત્રીશે પ્રશ્નોનાં સમાધાન બાપજીશ્રીએ ચર્ચ્યાં, અને અબદુલઅલીભાઈ અત્યંત આશ્ચર્ય પામતા દિઙ્મૂઢ બની ગયા ! અપૂર્વ સર્વજ્ઞશક્તિનો પ્રભાવ અંતઃકરણઉપર સ્થપાઈ ગયો, અને આજન્મ શિષ્યત્વ સ્વીકાર્યું, એટલું જ નહિ, પરંતુ અનેકને એ સદ્‌ગુરુશ્રીના ચરણશરણમાં લાવી, તેમના ઉપર બહદ્ ઉપકાર કર્યો છે. પ્રખ્યાત 'બહક ઓઇલ'ના એજંટ મનજી નથુભાઇના ચિરંજીવી નૂરમહમદ મનજીભાઇ (શ્રેયસ્સાધકોમાં ડૉ. ડયુરેન્ડના નામથી સારી રીતે જાણીતા) અદ્યાપિ એક અડગ શ્રેયસ્સાધક અને અપૂર્વ શ્રદ્ધાભક્તિસંપન્ન પુરુષ હતા અને અબદુલઅલીભાઇના ઉપકારનું સ્મરણ કરતા, એ લેખકને પરિચિત વસ્તુ છે. તદુપરાંત ભાવનગરના પ્રસિદ્ધ ઉનના વ્યાપારી ગુલામહુસેન અને ઉનાના વકીલ પીરભાઇ અભરામ પણ અદ્યાપિ નિશ્ચલ વૃત્તિવાળા શ્રેયસ્સાધક સુપરિચિત છે.

*

આ પ્રકારે અનેક વિધર્મીય પુરુષો પણ તેઓશ્રીની અપૂર્વ જ્ઞાનસંપત્તિથી સધન થઇ, પોતપોતાના ધર્મોનાં રહસ્ય સમજી, વધારે શ્રદ્ધાવાન્ બનતા. પરધર્મીઓને સ્વધર્મનાં રહસ્યો સ્પષ્ટ કરી તેમાં જ નિઃશ્રેયસની સિદ્ધિનો માર્ગ દર્શાવવામાં તેઓશ્રીની અપૂર્વ ઉદારતા અને વત્સલતાનાં જ દર્શન થાય છે.

સનાતન ધર્મપ્રેમીઓ તો સ્વાભાવિક જ તેઓશ્રીના ચરણાનુરક્ત હતા પરંતુ અનેક વિશિષ્ટ અધિકારસંપન્ન વ્યક્તિઓ પણ પોતાના પદના અભિ-

માનને ત્યાગી, તેઓશ્રીના જ્ઞાનનો લાભ પામતા. આવી આવી ભિન્નભિન્ન સંપ્રદાયની, ભિન્નભિન્ન અધિકારવાળી, ભિન્નભિન્ન પ્રકૃતિવાળી, અનેક વ્યક્તિઓના પ્રસંગો, અત્યંત મહત્ત્વપૂર્ણ હતા. પરંતુ તે સર્વ વિસ્તારભયથી આલેખવા ઉચિત ધાર્યા નથી.

શ્રીમન્ માસ્તર સાહેબની નોંધપ્રમાણે તો શ્રીમાન્ મણિભાઇ દિવાન, શ્રીયુત અંબાલાલ સાકરલાલ ( પાછળથી વરિષ્ઠ કોર્ટના જજ ), શ્રીયુત મણિશંકર રત્નજી ભટ્ટ, શ્રીયુત હરિદાસ વિહારીદાસ, શ્રી રામભાઉ, કરંદીકર, શ્રીબચંભટ, ભિખંભટ, શ્રી બર્વે જજ, તથા સ્વામી બ્રહ્માનંદ, સુખાનંદ, ફત્તેહપુરાના જયરામગિર, અમદાવાદના મુસલમાનોના પીર, રામદ્વારાવાળા સાધુઓ, ચરોતરના વેદાંતાભ્યાસી પાટીદારો, વગેરે અનેકાનેક પુરુષોની સાથેના અત્યંત મહત્ત્વપૂર્ણ પ્રસંગો હતા. સુજ્ઞ વાચક આ નામાવલિથી જ સંતોષ પામશે !

# પ્રકરણ ૧૮

## સાહિત્ય-પ્રવૃત્તિ

**कल्पान्तेष्वपि न प्रयाति निधनं विद्याख्यमन्तर्धनम् ।**
**सा विद्या या विमुक्तये ।**

સાહિત્ય, મનુષ્યજીવનને ઘડવાનું એક પ્રબલ સાધન છે. વસ્તુત: મનુષ્યની જીવન-નૌકાનું એ સુકાન છે. વેદ, પુરાણ, ઇતિહાસ, ચરિત્રગ્રંથો અને રામાયણ તથા મહાભારતજેવી વિધવિધ કાવ્ય કૃતિઓએ, મનષ્યને જીવનનો ઉન્નત માર્ગ દર્શાવવામાં અને તેને ઘડવામાં કેટલું મહત્ત્વપૂર્ણ કાર્ય કર્યું છે, તેનું વિશદ અવલોકન કરનારને તે અજ્ઞાત નથી.

સદ્‌ગુરુવર શ્રીમન્નૃસિંહાચાર્યજીએ આ દષ્ટિથી જ સાહિત્ય-પ્રવૃત્તિ કરી છે. માત્ર શ્રેયસ્સાધકઅધિકારીવર્ગના માટે જ નહિ, પરંતુ વ્યાપક અર્થમાં શ્રેયસ્સાધકમાત્રને ઐહિકપારલૌકિક ઉન્નતિનું પ્રેરક થાય અને ભોગમોક્ષની સિદ્ધિ કરાવે, એવું અપૂર્વ સાહિત્ય તેઓશ્રીએ રચ્યું છે. મનુષ્યમાત્રના હૃદયમાં જે સાહિત્ય, વિમુક્તિપ્રદ સંસ્કારોને સ્થાપે, તે સંસ્કારોની વૃદ્ધિ કરે, તે સંસ્કારોને સુદઢ કરે, તેમનાં જીવનને સુવિદ્યાથી અલંકૃત કરી તેમનાં આંતરબાહ્ય જીવનને રમ્ય બનાવે, તેવા ઉત્તમોત્તમ વિચારોથી પૂર્ણ, ગદ્યપદ્ય ગ્રંથો રચી, ગુર્જરભૂમિના ઉજ્જ્વલ સાહિત્યની વિપુલ પ્રમાણમાં તેમણે અભિવૃદ્ધિ કરી છે, એ આટલા દીર્ઘ સમયપછી તો જનતાને સુવિદિત છે.

જે સાહિત્ય મનુષ્યનાં જીવનનાં સર્વાંગને સ્પર્શે, જીવનનો માર્ગ સરળ અને સુખકર બનાવે, વ્યવહારમાં વિશુદ્ધિ લાવે અને પરમાર્થની સિદ્ધિ કરાવે, એ સાહિત્ય જ સાચું સાહિત્ય છે: એ જ ચિરંજીવ-ના, અમર સાહિત્ય છે-ભલે તે કલા કે કાવ્યદષ્ટિથી ન્યૂનતાવાળું જણાય! હાથીદાંતનું ગમે તેવું સુંદર રમકડું ભુખ નહિ ભાગે: ખાંડનું રમકડું કે સાકરનો ગાંગડો પણ ભૂખ ભાગશે! તેથી જ અખાને ગાવું પડયું: 'ભાષાને શું વળગે ભૂર, જે રણમાં જિતે તે શૂર!'

શ્રીમન્નૃસિંહાચાર્યજીના સાહિત્યનું નિષ્પક્ષપાત દષ્ટિથી અવલોકન કરનાર અનેક વિદ્વાનોને, તેમાં જે સુંદર જીવનસ્પર્શી અને પરમ શ્રેયસ્કર તત્ત્વ રહેલું છે, તેનો પરિચય થયેલો છે, અને તેની પ્રશંસાના ઉદ્‌ગાર તેમણે

કાઢ્યા છે. વિશેષ સમીક્ષા તટસ્થ ચિંતકોને જ સોંપવી ઉચિત છે. આ સ્થળે તો તેઓશ્રીએ સર્જેલા સાહિત્યની સામાન્ય રૂપરેખા આલેખવાની જ વિશેષ ઉપયોગિતા છે. તદુપરાંત તેસંબંધમાં કાંઈ વિશિષ્ટતા હોય તેના ઉલ્લેખની અગત્ય છે. બાકી મહાપુરુષોની વાણીમાં, તેઓના શબ્દમાં, જે અદ્ભુત પ્રભાવ હોય છે, તે બુદ્ધિના વિલાસરૂપ કૃતિઓમાં નથી, તે નિર્વિવાદ છે. તેઓના શબ્દ જીવંત હોય છે એટલું જ નહિ પરંતુ તેમની ચેષ્ટામાત્ર પ્રેરણાજનક હોય છે. પાશ્ચાત્ય સમર્થ વિદ્વાન્ રોમે રોલાં કહે છે: Poets have praised virtue and truth; has that made their readers virtuous and truthful ?

When a selfless person lives among us, his deeds become the very heartbeat of virtue........... Whatever he touches becomes true and pure.

'કવિઓએ સદ્‌ગુણ અને સત્યની પ્રશંસાઓ તો કરી છે; તે વાંચી વાંચી કેટલા સદ્‌ગુણી અને સત્યનિષ્ઠ થયા ?'

'નિરભિમાન-નિરહંકાર-પુરુષ આપણી મધ્યમાં રહેતા હોય, તો તેમની પ્રત્યેક કૃતિ આપણા હૃદયમાં રહેલા સદ્‌ગુણમાં પ્રાણ પૂરે છે. તે જેને જેને સ્પર્શે છે તે પ્રત્યેક વસ્તુ સત્ય અને પવિત્ર બની જાય છે.'

મહાપુરુષોની કૃતિઓનો-મહાપુરુષોનાં જીવનનો-મહાપુરુષની વાણીનો આ પ્રભાવ !

શ્રીમન્નૃસિંહાચાર્યજીની કૃતિઓનો ઉલ્લેખ કરતાંપૂર્વે એક વિશેષ વિચારની અગત્ય છે. સામાન્ય જનતાની દૃષ્ટિએ તે વિશેષ ઉપયોગી છે. સૂક્ષ્મ દૃષ્ટિથી વિચાર નહિ કરનાર અથવા કેવળ ઉપરઉપરની દૃષ્ટિથી જ વિચાર કરનારના હૃદયમાં એક શંકાનો ઉદ્‌ભવ થવો સ્વાભાવિક છે. વેદ, શાસ્ત્ર અને પુરાણના અનેક ગ્રંથોમાં આ જીવનમાર્ગદર્શન ઉત્તમોત્તમ રીતે કરવામાં આવેલું છે તો પછી આવું વિશેષ સાહિત્ય પ્રકારાંતરે રચવાની અગત્ય ખરી ? બુદ્ધિમાન્ મનુષ્ય સારી રીતે સમજી શકે છે કે આ ગહન સાહિત્ય સામાન્ય બુદ્ધિને ગ્રાહ્ય નથી. તે તે ગ્રંથોઉપરની ટીકાવગેરે પણ વિદ્‌દ્‌જનો જ સમજી શકે છે. વળી આવા મહાપુરુષો સ્વતંત્ર દૃષ્ટિથી આ વસ્તુ કેવી રીતે સ્પષ્ટ કરે છે, તે જિજ્ઞાસુ વર્ગ જાણવાને અત્યંત આતુર હોય છે. અભ્યાસશીલ મનુષ્યો તેમના વિચારધોરણઉપર પોતાના

નિર્ણયો કરવામાં સરળતા અનુભવે છે, અને ભક્તહૃદય અથવા શરણાગત શિષ્યસમૂહ તો સદ્‌ગુરુની વાણીમાં અપૂર્વતા કે અલૌકિકતા જ અનુભવે છે. આ પ્રકારની અનેક દૃષ્ટિથી આવા મહાપુરુષો આવી પ્રવૃત્તિ કરવા પ્રેરાય છે. અને તે અત્યંત ઉપયુક્ત છે એટલું જ નહિ, જનતાને ઉપકારક છે. એની ઉપકારકતા તો શ્રેયસ્સાધક વર્ગનાં મનુષ્યોમાં પ્રત્યક્ષ દૃષ્ટિએ આવે છે. અનેક સામાન્ય કોટિના મનુષ્યો પણ વેદાંતના ગહન સિદ્ધાંતો, ભક્તિનું અદ્‌ભુત માહાત્મ્ય અને યોગનાં રહસ્યો, આચાર્યશ્રીના સાહિત્યથી એવા સુંદર અને સરળ રૂપમાં ગ્રહણ કરતા દૃષ્ટિએ આવે છે, કે વર્ગની બહારની જનતા તેવા મનુષ્યોના સંપર્કમાં આવતાં, વાર્તાલાપમાં કે વાદવિવાદમાં, તેમની સત્ય વસ્તુ સમજવાની શક્તિને અવલોકી, આશ્ચર્ય પામ્યા વિના રહેતી નથી, અને એ સાહિત્યના પરિશીલનથી તેમના વિચારોનું ક્રમશઃ જે પરિવર્તન થાય છે, તેની આશ્ચર્યકારક અસર, તેમના બાહ્ય સ્થૂલમાં, સ્થૂલ કૃતિઓમાં પણ, પ્રત્યક્ષ થયા વિના રહેતી નથી. અનેક બુદ્ધિમાન અને સૂક્ષ્મ નિરીક્ષકોનો તે પ્રત્યક્ષ અનુભવ છે. શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાનના સ્વરૂપાવસ્થાનપૂર્વે થોડા જ સમયઉપર નડીઆદના પ્રસિદ્ધ સાક્ષર શ્રીયુત ચંદ્રશંકર પંડ્યા, વિશ્વવંદ્ય-ઉદ્યાન (કારેલી બાગ) માં તેઓશ્રીના દર્શને આવેલા હતા, ત્યારે એમણે લેખકસમક્ષ કહેલું : "એક મનુષ્ય શ્રેયસ્સાધક વર્ગનો છે એ હું તરત જ પારખી શકું છું. તેનામાં સાત્ત્વિકતાના, શુદ્ધિના ભાવો, તરી આવે છે! તેના મુખઉપર પ્રસન્નતા હોય, કંઈક સૌમ્યભાવ હોય, વાણીમાં સંસ્કાર હોય, વર્તનમાં વિનયવિવેક હોય, એનું સૂક્ષ્મ અવલોકન થતાં જ, એ નિર્ણય થઈ જાય! મારે એક પ્રસંગે પૂ૰ ભગવાનશ્રીને કંઈ મોકલવાનું અથવા સંદેશો કહાવવાનું કામ હતું. અમદાવાદ સ્ટેશને હું આમતેમ એ વિચારમાં ફરતો હતો, ત્યાં એક મનુષ્યને જોતાં જ મને લાગ્યું કે એ 'શ્રેયસ્સાધક' હોવા જોઈએ. પૂછતાં એ સત્ય જણાયું અને મારૂં કાર્ય પતી ગયું!' જીવનમાં આવું ઉન્નત ભાવપરિવર્તન કરનાર એ પ્રભાવશાળી સાહિત્યગ્રંથોપ્રતિ હવે દૃષ્ટિ કરીએ.

*

## પદ્ય-ગ્રંથો

ઉપર નિર્દેશ કરેલો જ છે કે મહાપુરુષોનાં જીવન જ પ્રેરણાત્મક હોય છે. તેમની ચર્યાઓમાં પ્રેરણાનું સ્વાભાવિક બલ રહેલું હોય છે.

**શ્રીમન્નૃસિંહાચાર્યજીની** વાણીમાં અસાધારણ સાત્ત્વિકતા, માધુર્ય, વિવેક અને પ્રેમભાવ,પ્રત્યેક પ્રસંગમાં છલકાતો દૃષ્ટિએ આવ્યા વિના રહેતો નહિ, અને શિષ્યવર્ગના હૃદયમાં તે ભાવો અંકિત થયાવના પણ રહેતા નહિ. આ જીવંત કાવ્યનો મહિમા ! છતાં આ ભાવો ગ્રહણ કરવાનું સામર્થ્ય સર્વ-સુલભ નથી. એ સમજવાની અને એને પોતાના જીવનમાં ઉતારવાની પણ યોગ્યતા–શક્તિની જરૂર છે. તેના અંતરના સુપ્ત, જડ સંસ્કારોને ચેતનવંતા બનાવવાની અગત્ય છે. તે મહાપુરુષોની હૃદયસ્પર્શી વાણી જ કરી શકે છે. તદુપરાંત કાવ્ય શબ્દરૂપે ચિરસ્થાયી, સર્વસુલભ હોવાથી તેની વિશેષ ઉપકારિકતા છે. તેથી પોતે કાવ્ય-પ્રવૃત્તિનો આરંભ તો સુરતમાં પ્રાર્થના–સમાજમાં વ્યાખ્યાન આપવાનો પ્રારંભ કર્યો ત્યારથી જ કરેલો હતો, એ આપણે જોયું છે. તે પછી નિજામપુરામાં જિજ્ઞાસુવર્ગ સમાગમ-માટે એકત્ર થતો ગયો ત્યારે તે પ્રવૃત્તિને વિશેષ વેગ મળ્યો, અને એક સારી સંખ્યામાં 'પદ્યકૃતિ'નો સમૂહ તૈયાર થયો ત્યારે તેને પ્રસિદ્ધ કરવા નિર્ણય થયો. એ કીર્તનોનું પ્રથમ પુસ્તક તૈયાર થયું, અને

**શ્રીનૃસિંહવાણીવિલાસ**

નામથી તે સં. ૧૯૩૬માં પ્રસિદ્ધિને પામ્યું. આગળઉપર શ્રી શ્રેયસ્સાધક-વર્ગની સ્થાપના થતાં પદ્યસંખ્યા વધતી ગઈ અને તે સર્વ પદ્યો પુસ્તકા-કારે પ્રસિદ્ધ થયાં. આ રીતે **શ્રીનૃસિંહવાણીવિલાસ** ૧–૨–૩ એમ ત્રણ વિભાગમાં પ્રસિદ્ધ છે.

પ્રથમ ભાગ : પદ્ય સંખ્યા ૧૨૬. દ્વિતીય ભાગ : પદ્ય સંખ્યા : ગુજરાતી : ૧૭૪, મિશ્રભાષા ( હિંદી ) : ૮૬. તૃતીય ભાગ : ગુજરાતી : ૧૪૫, મિશ્રભાષા (હિંદી) : ૧૦. પ્રથમ ભાગમાં પણ હિંદી કાવ્યો છે, પરંતુ તેને જુદાં રાખેલાં નથી. આ ઉપરાંત ત્રણે પુસ્તકોમાં અનેક છંદો પણ વિવિધ વિષયને સ્પર્શતા અને અનેક સિદ્ધાંતોને ટુંકાણમાં જ પ્રકટ કરતા તેઓશ્રીએ રચેલા છે, તેનો પણ તે પુસ્તકોમાં જ સમાવેશ કરેલો છે.

ગેય કાવ્યનો મહિમા તો સર્વ કોઈ જાણે છે. નવધા ભક્તિમાં **કીર્તન–ભક્તિ** બહુ ઉત્તમ અને પ્રભુસાથે એકતા સધાવનાર બળવાન્ સાધન છે. સંગીતનું માધુર્ય અને એકતારાનો મધુર ધ્વનિ, એ ઉભયનો સંયોગ, વાતાવરણને કેટલું પ્રશાંત કરી નાંખે છે એ સર્વ શ્રવણ કરનાર અનુભવપૂર્વક સમજે છે. એટલું જ નહિ, તે કાવ્યો સર્વના અંતઃકરણમાં

ગુંજ્યા કરે છે અને જાણ્યેઅજાણ્યે સત્સંસ્કારનું બલ અંતઃકરણમાં જમાવતાં રહે છે. આથી જ નરસિંહ, મીરાં, કબીર, તુકારામ વગેરે સંત મહાત્માઓએ કીર્તનો રચી, સ્વાનુભવસાથે જનતાને સ્વાનુભવના માર્ગમાં સ્થાપવાનું બળવાન્ સાધન આપ્યું છે. શ્રીમન્નૃસિંહાચાર્યજી પણ એકતારાસાથે હૃદયંગમ ભાવથી કીર્તનો શ્રવણ કરાવતા ત્યારે, શ્રોતૃવર્ગ અપૂર્વ તન્મયતા અનુભવી, ક્ષણભર પણ પરમાત્માના સ્વરૂપમાં લીનતા અનુભવ્યાવિના રહેતો નહિ. તેમાં પણ તેઓશ્રીનાં આત્મલક્ષી કાવ્યોમાં જે ઓજસ્ભરી વાણીનો શબ્દપ્રભાવ છે, તે એટલો ચેતનવંતો છે કે, અનેક ઉચ્ચ કોટિના સંતો પણ તેના શ્રવણથી ધન્ય ધન્યના ઉદ્‌ગાર કાઢયાવિના રહી શકયા નથી. કારણ, જીવભાવમાંથી બ્રહ્મભાવમાં તે તત્કાળ શ્રોતાને સ્થાપે છે. 'અબ મેં ભી ભયા જગરાયા, નિશાન ગડાયા, ડંકા બજાયા રે જી,' 'મેં મેરા પહેચાના, અબ કયા ડર જાના', કહો હમકો કયા કરે, દિવાની! માયા હમકો કયા કરે' 'બ્રહ્મરસ કૈસે પાયો' વગેરે આત્મલક્ષી કાવ્યો એના દૃષ્ટાંતરૂપ છે. કેટલાંક કાવ્યોમાં સિદ્ધાંતો એટલા સચોટ રીતે અને ટુંકાણમાં દર્શાવ્યા છે કે તે કાવ્યોની એકાદ બે પંક્તિમાત્રથી આખું સિદ્ધાંતનું સ્વરૂપ સ્પષ્ટ થઈ જાય છે. વર્ગના સિદ્ધાંતોની ચર્ચાપ્રસંગમાં તેવી પંક્તિઓ આપેલી જ છે. 'યહ સંસાર હૈ મનકા તમાસા, જીવકું ભયા સો ગલેકા ફાંસા;' 'જગ સબ સત્યસમાન દીખે સો, સત્યસ્વરૂપસેં હુવા હૈ પ્રકાશા,' 'ભક્તિવિણે ભેટે નહિ ભગવાન,' 'ભક્તિરસાયન સર્વથી મોટુંજી', 'સ્વાત્માનુભવ જિનકું ભયો હૈ, યહ દુઃખરૂપ જગ તિનકો ગયો હૈ, 'બ્રહ્માનંદનિમગ્ન રહ્યો જબ, તબ ના દ્વૈતાદ્વૈત કહ્યો હૈ', 'વાસના સૂક્ષ્મ જિનેં ત્યાગી, સોઇ હૈ સંન્યાસી, સંન્યાસી', 'બ્રહ્માનંદમેં રહેવે સોઈ હૈ બ્રહ્મચારી, બ્રહ્મચારી,' 'જો મન સદા સ્વરૂપે રમે, જીવ તો ન ભવચક્રે ભ્રમે' વગેરે પંક્તિઓ સિદ્ધાંતરૂપ સ્પષ્ટ છે. પરલક્ષી કેટલાંક બોધક કાવ્યો છે. આમ વિવિધ પ્રસંગાનુરૂપ અને ભિન્ન ભિન્ન અધિકારીમાટે કાવ્યો રચાયાં છે. કેટલાંક કાવ્યો યોગની પ્રક્રિયાઓ અથવા ક્રિયાઓનાં સ્વરૂપ સ્પષ્ટ કરનારાં પણ છે, અને કેટલાંક સ્તુતિરૂપ છે. આમ વિવિધ પ્રકૃતિનાં અને ભિન્ન ભિન્ન ભાવનાં અથવા અધિકારનાં મનુષ્યોને પોતાના ભાવોના જ ઉત્કર્ષને ઉત્તેજે અને વિવિધ ઉચ્ચ ભાવોમાં સ્થાપે તેવાં કાવ્યો તેઓશ્રીએ રચ્યાં છે.

કોઈ કોઈ ખાસ પ્રસંગવશાત્ લખાયેલાં કાવ્યોમાં તે કાવ્યમાટે તે પ્રકારની નોંધ કરેલી છે. આમાં કોઈ કોઈ પ્રસંગોની હકીકત જાણવાજેવી

છે. તૃતીય વાણી-વિલાસમાં ૧૫ મું પદ : "જગજનની રે, શરણાગતને તારો, મહામસ્ત રિપુને મારો," શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાનના આરંભક ચૌલ સંસ્કારમાટે શ્રી બહુચરાજી જવાનું હતું, તે પ્રસંગે રચાયેલું છે.

આ જ પ્રમાણે તે જ પુસ્તકનું પદ ૧૨૭ પણ પ્રસંગવશાત્ લખાયેલું છે. દૂરનાં આપ્તજનોને દુઃખસમયે ધૈર્ય આપવા પોતે આશ્વાસનપત્ર લખતા અને નિકટ હોય તેમને પ્રત્યક્ષ મળી સમાધાનમાં સ્થાપતા, એ વસ્તુ આગળ જણાવી ગયા છીએ. શ્રી બાજીગૌરી બહેન અપૂર્વ શ્રદ્ધાભક્તિ-સંપન્ન શ્રેયસ્સાધક હતાં. પાછળથી સુરત, મુંબઈની 'વનિતા-વિશ્રામ' જેવી અદ્વિતીય, સ્ત્રીજીવનના ઉત્કર્ષને પોષનારી સંસ્થાનાં આદ્ય સંસ્થાપક: યૌવનના પ્રારંભે તે વૈધવ્યને પ્રાપ્ત થયાં હતાં. તેમની એકની એક સુપુત્રી બાળપણથી જ બહુ વિચક્ષણ હતી. તેનું અવસાન બાલ્યવયમાં જ થતાં તેમના હૃદયને પ્રબલ આઘાત થયેલો, ત્યારે એ પદ તેઓશ્રીએ તેમને માટે રચી તેમને મોકલાવેલું, અને તેથી તેમને અપૂર્વ આશ્વાસન મળ્યું હતું! પદની આરંભક પંક્તિઓ :

"બહેન ! વિવેકે વિચારી જોજો વિશ્વમાં,
અજરામર નથી કોના ભૌતિક દેહ જો."

*

આ ઉપરાંત 'અધિકારી રે આશ વિષયની ટાળો' એ કાવ્યનો પ્રસંગ પણ ઉલ્લેખને પાત્ર છે. 'નવરાત્રિ'ના પ્રસંગે ગુજરાતનાં શહેરોમાં જ નહિ, ગામડાંમાં સુદ્ધાં ગુજરાતની સન્નારીઓ રાસે રમવા નિસરે છે. ગુજરાતની એ રાસવિશિષ્ટતા ઇતિહાસને પાને નોંધાયેલી છે. સમયના ફેરફારસાથે તેમાં અનેક પ્રકારના ફેરફાર થયા છે, છતાં 'નવરાત્ર'ના દિવસોમાં દેવીના ઉત્સવના નિમિત્તે કરીને પણ આજે એ રાસરસિયાં એકત્ર થઈ રાસની રસિકતાસાથે રસરાત્રિના મહિમાનું ભાન કરાવે છે. વડોદરામાં અનેક સ્થળે 'નવરાત્રિ'ના પ્રસંગે એ રાસ-ગરબાની રમઝટ જામે. શ્રીમંતોને ત્યાં 'નવરાત્રિ'ના પાછલા દિવસોમાં તો આખી જ રાત્રિઓ ગરબા ચાલતા, અને બહારનો રસિક પ્રેક્ષક વર્ગ છુટથી તેનો લાભ લઈ શકતો, કારણ, તે કાલે તેમાટે 'ફી' રાખવામાં આવતી નહિ. આવા પ્રસંગે સુરતની ઇચ્છા ગાનારીને ખાસ બોલાવવામાં આવતી. તેનો સુરીલો કંઠ અને ગીતની હલક, સાંભળનારને મુગ્ધ કરતાં. ઇચ્છાનો ગરબો જાણતાં પ્રેક્ષકોનાં પણ ટોળેટોળાં ઉમટતાં. એ ઇચ્છા ગાનારી પણ

શ્રીમન્નૃસિંહાચાર્યજીનાં કીર્તનોમાં ગરબીઓ વગેરે સાંભળી, તેઓશ્રીના દર્શનાર્થે આવી, અને તેને પોતાને ગાવામાટે કોઈ બોધક અને સંસ્કારીશો ગરબો રચી આપવા પ્રાર્થના કરી. તે ઉપરથી તેની ઇચ્છાનુસાર લયવાળું એ પદ તેને રચી આપવામાં આવ્યું હતું, અને તેથી તેને અપૂર્વ સંતોષ અને આનંદ થયો હતો.

*

આ પ્રસિદ્ધ કાવ્યગ્રંથોઉપરાંત એક અન્ય ગ્રંથ પણ તેઓશ્રીએ કાવ્યરૂપે રચવાનો આરંભ કર્યો હતો, પરંતુ તે અપૂર્ણ રહેવાથી પ્રસિદ્ધ કરવામાં આવ્યો નહોતો. છતાં તેઓશ્રીના સ્વરૂપાવસ્થાનપછી શ્રી મહાકાલ માસિકમાં તેઓશ્રીના કેટલાક અપૂર્ણ લેખો પ્રકટ કરવાની શરૂઆત શ્રીમન્ માસ્તર સાહેબે કરી હતી. તેમાં શ્રી મહાકાલના ૧૭ મા વર્ષમાં, સં૦ ૧૯૬૧ માં,

## અનુભવપ્રદીપ

નામનો કાવ્ય ગ્રંથ પ્રકટ કરવાનો આરંભ કર્યો છે. તે કાવ્યની નીચે નોંધ આ પ્રમાણે છે :

"આ ગ્રંથનો આરંભ શ્રીનૃસિંહાચાર્યજીએ આશરે વિશેક વર્ષપૂર્વે કર્યો હતો. તે પૂર્ણ કરવાનો યોગ આવ્યો ન હતો. તેમના દેહની સ્થિતિસમયે તે છપાયો હોત, તો આથી ઉત્તમ રૂપમાં તે પ્રકટ થાત."

આ ગ્રંથનો હેતુ તેમ જ તેઓશ્રીની લેખનપ્રવૃત્તિનો હેતુ પણ આ કાવ્યની આરંભની કેટલીક પંક્તિઓમાં તેઓશ્રી જણાવે છે, તેથી તે થોડી પંક્તિઓનું અવતરણ આપવું ઉચિત ધાર્યું છે.

નિર્સંચપણે મતિ આદરે, અતિ વિકટ જે છે કામ,
અન્ય કોણ કરી શકે, અગણિત લેઈ દામ.
દામ દામથી નવ બને આ રામકૃપાથી હોય,
જગ જન્મમરણ ન ક્લેશને, ના જીવપણાને જોય.
જોય નિજપદ મોહ ના, સર્વાત્મદર્શન થાય,
દ્રષ્ટા દશ્ય શમાવી જોતાં સત્ય સ્વરૂપ રહાય.
એ અકળ કળને આપવા, સ્થાપવા જગજનધર્મ,
આ ગ્રંથનો આરંભ છે એ સુજન સમજે મર્મ.

*　　*　　*

ગ્રંથનો અવધિ નથી જેમ સાગરે મીન,
તો પણ અધિક જન વિનવે, દિનનિશવિષે થઈ દીન.
દીનત્વ જોઇ જીવનું મતિ કરે નિશ્ચય એમ,
અનેક ત્યાં આ એક પણ, છો રહે દઈ સુખક્ષેમ.
વિવિધ ભાષાવિષે વિધવિધ ગ્રંથનો નહિ પાર,
જેવડે જનચિત્ત શાંતિ ઉપજે, તે જ જગમાં સાર.
અનેક સ્થળ છે જળતણાં, તો પણ કરે ધનવંત,
શું તે રહે અણુવાવર્યાં, ગ્રાહકતણો ગણી અંત.

*

## નાટક

**काव्येषु नाटकं रम्यं** એ દૃષ્ટિથી અથવા તો સામાન્ય જનતાની નાટકપ્રતિની અભિરુચિ હોઈ તેદ્વારા ઉચ્ચ સિદ્ધાંતોના સંસ્કારો આપવાનું અનુકૂલ જણાવાથી, સઉથી પ્રથમ, ગદ્ય-પદ્યયુક્ત

## સુરેશ-ચરિત્ર

નામનું 'શ્રાવ્ય' નાટક તેઓશ્રીએ રચ્યું છે. નાટકનું વસ્તુ લૌકિક ભૂમિકાઉપરના અલૌકિક અનુભવવાળું છે. તેમાં અધ્યાત્મવિદ્યાનાં રહસ્યનું પ્રકાશન કરતી ઘટનાઓ છે. આખું નાટક એક રૂપક છે અને લક્ષ્યરૂપ સ્પષ્ટાર્થમાટે તેની 'તાત્પર્યદીપિકા' લખવાનું તેમાં સૂચન કરેલું જ છે. મુખ્ય પાત્ર સુરેશ છત્રપતિ છે. એ પાત્રદ્વારા ઉત્તમ રાજનીતિના સિદ્ધાંતો વ્યક્ત કરવાની સાથે કુટિલ રાજનીતિપ્રતિ તીવ્ર કટાક્ષ તેમાં દર્શાવ્યો છે.

સુરેશ રાજાને ચાર કન્યાઓસાથે લગ્ન કરવાનો યોગ ઉત્પન્ન થાય છે. એક પત્નીવ્રત એ ઉત્તમ વસ્તુ છે એ સ્પષ્ટીકરણ કરવાની સાથે, કેટલાક ગૂઢ હેતુઓ, કર્મના નિયમો, વગેરે તેમાં કારણભૂત હોય છે એ દર્શાવી, એક પતિની ચારે પત્નીઓ પરસ્પર અસાધારણ સ્નેહભાવયુક્ત વર્તન રાખે છે, એમાં જ તેની વિશિષ્ટતા દર્શાવાઈ છે. સ્ત્રીઓમાં પરસ્પર ઈર્ષ્યા, અસૂયા, દ્વેષ વગેરેની લાગણીઓ પ્રબળ હોય છે, તેનો પ્રતિહાર કરી, એકબીજાપ્રતિ સહિષ્ણુતા દર્શાવી, સમભાવસાથે ઉત્તમ સ્નેહભાવયુક્ત રહેવું, એમાં ચારિત્ર્યની ઉત્તમતા છે, મહત્તા છે. આ વસ્તુ દર્શાવવાની સાથે એક ગૂઢ વિદ્યાનો માર્મિક સિદ્ધાંત મહાદેવીના પાત્રદ્વારા પ્રકટ

કરવાનો હેતુ તેમાં સમજાય છે. મહાદેવી સમુદ્રઉપરથી સુરેશ રાજાના વિહારગૃહના પાસે આવીને મળે છે અને પોતાનો વૃત્તાંત કહે છે. તેમાં મૂળ પ્રકૃતિમાંથી જે સ્ત્રીપુરુષનું યુગલ છુટું પડી, સંસારપ્રવાહમાં વહે છે, તે યુગલ જ જ્યારે અનેક સુખદુઃખના અનુભવના અંતે, કોઈ વિલક્ષણ સત્તાના બળથી આકર્ષાઈ, એકત્ર થાય છે, ત્યારે તે દંપતી અવર્ણનીય સુખાનુભવ કરે છે, અને પરિણામે દિવ્ય અનુભવોદ્વારા પરમપદ અથવા મોક્ષપદને પ્રાપ્ત કરે છે, એવું સૂચન છે. આજનું વિજ્ઞાન Soul-mate આત્મરૂપ અર્ધાંગની, આવી જ કલ્પના કરે છે! આથી તેઓશ્રીની અલૌકિક દૃષ્ટિમાં તે પ્રત્યક્ષવત જણાય છે. આ ગ્રંથ માત્ર પૂર્વાર્ધ જ છે. ઉત્તરાર્ધમાં મહાદેવીનું જ વિશેષ સ્વરૂપ આલેખાત તો તે સિદ્ધાંતના મર્મો વિશેષ સ્પષ્ટ થાત. અસંતોષ એટલો જ છે કે તે કાર્ય અપૂર્ણ રહ્યું છે.

આ ઉપરાંત વિવિધ પાત્રોદ્વારા, વિવિધ વિદ્યાઓ, મંત્રશાસ્ત્ર, જ્યોતિષ્, સંગીત, વગેરેનાં સ્વરૂપ દર્શાવવાનો પણ પ્રયત્ન છે. વળી સમાજની અયોગ્ય રૂઢિઉપર કટાક્ષના ભાવો પણ વાચકને સમજાયાવિના રહેશે નહિ. વધારે વિસ્તારભયથી તે સર્વનો ઉલ્લેખ અનાવશ્યક ગણ્યો છે. જિજ્ઞાસુ તે વાંચી તેમાંથી ઉત્તમ પ્રકારે તે વસ્તુઓ સમજી શકશે.

એક વિશેષ વાત આ નાટકસંબંધમાં ખાસ કરીને ઉલ્લેખ કરવાયોગ્ય છે.

## પિશાચ પ્રત્યક્ષ દેખાડનારનો ચમત્કાર

સુરેશચરિત્રમાં ભૂતપ્રેત અને પ્રેતયોનિની વાતો વાંચી, શ્રી નગીનભાઈ મહેતાને અસંતોષ થયો. બાપજીશ્રીવિષે અપૂર્વ શ્રદ્ધાભક્તિ છતાં, જે ભૂતપ્રેતની વાતો અભણ વહેમી મનુષ્યો માને, તે વાતો તેમના જેવા ગ્રેજ્યુએટ, વિદ્વાને માનવી શી રીતે? તે સમયમાં અંગ્રેજી શિક્ષણ પામેલા અને સુધારકોવગેરે ભૂતપ્રેતની વાતો કેવળ કલ્પિત અને ખોટા વહેમથી ભરેલી છે એવો પ્રચાર અત્યંત ભારપૂર્વક કરતા હતા, અને બાપજીશ્રીએ તે જ વાતનું સમર્થન કર્યું! આ તેમના મનને છંછેડવા કરવા લાગ્યું. તે જાતે વિજ્ઞાનના બહુ ઉંડા અભ્યાસી હતા, પરંતુ વિજ્ઞાન તે કાલે પ્રેતાવાહનના પ્રયોગોતરફ વળ્યું નહોતું, અથવા તેનો કદાચ આરંભ જ હોવાથી, પાશ્ચાત્ય જનતાએ તે હજી સ્વીકાર્યું નહોતું. આ પરિસ્થિતિમાં મૂકાયેલા શ્રી નગીન-

ભાઈએ શ્રી માસ્તર સાહેબદ્વારા બાપજીશ્રીને તેનો ખુલાસો કરવા વિજ્ઞપ્તિ કરી. બાપજીશ્રીએ જણાવ્યું : " ભાઈ! આ લોકમાં જ જુઓને, પ્રાણિસૃષ્ટિ, પશુસૃષ્ટિ, ઉદ્ભિજ્જ અથવા વનસ્પતિસૃષ્ટિ અને બીજી અનેક સૃષ્ટિઓ છે, તેવી અન્ય લોકમાં અર્થાત્ અંતરિક્ષમાં, ભૂતપ્રેતાદિની સૃષ્ટિ છે. યક્ષગંધર્વાદિ લોકોની માફક એ પ્રાણિઓ પણ પૃથ્વી લોકઉપર આવી શકે છે." પરંતુ શ્રી નગીનભાઈના મનને સંપૂર્ણ સંતોષ થયો હોય તેમ બાપજીશ્રીને ન લાગ્યું. પ્રસંગ એવો બન્યો કે એક બે દિવસમાં જ અમદાવાદથી એક ખાતરો વડોદરે બાપજીશ્રીનાં દર્શનમાટે આવ્યો. એની આકૃતિ, એનાં રૂપરંગવગેરે પણ ભૂતપ્રેતનુ જ ભાન કરાવે એવાં હતાં. બાપજીશ્રીના તેજસ્વી મુખપ્રાંત તો તેનાથી ઉંચી દૃષ્ટિ કરીને જોઈ શકાતું પણ નહિ. એક ખુણામાં નીચી દૃષ્ટિ કરીને એ બેસી રહેતો. તેની સાથેની વાતચિતમાં સ્પષ્ટ થયું કે તેણે કંઇક તામસ ઉપાસના કરેલી હતી અને પ્રેતાદિને તે પ્રત્યક્ષ બોલાવી શકતો. શ્રીમન માસ્તર સાહેબ વગેરેએ આથી કરીને તે પ્રયોગ જોવો એવો નિશ્ચય કર્યો. એક રાત્રિએ મોઢેશ્વર મહાદેવપાસેના સ્મશાનમાં તે સઉને લઈ ગયો. શ્રી માસ્તર સાહેબ, નગીનભાઈ, શ્રી ત્રિકમલાલભાઈ અને અન્ય એકાદ બે મનુષ્યો એ પ્રયોગ જોવા ગયેલા. તે ખાતરાએ આ સર્વને એક સ્થાનમાં ઉભા રાખ્યા, અને આસપાસ પાણીનું કુંડાળું કર્યું અને તેની બહાર ન નીકળવા સૂચવ્યું. ઉપરાંત તેણે જણાવ્યું કે તમારા મંત્રજપ કે કશું કરતા નહિ, નહિ તો તે આવશે નહિ. આ પછી તેણે પોતાની ક્રિયા કરી અને થોડી જ ક્ષણોમાં મોટો કડાકો થયો અને બહુ ઉંચી જવાળા તે માણસથી થોડે દૂર પ્રકટેલી દેખાઈ અને તેમાંથી એક ભયંકર આકૃતિ નીકળતી દેખાઈ! પછી તેણે પોતાની પાસેનો તૈયાર રાખેલો બલિ આપવા તે પ્રેતને પાસે બોલાવ્યું, પરંતુ તે આવ્યું નહિ અને દૂર જવા લાગ્યું, એટલે તરત જ તે માણસે કહ્યું, તમારામાંથી કોઈ મંત્રજપ કરતું લાગે છે. શ્રી ત્રિકમલાલભાઈને ભય થવાથી તેમણે પૂર્વથી બાપજીશ્રીની પ્રતિમા છાનીમાની આણેલી, તે બહાર કાઢી પોતાના હાથમાં રાખી હતી, એવું તેમણે શ્રી માસ્તર સાહેબને જણાવ્યું! આથી જ તે પ્રેત પાસે આવી શકતું નહોતું. તે પ્રતિમા પાછી ગજવામાં મૂકતાંવેંત તે પ્રેત આવ્યું અને બલિ લઈ ચાલ્યું ગયું!

આ નાટકઉપરાંત બીજું 'બાળલગ્ન'નું અન્ય નાટક પણ લખવા શરૂ કરેલું, એમ શ્રી માસ્તર સાહેબની નોંધઉપરથી જણાય છે, પરંતુ તે

ઉપલબ્ધ નથી. તે પછી પંચીકરણજેવો કોઈ વેદાંતગ્રંથ લખવા માંડેલો, તે પણ મળતો નથી. ત્યાર પછી,

**શ્રી સિદ્ધાંત-સિંધુ**

નામનો અપૂર્વ મહાગ્રંથ તેઓશ્રીએ લખ્યો છે. સર્વ શાસ્ત્રના તાત્ત્વિક સિદ્ધાંતો, અધિકારી જિજ્ઞાસુઓને સરળતાથી સમજાય, અને પોતાના જીવનમાં તે ઉતારી શકે, તેવા મહાન્ હેતુથી, આ એક આકર ગ્રંથ રચવાનો પ્રયત્ન તેઓશ્રીએ કર્યો છે. આ ગ્રંથ ચઉદ વિભાગમાં પ્રકટ કરવાના હેતુથી, વિભાગોને '**રત્ન**' સંજ્ઞા આપી છે. સિંધુનું '**પ્રથમ રત્ન**' તેઓશ્રીની વિદ્યમાનતામાં જ પ્રકટ થયેલું છે. સં૦ ૧૯૪૧ : સન: ૧૮૮૫ માં પ્રથમાવૃત્તિ પ્રકટ થઈ છે. તે પછી '**દ્વિતીય રત્ન**' નો પણ પોતે આરંભ કરેલો, પરંતુ પુસ્તકાકારે પ્રકટ થઈ શકે તેટલો ગ્રંથવિસ્તાર થતાંપૂર્વે પોતે સ્વરૂપસ્થ થયાથી, તે પુસ્તકરૂપે પ્રસિદ્ધ થયો ન હતો, પરંતુ પાછળથી દ્વિતીય આવૃત્તિવખતે પ્રથમ રત્નસાથે તેટલો વિભાગ સંયુક્ત કરવામાં આવ્યો છે.

**શ્રીમન્નૃસિંહાચાર્યજીની** નિરાવરણ દૃષ્ટિમાં એ પ્રત્યક્ષ હતું કે સામાજિક જીવન અધોગતિને પામ્યું છે. ગૃહસ્થાશ્રમની શ્રેષ્ઠતા લુપ્તપ્રાય થઈ છે. સ્ત્રીજીવનપ્રતિ અત્યંત દુર્લક્ષ છે અને ત્યાગની ખોટી-અયોગ્ય ભાવના સમાજમાં જન્મી છે. એ સર્વ અનર્થની નિવૃત્તિમાટે સ્વધર્માચરણયુક્ત ગૃહસ્થ જીવનની શ્રેષ્ઠતા જનતાના હૃદયઉપર અંકિત થવી જ જોઇએ. સંસારનું સાચું સ્વરૂપ સંસારમાં રહીને જ સમજવું જોઈએ. અને તે સાંસારિક જીવનના પાકા અનુભવજન્ય જ્ઞાનથી વિવેકવિરાગની કલા ખીલે છે અને ત્યારે જ સર્વ દુઃખના મૂલરૂપ સંસારની આસક્તિ છૂટે છે, એ વસ્તુનો બોધ સચોટ જાગ્રત્ કરવો જોઈએ. આવી રીતે **અનુભવજન્ય જ્ઞાનથી અનાસક્તિની સિદ્ધિદ્વારા** પરમાત્મપદની પ્રાપ્તિ સરળ છે, જીવન્મુક્તિસુખનો અપૂર્વ આનંદ સહજ છે, એ દર્શાવવા અને બળાત્કારના ખોટા અપક્વ અથવા ક્ષણિક વિરાગથી ત્યાગાશ્રમને સેવનાર અધઃપતનને પામે છે એ અનુભવપૂર્વક સમજાવવા, આ ગ્રંથમાં વિવિધ આખ્યાનો અને ઉપાખ્યાનોદ્વારા તેઓશ્રીએ સુંદર પ્રયત્ન કર્યો છે. અનેક કથાઓ અને ઉપકથાઓમાં વાર્તાનો રસપ્રવાહ એવો બળવાન્ છે કે તેના વેગમાં વાચક તણાતો છતાં, ઉત્તમોત્તમ સિદ્ધાંતોને ઉત્તમ પ્રકારે પોતાના હૃદયમાં ધારણ કરતો રહે છે.

તત્ત્વદૃષ્ટિને જાગૃત કરનાર આદર્શ ગૃહસ્થધર્મનું સ્વરૂપ સ્પષ્ટ કરતાં કેવો સુંદર સુબોધ આપે છે !

" ગૃહસ્થાશ્રમીએ સર્વ પ્રાણી ઈશ્વરમય છે એમ નિશ્ચય કરતા જવું. તેમાં પાત્રપરત્વે પૂજનાદિ વ્યવહાર અધિક ન્યૂન થાય ત્યાં સંશયયુક્ત ન થવું. વળી કેવળ ધાતુઆદિની મૂર્તિને જ પરમેશ્વર જાણીને પૂજવી તથા અન્ય પ્રાણિઓનો તિરસ્કાર કરવો એને જ જે ઉત્કૃષ્ટ માને છે, તે પ્રાણી મંદબુદ્ધિનો જાણવો. કારણ કે ધ્યેય સ્વરૂપની સદાસર્વદા એક સ્થાને તથા એક સ્થિતિની ઉપાસકોને જરૂર રહે છે, તે પ્રમાણે મનુષ્ય મહાત્માને રહેવું અનુકૂળ ન પડે માટે, તથા અજ્ઞાનાંશથી દ્વેષનો ઉદય થવાના હેતુથી, ઉપાસકને ઉત્તમ રૂપગુણોના આરોપણપૂર્વક મૂતિનું ધ્યાનાદિ કરવામાં વધારે ઠીક પડે તેથી, એ પ્રતિમાપૂજાની નીતિ વિદ્વાનોએ અંગીકાર કરી છે. તેમ છતાં પણ એ તો નિશ્ચય જ છે કે **મૂર્તિની અનવધિ ઉપાસના કરનાર પુરુષ પણ અન્ય પ્રાણિઉપર જ્યાંસુધી દ્વેષને રાખે છે, ત્યાંસુધી તેના ઉપર ઈશ્વરનો અનુગ્રહ થતો નથી;** માટે સદા સર્વાત્મભાવના કરવાનો અભ્યાસ રાખતા જવું, તથા સત્પુરુષનો સહવાસ રાખવો, એ ગૃહસ્થનો મુખ્ય ધર્મ જાણવો. " (દ્વિતીય આવૃત્તિ પૃષ્ઠ ૮૪)

ગ્રંથના આરંભમાં જ દ્વિષ્ટભુક્ નામના તપસ્વી બ્રાહ્મણને તેની સાધ્વી સ્ત્રી શંપાએ પ્રશ્ન કર્યો હતો કે " હે ભગવન્ ! આ સંસારના ભોગો ક્ષણે ક્ષણે નાશને પામે છે, તથા તે નાશ થયેલા ભોગ પ્રાણીને વારંવાર દુઃખ દે છે, એ વાર્તાનો સર્વને અનુભવ છતાં, ફરીથી તેવા જ પ્રકારના ક્ષણિક ભોગની ઇચ્છા કરી પ્રયત્ન કરે છે, એ મોટું આશ્ચર્ય છે. તો આ સમગ્ર દુઃખરૂપ વિષયોનો મૂળથી પરિત્યાગ કરીને સદા એકાંત સેવન કરી આયુષ્ના અંતપર્યંત પરમાત્માના ચિંતનમાં કાલ વ્યતીત કરવો એ ઉત્તમોત્તમ વાર્તા નથી શું ? " તેના ઉત્તરમાં જ દ્વિષ્ટભુકે અનેક કથાઉપકથાઓદ્વારા ઉપર દર્શાવ્યા તેવા અનેક સન્નિશ્ચિયો દર્શાવી, ઉપસંહાર કરતાં જણાવ્યું છે :

" હે શુભેચ્છાવાળી ! મૂળથી જ સર્વ સંસારવ્યવહારનો ત્યાગ કરી સર્વ મનુષ્યોએ એકાંત સેવન કરી, બ્રહ્મચિંતનમાં આયુષ્ વ્યતીત કરવું એ ઉત્તમોત્તમ વાર્તા છે, **એમ ન નિશ્ચય કરવો,** એ જ આ કથાનું આદિથી અંતપર્યંતનું તાત્પર્ય છે ! " આ રીતે ગીતાશાસ્ત્રના ન ન

**संप्यसमादेव सिद्धिं समधिगच्छति** એ કથનની સાથે કેવી સુંદર એક-વાક્યતા કરી છે !

અનેક પ્રસંગોમાં યોગશાસ્ત્ર, ભક્તિશાસ્ત્ર તથા વેદાંતશાસ્ત્રના સિદ્ધાંતો અત્યંત સુસ્પષ્ટ પ્રકારે ચર્ચ્યા છે. યોગાંગો, નવધાભક્તિ અને વેદાંતનાં સાધનાદિનો સુગમતાથી સામાન્ય અધિકારીને પણ બોધ થાય તેવાં સ્પષ્ટ રીતે દર્શાવાયાં છે.

કથાઉપકથાઓના રસમય પ્રસંગોમાં સર્વ શાસ્ત્રીય સિદ્ધાંતો દર્શાવી, આચરણીય માર્ગદર્શન કરાવવાની પૌરાણિક શૈલી જ તેઓશ્રીની લાક્ષણિક શૈલી છે. તેમાં સુરમ્ય વાક્યાવલિ, વાણીનો પ્રસાદ અને યુક્તિનું સામંજસ્ય એટલું સરસ છે કે વાચકહૃદયઉપર તેની પ્રબલ અસર ઉત્પન્ન થયા વિના રહેતી નથી.

હિંદી ભાષા અને દેવનાગરી લિપિતરફ તેઓશ્રીનો ખાસ પક્ષપાત હતો અને આ ગુજરાતી ભાષાનો ગ્રંથ પણ પ્રથમ આવૃત્તિકાલે દેવ-નાગરી લિપિમાં જ છપાવ્યો હતો. પાછળથી સ્ત્રીવર્ગને તે વાંચવામાં કઠિનતા જણાવાથી દ્વિતીય આવૃત્તિ ગુજરાતીમાં પ્રસિદ્ધ કરવાનું ઉચિત લાગ્યું હતું.

**દ્વિતીય રત્ન**માં તેઓશ્રીએ શ્રીનૃસિંહ સદ્ગુરુના પાત્રદ્વારા આત્મ-ચરિત ( auto-biography ) આલેખવાનો પ્રારંભ કર્યો છે, પરંતુ તે અપૂર્ણ રહેવાથી તેમાંથી વિશેષ વસ્તુ મળી શકે તેમ નથી.

## શ્રી ભામિની ભૂષણ

આ ગ્રંથના **પાંચ અલંકારો** પ્રસિદ્ધ થયા છે. સ્ત્રીજીવનના ઉત્કર્ષના હેતુરૂપ સમગ્ર ગ્રંથ આભૂષણરૂપ છે અને તેના વિભાગો પણ મનોરમ ઉજ્જવલ સંસ્કારથી વિભૂષિત કરનાર તત્ત્વોથી પૂર્ણ હોવાથી, આ ગ્રંથના વિભાગોને 'અલંકાર' એવી અન્વર્થક સંજ્ઞા અર્પવામાં આવી છે. તેમ જ સમગ્ર વસ્તુનો પણ સંપૂર્ણપણે ' સોળ વિભાગ 'માં સમાવેશ કરવાનો ઉદ્દેશ સ્પષ્ટ થાય છે. **પ્રથમ અલંકાર** સં૦ ૧૯૪૨ : સન ૧૮૮૬; દ્વિતીય અલંકાર સં૦ ૧૯૪૫ : સન ૧૮૮૯; તૃતીય અલંકાર સં૦ ૧૯૪૭ : સન ૧૮૯૧; ચતુર્થ અલંકાર સં૦ ૧૯૪૮ : સન ૧૮૯૨; પંચમ અલંકાર સં૦ ૧૯૫૧ : સન ૧૮૯૫, એ રીતે પ્રસિદ્ધ થયા છે.

પારમાર્થિક જીવનની સિદ્ધિના પાયારૂપ સર્વોત્કૃષ્ટ ગૃહસ્થ જીવન જ છે, એ આચાર્યશ્રીનું દઢ મંતવ્ય હતું, અને ગૃહસ્થજીવન સ્ત્રીપુરુષ ઉભયની સંસ્કારિતા, શુદ્ધિ અને સન્નિશ્ચયોઉપર જ આધાર રાખે છે, એ પણ તેઓશ્રીએ ભારપૂર્વક દર્શાવ્યું છે. સ્ત્રીજીવનપ્રતિ તે કાલમાં જે બહુ દુર્લક્ષ હતું, કેળવણીની ન્યૂનતા હતી અને સ્ત્રીના સંમાનભર્યા સ્થાનને અનુરૂપ જે ઉન્નતભાવ તેના પ્રતિ હોવો જોઈએ તે હોવાને બદલે તેના વિષે જે નિકૃષ્ટતાની ભાવના હતી, તેને નિર્મૂલ કરવાની અગત્ય તેઓશ્રીને સારી રીતે ગમ્ય હતી, અને તેથી આ ગ્રંથો રચવાનો પ્રયત્ન તેઓશ્રીએ કર્યો છે. પ્રધાનપણે સ્ત્રીજીવનને ઉન્નત, શુદ્ધ અને ઉજ્જવલ સંસ્કારભર્યું ઘડવાના હેતુથી જ આ **ભામિની-ભૂષણ** રચવાનો પ્રયત્ન છે, તથાપિ એકલાં સ્ત્રીજીવનનાં ઉપયોગી તત્ત્વો જ તેમાં નથી, પરંતુ દંપતીજીવનને સર્વોત્કૃષ્ટ કલાએ પહોંચાડવાને જે જે નીતિ અને સદાચારના નિયમો અને ઉભયને પાલન કરવાયોગ્ય ઉચ્ચ સિદ્ધાંતો છે તેની ચર્ચા, તેમાં અત્યંત રસભરી રીતે કરવામાં આવી છે.

સંસારી જીવનની ઝીણામાં ઝીણી વાતોથી આરંભી, સ્ત્રીઓના સંન્યાસના અધિકારપર્યંતની વાતો, શાસ્ત્રીય દૃષ્ટિથી છતાં એટલી સરળ પદ્ધતિથી ચર્ચવામાં આવી છે અને તેની એટલી પ્રબલ અસર થાય છે, કે આ ગ્રંથના પાંચે 'અલંકાર' સમજણપૂર્વક વાંચનાર હૃદય પોતાના જીવનમાં અસાધારણ પરિવર્તન થયેલું અનુભવે છે. **ભામિનીભૂષણ**ના વાચને ગુજરાતની જનતાના ગૃહજીવનઉપર જે સુંદર અસર ઉપજાવી છે તેનું અન્વેષણ કરનાર સૂક્ષ્મ નિરીક્ષક આશ્ચર્ય પામ્યાવિના રહે તેમ નથી.

આ ગ્રંથમાં કથાઓ, ઉપકથાઓ, આખ્યાનો, ઉપાખ્યાનો, ચરિત્રો વગેરે એટલાં મનોહર, બોધક અને રસપૂર્ણ અને આદર્શ જીવનને ઘડનાર છે, અને તે એટલાં વિપુલ પ્રમાણમાં છે, કે તેની સમાલોચનામાં તો એક પુસ્તક રચાય.

**પ્રથમાલંકારમાં** ભાષા અતિ સરળ, ન્યૂન શિક્ષણવાળી સ્ત્રીઓ પણ સહેલાઈથી સમજી શકે તેવી છે. ક્રમે ક્રમે તેમાં વિશેષતા, કઠિનતા, આવે છે. તેમાં સ્ત્રીપાત્રોનાં સ્વાભાવિક જીવનની છાયા તેમની વાતચિતમાં, તેમની જીવનપદ્ધતિમાં, એટલી રસભરી રીતે પ્રત્યક્ષ થાય છે કે વિદ્વાનોની દૃષ્ટિ તેમાં અપૂર્વતા જોયા વિના રહેતી નથી. આધુનિક પાશ્ચાત્ય વિદ્વાન્ લેખકો નવલકથાનાં પાત્રો

કે નાટકનાં પાત્રોના મુખથી તે પાત્રને અનુરૂપ ભાષા બોલાવે છે અને તેમાં તેની વિશિષ્ટતા, લાક્ષણિકતા, સમજાય છે. આચાર્યશ્રીના આ સુંદર ગ્રંથમાં વિવિધ પાત્રો જે ભાષા બોલે છે અને જે વિચારો દર્શાવે છે, તેથી તો ગુજ-રાતના સંસારનું એક તાદૃશ અને સુરમ્ય ચિત્ર પ્રત્યક્ષ થાય છે. આ પ્રમાણે આ ગ્રંથોની વિશિષ્ટતાસંબંધમાં અનેક પ્રકારે પ્રકાશ પાડી શકાય તેમ છે. પરંતુ તે નિષ્પક્ષપાતપણે અવલોકન કરનાર વિદ્વદ્ દૃષ્ટિને, અનુભવથી જ સઘળું સ્પષ્ટ થાય તેમ છે, તેથી વિસ્તારની આવશ્યકતા નથી.

**તૃતીય અલંકારમાં** શરૂ થતા દિવ્યમૂર્તિના આખ્યાનસંબંધમાં જણાવવું આવશ્યક છે કે દિવ્યમૂર્તિના જીવનમાં આચાર્યશ્રીના પોતાના જીવનની છાયા છે. તેમ જ તેમના શિષ્યોનું વર્ણન કરી પોતાના કેટલાક શિષ્યોનાં જીવનનું સ્વરૂપ પણ તેમાં સ્પષ્ટ કર્યું છે. શિષ્યોનાં સૂચક નામો અને તેમના ગુણદોષના વર્ણનથી શિષ્યોને અપરોક્ષ ઉપદેશ પણ આપ્યો છે, અને ભાવી ઉન્નત સ્થિતિની લક્ષણા કરાવી છે. આથી વિશેષ અનેક વસ્તુઓસંબંધમાં થોડો થોડો પ્રકાશ કરતાં પણ ઘણો વિસ્તાર થવા સંભવ હોવાથી, આ ગ્રંથો જિજ્ઞાસુએ વિશેષરૂપે અવલોકવા સૂચનમાત્ર કરી, વિરમવું ઉચિત છે.

## શ્રી સદ્બોધપારિજાતક

શ્રી ભામિનીભૂષણના ચાર 'અલંકારો' પ્રસિદ્ધ થયા પછી સં. ૧૯૪૯, સન ૧૮૯૩માં, આ પત્રસંગ્રહ પ્રકટ થયો છે. શ્રેયસ્સાધકોને પ્રસંગવશાત્, તથા વિદ્વદ્રત્ન શ્રી મનઃસુખરામભાઇજેવાને અનેક તત્ત્વચર્ચાના અંગે, લખાયેલાં પત્રો, સર્વાંશે નહિ, પરંતુ અન્યને નિરુપયોગી વસ્તુ રહેવા દઇ બાકીનો ભાગ, જનહિતકર વિચારોથી પૂર્ણ હોવાથી, શ્રેયસ્‌ના માર્ગે ગતિ કરનારના ચિંતનાર્થે, પ્રકટ કરવામાં આવ્યાં છે.

પારિજાતકનાં પુષ્પ દેવોને અતિ પ્રિય હોય છે. પોતાના અંતરમાં રહેલા આત્મદેવને આ પારિજાતકનાં પુષ્પો અવશ્ય પ્રસન્ન કરશે અને પરિણામે એ આત્મદેવને પ્રત્યક્ષ કરાવવારૂપ આત્મસાક્ષાત્કારની સિદ્ધિ કરાવશે, એ જ આ ગ્રંથની વિશેષતા દર્શાવવાયોગ્ય છે.

## સન્મિત્રનું મિત્રપ્રતિ પત્ર

શ્રી સિદ્ધાંત-સિંધુ પ્રકટ થયાપછી શ્રી મહાકાલ માસિકનો પ્રાદુ-ર્ભાવ થયો હતો. એ સંબંધમાં આ જ પ્રકરણમાં આગળ વિચારીશું. શ્રી

મહાકાલનાં વિવિધ દર્શનોમાં આ લેખ પ્રસંગોપાત્ત પ્રકટ થયેલો, તેને ગ્રંથરૂપે પ્રકટ કરવામાં આવ્યો છે. પ્રથમાવૃત્તિ સં. ૧૯૫૨ના કાર્તિક માસમાં પ્રકટ થઇ છે. ઈ. સ. ૧૮૯૬.

'જન્મમરણાદિ સંપૂર્ણ દુઃખનું કારણ કામના જ છે અને એની અત્યંત નિવૃત્તિ, એ જ સંપૂર્ણ દુઃખની નિઃશેષ નિવૃત્તિનો હેતુ છે, એ દર્શાવવા, અનેક શાસ્ત્રીય વિચારોની ચર્ચાદ્વારા પરિણામે મિત્રને એ જ સુબોધ આપ્યો છે કે,

"સદા સુખમાં વિઘ્ન કરનાર તથા પ્રાપ્ત યોગબલનો ક્ષય કરનાર આ અંતરમાં રહેલા પ્રબલ દુર્વાસનાના વેગથી પ્રકટતા કામાદિ વિકારોનો દૃઢ પ્રયત્ને જય કરજે"

આ રીતે સંસારમાં રહેવા છતાં વિકારોઉપર જય મેળવી નિર્વિકાર અંતઃકરણ રાખવા અને એ રીતે **અનાસક્તિ** યોગ સાધવા, વારંવાર તેઓશ્રીએ સુબોધ આપ્યો છે, અને કામનાનો જય કરવાના અનેક સુગમ માર્ગો વિવિધ અધિકારીઓમાટે દર્શાવ્યા છે. કારણ,

'કામ, રાગ તથા મોહના ત્યાગમાં સાવધાન રહેલો અને યથાઘટિત ત્યાગને સેવતો, યોગના અભ્યાસમાં કુશલ થતો પુરુષ સમયે સમયે સર્વ પ્રકારના ઈશિત્વનો અનુભવ કરતો અંતમાં કૃત્યકૃત્ય થઈ સુખસ્વરૂપથી અભેદ સ્થિત થઈ રહે છે' એમ પોતે જ ગ્રંથમાં દર્શાવ્યું છે. અને ગીતાશાસ્ત્ર પણ જણાવે છે:

**प्रजहाति यदा कामान् सर्वान्पार्थ मनोगतान् ।**
**आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ॥**

## શ્રી પંચવરદ વૃત્તાન્ત

શ્રેયસ્સાધકોને શ્રેયઃસિદ્ધિમાં સહાયક થઇ પડે એવું કોઇ સુબોધક આખ્યાન લખવા **શ્રીમન્નૃસિંહાચાર્યજીને** શ્રેયસ્સાધકોએ વિજ્ઞપ્તિ કરવાથી, તેઓશ્રીએ આ મનોહર અદ્‌ભુત રસમય ગ્રંથ લખ્યો છે. તે લખાતો ગયો તેમ તેમ શ્રી મહાકાલમાં પ્રકટ થતો ગયો હતો અને ગ્રંથરૂપે પ્રસિદ્ધિ પામ્યો છે.

પ્રથમાવૃત્તિ સં. ૧૯૫૨ ના અધિક જ્યેષ્ઠ માસમાં પ્રકટ થઈ છે. ઈ. સ. ૧૮૯૬.

શ્રી પંચવરદ મહાત્મા ચક્રવર્તિ મહારાજા હતા. તેમનું નામ ત્રિપતિ હતું. પરંતુ પોતાના નગરમાં આવનાર નિરાશ્રિત પ્રવાસીમાત્રને સ્થલ, જલ, અન્ન, આવશ્યક વસ્ત્ર તથા ધનવડે સેવતા હતા, તેથી પ્રજા તેમને

**પંચવરદ** સંજ્ઞાથી ઓળખતી. પોતે જીવન્મુક્તિના સુખનો અનુભવ કરતા છતાં, શેષ પ્રારબ્ધપર્યંત, સત્પુરુષોના સમાગમદ્વારા, સાત્ત્વિક કથાવાર્તાના શ્રવણનો વ્યવસાય અંગીકાર કરી રાખ્યો હતો. તદનુસાર બે મહાપુરુષોના સમાગમનું આ ગ્રંથમાં વર્ણન છે અને તે **પ્રથમ સમાગમ** તથા **દ્વિતીય સમાગમ**ના રૂપમાં અંતર્ગત છે.

**પ્રથમ સમાગમ :**—એક તપસ્વી મહાત્માનો સમાગમ થતાં શ્રી **પંચવરદે** તેમને પોતાના સ્વાનુભવના પ્રસંગોનું કથન કરવા વિનંતિ કરતાં, તે અતિથિ મહાપુરુષે **ચિત્રારણ્ય**ની ચમત્કારિક ભૂમિમાં પોતાનો પ્રવેશ થયેલો, અને ત્યાં જે અદ્‌ભુતસરખા ચમત્કારો અનુભવમાં આવેલા, તેનું રસમય શૈલીમાં વર્ણન છે. એ ચિત્રારણ્યની ભૂમિનું વર્ણન રૂપકથી કરેલું છે, અને પિંડબ્રહ્માંડની એકતાનું સૂચન કરી આ મનુષ્યશરીરમાં પણ એવા જ અનુભવો યોગદૃષ્ટિથી ગમ્ય છે, એમ સ્પષ્ટતા કરી છે. વાર્તાપ્રવાહ બળવાન્ હોવાથી વાચકની અદ્‌ભુતરસનો અનુભવ કરતી વૃત્તિ, આતુરતાભરી આગળ આગળ વધતી જાય છે, અને અનેક તાત્ત્વિક સિદ્ધાંતોને અંતરમાં દૃઢ કરતી રહે છે.

**દ્વિતીય સમાગમ :**—દ્વિતીય સમાગમમાં શ્રી પંચવરદ, અતિથિ મહાપુરુષને તેમનું પોતાનું ચરિત્ર શ્રવણ કરાવવા આગ્રહ કરે છે. અતિથિ મહાત્મા જણાવે છે: 'પોતાના મુખથી પોતાના દોષોનું કથન કરવું હોય તો આ લોકમાં પ્રાપ્તવિવેક પુરુષો કરે છે, પરંતુ પોતાના ગુણનું કથન કોઈ પણ પ્રાપ્તવિવેક પુરુષ આ લોકમાં કરતા નથી.' છતાં શ્રી પંચવરદ જણાવે છે કે "આપ સંપૂર્ણ લૌકિક સત્તાનું અતિક્રમણ કરી ચુકયા છો" વગેરે દૃષ્ટિથી 'લોકવિરુદ્ધપણું આપને યત્કિંચિત્ પણ બાધક નથી.' ઉત્તરમાં દોષનો પરિહાર કરનાર વિચારો દર્શાવી મહાત્મા અંતે આત્મચરિત્રનું વર્ણન આરંભે છે. આ ચરિત્રમાં સદ્‌ગુરુશ્રીએ સ્વાનુભવના જ અનેક પ્રસંગોનું દિગ્દર્શન કરાવ્યું છે. તેમાં ઉપદેશકપ્રવૃત્તિનો આરંભ કર્યાપછી ભિન્ન ભિન્ન પ્રકૃતિની અને ઉચ્ચનીચ અધિકારભેદવાળી, શ્રદ્ધાવાન્, અર્ધશ્રદ્ધાવાન્, અશ્રદ્ધાવાન્, જે અનેક વ્યક્તિઓ આવતી, તે સર્વનું સુંદર ચિત્ર આપ્યું છે. તદ્દુપરાંત તેજોદ્વેષી પ્રકૃતિવાળાની દ્વેષમૂલક પ્રવૃત્તિઓ, જે વિશેષ કરીને તેઓશ્રીના અનુભવમાં આવેલી, તેનું પણ યથાસ્થિત વર્ણન છે. અને આ સર્વની મધ્યમાં પોતે પોતાનું ઉપદેશક

પ્રવૃત્તિનું કાર્ય દર્શાવતાં અનેક સાધનોના સંબંધી જે વિચારો સ્ફુટ કર્યા છે તે અદ્વિતીય છે.

નિંદ્ય પ્રવૃત્તિઓ કરી પોતાની નિર્વિકાર સ્થિતિનો ભ્રાંતિમૂલક પરિચય આપવાના મિથ્યા વેદાંતીઓના પ્રયત્નો ખોટો દંભ જ છે, એ સ્પષ્ટ નિર્દેશ કરતાં જે અપ્રતિમ વિચારો દર્શાવ્યા છે, તે કોઈ પણ વિશુદ્ધ મતિવાળા પુરુષને સર્વાંશે ગ્રાહ્ય જણાયાવિના રહે તેમ નથી. કેટલાક સુંદર વિચારો જુઓ :

" અંતઃકરણમાં અશુભ પ્રવૃત્તિના કારણરૂપ પાપસંસ્કારોનો અભાવ થયાવિના જીવોને જ્ઞાન થતું નથી એ વાર્તા નિર્વિવાદ સત્ય છે. "

*

" અતિ વર્ણાશ્રમી જીવ-મુક્ત તથા છઠ્ઠી સાતમી ભૂમિકામાં સ્થિત એવા મહાત્મા પુરુષના વિધિનિષેધરહિત વ્યવહારનું જો કોઈ અધમ મનુષ્ય પોતાને જ્ઞાની માનીને અનુકરણ કરે તથા તેમાં દોષ નથી એવું પાછો બીજાઆગળ કહે તો એવો કેવલ બહિર્મુખ પુરુષ અજ્ઞાની જ તથા અધોગતિને પાત્ર જ જાણવો ઘટે છે. "

*

" આ મહાવિદ્યા નિર્દોષ અંતઃકરણમાં પ્રકટીને જ આપણા સત્ફલને પ્રકટ કરે છે; જેથી શ્રેયઃસાધકે સદા આપણા અંતઃકરણને દોષ-રહિત રાખવા યત્નવાળા થવું. "

' તત્ત્વસાક્ષાત્કાર થતાંપર્યંત વાસનાક્ષય, તત્ત્વજ્ઞાન અને મનોનાશ એ ત્રણે મિશ્ર પ્રકારે ઘણો કાલ અભ્યાસ કરવાથી ફલ આપનાર થાય છે ' એ વિચારના સમર્થનમાં શ્રી વસિષ્ઠ મુનિએ શ્રીરામને બોધ કરેલો તે વાક્ય જણાવ્યું છે :

**वासनाक्षयविज्ञानमनोनाशा महामते ।**
**समकालं चिराभ्यस्ता भवन्ति फलदायिनः ॥**

આ ઉપરાંત તેને માટે અનેક વિશિષ્ટ સાધનો ભિન્ન ભિન્ન અધિ-રીઓમાટે દર્શાવ્યાં છે. અભ્યાસી પોતાના અધિકારાનુસાર તેમાંથી આશ્ચર્યકારક લાભ મેળવી શકે તેમ છે.

પરિણામે અસંપ્રજ્ઞાત સમાધિમાં વિઘ્નકર્તા હોવાથી 'ઋતંભરા પ્રજ્ઞા'-જેવી યોગજન્ય પ્રત્યક્ષના હેતુરૂપ પ્રજ્ઞાનો પણ નિરોધ કરવા, સંપ્રજ્ઞાત સમાધિપર્યંત પહોંચેલા પુરુષસમીપ પણ જ્યોતિરેખા દોરી છે !

આદિથી અંતપર્યંત કથાનકમાં અદ્ભુત રસનિષ્પત્તિસાથે આ પ્રકારના અત્યંત ઉચ્ચ નિશ્ચયોનું સ્પષ્ટીકરણ યોગ્ય મતિમાં થયા વિના રહે તેમ નથી.

## શ્રી ત્રિભુવનવિજયી ખડ્ગ

આ ગ્રંથનો આરંભ શ્રી મહાકાલ માસિકમાટે કરવામાં આવેલો. તેની **પૂર્વધારારૂપ** એક વિભાગ સંપૂર્ણ થવાથી, તે પૃથક્ ગ્રંથરૂપે પ્રકટ કરવામાં આવ્યો હતો. સં૦ ૧૯૫૨; સન: ૧૮૯૬. **ઉત્તરધારારૂપ** દ્વિતીય વિભાગ થોડો જ લખાયેલો, તેનો પણ આ એક જ ગ્રંથમાં સમાવેશ કરવામાં આવ્યો છે.

આ એક અત્યંત ચમત્કૃતિપૂર્ણ સુંદર કથાનક છે. નવલકથાની દૃષ્ટિથી જોનાર વર્તમાન સાહિત્યકાર તેમાં નવલકથાનાં તત્ત્વો સંપૂર્ણરૂપમાં કદાચ નહિ જુએ છતાં તે એક અપૂર્વ સાહિત્યનો વાર્તાગ્રંથ છે. શૈલી તેઓશ્રીની સર્વ ગ્રંથાનુસાર પૌરાણિક છે. વાર્તામાં જ વસ્તુનું આકર્ષણ એટલું પ્રબલ અને વિવિધરંગી છે કે આદિથી અંતપર્યંત વાચક રસપ્રવાહમાં તણાતો જ રહે છે.

વાર્તાનો મુખ્ય નાયક **વીરવિજયચન્દ્ર** એક રાજકુમાર છે. સ્વપ્નમાં જોયેલી મનોમોહિની લાવણ્યવતી કન્યાની પ્રાપ્તિમાટે રાજપરિવાર ત્યાગી, તેની શોધમાં નીકળ્યો છે. પરંતુ એ કન્યાની પ્રાપ્તિમાં ક્ષુદ્ર કામતૃપ્તિની લાલસા નથી. લાલસા છે તેના દ્વારા પ્રાપ્ત થનાર **ત્રિભુવન વશ વર્તાવનાર અલૌકિક સામર્થ્ય**ની. કન્યાની પ્રાપ્તિની સાથે જ એ **ત્રિભુવનવિજયી ખડ્ગ** પ્રાપ્ત થવું સંભવિત છે. એ વસ્તુની આસપાસ લૌકિક–અલૌકિક વસ્તુની ગુંથણી છે. શૃંગારરસના આછા નિર્મલ પ્રવાહસાથે વીર, અદ્ભુત અને શાંતરસનાં વહેણ એકત્રિત થઈ અપૂર્વ રીતે રસપ્રવાહને ઘેરો બનાવે છે. પરિણામે નિર્ણીત ધ્યેયની સિદ્ધિસાથે આ **પૂર્વધારા** સમાપ્ત થાય છે.

લૌકિક વિષયની સિદ્ધિઅર્થે પણ શુદ્ધ માર્ગે ઉગ્ર નિશ્ચયથી પ્રયત્ન કરનારમાં જે શક્તિ–સામર્થ્ય ખીલે છે તેના પ્રભાવથી પરિણામે અલૌકિક સિદ્ધિ સુલભ થાય છે, એ ભદ્રસેનની ઉપકથામાં, બહુ સુંદરરૂપે સ્પષ્ટ કરેલું છે. સૂરદાસ, તુલસીદાસજેવા પણ કામસિદ્ધિમાં અત્યંત આગ્રહી હતા, છતાં એ આગ્રહ, એ નિશ્ચય, જ્યારે સદાગ્રહ અને સન્નિશ્ચયમાં પલટાયા,

અને એ નિશ્ચયજન્ય બલનો પ્રવાહ ઈશ્વરપ્રાપ્તિપ્રતિ વળ્યો, ત્યારે અલ્પ-કાલીન પ્રયત્નથી પણ તેઓ અધ્યાત્મસિદ્ધિના શિખરે પહોંચ્યા છે, એ બુદ્ધિમાન્‌ને સુવિદિત છે.

મુખ્ય વસ્તુ આ પ્રકારની છતાં અવાંતર પ્રસંગોમાં અધ્યાત્મચિંતનનાં એટલાં સુમનોહર તત્ત્વો તેમાં સ્પષ્ટ કર્યાં છે કે અધ્યાત્મવિદ્યાની સિદ્ધિના માર્ગે પ્રયાણ કરનારને પોતાની પ્રગતિનાં સાધક અને પોષક અનેક તત્ત્વો તેમાંથી પ્રાપ્ત થાય છે.

વ્યવહારપરમાર્થ ઉભયની સિદ્ધિના ઉચ્ચ મહત્ત્વાકાંક્ષીઓ આ જ ગ્રંથના પરિશીલનથી ઉચ્ચ પદને પામ્યા છે અને પામશે. આથી વિશેષ જાણવાની ઇચ્છાવાળા તો ગ્રંથનું અવલોકન અવશ્ય કરશે જ એ અનુ-માનથી વિસ્તાર કરવાનો નિરુપયોગી જણાય છે.

## સતી સુવર્ણા

આચાર્યશ્રીની આ અંતિમ કૃતિ છે અને તેથી જ તે અપૂર્ણ રૂપમાં છે. તેની પ્રસિદ્ધિ તેઓશ્રીના સ્વરૂપાવસ્થાનપછી જ થઈ છે. સં૦ ૧૯૫૩ ના આશ્વિન માસમાં: સન ૧૮૯૭.

આ સતીના જીવનની રસમય વાર્તાનો ગ્રંથ છે. મહાન્‌ ભક્તોને જેમ ઈશ્વરસાક્ષાત્કારજેવી અમૂલ્ય વસ્તુને પ્રાપ્ત કરતાંપૂર્વે અસાધારણ કારમી કસોટીએ ચઢવું પડે છે, તે જ પ્રમાણે સતી સન્નારીઓને પણ કસોટીમાંથી પાર ઉતરવું પડે છે એ ઇતિહાસપુરાણથી પ્રસિદ્ધ છે. આમાં તેમનું આત્મબલ અત્યંત ઝળકી ઉઠે છે અને તેમનાં મહાન્‌ જીવન અન્યના દૃષ્ટાંતરૂપ–ધ્યેયરૂપ બને છે. સરાણે ચઢેલો હીરો અત્યંત તેજસ્વી બને છે અને તેનું બહુમૂલ્ય અંકાય છે. સુવર્ણાને પણ આવી કસોટીનો પ્રસંગ દુષ્ટ શ્યેન રાજાતરફથી પ્રાપ્ત થાય છે. વાર્તા અપૂર્ણ રહેવાથી પરિણામ જાણવાનું પણ અપૂર્ણ રહે છે. વાર્તાગુંથણી બહુ વિલક્ષણ છે. ગુપ્તચરની પ્રથા અને તેની જાળ પાથરવાની યુક્તિઓ વગેરે જાણવાનું બહુ રસભર્યું થઈ પડે છે. વિશેષ પ્રકાશ પડે તેમ ન હોવાથી વિરમવું જ રહ્યું!

## સુખાર્થે સદુપદેશ

આચાર્યશ્રીએ સં૦ ૧૯૫૩ ની 'ગુરુ–પૂર્ણિમા'એ એક બોધપૂર્ણ લઘુ વ્યાખ્યાન આપેલું તે પત્રિકારૂપે પ્રસિદ્ધ કરેલું છે. પરંતુ એની વિશેષતા અન્યરૂપની છે. શ્રીમન્‌ માસ્તર સાહેબે સં૦ ૧૯૫૫ની 'ગુરુ–

પૂર્ણિમા 'થી જે " સદુપદેશ શ્રેણી " ગ્રંથાવલિરૂપે પ્રકટ કરવાનો આરંભ કર્યો, તે આ સદુપદેશરૂપ બીજકનું જ વિશેષ રૂપમાં ઉત્ક્રમણ છે. એણે જે સુંદર સૂચન અથવા માર્ગદર્શન કરાવ્યું તેને લીધે જ અત્યારે એ ' શ્રેણી ' શતાંકને પહોંચવાની તૈયારી કરી રહી છે !

## નૃ સિં હ કિ ર ણા વ લિ

આચાર્યશ્રીએ શ્રી મહાકાલ માસિકમાટે તેમ જ અન્ય કેટલાક લેખો લખવા આરંભેલા, પરંતુ તે અપૂર્ણ રહેલા, છતાં તે રૂપમાં પણ જિજ્ઞાસુને અત્યંત બોધક હોવાથી, શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાને તે લેખોનો સંગ્રહ પ્રસિદ્ધ કરાવવા પ્રેરણા કરવાથી, વર્ગતરફથી તે પ્રસિદ્ધિને પામ્યા છે. તેમાં ' પ્રશ્નોત્તરરૂપે શીઘ્ર શિક્ષણ ', ' ગૃહ–સુખ ', ' સિદ્ધ કરવા-યોગ્ય આજ્ઞા ' વગેરે લેખો છે. પ્રસિદ્ધ થયા સં૦ ૧૯૯૩. ઈ. સ. ૧૯૩૭.

આચાર્યશ્રીએ આ પ્રમાણે જગતભરમાં સર્વશ્રેષ્ઠ મનાતી બ્રહ્મવિદ્યાના સિદ્ધાંતો સ્પષ્ટ કરવાને અને તે સિદ્ધાંતો જીવનમાં ચરિતાર્થ કરવાને સરળતા અને સુગમતા થાય તદર્થે મુખ્યતઃ કથાનકોદ્વારા રસભરી શૈલીમાં ઉત્તમ પ્રકારનું સાહિત્ય સર્જ્યું છે. આ સાહિત્ય–સર્જનની પ્રવૃત્તિના યશ-ભાગી શ્રીમન્ માસ્તર સાહેબ છે. પોતે તો સ્વરૂપાનંદમગ્ન સ્થિતિમાં નેત્રો બંધ કરી ગાદીઉપર પડ્યા જ રહેતા. એટલે તેઓશ્રી તો *અવધૂત ગીતામાં નિર્દેશ કરેલા આલસુઓના ધુરંધર હતા ! પરંતુ શ્રીમન્ માસ્તર સાહેબ વારંવાર લેખોમાટે પ્રાર્થતા, વારંવાર તેઓશ્રીને વિજ્ઞપ્તિભરી પત્રિકાઓ લખી, લખવાનું સર્વ સાહિત્ય તૈયાર કરી, તેઓશ્રીની પેટીઉપર મૂકી રાખતા. આમ શ્રીમન્ માસ્તર સાહેબના સંતત આગ્રહને લીધે જ પોતે આ પ્રવૃત્તિ સેવતા. જ્ઞાનનો તો અખૂટ ભંડાર જ હતા, એટલે પોતે લખવાના સ્થાને બેસતા કે તત્કાળ લખવાનું શરૂ જ કરતા. શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાન્ જણાવતા કે લખતાં લખતાં કંઈ નિમિત્ત મળે તો વાક્ય પણ પૂરૂં ન કરે એટલું જ નહિ, પરંતુ શબ્દ પણ અધુરો રહેવા દે, અને પુનઃ જ્યારે આરંભ કરે ત્યારે તેના અનુસંધાનથી તત્કાળ જ શરૂઆત કરે.

---

* व्यापारे खिद्यते यस्तु निमेषोन्मेषयोरपि ।
तस्यालसधुरीणस्य सुखं नान्यस्य कस्यचित् ॥

નેત્રના નિમેષોન્મેષની ક્રિયા પણ જેને રુચતી નથી તેવા આલસુધુરંધરને સાચો આનંદ પ્રાપ્ત છે. બીજાને નહિ.

શ્રીમન્ માસ્તર સાહેબની નોંધ છે કે કોઇ વખત તો કલમ પણ ઠુંઠાજેવી જ હોય, તો પણ તેથી ચલાવી લે. તે સમયમાં ગુજરાતી લિપિમાટે બરૂની કલમ જ વપરાતી એ હાલના યુવકને તો સ્વપ્નસૃષ્ટિના ચમત્કારજેવું લાગશે !

આમ છતાં તેઓશ્રીએ પોતાના ૪૩ વર્ષના વયની અંદર આશરે ૨૫૦૦ પૃષ્ઠજેટલું સાહિત્ય, કેવળ અપૂર્વ સાહિત્ય સર્જ્યું છે ! હવે આપણે માસિકના પ્રાદુર્ભાવસંબંધમાં જે જાણવાયોગ્ય વસ્તુ છે તેનો ઉલ્લેખ માત્ર કર્તવ્ય છે.

પ્રસંગવશાત્ બાપજીશ્રીનું નડીઆદ પધારવું થયું. શ્રીમન્ માસ્તર સાહેબ પણ સાથે હતા. નડીઆદમાં સાક્ષરવર્ય શ્રીયુત મણિલાલ નભુભાઈ પણ એક તત્ત્વચિંતક હતા અને તેમની સાક્ષરતરીકે ખ્યાતિ અદ્યાપિ પ્રસિદ્ધ છે. બાપજીશ્રીની કીર્તિ તે વખતે સ્થળે સ્થળે પ્રસરેલી જ હતી. તેમાં નડીઆદના જ સમર્થ વેદાન્તવિશારદ શ્રીયુત મનઃસુખરામભાઈજેવા પણ તેઓશ્રીનાં દર્શને આવતા એટલે શ્રી મણિભાઇ પણ તેઓશ્રીનાં દર્શનઅર્થે આવ્યા. તેઓશ્રીની વાતચિતથી તેમણે બહુ પ્રસન્નતા દર્શાવી અને પ્રસંગ નીકળતાં ' હિપ્નોટીઝમ '–પ્રાણુવિનિમયનો તેમણે ઘણો અભ્યાસ કરેલો તેના અખતરા પણ કરી બતાવ્યા. બાપજીશ્રીની ઇચ્છાથી તેમણે શ્રીમન્ માસ્તર સાહેબઉપર પણ પ્રયોગ કરવા પ્રયત્ન કર્યો, પરંતુ તેમાં તે સફળ થયા નહિ, કારણ કે શ્રીમન્ માસ્તર સાહેબ યોગાભ્યાસી હતા અને તેમનું સબળ મન હોવાથી તેના ઉપર તેમની અસર થઇ શકી નહિ. આ સંબંધમાં તેમણે પોતાના પુસ્તકમાં પણ ઉલ્લેખ કરેલો છે, પરંતુ એ બધો પ્રસંગ અપ્રસ્તુતજેવો હોવાથી વિશેષ ચર્ચામાટે નિરુપયોગી છે.

શ્રીયુત મણિલાલ નભુભાઇ તે વખતે ' સુદર્શન ' માસિક ચલાવતા. નડીઆદમાં તેમની સાથે વાર્તાલાપના પ્રસંગથી તેમની બાપજીશ્રીપ્રતિની અનુકૂળ વૃત્તિનું અનુમાન થયેલું. એટલે વડોદરે પાછા આવ્યા પછી બાપજીશ્રીની સંમતિ લઈ તે સમયમાં પ્રસિદ્ધ થયેલા ' સિદ્ધાંતસિંધુ ', તથા ' શ્રીભામિનીભૂષણ ' એ બે ગ્રંથો, અભિપ્રાયમાટે શ્રી માસ્તર સાહેબે મોકલાવ્યા. શ્રીમન્ માસ્તર સાહેબના હૃદયમાં તેમ કરવામાં બે હેતુ હતા. એક તો તેદ્વારા પુસ્તકોની સારી પ્રસિદ્ધિ, અને બીજું શ્રીયુત મણિભાઈનો વિશેષ સમભાવ. બાપજીશ્રી આવિષે બહુ સંમત થાય

તેમ નહોતું, છતાં શ્રીમન્ માસ્તર સાહેબના બહુ આગ્રહને લીધે આખરે સંમતિ આપી.

થોડા સમયપછી 'સુદર્શન'માં વિલક્ષણ કટાક્ષ કરતો અભિપ્રાય પ્રસિદ્ધ થયો અને શ્રીમન્ માસ્તર સાહેબે તે વાંચ્યો ત્યારે તેમના અંતઃકરણને અપાર ખેદ થયો. એમના હૃદયમાં થયું કે આ વિદ્વત્તાના મિથ્યા અભિમાનનો જ પરિણામ છે!...સાંજે પોતે તે અભિપ્રાયવાળો અંક બાપજીશ્રીપાસે નમ્રભાવે મૂકયો! બાપજીશ્રી તો સ્વમહિમામાં સ્થિત આનંદપૂર્ણ ભાવથી બોલ્યાઃ

"માસ્તર! તમે ધારેલું કે આપણાં પુસ્તકોને માટે આવા વિદ્વાનનો સારો અભિપ્રાય મળશે તેથી તેનું વેચાણ સારૂં થશે! એ વધુ વેચાણની ઇચ્છાએ જ તમને સંતાપ કરાવ્યો! આપણાં પુસ્તકો તો મુમુક્ષુ અને અધિકારીમાટે જ લખાયેલાં હોય છે અને તેવા પુરુષો જ તેને ખરીદશે અને તેનો સદુપયોગ કરશે. વિદ્વાનના અભિપ્રાયથી લેનારા પુરુષો તો માત્ર પોતાની લાયબ્રેરી (પુસ્તકશાળા) શોભાવવા ખાતર જ લેનારા; કેટલાક વિદ્વાન્માં પોતાની ગણતરી કરાવવાની લાલસાવાળા ખરીદનારા. પરંતુ તેથી પુસ્તકનું કંઇ સાર્થક થતું નથી. હશે. હવે ભવિષ્યમાં આ અનુભવ તમને સાચો માર્ગ સૂચવશે."

બાપજીશ્રીનાં વચનોથી શ્રી માસ્તર સાહેબ તો ગળગળા થઈ ગયા. પોતે વિશેષ આગ્રહ કરી સંમતિ મેળવી, તેમાટે સજળ નેત્રે ક્ષમા માગી.

બાપજીશ્રીએ શ્રીમન્ માસ્તર સાહેબની ભૂલમાંથી અને પશ્ચાત્તાપમાંથી બહુ સુંદર પરિણામનું દર્શન કરાવ્યું! કાળા વાદળઉપર સુવર્ણરેખા ઝળકી ઉઠી!

આ અભિપ્રાય ૧૮૮૬ ના ઑક્ટોબરના અંકમાં છપાયો. તે પ્રસંગપછી બાપજીશ્રી અમદાવાદ પધાર્યા હતા. રજાઓ હોવાથી શ્રીમન્ માસ્તર સાહેબ પણ સાથે હતા. એક દિવસે પ્રભાતે શ્રીયુત નગીનભાઈ સંઘવી, તેમના વિદ્વાન્ મિત્ર જટાશંકર દયારામ વ્યાસ, વગેરે સાધકો એકત્ર થયેલા હતા. ત્યાં બાપજીશ્રીએ શ્રી મણિભાઈ નભુભાઈની સાથેના પ્રસંગનું અને તે પછી અભિપ્રાયમાટે મોકલેલા ગ્રંથવગેરેનું વર્ણન કર્યું! કટાક્ષભર્યા અભિપ્રાયની વાત સાંભળતાં જ શ્રી સંઘવીજેવા ઉગ્ર પ્રકૃતિના એકદમ ઉકળ્યા, પરંતુ તે શુદ્ધ રાજસ ઉકળાટ અને સંક્ષોભમાંથી નવનીત અથવા

અમૃત જ નીકળ્યું ! તે પોતે ' **રૈકવ-રમણ** ' નામનું પત્ર કાઢતા હતા, અને તેમાં શ્રી **માસ્તર સાહેબ** વગેરે પણ લેખો લખતા હતા, પરંતુ તે તો બંધ થયું હતું. તેથી **બાપજીશ્રીને** વિજ્ઞપ્તિ કરી કે આપણે આપણું સ્વતંત્ર માસિક પત્ર જ કાઢવું જોઇએ અને **બાપજીશ્રીએ** તત્કાળ સંમતિ આપી. સુદર્શન ચક્ર પણ જેના ગ્રાસરૂપ થાય છે એવું તેજસ્વી નામ સૂચવાયું અને **શ્રી મહાકાલ** માસિકનો, તે પછીની પરમકૃપાળુ **બાપજીશ્રીની** જન્મતિથિ, અર્થાત્ સંવત્ ૧૯૪૫ ની કાર્તિક કૃષ્ણ ૧૪ થી, મહા તેજસ્વી જ્ઞાનપ્રભાને વિસ્તરનાર વર્ગના **પ્રથમ માસિકનો**, જન્મ થયોઃ સને ૧૮૮૮ ના **નવેંબરથી**. **બાપજીશ્રીના** અમૃતમય કૃપાકટાક્ષથી પોષાયેલું એ માસિક એટલું ઉજ્જવલ અને યશસ્વી નિવડયું કે છેવટનાં ૧૯૬૦ થી ૧૯૬૮ નાં વર્ષોમાં તો ગુજરાતની જનતાનો સંસ્કારી વર્ગ રાત્રિદિવસ તેની જ ઝંખના કરતો, તેની જ ચર્ચા કરતો, તેનાં જ ગુણગાન કરતો ! અને એમાં અતિશયોક્તિ લાગે છે ? પૂછો કોઈ જનતાના શુદ્ધહૃદય સંસ્કારી સજ્જનને ! ખાતરી થશે. અધ્યાત્મવિદ્યાની સુરમ્ય જ્યોતિનાં તેજોમય કિરણોથી એ **મહાકાલે** અનેક ઉજ્જવલ સંસ્કારી હૃદયોને જ્ઞાનદીપ્તિથી અલંકૃત કર્યા છે, એની સાક્ષી હજારો નહિ પરંતુ લાખો મનુષ્યો પૂરનાર નીકળશે, એમ કહેવામાં લેશ પણ અતિશયોકિત નથી !

# પ્રકરણ ૧૯

## ગૃહ-જીવન

**निवृत्तरागस्य गृहं तपोवनम् ।**

આચાર્યશ્રીના વાસ્તવ ગૃહ-જીવનનો પ્રારંભ તો તેઓશ્રીએ તૃતીય લગ્ન કર્યું તેપછીથી જ થાય છે. ગૃહસ્થાશ્રમીની વૃત્તિનો સ્વીકાર જ તેઓશ્રીએ તેપછી કર્યો છે. પ્રથમ લગ્ન તો તેઓશ્રીની કુમારાવસ્થામાં જ થયું હતું. તે તો તે કાલે પ્રથા હતી. પરંતુ આશ્ચર્યની વાત એ જ છે કે પ્રથમ પત્ની શ્રી નર્મદાદેવીનો નિર્મળ જીવનપ્રવાહ તો તેઓના સચ્ચિતસ્વરૂપસાગરમાં અલ્પ સમયમાં જ વિલીન થઈ ગયો; લગ્નપછી આશરે એક વર્ષની અંદર. તે પછી દ્વિતીય લગ્ન શ્રીમતી મંગલાગૌરી-સાથે પોતે સુરતમાં હતા તેવામાં જ થયું હતું. તેમના પિતા શ્રીયુત જયશંકર જેઠાભાઈ પંડિત, દક્ષિણમાં અહમદનગરમાં નોકરી કે ઉદ્યમ કરતા, અને તેમની આર્થિક સ્થિતિ પણ સારી હતી. સુરતમાં શિક્ષણ-માટે શાળાનો ઉપક્રમ કર્યો, ત્યારે તેમના જ મકાનમાં આચાર્યશ્રીએ શરૂ-આત કરી હતી, એ આપણે પૂર્વ પ્રકરણમાં જોયું છે.

### શ્રીમતી મંગલાદેવી

એમનું શરીર અત્યંત સુકુમાર અને લાવણ્યપૂર્ણ હતું. તેવું જ બુદ્ધિનું અપૂર્વ વર્ચસ્ હતું. પ્રકૃતિ ઘણી સાત્ત્વિક. સ્વભાવ ઘણો શાંત. તેમના પિતાએ પણ તેમને કેળવણી આપવા ઘણો સારો પ્રયાસ કર્યો હતો. દક્ષિણમાં નિવાસ કરતાં તેથી બધું શિક્ષણ મરાઠી ભાષામાં જ તેમણે લીધું હતું અને મરાઠી બહુ સુંદર બોલી શકતાં હતાં. આચાર્યશ્રીએ પણ તે કારણથી, કે વડોદરામાં શિષ્યસમૂહ આરંભમાં દક્ષિણી વર્ગમાંથી વિશેષ, તે કારણથી, મરાઠીનો સારો અભ્યાસ કર્યો હતો, અને એકાદ પ્રસંગે દક્ષિણી મંડળી વિશેષ હતી ત્યારે મરાઠીમાં પ્રવચન પણ કર્યું હતું. હિંદીમાં પણ ક્વચિત્ પ્રવચન કરતા. આચાર્યશ્રીની ભાષા શિખવાની વૃત્તિ તો પકવ વયપછી પણ બહુ જાગૃત હતી અને સંસ્કૃત, ફારસી, ઉર્દૂ વગેરે ભાષાઓ શિખવા પ્રારંભ પણ કરેલા. અંતરમાં સર્વ ગુપ્ત ભંડાર હતો જ; તેને પ્રકટ કરવાની ચેષ્ટામાત્ર જ આવા પ્રસંગમાં સમજાય છે.

શ્રીમતી મંગલાદેવી પોતાની માતૃભાષામાં પણ અપૂર્ણતા ન રહે તેમાટે ઉત્સુક હતાં, અને તેમાટે પોતાના કાકા ઇચ્છાશંકર પંડિત

મુંબઈ રહેતા, તેમની પાસે રહી, ગુજરાતી ભાષાનો ઉત્તમ પ્રકારે અભ્યાસ કર્યો હતો. તેમની બુદ્ધિની વિચક્ષણતા અને હૃદયની શુચિતા તો કેટલી ઉચ્ચ કક્ષાની હતી તે તેમની કેવળ અલ્પ વયની 'મંગલ-વિચાર' નામની સુંદર કૃતિમાં પ્રત્યક્ષ થયા વિના રહેતી નથી. બુદ્ધિપ્રભાવ એટલો તેજસ્વી હતો અને ગ્રહણધારણ શક્તિ એટલી બળવાન્ હતી કે આચાર્યશ્રીના સહવાસમાં માત્ર અલ્પકાળ રહી એક પ્રસંગે સુરત જ્યારે શ્રીયુત નરભેરામજીને * ત્યાં ગયેલાં, ત્યારે તે પણ તેમની વાતચિતથી આશ્ચર્યચકિત થઈ ગયા, અને તેથી તેમણે પ્રશ્ન કર્યો :

"બકાબહેન[1] ! આટલી બધી જ્ઞાનની વાતો કરતાં ક્યાંથી થઈ ગયાં? તમારા પિતાના ઘરમાં તો તે જાતના સંસ્કાર નથી." એનો સ્મિતપૂર્વક ઉત્તર આપતાં જણાવેલું :

" અખંડ વેદાંતની જ ચર્ચા જ્યાં ચાલતી હોય ત્યાંથી આવું જ્ઞાન તો સહજ મળી જાય!"

'મંગલ-વિચાર' નામની જે લઘુ પુસ્તિકા તેમણે લખી છે, તે પુસ્તિકાના વિચારો તેમના પોતાના સદ્ગુરુરૂપ પતિદેવની સાથેની ચર્ચાના સંગ્રહરૂપ છે. એ ગ્રંથની પ્રસ્તાવનારૂપે ગ્રંથ-પ્રયોજનમાં જે સુંદર વિચારો તેમણે દર્શાવ્યા છે, તેમાં સ્ત્રીઓની ઉન્નતિ, સ્ત્રીઓમાટે ઉચ્ચ કેળવણીની અગત્ય અને સમાજમાં તેના ગૌરવભર્યા સ્થાનમાટે તેમના જે વિચારો છે, તે આચાર્યશ્રીના જ ઉચ્ચ વિચારોના પ્રતિધ્વનિરૂપ છે, અને તેથી તેઓશ્રીની સ્ત્રીઉન્નતિની ભાવના કેટલી જ્વલંત હતી તે પણ તેમાં સ્પષ્ટ જોઈ શકાય છે. પ્રસ્તાવના પરિશિષ્ટ ૬માં આપેલી છે. આ પ્રસ્તાવનામાં જ તેમનું આત્મચરિત પણ બહુ સુંદરરૂપે આલેખાયું છે, અને પોતાને જે ઉચ્ચ અનુભવ થયેલો તે પણ તેમાં સ્પષ્ટ છે. ગ્રંથ પણ તેઓશ્રીની પ્રેરણાથી જ રચાયો અને પ્રસિદ્ધ થયો. ખેદની વાત એટલી જ છે કે તે ગ્રંથ છપાયેલો લેખિકાની દૃષ્ટિથી પુનિત થવા ન પામ્યો. તેમનું ભૌતિક તનુ આચાર્યશ્રીની સેવામાં એકાદ વર્ષ વ્યતીત થતાં જ વિલાઈ ગયું ! સંવત્ ૧૯૩૬ના કાર્તિક શુદ ૧૫. ગ્રંથ તે પછી પ્રસિદ્ધ થયો માઘ માસમાં.

પિતૃગૃહે સંપત્તિમાં રહેલાં છતાં નિઝામપુરાના નિવાસકાલે શ્રી મંગલાદેવી આવેલાં, અને તે વખતે આચાર્યશ્રી તો કેવલ વિરાગી વેષમાં જ

* શ્રી જયંતીદેવીના પિતા. [1] શ્રીમતી મંગલાદેવીનું હુલામણાનું નામ.

રહેતા હતા. ઘરમાં ધાતુપાત્ર પણ રાખતા નહિ. કોઈ આવે જાય ત્યારે એક જ ઓરડામાં પડદો કરવાને વસ્ત્રનું પણ સાધન નહિ, તેથી ક્વચિત્ પોતે પોતાની સાડીનો તેમાં ઉપયોગ કરતાં, અને પાથરવામાટે ચટાઈ જ હતી, તેથી પોતાના પિતાને ત્યાંથી, પૂર્વે વાઘના ચિત્રવાળા ગરમ બ્લેંકેટ (ધાબળા) આવતા તે લાવેલાં. તે 'બ્લેંકેટ' તો ઘણાં વર્ષોપર્યંત **આચાર્યશ્રીના** સ્વરૂપાવસ્થાનપછી પણ, **શ્રીમંગલામાતુશ્રીના** સંસ્મરણ-રૂપે, ચિરસ્થાયી હતો ! આ પ્રકારની વ્યાવહારિક સ્થિતિમાં પણ પ્રસન્નતા-પૂર્વક જીવન વ્યતીત કરતાં ઉત્તમ જ્ઞાન સંપાદન કરી, **આર્યાવર્તની અનેક રમણીઓસમીપ એક આદર્શ જીવનની સ્મૃતિ મૂકી ગયાં** છે ! સદ્ગુરુશ્રીમાં તો તેમની નિશ્ચલ ઈશ્વરબુદ્ધિ જ હતી ! અને તેનો તેમની કૃતિમાં સ્પષ્ટ નિર્દેશ છે. આવું પરમ મનોહર જીવન અલ્પકાલ ટક્યું અને ચાલ્યું ગયું ! **આચાર્યશ્રીના** કોમળ હૃદયને પણ તે કાલે સ્નેહ-જન્ય લાગણીનો અનુભવ થયો. જ્ઞાની એટલે નિષ્ઠુરહૃદય એમ સમજનાર મોટી ભૂલ કરે. શ્રી **રામચંદ્રજીને સીતા**વિયોગથી કેટલું દુઃખ થયું હતું ! **શ્રી મંગલામાતુશ્રીના** દેહોત્સર્ગથી પોતાની લાગણીઓ વ્યક્ત કરવા પ્રથમ વા૦ વિ૦ નું પદ ૬૬ મું રચેલું:

"ક્યોં રે બિસારે મેરે પ્યારે, સજનકો, ક્યોં રે બિસારે મેરે પ્યારે."

આ પ્રસંગપછી તો પોતે ભગવો ફેંટો બાંધતા. અંતરનો વિરાગ બાહ્ય સ્થૂલ સ્વરૂપે આવિષ્કાર પામ્યો ! પરંતુ ગૃહસ્થાશ્રમની સર્વોત્કૃષ્ટતા દર્શાવવાના, અને ગૃહસ્થાશ્રમમાં રહીને જીવન્મુક્તિસુખનો અનુભવ લેવાનો બોધ જનતાને આપવાના સંકેતથી જ જે તનુનો આવિર્ભાવ હતો, તેને તેટલાથી જ અટકાવવાનું, ઇષ્ટસત્તાને યોગ્ય લાગ્યું ! થોડા જ સમયપછી વિશનગરથી તેમના વિવાહને માટે માગણી ઉપસ્થિત થઈ ! સ્વાભાવિક ઉપસ્થિત થયેલી સ્થિતિમાં બ્રહ્મનિષ્ઠ પુરુષોની ગ્રહણત્યાગની ભાવના અને આગ્રહઅનાગ્રહની વૃત્તિ નિવૃત્ત જ થઇ ગયેલી હોય છે, તેથી તે સ્થિતિ સ્વીકારી. પરંતુ તેનો સ્વીકાર કરતાંપૂર્વે કન્યાપક્ષવાળાને પોતાની સ્થિતિનું સ્પષ્ટ સ્વરૂપ સમજાવી દીધું. પોતે વિરાગી વેષમાં જ રહે છે, ભગવું બાંધે છે, સાધુસંતોમાં ફરે છે, ઘરમાં ધાતુપાત્ર પણ રાખતા નથી, છતાં તે સ્થિતિમાં નિભાવી શકાય તેમ હોય, તો વિચારી જોવું. આ ઉપરાંત કન્યાનાં સામુ-દ્રિક ચિહ્નવગેરે પણ પોતે જોવાની ઇચ્છા દર્શાવી હતી અને તે બતાવવામાં આવ્યા પછી, તેઓશ્રીના ૨૬-૨૭મા વર્ષના અરસામાં પૂજ્ય શ્રી રુક્મિણીદેવી-

સાથે લગ્ન થયું. મહાપુરુષોની કેટલીક કૃતિઓ સામાન્ય મનુષ્યોને સમજાતી નથી. કલુષિત મતિ પ્રસંગે તેવી કૃતિઓ વિકારી દૃષ્ટિથી જ જુએ છે, પરંતુ મહાપુરુષની કૃતિમાં તેથી વિરુદ્ધ ભાવ ઉત્પન્ન થતો નથી. સહજાવસ્થામાં કેવલ બ્રહ્મચૈતન્યનો જ અનુભવ જ્યાં જાગ્રત હોય ત્યાં અન્યથા ભાવ શી રીતે પ્રકટે ! વાંદરાં ચણોઠીના પુંજને અગ્નિરૂપ માને તેથી ચણોઠીમાં વિકાર ઉત્પન્ન થતો નથી. વિવેક દૃષ્ટિવાળા સજ્જનોની દૃષ્ટિમાં અને કલુષિત મતિમાં વાંદરાં અને મનુષ્યજેવો જ ભેદ રહે છે ! આટલો ખુલાસો વસ્તુસ્થિતિને ન સમજનાર અથવા અવિવેકીને અર્થે અગત્યનો છે. એ ઉપરાંત બાહ્ય ત્યાગને વિશેષ મહત્તા અર્પનાર પણ તેઓશ્રીને લગ્ન કરવાની શી અગત્ય એવી શંકા કરે તે સ્વાભાવિક છે. પરંતુ સંસાર અને સંસારનાં મનુષ્યોના સંબંધો તો ત્યાગીઓને પણ સેવવાના જ રહે છે, એ વસ્તુપ્રતિ અલક્ષ ન થઈ શકે. વળી ભગવાન્ શંકરાચાર્યજેવા સંન્યાસના પ્રબલ પક્ષપાતીએ પણ, જીવન્મુક્ત પુરુષો સ્ત્રીપુરુષોના સંગથી વ્યામોહ પામતા નથી, એવું જીવન્મુક્તાનંદલહરીમાં સ્પષ્ટ દર્શાવ્યું છે.

**पुरे पौराग्पश्यन्नरयुवतिनामाकृतिमयान्**
**सुवेषान्स्वर्णालंकरणकलितांश्चित्रसदृशान् ।**
**स्वयं साक्षी दृष्टेऽत्यपि च कलयन् तैः सह रमन्**
**मुनिर्न व्यामोहं भजति गुरुदीक्षाक्षततमाः ॥**

બ્રહ્માનુભવી પુરુષ બ્રહ્મના આનંદઆગળ કયા આનંદને વિશેષ માને? અને તેને પતનનો ભય હોઈ શકે? **आनंदं ब्रह्मणो विद्वान्न बिभेति कुतश्चन ।** દેહાત્મબુદ્ધિવાળા મિથ્યા વેદાંતીઓને જ પતનનો ભય છે. બ્રહ્માનુભૂતિથી જગત્ અને જગત્ના વ્યવહારો બ્રહ્મમાં વિવર્તરૂપે પ્રતીતિમાત્ર અનુભવ કરનારને કયો વ્યવહાર બાધક થઈ શકે? પોતે તો ગાયું જ છે કે—

"નૃસિંહ નિજાનંદમગ્ન ભયે જબ, તનુપેં જો જો ભયો સો સહ્યો હે"

આરંભની જ્ઞાનની મસ્તીની વખતે પણ ગાયું છે: 'માયા હમકો કયા કરે, દિવાની ! માયા હમકો કયા કરે.' દિવાની કહી બુદ્ધિને સંબોધી છે.

## પૂજ્ય માતુશ્રી રુક્મિણી દેવી

આચાર્યશ્રીનું તૃતીય લગ્ન તો નિજામપુરાના નિવાસકાલે જ થયું હતું. એ વાતની ખાતરી તો નિજામપુરાના એક બે વૃદ્ધ કૃષિકારોપાસેથી પણ મળી છે. શ્રી ત્રિકમલાલભાઈ સાથે ગયેલા એમ પણ તેઓ જણાવે છે.

લગ્ન પછી થોડા જ સમયમાં પોતે વડોદરા શ્રી નૃસિંહાશ્રમમાં આવી નિવાસ કર્યો હતો. પછીથી પૂજ્ય માજીશ્રી વડોદરામાં આવી રહ્યાં. સાધકો આચાર્યશ્રીને 'બાપજી' કહી સંબોધતા તેમ શ્રી રુકિમણી દેવીને 'માજી' કહી સંબોધતા. અલ્પસંખ્ય સાધકો પણ અત્યંત ભક્તિભાવવાળા હતા અને શ્રી નૃસિંહાશ્રમમાં દીર્ઘકાળ તેમનું રહેવાનું થતાં, સાધકોનો સ્રીવર્ગ, પૂજ્ય માજીશ્રીના સંપર્કમાં વિશેષ વિશેષ આવતો ગયો, અને સઉનો એકબીજાસાથે એટલો ઘનિષ્ઠ સંબંધ થયો, કે સર્વ એક જ કુટુંબીજનો છે એવી ભાવના વ્યકત થતી ગઈ. પૂજ્ય માજીશ્રીપાસે પુરુષવર્ગ જઇ શકતો નહિ. પોતે આરંભથી જ મર્યાદાની રીતિ રાખી હતી. પૂજ્ય માજીશ્રીનું શિક્ષણ વગેરે શ્રી મંગલામાતુશ્રીજેટલાં ઉચ્ચ કક્ષાનાં ન કહી શકાય, પરંતુ સદ્‌ગુરુશ્રી-સાથેના પંદર સોળ વર્ષના સહવાસમાં તેમણે જે ઉત્તમ અધ્યાત્મસંપત્તિ પ્રાપ્ત કરી હતી અને આચાર્યશ્રીમાં જે જ્વલંત ઇશ્વરબુદ્ધિ હતી તે સામાન્ય નહોતાં. આચાર્યશ્રીનો તો ગૃહજીવનની સર્વોત્કૃષ્ટતા સધાવવાનો જ ઉદ્દેશ હતો અને તે પોતાના જ દૃષ્ટાંતથી બહુ ઉત્તમ પ્રકારે ચરિતાર્થ થઈ શકયો હતો. પૂ. માજીશ્રી ગૃહકાર્યમાં અત્યંત કુશળ હતાં. પરિશ્રમપૂર્વકનાં ગૃહકાર્ય પણ જાતે જ કરતાં અને કદી થાકયાં છે એવું તો બને જ નહિ! પાકકલામાં પૂરાં પ્રવીણ. એમના હાથની પૂરણપોળીનાં સંસ્મરણ તો જેણે તે પ્રસાદ ચાખ્યો હશે તેને જીવનભર રહ્યાં જ હશે. અને સાધકોપ્રતિ એટલો વત્સલ ભાવ કે માતાથી પણ અધિકતા તેમના વિષે પ્રતીત થયા વિના રહે જ નહિ. સ્વભાવ કંઈક ઉગ્ર ખરો, અને તેથી પ્રસંગે કંઈક અપ્રિય શબ્દો કોઇને કહી જાય, પરંતુ અંતઃકરણનો વત્સલભાવ તરત જાગ્રત્ થઈ જાય અને પોતે પુનઃ અયોગ્ય શબ્દમાટે અસંતોષ દર્શાવે! સાધકો બહારગામથી વખતકવખતે પણ આવે અને બાપજીશ્રીની ઇચ્છા તેમને ભોજનવગેરેથી તૃપ્ત કરવાની જ રહેતી. પૂ૦ માજીશ્રી પણ બાપજી-શ્રીની ઇચ્છાને જ અનુસરતાં અને રસોડું સાફ થઇ ગયું હોય, પ્રથમ રાત્રિનો સમય વ્યતીત થઇ ગયો હોય, તો પણ રસોઈ કરી સાધકોને જમાડયા વિના રહેતાં નહિ. જેમની સેવા કરવા સર્વ તૈયાર હતા તે જ આ પ્રકારે સર્વની અપૂર્વ સેવા કરતાં! તપ, તિતિક્ષા અને સેવાની ભવ્ય મૂર્તિ! પોતાના ગૌરવભર્યા સ્થાનનું લેશપણ અભિમાન નહિ. નવીન અપરિચિત સ્રીવર્ગ આવે તો પણ વિનયપૂર્વકનો તેમનો આવકાર, અને સ્નેહદૃષ્ટિ, આવનારઉપર બહુ પ્રભાવ પાડતાં, અને તેમના વિષે

પૂજ્યત્વ પ્રકટાવતાં. આ વગેરે અપૂર્વ ગુણોનો સુવાસ તેમના જીવનપર્યંત પ્રસરતો જ રહ્યો !

એમના પ્રથમ અને જ્યેષ્ઠ પુત્ર **શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાન્.** ગુજરાતભરમાં આચાર્યશ્રીસદશ પ્રભાવશાળી અને વર્ગના ભારને વહન કરનાર અદ્વિતીય વ્યક્તિતરીકે તેમનું નામ પ્રસિદ્ધ છે. એવા મહદ્ પ્રતિભા અને પ્રભાવશાળી પુત્રનાં માતાતરીકે પણ આજે તેમનું નામ ગૌરવવંતું હોય એમાં આશ્ચર્ય છે? તેમનો જન્મ સંવત્ ૧૯૪૧ : કાર્તિક કૃષ્ણ ૧ : સને ૧૮૮૫ ના નવેમ્બર માસમાં. તે પછી બીજા ત્રણ પુત્રો. શ્રી ત્રિલોચન અથવા વામનજી: અને શ્રી વિશ્વેશ્વરઃ બંને આશરે બાર માસનું જ વય થતાં અવશીર્ણભાવને પામ્યા હતા. તે પછી શ્રી સુરેશ્વરજી અથવા મહાદેવજી. તે આઠેક વર્ષના વયપછી અને પરમપૂજ્ય બાપજીશ્રીના સ્વરૂપાવસ્થાનપછી આઠ માસે, સ્વકારણમાં વિલીન થયા. જે દિવસે તેમનું દેહાવસાન થયું તે જ દિવસે નડીઆદમાં શ્રી ત્રિકમલાલભાઈનાં પત્ની શ્રી નર્મદાબહેન પણ અવસાન પામ્યાં! બાપજીશ્રીની અપૂર્વ સેવાનો લાભ આરંભથી જ તેમણે મેળવેલો. શ્રી ત્રિકમલાલભાઈ તો નરસિંહ મહેતાની માફક એ સમાચાર સાંભળી એમ જ બોલી ઉઠ્યા: "ભલું થયું ભાંગી જંજાળ"—'હવે મને નડીઆદ આવો એવું કોઈ કહેનાર નથી. એટલે મારા 'બાપલા'ની સેવા છોડી મારે હવે ક્યાંહિ જવાનું નથી !'

ચાર પુત્ર થવાથી પૂજ્ય માજીશ્રીના મનમાં થયું, કન્યાદાન દેવાવું જોઈએ; પુત્રીની વાસના ઉદ્ભવી! બાપજીશ્રીને ગ્રામ્ય કહેવતપ્રમાણે જણાવ્યું: "ટોલ્લા કુંવારા રહે!" બાપજીશ્રીએ કહ્યું: "ટોલ્લા કુંવારા નહિ રહે." આ પછી પૂજ્ય શ્રી ભારતી દેવીનો જન્મ થયો. બાપજીશ્રીનાં અત્યંત લાડકાં. "દેવકાં" કહી બાપજી બોલાવે. લાડમાં અને અનેક સાધકોના સન્માન અને ભક્તિભાવમાં ઉછરેલાં, છતાં શ્વસુરગૃહે અપૂર્વ વિનયવિવેકભરી રીતભાતથી સર્વને પ્રસન્ન કરતાં. બુદ્ધિવિભવ નામને સાર્થક કરે તેવો, છતાં સમાજબંધનમાં રહેવાથી એમની પ્રતિભા ગુંગળાઈ ગઈ! પુત્રપુત્રીઓનો સુંદર પરિવાર મૂકી અલ્પવયમાં ભૌતિક તનુ ત્યાગી ગયાં : સંવત્ ૧૯૮૮: માર્ગશીર્ષ-પૂર્ણિમા. તેમના ઉત્તરાર્યનનિમિત્તે 'માતૃ-હૃદય-નિવેદન' નામની એક પુસ્તિકા શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાનની ઇચ્છાથી પ્રકટ કરવામાં આવી છે.

તે પછી શ્રી સુરેશ્વર ભગવાનનો જન્મ. સંવત્ ૧૯૫૩ ના શ્રાવણ

માસની શુક્લ પંચમીએ સદ્ગુરુશ્રીના તનુના વિલયપછીઃ શ્રાવણ કૃષ્ણ૦ ૨. તે વિદ્યમાન છે.

બાપજીશ્રી પણ માજીશ્રીનું સર્વ પ્રકારે સન્માન વધે તેવી જ પ્રવૃત્તિ સેવતા. વ્યવહારનાં કાર્યોમાં તેમની સંમતિ પ્રથમ. પ્રવાસમાં પણ સાથે હોય ત્યારે પ્રસંગે પોતે શિગ્રામમાં બેસે અને પૂ૦ માજીશ્રીને મ્યાનામાં બેસવા આગ્રહ કરે. મ્યાનામાં બાપજીશ્રી પોતે બેસે તો ખરા, પણ ઉપાડનારપ્રતિ એટલી અનુકંપા રાખતા, કે થોડું બેસી પછી ઉતરી, પગે ચાલીને પ્રવાસ કરે. શ્રી રાવસાહેબ પોતાની નોંધમાં જણાવે છે કે "મ્યાનો ઉચકનારાને પોતે સૂચના આપેલી કે "રાવસાહેબ પૂછે તો કહેવું કે મહારાજ શોખથી ફરવામાટે ઉતર્યા છે!" પાછું મને પણ પોતે પૂછે કે તેમને ઠપકો તો આપ્યો નથીને? આમ પોતે તો દયાના સમુદ્ર!"

### શ્રી ઉપેન્દ્ર ભગવાનના જન્મપછી

પોતાની રીતભાતમાં ઘણું પરિવર્તન થઈ ગયું હતું. ભગવા ફેંટાનો ત્યાગ કર્યો હતો! પ્રસંગે કસબી ફેંટો પણ બાંધતા. રૂ. ૨૦૦ બસોની કિંમતનો કસબી ફેંટો શેઠશ્રી મગનલાલ જેચંદે અર્પણ કરેલો તે વિષે શ્રી રાવસાહેબની નોંધમાં તા. ૯-૧૧-૯૪ નો ઉલ્લેખ છે. આ જ દિવસે નડીઆદમાં એક સાઠોદરા નાગર જ્ઞાતિની બાઇએ તુલસીવિવાહ ઉજવી પોતાશ્રીને નડીઆદનું મકાન અર્પણ કર્યું હતું. સર્વ પ્રકારે ઉચ્ચ કુલીન ગૃહસ્થ-સરખું જીવન પ્રતીત કરાવતા. વ્યાવહારિક સંબંધો સારી રીતે સંભાળતા. ગૃહજીવનમાં પણ અનાયાસે ઘણું પરિવર્તન સ્વાભાવિક જ થતું ગયું. પોતાના અયાચક વ્રતનો મહિમા અપૂર્વ હતો. કદી કોઈ વસ્તુની ઇચ્છા કે આગ્રહ જણાવતા જ નહિ. છતાં ઉત્કૃષ્ટ વ્યવહાર પ્રતીત થાય તેવી સર્વ સામગ્રી આવીને પડતી. શ્રી ઇશ્વરભાઇએ જ એક વસ્તુસંબંધમાં વાત કરી હતી. શેઠશ્રી મગનલાલ જેચંદ—વીરમગામની વ્હીટલ મીલના એજન્ટ—શ્રી ઈશ્વરભાઈસાથે ઘણો ઉચ્ચ સંબંધ રાખતા. શ્રી ઈશ્વરભાઈના જ્યોતિષ્ જ્ઞાનથી તેમના વિષે તેમને અપૂર્વ શ્રદ્ધા થયેલી અને તેમના દ્વારા શ્રેય-સ્સાધકવર્ગમાં પ્રવેશ્યા હતા. શેઠશ્રીએ એક પ્રસંગે તેમના કુટુંબમાટે એક તનમનીયું રત્નજડિત બનાવેલું તે શ્રી ઈશ્વરભાઈને બતાવ્યું! શ્રી ઈશ્વરભાઇએ લેખકને જણાવેલું: "એ તનમનીયું બહુ સુંદર હતું અને મને લાગ્યું કે આવું તનમનીયું પૂ૦ માજીશ્રીમાટે હોવું જ જોઇએ. મનમાં ઇચ્છા થવાની સાથે તેમાટે વ્યવસ્થા થઈ ગઈ અને તનમનીયું પૂ૦

બાજીશ્રીને અર્પણ થયું !' એમાં આચાર્યશ્રી તો કેવલ નિરપેક્ષ ! આ જ પ્રકારે શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાનના જન્મપછી સુવર્ણરજતાદિનાં પાત્રો, અલંકારો, વગેરે અનાયાસ આવતા જ ગયા. મકાનો વધતાં ગયાં, અને ઐશ્વર્યમહિમા વિશેષ વિશેષ પ્રકટતો ગયો !

*

શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાનપ્રતિ પોતાનું વાત્સલ્ય અપૂર્વ હતું. પોતે વારંવાર કહેતા : "ભાઈને કોઈ દુભવશો નહિ. એ તો વિષ્ણુનો અવતાર છે !" પોતે અનેક રીતે તેમના વિષે સંસ્કારસિંચન કરતા, અનેક પ્રકારે લાડ લડાવતા, અનેક પ્રકારે બોધ પણ આપતા, અનેક અનેક વાતો કહેતા; અનેક રીતે માર્મિક સૂચનો કરતા.

એક પ્રસંગ શ્રી શંકરભાઈ ગલાભાઈએ કહેલો અમારા ભાઈ છોટાલાલની નોંધમાં મળે છે. શ્રી શંકરભાઈ નડીઆદના પાટીદાર. બૉમ્બે બેન્કની (હાલની ઈમ્પીરીઅલ બેન્કની) અમદાવાદની શાખામાં શ્રોફ હતા. તેમણે જણાવેલું: બાપજીશ્રી 'મોટાભાઈ'ને ખોળામાં લઈને બેઠા હતા. શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાનને તે વખતે 'મોટાભાઈ' કહી સાધકો સંબોધતા. ભગવાનશ્રીનું વય દોઢેક વર્ષનું હશે. કોઈ સંન્યાસી બાપજીશ્રીની ખ્યાતિ શ્રવણ કરી દર્શનાર્થે આવ્યા, અને બાપજીશ્રીને આ પ્રમાણે વાત્સલ ભાવથી બાલભગવાનને રમાડતા જોઈ ભડકયા ! તેમના મુખભાવથી પોતે તો સમજી ગયા. પોતે વિનયવિવેકથી સંન્યાસીની ખબર પૂછી અને થોડી વાતચિત કરી અને—

'ગુણ ગોવિંદના ગાવા, જગતમાં, ગુણ ગોવિંદના ગાવા,
શીદને થવા ચહો બાવા, જગતમાં;—
નૃસિંહ નિર્ગુણ સગુણ સ્વરૂપે. ભજો ત્યજી કાવાદાવા; જગતમાં૦

આ પદ ભગવાનશ્રીના હાથે તાળી પડાવતાં. પોતે ગાયું ! લાગે છે કે આટલું પદ શીઘ્ર સ્ફુરણરૂપ પ્રસંગવશાત્ જ હશે. ( શ્રીનૃસિંહવાણી-વિલાસ દ્વિતીય ભાગનું પદ ૯૫. )

સંન્યાસી શાંત થયાઃ પ્રસન્નતાથી નમસ્કાર કરી વિદાય થયા.

શ્રી શંકરભાઈના ભાઈ તે વખતે મંદિરની બાજુમાં પાટીદારોની વસતી હતી, તેથી ત્યાં રહેતા. તેમના દ્વારા જ શ્રી શંકરભાઈ સદ્‌ગુરુશ્રીના શરણમાં આવેલા અને પૂર્વોક્ત પ્રસંગ પ્રત્યક્ષ જોયેલો !

*

૫૦ ભગવાનશ્રીનું વય ૭–૮ વર્ષનું હશે. સુરત, મહીધરપુરા, જદાખાડીમાં, મકાન લીધેલું હતું. તેમાં પોતે વિરાજતા હતા. મકાનની કિંમત આપવામાટે રૂપિયા તૈયાર કર્યાં હતા. તે વખતે રોકડ નાણાંનો ઉપયોગ વિશેષ થતો. મોટા પ્રમાણમાં રૂપિયા જોઇ ભગવાનશ્રીએ તે લઈ રમવા માંડયું. વિવિધ આકૃતિઓ રૂપિયાની રચવા લાગ્યા. તેપ્રતિ દૃષ્ટિ જતાં બાપજીશ્રીએ કહ્યું, "ભાઇ ! આપણે **આના તરફ મોહ રાખવાનો નથી!"** **નિર્મોહી** રહેવા બાલ્યકાળથી અપૂર્વ પ્રકારે શિક્ષણ !

*

બાપજીશ્રી શીળી કઢાવવામાટે રસી મૂકાવવાસંબંધમાં બહુ જ વિરુદ્ધ મત ધરાવતા હતા. આજે તો અમેરિકન ડાક્ટરો અને બીજા ઘણા, એસંબંધમાં વિરુદ્ધ મત ધરાવે છે, પરંતુ પોતાની દૃષ્ટિ તો તેનાં અનિષ્ટ પરિણામો સ્વતઃ જોઈ શકતી. તેથી કોઈ પણ બાળકને શીળી-માટે રસી મૂકાવી બળીયા ટંકાવેલા નહિ! શ્રી ઉપેન્દ્ર ભગવાનને આશરે અગિયારમા વર્ષની વયે (ઇ. સ. ૧૮૯૬) બહુ જોરથી શીળી નીકળ્યાં હતાં. સાથે શ્રી મહાદેવજીને પણ નીકળ્યાં. આખું શરીર, જરા પણ અંતરવિના દાણાથી ભરાઈ ગયું હતું અને શરીરે વલુર વગેરે આવવાથી પોતાને બહુ કષ્ટ થાય તેવું હતું. માખો પણ બહુ પજવતી હતી. બાપજીશ્રી અખંડ તેમની નિકટ રહેતા, પંખો નાંખતા અને ધૈર્ય આપી પ્રસન્ન રાખ્યા કરતા. એક વખત તો ઘણું કષ્ટ જોઈ ઉભરાતા વાત્સલ્યથી પોતાના મુખમાંથી ઉદ્ગાર નીકળ્યો અને ઇશ્વરને પણ સંભળાવી દીધું: "આ બાળકોપ્રતિ આવી નિર્દયતા ! પછી **कर्तुमकर्तुमन्यथा कर्तुम समर्थ** કોણ કહેશે ? અને તે પછી શાંતિ થઈ ગઈ! શ્રી કૌશિકરામભાઇ આ પ્રસંગે સુરત જઇ ચઢેલા. તે જણાવે છે :

'એ વખતે હું વલસાડની ખાનગી હાઇસ્કૂલમાં હેડમાસ્તર હતો. એક દિવસે મોડી રાતે સુરત પહોંચ્યો. બાપજીશ્રીનાં દર્શન કરી, શ્રી ઉપેન્દ્ર ભગવાન્ વગેરેની પ્રકૃતિ જોઈ ઘેર જવાનું રાખ્યું હતું. મંદિરનું બારણું ઠોક્યું. બાપજીશ્રીએ ઉપલે માળથી ઉતરી જાતે બારણું ઉઘાડયું ! હું શરમાઈ ગયો. પોતે વાત્સલ્યપૂર્ણ હાસ્ય કર્યું !'

આ પ્રસંગે પોતે સુરતમાં જ હતા અને શ્રી ત્રિકમલાલભાઇ વડોદરે હતા. વડોદરે તેમને મોડી ખબર મળવાથી તેમને ઘણું ઓછું આવેલું,

અને બોલેલા કે આવા પ્રસંગે આ શરીરનો ઉપયોગ નહિ થાય તો એનું સાર્થક્ય શું? અપૂર્વ સેવાવૃત્તિ! આવી ખબર મળવાથી બાપજીશ્રીએ પછી તેમને સુરત બોલાવેલા.

*

ભગવાન્શ્રી વડોદરાના મંદિરની અંદર નિસરણીપાસે ઉભા હતા. શ્રી નર્મદાશંકરભાઈ, પાસે જ હતા. ભગવાન્શ્રીનું વય નવદશ વર્ષનું હશે. ત્યારે ભણવામાટે ઉપદેશ આપતાં આપતાં શ્રી નર્મદાશંકરભાઈતરફ અંગુલિનિર્દેશ કરતાં કહ્યું: 'અમને તો આ આમના જેવા 'ભોળાભટ', શિષ્યો મળ્યા છે તે 'લાકડાની તરવારે' અમારૂં કામ તો ચાલે છે, પણ તમારે એમ નહિ ચાલે: માટે અભ્યાસ કરો!' વિલક્ષણ માર્મિક સૂચન! પોતાની અસાધારણ નિરભિમાનતા! સાચા શ્રદ્ધાન્વિત કુતર્કરહિત સાધકો. આવાં આવાં અનેક સુંદર તત્ત્વો આ વાક્ય સ્પષ્ટ કરે છે!

બાપજીશ્રીનો અગાધ મહિમા ભગવાન્શ્રીના હૃદયઉપર પ્રબલપણે અંકિત થયો હતો અને પુત્રને પિતાવિષે અપૂર્વ ભક્તિ હતી તે વસ્તુ તો બાપજીશ્રીના સંસ્મરણ કરાવનાર તેઓશ્રીનાં અનેક કાવ્યોવગેરેમાં પ્રતીત થયાવિના રહેતી નથી. બાપજીશ્રીના જીવનપ્રસંગો મોટી વયે એટલા રસપૂર્વક કહેતા કે પિતાપુત્ર બંનેના માટે શ્રોતાના હૃદયમાં અપૂર્વ ભક્તિભાવ ઉત્પન્ન થયાવિના રહે નહિ.

*

## લૌકિક વ્યવહાર-કાર્યો

અદ્યાપિપર્યંત બાપજીશ્રીની અનેકવિધ પ્રવૃત્તિઓનું જે અવલોકન કર્યું છે, તેનાથી સુજ્ઞ વાચકને તો સ્પષ્ટ થયું જ હશે કે તેમનું પ્રધાન જીવન વર્ગમાટે અને પારમાર્થિક હેતુની સિદ્ધિમાટે જ હતું. વ્યવહાર એમના જીવનમાં ગૌણ–અતિગૌણ–સ્થાન જ ભોગવે છે. છતાં ગૃહસ્થ–જીવન પણ આદર્શમય જ છે એ વસ્તુનું વિસ્મરણ થઈ શકે નહિ.

શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાન્નું સાતમું વર્ષ પૂરું થઈ ગયા પછી તેમને વેદવિધિઅનુસાર ઉપનયનસંસ્કાર કરવામાં આવ્યો હતો. સુરતનાં સગાંસંબંધી જનોના સંતોષાર્થે તે સંસ્કાર સુરતમાં જ કરવામાં આવ્યો હતો. સં. ૧૯૪૮ ના માઘ વદિ ૪: તા. ૧૪–૨–૯૨. આ વખતે વર્ગની પ્રતિષ્ઠાને લગભગ દશકો થઈ ગયો હતો. સમાજની અનેક સુપ્રતિષ્ઠિત

વ્યક્તિઓએ શિષ્યત્વ સ્વીકાર્યું હતું, તેથી તેઓશ્રીના આ વ્યાવહારિક મહત્ત્વપૂર્ણ પ્રથમ કાર્યને શોભાવવા, અનેક પ્રકારના પ્રયત્ન, સર્વ કરી રહ્યા હતા. સુરત તેનિમિત્ત મોટા ભાગના સાધકોએ હાજરી આપી હતી, અને વ્યવહારકાર્ય સગાંસંબંધી સર્વને અપૂર્વ સંતોષકારક રીતે પરિપૂર્ણ થયું હતું! બાપજીશ્રીની વિલક્ષણ ચેષ્ટા આ વ્યવહારકાર્યપ્રસંગે સર્વને અત્યંત આશ્ચર્ય ઉપજાવતી હતી, અને અદ્યાપિ તેને પ્રત્યક્ષ જોનાર તેમાં કોઈ અપૂર્વતા નિહાળી રહ્યા છે. નાગરોનાં જ્ઞાતિભોજન તો મધ્યરાત્રિપછી જ થતાં અને થાય છે. ભગવાન્શ્રીના ઉપનયનસંસ્કારનિમિત્ત પણ જ્ઞાતિભોજન હોય જ, એ તો સર્વ સમજી શકે. તે કાલે 'કિટ્સનલાઇટ' કે 'પેટ્રોમેક્ષ'ના દીવા નહોતા! એટલે રાત્રિના ભોજનપ્રસંગે 'રામપાત્ર'માં કપાસીઆ કે જાડી દીવેટો મૂકી, દીવેલ ભરી, દીપકો પ્રકટાવવામાં આવતા. આ દીપકો ઝાંખા ન પડે તેમાટે તેમાં દીવેલ પૂરવાનું કાર્ય બાપજીશ્રી જાતે કરતા! અનેક સાધકો–શિષ્યો તે કરવા તત્પર હતા છતાં પોતે જ તે કાર્ય કર્યાં કર્યું! શ્રીકૃષ્ણે પણ રાજસૂય યજ્ઞમાં બ્રાહ્મણોનાં ચરણપ્રક્ષાલનનું કાર્ય કર્યું જ હતું ને? અને જ્યોતિ–પ્રકાશ–ઝળકતો રાખવો, એ તો પોતાનું જીવનધ્યેય. બાપજીશ્રીની કૃતિમાંથી એ સૂચિત નથી થતું?

## શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાનના વિવાહ

ઉપનયનસંસ્કારપછી પરમ કૃપાળુ બાપજીશ્રીનું એક અતિ મહત્ત્વનું કાર્ય પૂ૦ ભગવાન્શ્રીના સહધર્મચારમાટે યોગ્ય પાત્રનો નિર્ણય. એમની સર્વજ્ઞશક્તિનો અપૂર્વ પ્રભાવ આ પ્રસંગમાં વ્યક્ત થયાવિના રહેતો નથી.

શ્રીયુત નરભેરામ મનસુખરામ, તેઓશ્રીની જ્ઞાતિના હતા, અને સુરતમાં કોન્ટ્રાકટરનો ધંધો કરતા. ગૃહસ્થ કુટુંબના. તેમનાં પત્ની શ્રી કમલાબા, પ્રખ્યાત સાક્ષરરત્ન શ્રી નવલરામભાઈનાં પુત્રી. એમને ત્રણ પુત્રીઓ હતી. તેમાં વચલાં પુત્રી શ્રીમતિ કપિલાગૌરી. આચાર્યશ્રીના પિતા શ્રી દુર્લભરામજીના સમયથી જ આ બંને કુટુંબનો ગાઢો સંબંધ હતો, એ આપણે પૂર્વે વિચાર્યું છે. આથી, બાપજીશ્રી જ્યારે જ્યારે સુરત પધારતા ત્યારે તેમને ત્યાં જતા અને બાલા કપિલાગૌરીની બુદ્ધિમતી ચેષ્ટાઓવગેરે જોઈ સ્નેહથી તેમને બોલાવતા. છસાત વર્ષની વયે પણ શેતરંજ રમવામાં બુદ્ધિશક્તિ ખિલેલી જોતાં બાપજીશ્રી વત્સલભાવથી તેમની સાથે ક્વચિત્ શેતરંજ ખેલતા! પ્રસંગે તેમનાં હસ્તપાદાદિઉપરનાં

સામુદ્રિક ચિહ્નો પણ અવલોકતા અને અનેક પ્રકારે તેમના શુદ્ધ સાત્ત્વિક સંસ્કારોને જાગૃત કરતા, પોષતા, અને તેમની અધ્યાત્મશક્તિ વિકસાવતા. સંબંધીજનો આ કૃતિ સામાન્ય રૂપમાં જ સમજતા ! તે કાલે, આમાં કોઈ સવિશેષ હેતુ છે, એમ સમજી શકતાં નહિ ! પરંતુ અનુકૂલ પ્રસંગે બાપજીશ્રીએ એમનો વિવાહ શ્રી ઉપેન્દ્ર ભગવાન્‌સાથે થવાથી બહુ યોગ્ય કાર્ય થશે એવું જ્યારે સૂચન કર્યું, ત્યારે તે સર્વને ઘણું આશ્ચર્ય લાગ્યું ! નાગરોમાં બ્રાહ્મણવર્ગ અને ગૃહસ્થવર્ગમાં પરસ્પરમાં કન્યા આપવાલેવાનો રીવાજ નહિ, તેથી સર્વને તેમાં અનુકૂલભાવે સંમત થવાનું રુચ્યું નહિ ! કારણ, બાપજીશ્રીનું કુટુંબ બ્રાહ્મણવર્ગનું. નરભેરામજી ગૃહસ્થ. પરંતુ બાપજીશ્રીની અલૌકિક સત્તા તો આશ્ચર્યકારક છતાં સ્વાભાવિક નિયમે જ કાર્ય કરતી. અને એ સત્તાના પ્રભાવઆગળ સર્વનાં અંતઃકરણમાં અણધાર્યું પરિવર્તન થઈ ગયું અને સર્વ, ઉપર જણાવ્યો તેવો સામાજિક વિરોધ છતાં, એમાટે સંમત થયાં. વાગ્દાન વિધિપુરઃસર થયું અને તે પ્રસંગે જ તેમને બાપજી-શ્રીએ પોતાને ત્યાં બોલાવેલાં ત્યારે બેસવામાટે મ્યાનો મોકલાવેલો, એ આપણે પૂર્વ પ્રકરણમાં ઉલ્લેખ કરેલો જ છે. અસ્તુ. આ કાર્યમાં તેઓ-શ્રીની સર્વજ્ઞ દૃષ્ટિનો મહિમા, પૂજ્યશ્રી ઉપેન્દ્ર ભગવાનસાથે પૂજ્યશ્રી જયંતીદેવીનો સહધર્મચારિણી રૂપેનો યોગ અવલોકતાં, સુંદરરૂપે પ્રત્યક્ષ થયાવિના રહેતો નથી. વિવાહપછી તેમના પિતાના ઘરનું નામ બદલી 'શ્રી જયંતીદેવી' નામ રાખવામાં આવ્યું અને વિષ્ણુની વૈજયંતી માલારૂપ એ શક્તિસાથેનો શ્રી ઉપેન્દ્ર ભગવાન્‌નો યોગ, અસાધારણ સ્વરૂપમાં ચરિતાર્થ થયેલો આજે તો સહસ્રાવધિ મનુષ્યોને પ્રત્યક્ષ છે !

## લાકડાનાં ગાડાં

બાપજીશ્રી એક અપૂર્વ મહાપુરુષ છે એવી વડોદરાની જનતામાં પ્રસિદ્ધિ તો થઇ જ ગઈ હતી અને પોતે શહેરમાં કે કોઈ સ્થળે કદી એકલા બહાર જતા નહિ. નિયામત સાંજના ફરવામાટે નીકળતા, પરંતુ તે તો મંદિર-પાસેથી 'તોપખાના' તરફને એકાંત રસ્તે ! ગૃહકાર્યોમાટે કદી ધ્યાન આપવાની પોતાને ભાગ્યે જ જરૂર પડે તેમ હતું, કારણ કે અનેક નાની મોટી વયના કાર્યકર્તા પ્રેમથી તે કાર્યો કરવા તત્પર રહેતા. એક પ્રસંગે ઘરમાં લાકડાં થઇ રહેલાં. ગૃહતંત્ર સંપૂર્ણ ત્રિકમલાલભાઇ જ સંભાળતા હતા અને બાપ-જીશ્રીને તેસંબંધમાં કદી કશું કહેતા પણ નહિ. પરંતુ તેમની ઉગ્ર પ્રકૃતિ

તો સર્વવિદિત હતી. લાકડાં થઈ રહેલાં અને તે શોધી આવ્યા હશે, પરંતુ લાકડાનાં ગાડાં મળેલાં નહિ. વળી પૈસા પણ પાસે નહિ હોય; તેથી ખૂબ ધુંધવાઈ મનમાં ને મનમાં ઉભરો કાઢવા લાગ્યા: "ઘરમાં કશું ઠેકાણું મળે નહિ. બજારમાં જઇને કામ કરે તેને ખબર પડે કે કામ કેવી રીતે થાય છે અને માલ કેમ મળે છે!" આ પ્રકારના એમના ઉદ્દ્ગારોનું સ્વરૂપ **દિવ્યમૂર્તિના** આખ્યાનમાં બહુ સ્પષ્ટ રૂપમાં મળી આવશે! ગૃહકાર્ય કરતાં અનેક પ્રસંગે આવા ઉકળાટભર્યા ઉદ્દ્ગારો નીકળતા. લાકડાંના સંબંધમાં બાપજીશ્રીએ સાંભળી લીધું. તરત જ પોતે ઉઠ્યા. ફેંટો બાંધી બજારમાં ગયા અને પાંચ સાત ગાડાં જોતજોતામાં લાવીને હાજર કર્યાં! પરંતુ બાપજીશ્રીએ આ કાર્ય કરેલું જોઇ શ્રી ત્રિકમલાલભાઈ ગળગળા થઈ ગયા અને ચરણમાં પડી ક્ષમા માગી!

લાકડાં તો આવ્યાં, પરંતુ પૈસા ચુકવવાના! એટલામાં શ્રી માસ્તર સાહેબ ઘેરથી આવ્યા. આવ્યા ખરા, પરંતુ ઘેરથી પાંચેક રૂપિયા તેમની પાસે હશે તે લેતા આવેલા! ગાડાવાળાને ચુકવવામાટે રૂ. ૧૮ના આશરે ખુટતા હતા! બાપજીશ્રીએ ગાદીનીચે તપાસ કરવા શ્રી માસ્તર-સાહેબને કહ્યું. માસ્તર સાહેબે આવીને તરત જ ગાદી સાફસુફ કરી હતી, તેથી જણાવ્યું કે ગાદીનીચે હમણાં જ જોયું છે અને કશું નથી! બાપજીશ્રીએ ફરીથી જોવા કહ્યું અને ખુટતી રકમ જ આશ્ચર્યકારક રીતે નીકળી! શ્રી માસ્તરસાહેબ આ અનુભવ અનેક પ્રસંગે આશ્ચર્યભાવ-સાથે દર્શાવતા! આ જ પ્રમાણે શ્રી ત્રિકમલાલભાઈ ખડકીના બારણામાટે સુતાર નહોતો મળતો તેમાટે બડબડાટ કરવા લાગેલા અને તે પ્રસંગે પણ પોતે જાતે જઈ સુતારને તેડી લાવેલા!

*

## વૃદ્ધ માતુશ્રી મહાલક્ષ્મીબા

બાપજીશ્રીનાં પૂજ્ય માતુશ્રી મહાલક્ષ્મીબા સુરતમાં માંદાં પડ્યાં! તેમને છેલ્લો મંદવાડ છે એમ ભાન થયું. મનમાં થયું, ભાઈ આવે તો સારૂં. બાપજીશ્રી વડોદરામાં હતા, ત્યાંથી કોઇને પોતાના જવાનો હેતુ જણાવ્યાવિના અચાનક સુરત પધાર્યા. માતુશ્રીને મળ્યા: આશ્વાસન આપ્યું! માતુશ્રીએ દેહત્યાગ કર્યો. સંવત્ ૧૯૪૩ના ભાદ્રપદ-પૂર્ણિમા. પૂ૦ શ્રી ઉપેન્દ્ર ભગવાનના જન્મપછી માજીનો દેહ પડશે એવું ભવિષ્યકથન

પોતે પૂર્વથી જ કરેલું. બાપજીશ્રી માતુશ્રીની સ્મશાનયાત્રામાં ગયા. એ જ પ્રમાણે શ્રી મોતીભાઈ સાહેબ, રાયજીભાઈ, ગિરધરભાઈ, રામકૃષ્ણપંથ વગેરે સાધકોની સ્મશાનયાત્રામાં પણ પોતે ગયેલા. શ્રી નરભેરામજીના પ્રસંગે પણ પોતે સુરતમાં ગયેલા.

એમના પિતાશ્રી દુર્લભરાજીના દેહાવસાનની તિથિ જાણવા મળી નથી, પરંતુ તેમનો દેહ માતુશ્રીના પૂર્વે પડેલો.

*

## ઉપાધિઓની મધ્યે

પરમ ચૈતન્ય જેમ માયાના કાર્યરૂપ બ્રહ્માંડોની ઉપાધિમાં પણ નિર્લેપ, નિર્વિકાર રહે છે, તદ્‌વત્ બાપજીશ્રીનું જીવન, ગૃહ-જીવનની અનેક પ્રકારની ઉપાધિઓમાં પણ તે સર્વથી અસ્પૃષ્ટ-અલિપ્ત જ રહેતું. અનેક વિરોધી પ્રસંગોમાં પણ પોતે તો પોતાનું એક જ સૂત્રવાક્ય ઉચ્ચારતા: 'અહોહો! પરમાનંદ છે!' કેટલાક પ્રસંગે સામાન્ય મનુષ્યજેવી વિલક્ષણ ચેષ્ટાઓ પણ કરતા. એક પ્રસંગે નિસરણીનાં પગથીઆં કરવાનાં હશે તે જાતે કડીઆ કામ કરવા બેસી ગયા. કોઈ સાધક આવી ચઢતાં તે જોઈ બાપજીશ્રીને વિનયથી કહ્યું "પણ બાપજી આપ આ કામ"-ત્યાં તો બાપજી-શ્રીએ કહ્યું: 'ત્યારે મારે બેઠા બેઠા બીજું શું કરવું?' ત્રણે લોકમાં પોતાને કંઇ કર્તવ્ય નથી એવું અદ્‌ભુત સૂચન!

આ જ પ્રમાણે પુસ્તકોવગેરેનું પ્રસિદ્ધિકાર્ય વધતું જવાથી પ્રેસ આણેલું. શ્રી નર્મદાશંકરભાઈ પોતાની નોંધમાં પ્રેસના કામસંબંધમાં જણાવે છે: 'ખરા બપોરે ઉન્હાળાના દહાડામાં પરસેવો પંચીયાથી લુછતા જાય અને હથોડીથી એકલા કામ કરે! હરિલાલભાઈ જઇ ચઢયા અને આવ્યું હસવું! પોતે ભાવ સમજી ગયા અને વિનોદપૂર્ણ ભાવે બોલ્યા: "ફરી ફરીને આ ક્યાં મળવાનું છે?" આવાં મર્મ વાક્યો આવા આવા અનેક પ્રસંગે બોલી, અપૂર્વ વિનોદ કરી, સ્વમહિમાનું ભાન કરાવતા! આવા તો જીવનભરમાં વિનોદપૂર્વક જ્ઞાન આપવાના અસંખ્ય પ્રસંગો.

*

## પ્રાણીમાત્રપ્રતિ દયા-પ્રેમ

મંદિરમાં એક પોપટ હતો. જ્યારે કોઇ વિદ્વાન્‌સાથે બાપજીશ્રીની ચર્ચા ચાલતી હતી ત્યારે પોપટ બોલતો: "જય સદ્‌ગુરુ સચ્ચિદાનંદ! સદ્‌ગુરુ

દેવકી જે!' એક પ્રસંગે એક ઘમંડી વિતંડાવાદી ચર્ચા કરવા આવેલો. બાપજીશ્રીના અપૂર્વ તર્કોથી ચર્ચા કરતાં થાકયો! વચમાં વચમાં પોપટ બોલતો જ રહ્યો! આખરે થાકીને તે બોલી ઉઠયોઃ આપ તો સાક્ષાત્ પરમાત્મા છો! પોપટ મંડનમિશ્રનું ભાન કરાવે છે.

આ પોપટની સેવા શ્રી ત્રિકમલાલભાઈ કરતા. પોપટ કંઈ કારણથી માંદો પડયો. હાલે ચાલે પણ નહિ! આવી સ્થિતિમાં ત્રિકમલાલભાઈ પાંજરૂંવગેરે સાફ કરતાં ખૂબ બડબડાટ કરવા લાગ્યા. સાફ કરી તે દૂર ગયા એટલે બાપજીશ્રીએ પાંજરામાંથી પોપટને બહાર કાઢયો અને કહ્યું, "તારે ઉડી જવું છે?" અને પાંખોઉપર હાથ ફેરવતાં તો પોપટ સડસડાટ કરતો ઉડી ગયો!

*

## વીંછીની મુક્તિ!

શ્રી ત્રિકમલાલભાઈની દૃષ્ટિએ એક વીંછી પડયો! એ વીંછીના સંબંધમાં શ્રી નર્મદાશંકરભાઈ પણ પોતાની નોંધમાં ઉલ્લેખ કરે છે.

'આપણા ત્રિકમલાલભાઈએ વીંછી પકડી મંદિરવચ્ચે દોરાથી લટકાવ્યો. છોડવાનું કહે તો છોડે નહિ. "આપને કરડયો હોય ત્યારે ખબર પડે" એવા ઉદ્ગારને સ્મિતભર્યા વદને સાંભળ્યા કરતા. સર્વના આશ્ચર્ય-વચ્ચે દૈવયોગે વીંછી છુટી ગયો! ત્રિકમલાલભાઇ ખૂબ ગુસ્સે થયા. બાપ-જીશ્રીએ કહ્યુંઃ "ભાઈ! મેં છોડયા નથી. આ બધા સાક્ષી છે!" વગેરે સ્મિતભર્યા વદનનાં મૃદુ વાકયો સાંભળી શાંત થયા. વીંછી બાપજી-શ્રીને જ કરડયો હતો!'

*

## વ ત્સ લ તા!

પોતે સુરતમાં વિરાજતા હતા. કંઇક ઘરના કામમાટે શ્રી નાથા-ભાઇને સવારના નવેક વાગે બહાર મોકલ્યા હતા. શ્રીયુત નાથાભાઈ ફકીરભાઈ સુરતના એક પ્રતિષ્ઠિત નાગરિક હતા. 'સ્પીસી બેંક' ચુનીલાલ સરૈયાએ કાઢેલી તેના સુરતના એજન્ટ પણ નિમાયેલા. શ્રી નાથાભાઈ કામમાટે ગયેલા ત્યાં ઘણો સમય થઇ ગયો. બાર વાગી ગયા. બાપજીશ્રીને જમવાનો સમય થઇ ગયો હતો, તેથી પૂ૦ માજીશ્રી જમી લેવા આગ્રહ કરતાં હતાં. બાપજીશ્રી, 'થાય છે' કહી સમય વીતાવતા હતા. એક પણ

વાગ્યો. ત્યાં શ્રી નાથાભાઈ આવ્યા! કામ પૂરૂં થઈ શક્યું નહોતું! બાપજીશ્રીએ પૂછતાં જણાવ્યું, 'બાપજી! એ તો હજી અધુરૂં જ રહ્યું!' બાપજીશ્રીએ કહ્યું "ત્યારે પૂરૂં કરી જ નાંખવું'તું ને?" નાથાભાઇ ઘેર જવાને ઉતાવળા થઇ રહ્યા હતા. તેમના પેટમાં પણ બાર વાગી ગયા હતા! બાપજીશ્રી શાંતિથી વાત કર્યા કરતા હતા તેથી બોલી ઉઠયાઃ "હવે તો હું જાઉં! એટલું કાલે પુરૂં થઇ જશે!" બાપજીશ્રીએ જણાવ્યું: "પણ હમણાં ઘેર જવાની ઉતાવળ નથી! જમી લ્યો!"

"બાપજી! પણ મારે ઘેર વાટ જોવાતી હશે!"

"એ તો ખબર મળી જશે; હજી હું પણ જમ્યો નથી!"

પોતે નાથાભાઈની વાટ જોઇ જમ્યા નથી એ સાંભળતાં શ્રી નાથાભાઈ અત્યંત પ્રેમાર્દ્ર બની ગયા! નાથાભાઈ ધારતા હતા કે બાપજીશ્રી જમીને બેઠા છે અને શાંતિથી એમની કસોટી કરે છે! ત્યાં જૂદું જ!

*

## કમળો-વ્યાધિ ઉપર પ્રભુત્વ

બાપજીશ્રીની પ્રકૃતિ નિયમિત સ્વચ્છ અને આરોગ્યપૂર્ણ જ રહેતી. એક પ્રસંગે 'મેલેરીઆ'ની અસરમાંથી કમળો થઇ ગયો. શરીરપ્રત્યે બહુ કાળજી રાખવાની મૂળથી જ ટેવ નહિ! કમળો પણ જોરથી વધ્યો અને આખું શરીર પીળું પડી ગયું. પિત્તકમળી એ ભયંકર વ્યાધિ ગણાય છે. અને પોતે બેકાળજી કરે, તેથી સાધકોને ચિંતા રહેતી. સારા ડોકટરોને બોલાવ્યા. ડોકટરોએ અભિપ્રાય આપ્યોઃ Serious-ગંભીર છે! ડોકટરોના ગયા પછી શ્રીમન્ માસ્તર સાહેબને ખિન્ન જોઇ પોતે હસતાં હસતાં જણાવ્યું: 'માસ્તર! આમાં ચિંતાજેવું શું છે? એ તો કાલ સવારે સારૂં થઈ જશે!' અને બીજે દિવસે જ પ્રકૃતિમાં અસાધારણ સુધારો! ડોકટર ફરીથી આવ્યા. શરીર તપાસ્યું! આશ્ચર્ય પામ્યા!

આ પ્રસંગે જ ઘણું કરીને પોતે માથેથી લાંબા વાળ હતા તે કઢાવી નાંખ્યા હતા. શરીર ક્ષીણ અને પીળું થઇ ગયું હતું. એ અરસામાં શ્રીયુત નારણભાઈ રાવ સાહેબ પોતાનાં દર્શને વડોદરે ગયેલા, તેવિષે ઉલ્લેખ કરે છે.

"મારા મુખીપણાના વતનના કામમાં મારા વિરુદ્ધ કંઈ ઠરાવ થયાની પોતેશ્રીએ જ મને પ્રથમ ખબર આપેલ; મારા લાભમાં જ થશે

એવી ખાતરીમાં હું તો ઉંઘતો હતો ! તે ઉપરથી તા. ૨૭-૧૧-૯૨ ના રોજ પોતાનાં દર્શન કરી મુંબઈ જવાના વિચારથી હું વડોદરે ગયો ત્યારે પોતે વધારે 'સીક' હતા, અને માથેથી વાળ કઢાવેલા હતા. પોતે મેડા-ઉપર પોઢેલા હતા અને મને નીચેથી કોઇએ કહ્યું, પોતે બહુ 'સીક' છે, અને દર્શન નહિ થાય ! પોતે તે સાંભળી મને બોલાવ્યો અને વતન-સંબંધી બધી હકીકત મને પૂછી. લાભમાં થાય તો શો લાભ અને ગેર-લાભમાં થાય તો કેટલું નુકસાન. તે બધું મેં સમજાવ્યું ત્યારે કહ્યું, વિરુદ્ધ થાય તો ભારે નુકશાન ! પૈસામાં ને આબરૂમાં ! માટે જાઓ મુંબઈ. હું સરકારમાં ગયો અને ખરી હકીકત દર્શાવી. કામ મારા લાભમાં થયું ! પ્રકૃતિ સુધારાઉપર આવ્યા પછી શ્રી મોતીભાઈ સાહેબના આગ્ર-હથી પોતે હજીરા હવાફેર માટે પધાર્યા હતા !'

*

## સ મા ધિ

ગૃહવ્યવહારમાં પોતે કવચિત્ જ ધ્યાન આપતા. સાધકો, સજ્જનો, જિજ્ઞાસુઓસાથે તાત્ત્વિક ચર્ચાઓ, લેખનપ્રવૃત્તિ અને તદુપરાંત પોતાની ધ્યાનમગ્ન અવસ્થા, ગૃહતંત્રને સંભાળવાનો સમય પણ આપે તેમ નહોતાં, અને અસાધારણ નિઃસ્પૃહવૃત્તિ, ત્યાં વ્યવહારકાર્યોમાં શી રીતે વૃત્તિ પરોવાય ? શ્રી ત્રિકમલાલભાઈ બધું તંત્ર ચલાવતા. પરંતુ તેમની પ્રકૃતિ ઘણી ઉગ્ર હતી, તેમ જ પૂ૦ માજીશ્રી પણ કંઈક સ્વભાવે ઉગ્ર. તેથી વ્યવહારકાર્યો-માટે પ્રસંગે શ્રી ત્રિકમલાલભાઈ વધારે ઉગ્ર બની જતા. એમને ક્રોધ ચઢતાં વાર નહિ : ઉતરતાં પણ વાર નહિ ! તેમાં પણ બાપજીશ્રી જ્યાં આવી મૃદુ શબ્દે 'ત્રિકમલાલ !' એટલું જ બોલે, ત્યાં ત્રિકમલાલ-ભાઇ શાંત થઈ જતા ! એકંદર હૃદય ઘણું ભોળું, અને અત્યંત પ્રેમાળ ! ગમે તેને બે કટુવચન સંભળાવતાં વાર નહિ, વળી પશ્ચાત્તાપ કરી સાંત્વન કરતાં પણ વાર નહિ ! આમ તેની પ્રસન્નતા મેળવતાં પણ વાર નહિ ! આવી ઉગ્ર પ્રકૃતિએ એમને એક અસાધારણ પ્રસંગનો અનુભવ કરાવ્યો હતો.

કોઈ એક પ્રસંગે ઘરમાં કોઈ વ્યાવહારિક પ્રસંગવશાત્ શ્રી ત્રિકમ-લાલભાઈ ઘણા જ ઉગ્ર થઈ બુમબરાડા કરવા લાગ્યા. બાપજીશ્રી એ સાંભળી તેમને શાંત કરવા અંદર પધાર્યા. બાપજીશ્રીને જોતાં જ શાંત થઈ જવાના નિત્ય નિયમને આ પ્રસંગે તે ભૂલ્યા ! ક્રોધાગ્નિ બહુ જોરમાં

પ્રજ્વલિત હતો, તેથી પરમ પૂજ્યશ્રીને પણ સંભળાવી દીધું : " આવાં ઘરકામમાં આપ માથું મારવા શું કામ આવો છો ? એ તો અમે અમારૂં ફોડી લઈશું ! **આપ આપના સ્વરૂપમાં જ રમો ને ?"** આવા ભાવનાં કંઈક વિશેષ અભિમાનથી ઉચ્ચારેલાં વાકયો સાંભળી, બાપજીશ્રી તો પાદુકા ખખડાવતા ત્યાંથી ચાલ્યા ગયા અને જૂના મંદિરના જે ઓરડામાં સિંહાસન હતું તેના ઉપર બેસી, આસન લગાવી, નેત્ર બંધ કરી, સ્થિર થઈ ગયા ! આ પ્રકારની પ્રવૃત્તિથી શ્રી ત્રિકમલાલભાઈ થોડી જ વારમાં શાંત થઈ ગયા અને નિત્યનિયમપ્રમાણે બાપજીની ક્ષમા માગવા ગયા ! બાપજીશ્રીને ધ્યાનસ્થ જોયા ! મુખઉપર અદ્દ્ભુત પ્રભાવશાલી ઓજસ્ વિસ્તરી ગયું હતું અને તેમની નિકટ જતાં ભય ઉત્પન્ન થવા લાગ્યો ! શું કરવું તે સમજાયું નહિ, એટલે પ્રવેશદ્વારની બહારથી જ અતિ આર્દ્ર સ્વરે પ્રાર્થના કરતાં ક્ષમા માગી, પરંતુ તેમનો શબ્દ પણ બાપજીશ્રીના શ્રવણે પડતો નહોતો, એમ લાગ્યું ! તે ચોધાર આંસુએ રડી પડયા. ત્યાં ને ત્યાં રહી સાષ્ટાંગઉપર સાષ્ટાંગ કરી પશ્ચાત્તાપ કરવા લાગ્યા, પરંતુ સઘળું વ્યર્થ જતું જણાયું ! મુખઉપર તેજ વધતું જ જતું જણાયું ! તેમાં એવી ઉગ્રતા અને પ્રભાવ જણાવા લાગ્યાં કે ત્યાં ઉભા રહેવું પણ હવે તેમને ભયજનક લાગવા માંડયું ! એટલે ધીમે પગલે પાછલા પગે ચાલતા અંદર ગયા અને પૂજ્ય માજીશ્રીની સમક્ષ અશ્રુધાર વર્ષાવતાં પોતાની ભૂલ દર્શાવી ક્ષમા માગી; બાપજીશ્રીને વિનવવા પ્રાર્થના કરી. પૂજ્ય માજીશ્રી પણ એ વાત સાંભળી દયાર્દ્ર થઈ ગયાં અને પોતાશ્રીને વિનવવા બહાર આવ્યાં, પરંતુ બાપજીશ્રીના ઓરડાપાસે આવતાં જ તે પણ સ્તબ્ધ બની ગયાં ! મુખમંડળઉપર છવાયેલા તેજનો પ્રભાવ બહુ વિલક્ષણ જણાયો, અને એક અક્ષર પણ બોલી ન શકયાં; એટલું જ નહિ, પરંતુ શું થશે એવા ભયથી તે પણ અશ્રુપાત કરી રહ્યાં ! જોડેના નવા મંદિરમાં બંને આવી બેઠાં અને શાંત ભાવે, મૃદુ સ્વરે, અનેક પ્રકારે પ્રાર્થના કરવા લાગ્યાં અને વળી વળીને, ઉઠી ઉઠીને, પ્રાર્થનાની કંઈ અસર થઈ કે નહિ તે જોવા, બાપજીશ્રીપાસે આવી, ડોકીયાં કરી જોવા લાગ્યાં. પરંતુ બાપજીશ્રી તો " સ્વરૂપમાં જ રમણ કરી રહ્યા !" તેઓશ્રીનું રૂંવાડું પણ ફરકતું નહોતું ! તેમનાં સહુનાં રુદન અરણ્યરુદન જ હતાં ! બપોરના બેએક વાગ્યાના સુમારે આ પ્રસંગ બન્યો. સાંજના છ વાગ્યા ! શ્રી ત્રિકમલાલભાઇનાં આંસુ સુકાતાં નહોતાં ! શ્રી માસ્તર સાહેબને

મંદિરે આવવાનો હવે સમય થયો હતો, તેથી તેમની અત્યંત આતુરતાથી રાહ જોતા, બહારની ઓશરીમાં મૂકેલી પાટઉપર બેઠા. નેત્રો રુદનથી લાલચોળ થઈ ગયાં હતાં. શ્રી માસ્તર સાહેબ આવશે તો બાપજીશ્રીને જરૂર વિનવશે અને પ્રભુ તેમની ખાતર પણ દયા કરી જાગૃત થશે એમ એમનું હૃદય કહી રહ્યું હતું! એટલામાં જ શ્રીમન્ માસ્તર સાહેબ આવ્યા! તેમને જોતાં જ શ્રી ત્રિકમલાલભાઈએ તો મોકળું જ મૂકી દીધું! ખૂબ રડ્યા! પોતાની જાતનો તિરસ્કાર કર્યો! બધી હકીકત જણાવી. ગંભીર ભૂલ કરી એમ પણ કહ્યું અને હવે તો આપ, પ્રભુ જાગૃત થાય એમ કરો, એમ નમ્રભાવે જણાવ્યું! શ્રી માસ્તર સાહેબે શ્રી ત્રિકમલાલભાઈનું સાંત્વન કર્યું! પોતે અંતરમાં બાપજીશ્રીની સ્તુતિ કરતાં કરતાં બાપજીશ્રીની નિકટ જઈ સાષ્ટાંગ તો કર્યા, પરંતુ ચરણસ્પર્શ કરવાની કે શબ્દ પણ ઉચ્ચરવાની હિંમત થઈ શકી નહિ, એટલું જ નહિ, પરંતુ તે તેજસ્ પ્રભાવથી તરત જ ત્યાંથી બહાર નીકળી આવવું પડયું. બહારની પાટઉપર બેસી સ્તુતિ કરવા લાગ્યા. સાયંકાળ થયો. નિત્ય નિયમપ્રમાણે ગાદીપાસે ઘીતેલના દીપકો પ્રકટાવાતા, તે પણ મૂકવા જવાની બીજા કોઈની તો હિંમત ચાલી જ નહિ. શ્રી માસ્તર સાહેબ જ અત્યંત શાંત પગલે જઈ તે કાર્ય કરી આવ્યા! રાત્રિના આઠ વાગ્યા! નવ, દશ, અગિયાર! પરંતુ બાપજીશ્રીનું આસન જરા પણ ચલિત થતું નહોતું! આવેલા સર્વ સાધકો શાંત ભાવે જપ કરતા બેઠા હતા. તે સઉને શ્રી માસ્તર સાહેબે હવે ઘેર જવા સમજાવ્યા! બાપજીશ્રી ઘણી વખત સમાધિસ્થ થઈ બબ્બે ત્રણ ત્રણ દિવસ બેસતા એ જાણનાર ઘણા હતા, તેથી સર્વ વેરાયા. પછી શ્રી માસ્તર સાહેબે એક સ્તુતિ રચી, બાપજીશ્રી-પાસે બેસી, એકતારો લઈ તે ગાવા લાગ્યા. નેત્રોમાંથી અશ્રુ ઝરતાં, ગદ્ગદ શબ્દો ઉચ્ચરતાં, વિશુદ્ધ હૃદયવાળાં અત્યંત ભક્તિપૂર્ણ વચનો, આખરે લગભગ મધ્યરાત્રિના સમયે, પ્રભુશ્રીના હૃદયમાં પ્રવેશ્યાં! પોતે નેત્ર ઉઘાડયાં! શ્રી માસ્તર સાહેબપ્રતિ સ્થિરભાવે જોયું અને કહ્યું: "માસ્તર! તમે શા માટે દુઃખી થાઓ છો! ઘણું મોડું થઈ ગયું છે! તમે તમારે ઘેર જાઓ!" આટલું કહી પુનઃ નેત્ર બંધ કર્યાં!

*

પૂજ્ય માજીશ્રીની રાત્રિની રસોઈ પડી રહી. શ્રીમન્ માસ્તર સાહેબ પણ પ્રભુશ્રીનાં વચન સાંભળી એક અક્ષર બોલ્યાવિના શાંત થઈ ઘેર

ગયા. સહુ પોતપોતાના સ્થાને ગયા, પરંતુ પ્રાતઃકાલે શી સ્થિતિ હશે તેની ચિંતાએ સહુને રાત્રિભર નિદ્રા લેવા દીધી નહિ. શ્રી ત્રિકમલાલભાઈ તો જાગતા જ આખી રાત્રિ બેસી રહ્યા! બીજે દિવસે પ્રાતઃકાલે શ્રી માસ્તર સાહેબ પણ વહેલા વહેલા મંદિરે આવ્યા અને શ્રી ત્રિકમલાલભાઇને બોલાવી બારણાં ઉઘડાવ્યાં અને સમાચાર પૂછ્યા. શ્રી ત્રિકમલાલભાઇએ જણાવ્યું: "અર્ધા કલાકઉપર જ પોતે ઉઠીને ઉપર જઈ પથારીમાં સુતા છે!" શ્રી માસ્તર સાહેબ અત્યંત પ્રસન્નતાનાં અશ્રુપૂર્ણ નેત્રે પોતાને એકલા સુતેલા જાણી ઉપર ગયા, અને દૂરથી સાષ્ટાંગ કરી નીચે આવી, પોતાના નિત્યક્રમમાં યોજાયા!

*

મહાપુરુષોની વિલક્ષણ કૃતિઓ પણ પરહિતને અર્થે જ હોય છે! એનો મર્મ ઉકલે કે ન ઉકલે! અન્યને સુધારવા આત્મ-સંયમ જ આવશ્યક છે!

*

## સ્વરૂપ-શમન

વડોદરામાં નિવાસ કરતાં આશરે અઢારેક વર્ષ વીતી ગયાં. આરંભમાં જનતામાં આધ્યાત્મિક જાગૃતિ છુટાછવાયા રૂપે થતી ગઈ. તે પછી વર્ગની વ્યવસ્થિત સ્થિતિ યોજાઈ. તેને પણ પંદરેક વર્ષ થયાં, અને અનેક ઉચ્ચ સત્સંસ્કારવિભૂષિત સાધકરત્નના સમૂહમધ્યે પોતે અત્યંત દીપ્તિમાન મણિસદશ શોભતા. ઉચ્ચકોટિનો સાધકસમૂહ ઉત્સવપ્રસંગે એકત્ર થતો અને પોતે તેની મધ્યે વિરાજતા, ત્યારે બૃહસ્પતિની સભાનું મનોરમ દૃશ્ય જોતાં, અનેક નેત્રો આનંદતાં, અનેક એની દિવ્યતાથી પુલકિત થતા. પોતાના સંકેતને ચરિતાર્થ થયેલો પોતે નિહાળતા. સાધકવર્ગ તેઓશ્રીના સાન્નિધ્યમાં બ્રહ્મલોકનો આનંદ ભોગવતો. અધ્યાત્મવિદ્યાનાં ગહન સત્યો અનેક પુરુષવરોના હૃદયમાં સ્થપાઈ ગયાં હતાં. આત્માનુભવની અજબ ખુમારી શ્રીમન્ માસ્તર સાહેબજેવા અનુભવી રહ્યા હતા! ગૃહ-જીવન પણ વ્યવસ્થિત અત્યંત ઉચ્ચ કક્ષાએ સોળે કળાએ ખીલેલું દૃષ્ટિ-ગોચર થતું હતું. સંવત્ ૧૯૫૩ ની કાર્તિક કૃષ્ણ ચતુર્દશીએ ૪૩ વર્ષનું પોતાનું વય થઈ ગયું. તે જ આષાઢની પૂર્ણિમા પણ આવી પહોંચી. સાધકહૃદયો આધ્યાત્મિક ઉલ્લાસના હિલ્લોળે હિંચતાં હતાં. પોતે એક સુંદર બોધક ઉપદેશ આપ્યો:

**" સાધકોએ સદ્ગુરુ તત્ત્વને ભૌતિક તનુમાં જ મર્યાદિત રૂપે ન જોતાં તે તત્ત્વ સમસર્વત્ર વ્યાપક છે, એ જોવાનો અભ્યાસ પાડવો જોઈએ. "**

આ પૂર્ણિમાઉપર જ 'સુખાર્થે સદુપદેશ' પ્રસિદ્ધ થયું. પૂર્ણિમાના ઉત્સવનો અપૂર્વ આનંદ ભોગવી ઉત્સાહભર્યાં હૃદયે સાધકો સદ્ગુરુશ્રીને સાષ્ટાંગ કરી પોતપોતાને ઘેર ગયા. આ ઉત્સવમાં લગભગ બધો જ સાધક-સમૂહ એકત્ર થયો હતો અને એક વિશિષ્ટ પ્રકારનો અનેરો આનંદ અનુભવી રહ્યો હતો. આવા વિશિષ્ટ પ્રકારના ઉત્સાહ અને આનંદનું એક વિલક્ષણ કારણ બન્યું હતું! થોડા જ દિવસપૂર્વે ભરૂચનિવાસી કોઇ તેજોદ્વેષી યુવકોએ મુખ્ય મુખ્ય સાધકોઉપર ખોટા તાર કર્યા હતા. તારમાં શ્રીમન્નૃસિંહાચાર્યજીએ ભૌતિક તનુનો ત્યાગ કર્યો છે એવી ખોટી ખબરો આપી હતી. એને લીધે સાધકોમાં મિથ્યા ક્ષોભ, અને શોકની છાયા ક્ષણભર છવાઈ ગઇ હતી, પરંતુ તે સાચું માનવા જે તૈયાર નહોતા તેવા અનેક સાધકોના પ્રશ્નરૂપ તાર આવેલા, તે તારના ઉત્તરો તારથી બધે ફરી વળ્યા હતા, અને ક્ષણિક ગ્લાનિ અને શોકનાં વાદળ દૂર થઈ ગયાં હતાં છતાં આવા પ્રસંગપછી સ્વભાવિક જ સદ્ગુરુશ્રીના તનુનાં દર્શન દ્વિગુણ આનંદને જાગૃત કરે એ નિઃસંશય. પોતાના ખોવાયેલા બાળકને જોતાં જ માતૃહૃદય પ્રેમની ધારાઓથી નવરાવે છે તે જ પ્રમાણે!

પરંતુ આવા સાંકેતિક પ્રસંગો સદ્ગુરુશ્રીની શયનઆરતિના રણુ-કારાથી વાતાવરણ ભરતા હતા. ઉપર વર્ણવેલો પ્રસંગ પણ સ્વરૂપ–શમનના બરોબર એક માસપૂર્વે બનેલો. પરંતુ ભાવી વસ્તુ, વાતાવરણની ભીતર પ્રવેશી કોઈ જોઈ શકયું નહિ! પોતાની અનેકવિધ પ્રવૃત્તિનો વેગ પોતે અત્યંત શિથિલ કરી નાંખ્યો હતો. વાતચિત પણ પ્રસંગવશાત્ અલ્પ કરતા. છતાં વિનોદ, બોધ, યથાકાળે ચાલ્યા કરતાં અને કોઇને અંદરના હેતુમાટે શંકાનું કિરણ પણ દષ્ટિએ આવતું નહોતું!

એ જ શ્રાવણ શુકલ પંચમીનો દિવસ. વાતાવરણ ઘનઘેરૂં હતું. વડોદરામાં નાગપંચમીની રજા પડતી, તેથી શ્રીમન્ માસ્તર સાહેબ તથા અન્ય વર્ગ ઘેર જ હતો. પ્રભાતે તો સઉ મંદિરે આવી સદ્ગુરુશ્રીનું સ્મિતપૂર્ણ વદન વિલોકી વિવિધ વાર્તાનંદ લઇ સ્વગૃહે નિવૃત્ત થયા હતા. પૂજ્ય માજીશ્રીએ નિત્ય નિયમે મધ્યાહ્ને ભોજન કરાવ્યું. નિત્ય નિયમપ્રમાણે પોતાના વિશ્રામ-સ્થાનમાં આવી સ્વહસ્તે પાનનું બીડું આપ્યું, એટલે પોતે કહ્યું: ત્રિકમલાલને

મોકલ્યો. માજીશ્રી પધાર્યાં! પાનનું બીડું પ્રાશન કરી પોતે શાંત નિદ્રામાં શયન કર્યું! એ શયન એ શરીરમાટે અલ્પકાલીન નહોતું! એ શયન સ્વરૂપમાં જ કર્યું હતું અને એ અખંડ સમાધિમાંથી પુનઃ જાગૃત કરે એવી કોઈ સત્તા નહોતી! અલ્પકાલીન સમાધિમાંથી તો પૂર્વ પ્રસંગમાં શ્રીમન્ માસ્તર સાહેબની અત્યંત કરુણ ભાવથી પૂર્ણ સ્તુતિને માન્ય રાખવી પડી હતી! આ સમાધિમાં કોઇનો સ્વર પહોંચે તેમ નહોતું! બોલાવ્યા હતા એટલે શ્રી ત્રિકમલાલભાઇ આવ્યા! જોયું તો શરીર નિશ્ચેષ્ટવતઃ છતાં મુખઉપર અલૌકિક તેજ છવાયું હતું! ત્રિકમલાલભાઈ જોતાં જ ગભરાઈ ગયા. પૂર્વ પ્રસંગ અન્ય સ્વરૂપમાં–વધારે ભય ઉપજાવે તેવા રૂપમાં–દૃષ્ટિએ પડ્યો! એકદમ પૂજ્ય માજીશ્રીને ખબર આપી. શ્રીમન્ માસ્તર સાહેબને એકદમ બોલાવવામાં આવ્યા. સઉની ઇચ્છાથી ડૉક્ટરને બોલાવી તપાસ કરાવી, પરંતુ મગજઉપર લોહી ચઢી જવાથી દેહનું અવસાન થયું છે એમ ડૉક્ટરે જણાવ્યું! અપાર દુઃખ અને શોકની છાયા સાધકોમાં પ્રસરી ગઈ! બધો વડોદરાનો સાધકસમૂહ એકત્ર થઇ ગયો. અમદાવાદ, ભરૂચ, સુરત, વીરમગામ વગેરે સ્થળે તાર કર્યાં શ્રી હરિલાલભાઈ વગેરે આવી પહોંચ્યા. બાપજીશ્રીનું તેજોમય શરીર સમાધિસ્થ દશામાં પોઢેલું જોઈ શ્રી હરિલાલ-ભાઈ બોલ્યા "આ વળી કેવી લીલા!" અને એટલું કહેતામાં રોઈ પડ્યા! સમુદ્રમાં મસ્ત વિહરતી માછલીઓ સમુદ્રજળથી વિખુટી પડી! એ દુઃખ-એ શોક–એ ચિંતા–એ વેદના–અનુભવી જ જાણે! શોકસંવિગ્ન માનસથી દિવ્ય દેહને સાધકો ઘેરી વળ્યા!

*

વડોદરાની પ્રતિષ્ઠિત જનતાની વ્યક્તિઓ પણ તે સમાચાર સાંભળી આવી પહોંચી. ભવ્ય યાત્રા! એ અપૂર્વ તેજસ્વી શરીર તેજોમય અગ્નિને સ્વાધીન થયું! દુઃખ, શોક, ભય, ચિંતાની ઘેરી વાદળીઓ આકાશમાં પણ સ્થૂલરૂપે ભ્રમતી હતી! એ પણ આંતર શોકનાં બિંદુ ક્વચિત્ વર્ષાવતી હતી!

*

દીવામાં દીવેલ પુરવું કે તત્ત્વચર્ચા કરવી, કડિયાકામ કરવું કે સ્વરૂપ-મગ્ન થઇ ધ્યાનસ્થ રહેવું, સઘળું અખંડ એકરસ બ્રહ્મત્વપૂર્ણ છે, એવી સમતાનો અદ્દ્ભુત ઉપદેશ આપી, એ શરીર આ ભૂતલઉપરથી ચાલ્યું

ગયું ! અગ્રણી સાધકો ભાવીવિષે મહાન્ ચિંતામાં પડી ગયા ! શ્રી નગીનભાઇ મહેતા તો કહેવા લાગ્યા "હવે આપણી બધી પ્રવૃત્તિ સંકેલી લેવી જોઈએ !" પરંતુ શ્રીમન્નૃસિંહાચાર્યજીનું હૃદય–શ્રીમન્ માસ્તર સાહેબ–અપૂર્વ તેજરેખા દૃષ્ટિસમીપ ઝળકતી જોઈ રહ્યા હતા ! આચાર્ય-શ્રીએ શ્રી ઉપેન્દ્ર ભગવાન્માટે ઉચ્ચારેલી અનેક ઉક્તિઓ અંતરમાં પ્રેરણા જમાવી રહી હતી ! એમના હૃદયમાં આચાર્યની ગાદી ખાલી નહોતી ! રાજ્યગાદી–આચાર્યપીઠ ખાલી રહે જ નહિ ! અંગ્રેજો પણ કહે છે: The king is dead : Long live the king ! અને તરત ગાદીવારસ ગાદીનશીન થાય છે ! તે જ પ્રમાણે સ્મશાનયાત્રાથી પાછા ફરી, શ્રીમન્ માસ્તર સાહેબે આચાર્યપીઠઉપર શ્રીમદ્ ઉપેન્દ્રભગવાન્ને આરૂઢ થવા વિજ્ઞપ્તિ કરી, અને સઉથી પ્રથમ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યાં ! અનેક સાધકોએ તે પ્રમાણે આચાર્યપદારૂઢ શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાન્ને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યાં ! સઉએ ઉદ્‌ઘોષ કર્યો: શ્રી સદ્‌ગુરુ દેવકી જે ! શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્ય ભગવાન્‌કી જે ! શ્રી માસ્તર સાહેબની આર્ષ દૃષ્ટિના પરિણામો તે પછીની વર્ગની ભવ્ય અને જ્વલંત કીર્તિનાં કારણરૂપ મહાન્ કાર્ય જોનાર બૃહદ્ ગુજરાતની જનતાની દૃષ્ટિસમીપ સુવર્ણાક્ષરે અંકિત ઝળકતાં રહ્યાં છે !

# પ્રકરણ ૨૦

## ચમત્કાર-પ્રસંગો

**यच्छन्ति देवतास्तुष्टा धनमायुः सुतं यशः ।**
**ज्ञानं के नाम दास्यन्ति विना श्रीगुरुपादुकाम् ॥**

**શ્રીમન્નૃસિંહાચાર્યજીએ** ૪૩ વર્ષના વયમાં જે અત્યંત મહત્ત્વપૂર્ણ કાર્ય કર્યું છે તે સુક્ષ્મ બુદ્ધિથી વિલોકનારને તેઓશ્રીની અદ્‌ભુત ચમત્કારિક શક્તિનો પરિચય આપ્યાવિના રહે તેમ નથી. સમાજની તે કાલની પરિસ્થિતિ, નાસ્તિકતા અને જડવાદનું પ્રબલ આંદોલન, અધ્યાત્મવિદ્યાના ગહન સત્યોવિષે શંકાશીલતા, એ સર્વને નિર્મૂલ કરી, ઉંચામાં ઉંચા અંગ્રેજી શિક્ષણ પામેલા વર્ગને ઈશ્વરાભિમુખ કરી અધ્યાત્મમાર્ગમાં દઢપણે સ્થાપવો, એટલું જ નહિ, અધ્યાત્મસિદ્ધિના શિખરઉપર લઇ જવાપર્યંત પ્રગતિ સધાવવી, મનુષ્ય-સામાન્ય કોટિના મનુષ્યને-દેવ બનાવવો, ઈશ્વર બનાવવો, પરબ્રહ્મરૂપ અનુભવ કરાવવો, એ મહાન્ ચમત્કાર નહિ તો શું? એ તેઓશ્રીની અદ્‌ભુત શક્તિનો જ મહિમા હતો અને એ મહિમા અદ્યાપિ તેઓશ્રીના સ્થાપિત સિદ્ધાંતોને ચરિતાર્થ કરનાર વર્ગની પ્રવૃત્તિનાં સ્વરૂપોનું નિરીક્ષણ કરનાર સર્વ જોઈ શકે છે. આમ છતાં મહાપુરુષો, યોગીશ્વરો, અથવા અધ્યાત્મવિદ્યા કે ગૂઢ વિદ્યાના ઉપાસકોના જીવનમાં, તેઓએ ચમત્કારિક કોઈ કાર્યો કર્યાં છે કે કેમ, તેઓના સંબંધમાં કોઈ ચમત્કારિક ઘટનાઓ બની છે કે કેમ, તે જાણવા ઘણા આતુર હોય છે. આવા જિજ્ઞાસુઓ આ ચમત્કાર લૌકિક સિદ્ધિઓરૂપે અથવા સ્થૂલ રૂપમાં જોવા ઇચ્છે છે. વિચારપૂર્વક જોઈએ તો આવા મનુષ્યો મંદ અધિકારીઓ જ હોય છે. છતાં **શ્રીમન્નૃસિંહાચાર્યજી** અલૌકિક યોગસામર્થ્યસંપન્ન હતા અને તેમની અનિચ્છા છતાં અનેક પ્રસંગોમાં તેમની કોમળ વૃત્તિઓ જાગૃત થતાં, તેમની યોગસિદ્ધિના ચમત્કાર બનતા જ રહ્યા છે, અને કેટલીક ચમત્કારિક ઘટનાઓ સ્વાભાવિક જ બનતી રહેતી. તદુપરાંત વિશેષ જે કંઈ બનતું તેસંબંધમાં આ પ્રકરણમાં કંઇક વિચારી લેવાનું અવશેષ રહે છે. બાકી ઇચ્છાપૂર્વક ચમત્કાર દર્શાવવાના સંબંધમાં તો તે અત્યંત વિરુદ્ધ હતા.

**શ્રીમન્નૃસિંહાચાર્યજી** ચમત્કાર બતાવી કે નૈસર્ગિક નિયમનું અતિક્રમણ કરી પોતાનો પ્રભાવ પાડી જનતાને આકર્ષવા અત્યંત વિરુદ્ધ મત ધરાવતા અને અનેક પ્રસંગે નિકટના દીર્ઘ પરિચયવાળા શિષ્યો પણ જ્યારે

એવી સિદ્ધિ જોવા ઇચ્છા દર્શાવતા, ત્યારે પોતાનો દૃઢ સિદ્ધાંત સ્પષ્ટ કરતા અને કહેતાઃ "ભાઈ! ચમત્કાર જોઈને આકર્ષાતા મનુષ્યો સાચા જ્ઞાનના અધિકારી હોતા નથી. તેઓ લૌકિક કામનાની સિદ્ધિને જ ઇચ્છનારા હોય છે. તેમને ઇશ્વરની કે જ્ઞાનની પડી નથી! આપણો હેતુ તો સાચા જ્ઞાનના અધિકારીઓને સન્માર્ગે ચઢાવી તેમને કૃતકૃત્યતાની ઉચ્ચ ભૂમિકા-પ્રતિ લઇ જવાનો છે."

આવા જ સન્નિશ્ચયનું સ્વરૂપ તેઓશ્રીએ શ્રી ભામિનીભૂષણમાં દિવ્યમૂર્તિના આખ્યાનમાં સિદ્ધિના પ્રભાવથી સંપત્તિ અને જ્ઞાનના શિખરે સ્થપાવાની ઇચ્છા રાખનાર શિષ્યવર્ગનું સમાધાન કરતાં સ્પષ્ટ કર્યું છે. એવી સિદ્ધિ જો બતાવવામાં આવે તો શું પરિણામ આવે, અને તેમાં ઈશ્વરી સંકેતનો કેવો વિરોધ ઉત્પન્ન થાય, અથવા ભંગ થાય, એ વગેરે ઘણી વસ્તુઓ સ્પષ્ટ કરવામાં આવી છે. એકાદ અવતરણ તેમના જ શબ્દોમાં વધારે સ્પષ્ટાકરણ કરશે. પૂર્વે દર્શાવવામાં આવ્યું જ છે કે દિવ્યમૂર્તિના ચરિતમાં આત્મચરિતની છાયા ઘણી સ્પષ્ટરૂપમાં છે.

પિંગલનયન નામનો વિદ્યાર્થી દિવ્યમૂર્તિ ગુરુને કહે છેઃ

"...પણ હવે મારે બીજું કહેવાનું છે કે આ મારા સરખાએ તમારા આશ્રમમાં ખાઈને ક્યાં સુધી પડી રહેવું તે કહો. તમે તો આ આડી અવળી વિદ્યા ભણવાની જ ભાંજગડમાં નાંખો છો, ને કોઈઉપર ખરી કૃપા કરતા નથી. આપની પાસે જે જોઈએ તે છે, તે છતાં દરિદ્ર સ્વ-ભાવથી કોઈને આપી શકતા નથી. પણ અંતે એ આપના કામમાં પણ આવે એમ નથી. જ્યારે ત્યારે તમે કહો છો કે અમુક ગ્રંથ ભણો ને તમુક ગ્રંથ ભણો, ખુબ શ્રમ કરો; પણ આપ વિચાર કરો કે જ્યારે અમારે મહેનત જ કરીને ભણવું હોત તો આ ક્ષેત્રમાં બીજા ઘણાએ ઋષિના આશ્રમો છે, તેમને ત્યાં જાત, પણ ખાસ કરીને આપના આશ્રમમાં આવવાનું જે ખાસ કારણ છે તેને તો હજી તમે લક્ષમાં લેતા નથી. જુઓ, મહેનત કરીને ભણનારને તો સઉ ભણાવે, એમાં કાંઈ નવાઈ નથી. પણ મારા જેવાને ન ભણનારને કૃપાના બળથી ભણાવો ત્યારે ખરા! તમારા જેવાના શરણમાં અમે આવી પડ્યા, ને પાછી જ્યારે મહેનત રહી, ત્યારે તો અમારા કર્મના ભોગ જ જાણવા! ઘણા મોટા પુરુષોએ વિદ્યા-ર્થીઓની જીભઉપર એક બે કે ત્રણ અક્ષર લખીને તે વિદ્યાર્થીઓને સઘળી વિદ્યાઓના જાણનાર કર્યા છે, એ વાર્તા તમને કંઈ અજાણી નથી. માટે

અમે તેમ કરીને હવે કૃપા કરો, અને હવે આ ભણુવાની ભાંજગડ છોડાવીને એક પળમાં 'ભેંસપતિ' જેવા કરી મૂકો, ત્યારે તમે ગુરુ ને અમે વિદ્યાર્થી થયા પરમાણુ! અમે તેમ કરીને મારા જીભના ટેરવાઉપર સરસ્વતી બેસે ને વગરભણ્યે ચઉદ વિદ્યા ને ચોસઠ કળા, અને એ વિના પણ જે કંઈ હોય તે સઘળું આવડે, એવું કરો. અને વળી ખરૂં પૂછો તો સઘળી વિદ્યા ભણીને આ વ્યવહાર ચલાવવામાટે તો અર્થની જરૂર પડે છે, તો અમારી ભુખ ભાગે, અને જેટલા ધનની જરૂર પડે તેટલું તુરત ઉપજાવી લેવાની પણ વિદ્યા કૃપા કરીને આપો. કારણુ કે ભણ્યાગણ્યા પછી પણ ઘેર ઘેર ભીખ માગવાનું તો ઉભું રહે, ત્યારે તે વિદ્યા શેની? એવી વિદ્યાને તો હું અવિદ્યા જ ગણું છું. માટે સઘળી વિદ્યા ભણ્યાવગર આવડે, ને જોઈએ એટલું ધન તત્કાળ ઉપજાવી લેવાય એવું કૃપાબળથી આપો. પ્રથમ તો મને એકને મનોરથ પૂરીને વિદાય કરો. પછી આ બિચારા બધાયને પણ......તમે કહેશો કે હું કંઈ સર્વજ્ઞ નથી ને સર્વશક્તિમાન્ નથી, પણુ હવે એ વાત હું માનવાનો નથી......"

દિવ્યમૂર્તિ ગુરુ ઉત્તર આપે છે અને કહે છે: "હે ભાઈ પિંગલનયન! તું પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવામાં નાના પ્રકારની યુક્તિ રચતો જણાય છે. પણ વિદ્યા ભણવામાં તેવી યુક્તિનો કે યત્નનો ઉપયોગ કરતો નથી......"

"તું કહે છે કે તમારા આશ્રમે કયાં સુધી પડી રહીએ? અમને વગરભણ્યે જીભને ટેરવે સંપૂર્ણ વિદ્યા આવે એવું કરો તો જ અમારૂં આવવું સાર્થક છે, અને જોઈતું ધન ઉપજાવવાની સિદ્ધિ આપો, એટલે તમારી અને અમારી ખટપટ ટળે. પણ આ તારાં વચનો વધારે વિચારવિના મુખમાંથી નીકળી આવ્યાં હોય એમ જણાય છે. હે ભાઈ! તને કે આ વિદ્યાર્થિઓને જ માત્ર એવી કૃપા મારે કરવી, અને આ જગતનાં બીજાં સઘળાં પ્રાણીઓઉપર કેમ ન કરવી તેનું કારણુ તું કહે. કદાચિત્ તું એમ કહીશ કે 'અમે તો તમારા આશ્રમમાં આવીને પડ્યા છીએ, માટે અમારા ઉપર કૃપા કરો, અને બીજા સર્વ કાંઈ આવ્યા નથી.' પણુ એ તારૂં બોલવું યોગ્ય જણાશે નહિ. કારણુ કે તમે સર્વ તો આ આશ્રમમાં વિદ્યા ભણુવાને આવ્યા છો, તે એવું સાંભળીને કે આ ગુરુ ઠીક વિદ્યા ભણાવે છે. તમે કાંઈ એવું સાંભળીને આવ્યા નથી કે આ ગુરુ તો જીભને ટેરવે વગરભણ્યે સઘળી વિદ્યા સ્થાપે છે, અને ધન ઉપજાવવાની સિદ્ધિ આપે છે. આ રીતે જે સાંભળીને તમે ભણવું ધારી આવ્યા છો, તે

નિયમપ્રમાણે તો હું તમને વિદ્યા આપું છું, અને જે નથી આવ્યા તેને નથી આપતો. પણ જ્યારે લોકમાં એવી વાર્તા સંભળાય કે આ ગુરુ તો વગરભણ્યે સઘળી વિદ્યા જિહ્વાગ્રે સ્થાપે છે, ને લક્ષ્મીની સિદ્ધિ પણ આપે છે, તો આખું જગત્ જે એ બે પદાર્થને ઇચ્છે છે, તે સર્વ આ આશ્રમમાં આવ્યાવિના કેમ રહે? આવે જ. અને આવીને બેસે એટલે તમારા જેવો હક્ક તે સર્વને થાય, અને તેઓ પણ તારી જ પેઠે માગે, અને હું ન આપું તો વિષમદર્શી ઠરૂં. આ માટે આપવું જ પડે. આમ કરવાથી આ મારો ઉપાધિ વધે કે ઘટે, તે તું જ કહે. અને વળી ઈશ્વર **આ જગતના પતિ છતાં અને સર્વજ્ઞ તથા સર્વશક્તિમાન્ છતાં, તેમણે આખા જગતને તેવી એક સરખી સ્થિતિમાં મૂકયું નથી, તો બીજાથી તેમના સિદ્ધ સંકેતને વ્યર્થ કરીને કેમ મૂકાય ?** માટે પોતાના જ કાર્યમાં કુશળતાવાળા ! તું વિચાર કર, અને આ દુરાશાનો ત્યાગ કરીને વિદ્યા ભણવામાં પ્રીતિવાળો થા. તેં જે દૃષ્ટાંત આપ્યું તે તો વિદ્યાર્થીના પ્રારબ્ધને તથા ઇષ્ટના સંકેતને જાણનાર ગુરુએ શ્રદ્ધા-ભક્તિના બળવાળા કોઇ સંસ્કારી વિદ્યાર્થીને એ વિધિએ વિદ્યા આપી હશે. પરંતુ તેમાં પણ **શ્રદ્ધા, ભક્તિ, પ્રારબ્ધ, ઇષ્ટસંકેત વગેરે કારણો હોવાં ઘટે છે.** તારામાં પણ તે કારણો પ્રકટશે તો તને પણ કોઇ ગુરુ તેમ કરશે; માટે હાલ તો સાવધાન ચિત્તથી વિદ્યા ભણવામાં આ અ-વિદ્યાને વશ થઇશ મા, અને તારી ઇચ્છા હોય તો લક્ષ્મી, સરસ્વતીની ઉપાસના કરીને તેમને પ્રસન્ન કરીને તારી ઇચ્છાપ્રમાણે વર માગી લે. પરંતુ તેમાં પણ કષ્ટ કર્યાવિના જ તને ફળ મળે એવી આશા રાખીશ મા. હે ભાઇ ! આ જગતમાં ક્ષુદ્ર વ્યવહારોમાં પણ અમુક પ્રકારના કાળ તથા યત્નની જરૂર છે, તો આ મોટા અર્થની સિદ્ધિમાં તેની જરૂર હોય એમાં શી નવાઇ છે? માટે પ્રસન્ન ચિત્ત રાખ અને ઘટતો ઉદ્યોગ કર-વામાં પ્રીતિવાળો થઇ સુખી થા ! ”

તત્ત્વદર્શી મહાપુરુષો ઈશ્વરથી અભિન્ન હોવાથી, ઈશ્વરના સંકેતને અનુસરીને જ વર્તે છે. અપૂર્ણતાવાળા છતાં તપોબળથી ચમત્કારિક શક્તિઓ મેળવેલા વિશ્વામિત્રાદિજેવાએ ત્રિશંકુને અધવચ લટકાવ્યા છે, અને વ્યવહારમાં અપૂર્ણ દંભી ગુરુઓ, સિદ્ધિના બળથી પુરુષાર્થવિના ઉચ્ચ સંપત્તિઆદિની પ્રાપ્તિની ઇચ્છાવાળાને એ જ પ્રમાણે અધવચ લટ-કાવે છે, અને પ્રસંગે ઉભયની દુર્ગતિ થાય છે, એ જાણીતી વાર્તા છે.

ઈશ્વરસમાન થનારને જ ઈશ્વરસમાન સામર્થ્યની પ્રાપ્તિ થાય છે અથવા અન્ય રીતે કહીએ તો તે સામર્થ્ય પ્રાપ્ત કરનાર ઈશ્વરસમાન જ્ઞાનપૂર્ણ દૃષ્ટિવાળો થાય છે. પાશ્ચાત્ય વિદ્વાન્ ચિંતક (Maurice Maeterlinck) 'મોરીસ મેટરલીંક', વિજ્ઞાનવડે મળતી ચમત્કારિક શક્તિના સંબંધમાં ઉલ્લેખ કરતાં, પૂર્વોક્ત વિચારનું જ સમર્થન કરે છે. 'The magic of the stars' નામના પુસ્તકમાં તે જણાવે છે :

"Would victory over time and space give mastery over what inspired them, and give the power to modify, the power to change? Perhaps; but then we should be like unto the God whom we glimpse through the semblance of things; and what he has been unable or unwilling to do, we should not do either, having attained His greatness and His wisdom. We should be governed by the self-same reasons; and if they are imperceptible to us now, it is only because we know so little."

'દેશકાલાદિઉપર સ્વામિત્વ પ્રાપ્ત થતાં શું તેની પ્રેરક સત્તાઉપર પણ સ્વામિત્વ મળશે? તેમાં અલ્પ સ્વલ્પ કે સંપૂર્ણ ફેરફાર કરવાનું સામર્થ્ય પ્રાપ્ત થશે? કદાચ પ્રાપ્ત થાય; પરંતુ ત્યારે તો આપણે ઈશ્વર-સમાન જ થઇશું—જે ઈશ્વરની ઝાંખી આપણે દૃષ્ટાંતમાત્રથી જ કરી શકીએ છીએ. એટલે જે કાંઇ કરવા તે શક્તિમાન્ નથી અથવા જે કરવાની તેની ઇચ્છા નથી, તે આપણે પણ નહિ કરીએ, કારણ આપણે પણ તેના સમાન ઉચ્ચ કક્ષાએ સ્થિત થઇએ છીએ અને તેના સમાન જ્ઞાનથી પરિપૂર્ણ દૃષ્ટિને પ્રાપ્ત કરીએ છીએ! તેનાં પોતાનાં કારણો તે આપણાં પોતાનાં કારણો બની રહેવાથી આપણે પણ તેનાથી જ નિયંત્રિત થઈએ છીએ. અત્યારે એ કારણો આપણને દૃષ્ટિગોચર થતાં નથી તેનું કારણ આપણી અલ્પજ્ઞતા.'

શ્રીમન્નૃસિંહાચાર્યજીએ વર્ષોપૂર્વે જે વિચારો વ્યક્ત કર્યા છે તેનો જ આધુનિક મહાન્ વિજ્ઞાનવાદીઓ અને તત્ત્વચિંતકો પડઘો પાડી રહ્યા છે!

અદ્ભુત યોગસિદ્ધિસંપન્ન પુરુષો ઈશ્વરી સંકેતાનુસાર જ વર્તે છે અને એ સંકેતમાં ફેરફાર કરવામાટે, પૂર્વે કરેલા ઉલ્લેખમાં શ્રીમન્ નૃસિંહાચાર્યજી

જણાવે છે તેમ 'શ્રદ્ધા, ભક્તિ, પ્રારબ્ધ, ઇષ્ટસંકેત' વગેરે નિમિત્ત-રૂપ થાય છે, ત્યારે તેમના વત્સલતાપૂર્ણ હૃદયમાં બળવાન્ સંકલ્પ ઉઠે છે, અને અણધાર્યા ચમત્કારિક ફેરફારો થાય છે. આપણાં શાસ્ત્રો અને પુરાણોમાં આવા અનેક પ્રસંગો મળી આવે છે. જગતને માયાની ભ્રમણા કહી ઉડાવી દેનાર ભગવાન્ શંકરાચાર્યજેવાએ પણ પોતાના શિષ્યોની ભક્તિ આદિથી પ્રસન્ન થઇ સંકલ્પમાત્રથી વિદ્યા આપી છે એ સુવિદિત છે. સંકલ્પનું અદ્દ્ભુત બળ માનસશાસ્ત્ર અને અધ્યાત્મશાસ્ત્ર સ્વીકારે જ છે, એટલે એ વિષે શંકાને સ્થાન નથી.

અપવાદરૂપ પ્રસંગોવિના, મહાપુરુષો નૈસર્ગિક નિયમે જ બધું થવા દે છે, છતાં અધિકારી શિષ્યોનાં દુઃખો ન્યૂન થાય, તેમના પ્રયત્ન સત્વર ફલીભૂત થાય, અલ્પ આયાસે તેમને વિશેષ ફલપ્રાપ્તિ થાય, એવી એક શુદ્ધ સંકલ્પધારા તેમના હૃદયમાં વહેતી જ રહે છે, અને તેથી શિષ્યોના હૃદયમાં તેનો ચમત્કારિક અનુભવ પણ થાય છે.*

શ્રીમન્નૃસિંહાચાર્યજીના જીવનમાં વિશિષ્ટ સંકલ્પવિના પણ તેમની સર્વજ્ઞ દૃષ્ટિનો પ્રભાવ દર્શાવનાર, તેમના અદ્દ્ભુત અંતઃસત્ત્વના બલનું ભાન કરાવનાર, પ્રસંગો બન્યા છે, તેમ જ તેઓશ્રીના વર્ચસ્‌ના પ્રભાવથી અથવા દુઃખી દીનપ્રતિની અનુકંપાથી જાગ્રત્ થયેલા શુદ્ધ સંકલ્પથી, ચમત્કારનું ભાન કરાવનાર વિલક્ષણસરખા ભાસતા વ્યક્તિકરોના, અને અનેક પ્રકારના ભિન્ન ભિન્ન ભાવોવાળા પ્રસંગો બનેલા છે, અને તે અત્યંત સ્વાભાવિક રૂપે જ બનેલા છે, એ તે તે પ્રસંગને વિચારતાં સ્પષ્ટ થયાવિના રહેશે નહિ.

**દુઃખમાત્રની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિ** તો વસ્તુતઃ યથાર્થ તત્ત્વજ્ઞાનથી જ સંભવે છે અને સમર્થ તત્ત્વવિદ્ પુરુષો તે જ્ઞાન આપે છે, તો એથી અદ્દ્ભુત ચમત્કૃતિપૂર્ણ શું હોઇ શકે? સાચું જ્ઞાન તત્ત્વદર્શી ગુરુના વિના કોઈ આપી શકતું નથી એ ગીતાશાસ્ત્રનો સિદ્ધાંત છે. શાસ્ત્રના ગ્રંથો વાંચવાથી કંઈ સાચું અનુભવજ્ઞાન મળી જતું નથી તેથી ભગવાન્ શંકરાચાર્ય પણ વિવેકચૂડામણિમાં કહે છે:

* શ્રીમન્ માસ્તર સાહેબ સદ્દ્ગુરુશ્રીના અમોઘ કૃપાબલને અનુભવી, સ્વાનુભવ-પૂર્ણ ઉદ્દ્ગાર કાઢતાં શ્રવણ કરાવે છેઃ અલ્પ પ્રયત્નથી પણ બહુ ફળ દે મુજ પતિ એવા ઉદાર છે; કાંઈ ન મેં કર્યું, ધ્યાન નથી ધર્યું, નામ ન પણ સ્મર્યું, તદપિ ફલી, ભ્રમઆવલિ-નરહરિ નાથના.

**शब्दजालं महारण्यं चित्तविभ्रमकारणम् ।**
**अतः प्रयत्नात् ज्ञातव्यं तत्त्वज्ञात् तत्त्वमात्मनः ॥**

તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિના માર્ગમાં 'મન' એ જ મોટું વિઘ્ન છે. તેનો જય કરનાર જગત્‌વિજેતા બને છે. મહાન્ સૈન્યોઉપર આક્રમણ કરી વિજેતા બનનાર પોતાના મનઆગળ નિઃસહાય બન્યા છે, એ ઇતિહાસ-પ્રસિદ્ધ છે. મનનું દુર્નિવાર સામર્થ્ય તેમને પ્રતીત થયું છે. આ મનનો જય કરવાની પ્રબલ ઘોષણા કરતાં **શ્રીનૃસિંહાચાર્યજીએ** કહ્યું છેઃ

**"સાધક શૂરા ! જો જીતો તો મનરિપુ એક જ જીતો"**

મનનો જય કરનાર અસાધારણ ચમત્કૃતિઓનો અનુભવ કરી શકે છે, કરાવી શકે છે ! **શ્રીમન્નૃસિંહાચાર્યજીએ** મનોજયની અપૂર્વ યુક્તિઓ શિષ્ય–સમૂહને અર્પી છે એ આપણે વિચારી ગયા છીએ. બંધુઓ ! હવે એમના જીવનના સ્વાભાવિક છતાં ચમત્કૃતિપૂર્ણ લાગે એવા પ્રસંગોમાં દૃષ્ટિપાત કરીએ.

*

## અદ્‌ભુત સૌંદર્યમૂર્તિનું આગમન

**શ્રીમન નૃસિંહાચાર્યજી** એક પ્રસંગે પોતાના સ્થાનમાં હિંડોળાઉપર એકાકી શાંતભાવે બેઠેલા હતા. આશ્રમવાસી પોતપોતાના કાર્યમાં ગુંથાયેલાં હતાં. નિઃશબ્દ શાંતિ પ્રવર્તી રહી રતી. ત્યાં એકાએક યૌવનપૂર્ણ તનુયષ્ટિ, સ્નિગ્ધ ભાવભર્યાં લોચન, પ્રસન્નતાથી ઝળકતા ભાવવાળું મુખ અને વર્ચસૂથી વાતાવરણને પણ અદ્‌ભુતતા અર્પતું સ્ત્રીશરીર, તેમની નિકટ એક પણ અક્ષરના ઉચ્ચારવિના આવીને બેઠું. **શ્રી નૃસિંહાચાર્યજીનાં** નેત્રો શાંભવી મુદ્રાથી યુક્ત થયાં ! તે અદ્‌ભુત સ્ત્રીએ પણ તદ્વત્ નેત્રવૃત્તિ અંતરમાં આકર્ષી ! અર્ધો કલાક, કલાક વ્યતીત થઈ ગયો. ન કોઈ ત્યાંપર્યંત આવ્યું : ન ગયું. તે પછી એકલા **શ્રીમન્ માસ્તર** સાહેબ આવ્યા ! નાસાગ્ર દૃષ્ટિ રાખવાના અભ્યાસવાળા છતાં સદ્‌ગુરુશ્રીનાં દર્શનઅર્થે તેમના પ્રતિ દૃષ્ટિ ફેરવતાં અદ્‌ભુત લાવણ્યમૂર્તિનાં દર્શન થયાં ન થયાં ત્યાં એ શરીર ઉભું થયું ! સામે બારણામાંથી બહાર નીકળે ત્યાં તો સદ્‌ગુરુશ્રીએ **શ્રી માસ્તર** સાહેબને આજ્ઞા કરી :

"માસ્તર ! જુઓને ! એ કયી દિશામાં જાય છે ?"

**શ્રીમન્ માસ્તર** સાહેબ તરત જ જોવામાટે દિશાઓમાં તો દૃષ્ટિ ફેરવી વળ્યા, પરંતુ તે અદ્‌ભુત સ્ત્રી ક્યાંહિ દૃષ્ટિએ પડી નહિ ! **શ્રીમન્**

માસ્તર સાહેબ તો દિઙ્મૂઢજેવા થઈ ગયા! એકદમ આવી બાપજીશ્રીને નિવેદન કર્યું:

"બાપજી! એ તો ક્યાંહિ દેખાયાં નહિ! એટલી વારમાં અદશ્ય થઈ ગયાં શું?"

બાપજીશ્રીએ કહ્યું: "અદ્ભુત યોગિની છે! સિદ્ધેશ્વરી!"

"ત્યારે તો કંઈ અદ્ભુત વાર્તાલાપ પણ થયો હશે!"

"મુખથી તો નહિ!"

"ત્યારે?"

"આત્માનો આત્માની સાથે!"

"એ કેવી રીતે?"

"જંતુ બીજા જંતુની સાથે વાત કરે છે! પક્ષી પક્ષીની સાથે વાત કરે છે! પ્રાણી પ્રાણીસાથે, મનુષ્ય મનુષ્યસાથે, દેવો દેવસાથે, સિદ્ધો સિદ્ધસાથે, અને સઉ એક બીજાની વાત સમજે છે, તે જ પ્રમાણે આત્મા આત્માની વાત સમજે છે!"

શ્રીમન્ માસ્તર સાહેબ તે કાલે તો આશ્ચર્યવત્ એ વસ્તુ સાંભળી રહ્યા. પ્રસંગે આ વસ્તુ એક અદ્ભુત ચમત્કાર–પ્રસંગરૂપે પોતે દર્શાવતા. લેખકને તે વસ્તુનો ખુલાસો કરતી મહાન્ અંગ્રેજ કવિ 'ટેનિસન'ની પંક્તિઓ અનાયાસે પ્રાપ્ત થાય છેઃ

"Star to star vibrates light; may not soul
To soul talk thro' an element of their own?"

'એક તારકનાં તેજભર્યાં આંદોલન અન્ય તારકમાં સજાતીય આંદોલન જાગ્રત્ કરે છે! એ જ રીતે આત્મા સ્વપ્રકાશદ્વારા અન્ય આત્માસાથે વાત ન કરી શકે?'

*

## શ્રીનર્મદાજીનો આદેશ

મહાગભીરનીરપૂરપાપધૂતભૂતલં–ભૂતલનાં પાપ જેણે પોતાનાં નીરનાં પૂરથી ધોયાં છે, એ પ્રમાણે જેનો મહિમા ભગવાન્ શંકરાચાર્યે પણ ગાયો છે, તે ઉભયતટપાવની નર્મદાના કિનારે એક પવિત્ર બ્રાહ્મણ ગૃહસ્થ વિચરતા હતા. કંઈક ઉપાસના કરતા હશે, પરંતુ મનમાં અનેક શંકાનાં શલ્ય ભોંકાતાં હતાં. નર્મદાજીની પરિક્રમા કરનારાઓને અનેક ચમત્કારિક અનુભવો થાય છે એ ઘણી પ્રસિદ્ધ વાત છે. આ ગૃહસ્થ પણ એવી કોઈ

શ્રદ્ધાથી મનના સમાધાનમાટે વિચરતા હતા. તેમાંથી કંઈક વિલક્ષણ અનુભવ થતાં, વડોદરે શ્રીમન્નૃસિંહાચાર્યજીસમીપ આવ્યા. આશ્ચર્યકારક રીતે આપજીશ્રીએ વાતવાતમાં એમની સર્વ શંકાઓનું સમાધાન કરેલું જોઈ, આશ્ચર્ય પામ્યા! ઉઠતી વખતે તે ગૃહસ્થે અન્ય સાધકોને પોતાના મનની વાત કરી અને નર્મદાકિનારે ફરવાની પોતાની હકીકત જણાવી, અંતે જણાવ્યું: 'હું મારી અનેક શંકાઓનાં સમાધાનમાટે અત્યંત ભાવથી શ્રી નર્મદાદેવીની પ્રાર્થના કરતો, અને તટઉપર વિચરતો, ત્યારે એકાએક જળની ઉપર એક સુંદર સ્ત્રીમુખનું દર્શન થયું. તેણે મને આજ્ઞા કરી. તેથી મારૂં અત્ર આવવું થયું. એ શ્રી નર્મદાદેવી જ હતાં એમ મને સમજાયું હતું. તેમણે જણાવ્યું:

"વડોદરામાં શ્રીમન્નૃસિંહાચાર્યજીપાસે જા! તારૂં સર્વ સમાધાન થશે. એથી જ હું અત્ર આવ્યો! મારૂં સમાધાન પણ વાતવાતમાં આશ્ચર્યકારક રીતે જ થયું છે."

*

## અન્ય પ્રસંગો

આ જ પ્રમાણે આમોદના વકીલ બળવંતરાય, ડાકોરના શ્રીરણછોડજીના પરમ ઉપાસક હતા. પ્રત્યેક માસે તે ડાકોર દર્શનમાટે જતા. તેમને સ્વપ્નમાં શ્રીરણછોડરાયની આજ્ઞા થઈ હતી કે 'તમારે વડોદરે શ્રીનૃસિંહાચાર્યજીના સમાગમે જવું. પછી અહીં નિયમિત આવવાની અગત્ય નથી.' આથી તેપ્રમાણે તે સદ્‌ગુરુશ્રીના ચરણમાં ઉપસ્થિત થયા હતા અને શિષ્યત્વ સ્વીકાર્યું હતું. એમને ત્યાં લગ્નપ્રસંગે શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાન્, શ્રી માસ્તર સાહેબ, તથા અન્ય કેટલાક શ્રેયસ્સાધકોને ખાસ આગ્રહથી તેડાવ્યા હતા, ત્યારે લેખકને પણ ત્યાં જવાનો લાભ મળ્યો હતો અને તેમની અપૂર્વ શ્રદ્ધા પ્રત્યક્ષ થઈ હતી.

*

મોરબી નાટક કંપનીમાં હરિશંકર માધવજી 'હાસ્ય'રસના ઉત્તમ નટતરીકે પ્રસિદ્ધ હતા. પાછળથી તેમણે 'અંબરીષ' નાટક લખેલું તે ભક્તિરસના એક અપૂર્વ નાટકતરીકે બહુ પ્રસિદ્ધિ પામ્યું હતું. સ્વપ્નમાં એમને કોઈ સંતનાં દર્શન થયેલાં અને મોરબી નાટક કંપનીના પ્રસ્થાપક શ્રીયુત વાઘજી આશારામ ઓઝા અને તેમના ભાઈ મૂળજીભાઈસાથે આપજીશ્રીનાં દર્શને તે આવેલા. આપજીશ્રીનાં દર્શન થતાં જ આશ્ચર્યવત્

જોઈ રહ્યા અને સ્વપ્નના સંતપુરુષ એ જ છે એ દૃઢ સમજાયું હતું. તેથી તે બહુ શ્રદ્ધાવાન્ શિષ્યરૂપે થઈ રહ્યા હતા.

*

## શું થયું ? કંઈ સમજાયું નહિ !

વડોદરા કૅમ્પથી છાણી ગામ આશરે ત્રણેક ગાઉ દૂર છે. ત્યાંના કોઈ ગૃહસ્થની ઇચ્છાથી શ્રીમન્નૃસિંહાચાર્યજી છાણી પધાર્યા હતા. રજાનો યોગ હતો તેથી શ્રીમન્ માસ્તર સાહેબ તથા શ્રી હરિશંકર કૃપાશંકર માસ્તર પણ સાથે ગયા હતા. બીજે દિવસે પ્રભાતે વહેલા નીકળી વડોદરે આવી શાળામાં હાજર થઈ શકાશે એ નિશ્ચયથી બીજે દિવસે પ્રભાતે છાણીથી નીકળવાનું હતું. શ્રી હરિશંકર માસ્તર વડોદરાની અંગ્રેજી બ્રાંચ સ્કુલના હેડમાસ્તર હતા, અને શિસ્તપાલનમાં ઘણા આગ્રહી હતા એ તો લેખકે તે સ્કુલમાં અભ્યાસકાલે અનુભવેલું છે. શાળામાં યથાસમય હાજરી આપવા આ રીતે બંને ઘણા ચિંતાતુર હતા. બાપજીશ્રી તો નિયમપ્રમાણે અત્યંત સ્વસ્થ, શાંત, બેસી રહ્યા હતા. વેળાસર નીકળવાની અગત્ય તેમના મુખઉપર કે વાતચિતમાં સમજાતી જ નહોતી ! આજે નીકળવાનું જ નથી એવી રીતે બધો વ્યવહાર ચાલતો હતો. બાપજીશ્રીની આવી વૃત્તિ જોતાં. શ્રી માસ્તર સાહેબ પણ બહુ બોલી શકતા નહિ. છતાં એકાદવાર પોતાને સ્કુલમાં હાજર થવાનું છે એમ જણાવ્યું ! “ હા ! ત્યારે તો—ને કહો ! ગાડી જોડાવે ! આપણે નીકળીએ ” એમ સૂચવી પોતે મૌન રહ્યા. ગાડી જોડાઈ, પરંતુ પોતે તો સ્થિર, શાંત રહી આડીઅવળી વાતોમાં સમય વીતાવી દીધો. દશસાડાદશ થવા આવ્યા ત્યારે પોતે કહ્યું, “ માસ્તર ! મોડું થઈ ગયું ખરૂં ! ચાલો, ચાલો ! ” માસ્તર સાહેબ શું કહી શકે ? ‘ હા ! બાપજી હવે તો પહોંચાય ત્યારે ખરૂં ! ઉપરીઓને ખબર અગાઉથી આપી ન હોય તેથી ઠપકો મળે, એ જ. ’ બાપજીશ્રી સાંભળી રહ્યા. ગાડીમાં બેસી વિદાય થયા ! બે બળદની ડમણી ! બળદ પણ જરા વયોવૃદ્ધ ! ચાલે ખરા, પરંતુ વયોવૃદ્ધની માફક. શ્રી હરિશંકર માસ્તર પણ માસ્તર સાહેબને કહે : ‘ કંઈ નહિ સાહેબ ! આપણે વિનાકારણ કદી ઠપકો સાંભળ્યો નથી તો આ વખતે તે સાંભળી લેવો !’ બાપજીશ્રી તો પ્રસન્નતાથી આ સાંભળ્યા કરતા હતા.........

એમ કરતાં ડમણી સ્વસ્થાને આવી પહોંચી. “ શ્રી માસ્તર સાહેબ

સ્કુલના 'કમ્પાઉન્ડ'માં પેઠા ત્યાં નિયમિત! અગિઆરમાં પાંચ મિનિટે થતો પહેલો ઘંટ થયો!

શ્રી માસ્તર સાહેબ આ પ્રસંગ જણાવતાં કહેતા, બળદની ગતિ વધી, દેશમર્યાદા ટુંકી થઈ કે કાલનું સ્તમ્ભન થયું—શું થયું—કંઈ જ સમજાયું નહિ!

*

## ફોનોગ્રાફ

શ્રી નગીનભાઈ મહેતા બાપજીશ્રીવિષે અપૂર્વ શ્રદ્ધાભક્તિ ધરાવતા, પરંતુ પ્રસંગે બાપજીશ્રીની કસોટી વિલક્ષણ હતી. શ્રી નગીનભાઈની બુદ્ધિ સૂક્ષ્મ-ઘણી સૂક્ષ્મ અને પાશ્ચાત્ય વિજ્ઞાનનો અભ્યાસ વિશેષ, તેથી ઘડી ઘડીમાં અનેક શંકાઓ કરે. છતાં શ્રદ્ધા એટલી દઢ કે બાપજીશ્રીનાં વચન-વિષે લેશ પણ શંકા થાય તો પોતાની સમજમાં કંઇક ભૂલ છે એમ જ સમજે. એક પ્રસંગ તેમની વિલક્ષણ કસોટીનો બન્યો. અમેરિકાના વિજ્ઞાનવિશારદ 'એડીસનની' 'ફોનોગ્રાફ'ની શોધ નવી જ થયેલી. ગોળ ચૂડીઓઉપર મનુષ્યનો અવાજ અંકિત થઈ તે ચૂડી અમુક યંત્ર-દ્વારા તે જ અવાજ પુનઃ સ્પષ્ટ રીતે સંભળાવે છે, એ શ્રી નગીનભાઇએ તાજું જ વાંચેલું! બાપજીશ્રીપાસે આવી તે વસ્તુ તેમણે નિવેદન કરી. બાપજીશ્રીએ તો પોતાની વિલક્ષણ ચેષ્ટાની રીતે જણાવ્યું: 'એવું તો બનતું હશે? જડ પદાર્થ મનુષ્યના જેવી વાણી સ્પષ્ટ રૂપમાં ઉચ્ચારે એ તો કેવળ અસંભવિત!' નગીનભાઈ ઘણી ઘણી રીતે બાપજીશ્રીને એ વસ્તુ સમજાવવા લાગ્યા, પરંતુ બાપજીશ્રીએ તો એક જ નિશ્ચય પકડી રાખ્યો! 'એ તો બને જ નહિ! ખોટું ગપ્પું!' એમ જણાવ્યા કર્યું. નગીનભાઈના હૃદયમાં એમ જ થયું કે બાપજીશ્રી આ વિજ્ઞાનની વાત સમજી શકતા નથી! વિજ્ઞાન કેટલું આગળ વધે છે, તેની એમને ખબર નથી! નગીનભાઇ નિરાશ થયા! શંકાશીલ થતાં છતાં શ્રદ્ધામાં તો ફેર થાય તેમ ન હતું. છતાં તેમની શ્રદ્ધાની જબરી કસોટી થઈ રહી હતી! બાપજીશ્રીને આ વસ્તુ શી રીતે સમજાવવી તેની ઉંડી ચિંતામાં પડ્યા! બાપજીશ્રી તો પ્રસન્નતાથી એમના આ હૃદયમંથનનું નિરીક્ષણ જ કરતા હતા. બીજે કે ત્રીજે દિવસે વિલક્ષણ ઘટના બની. એક અંગ્રેજ મુસાફર મંદિરે આવી ચઢયો. તે 'ફોનોગ્રાફ' લાવ્યો હતો! બાપજીશ્રીની કીર્તિ-

શ્રવણ કરી તે આવેલો. રજાનો દિવસ હોવાથી શ્રી નગીનભાઈ વગેરે હાજર જ હતા. અને બાપજીશ્રીસાથે સઉએ કાનમાં ભૂંગળીઓ મૂકી, તે 'ફોનોગ્રાફ' સાંભળ્યું. વાચકોમાંના ઘણા જાણતા જ હશે કે 'ફોનોગ્રાફ' નવું નવું આવ્યું ત્યારે હાલની પદ્ધતિપ્રમાણે થાળીઓજેવી 'રેકર્ડો' અને ભૂગળાં નહોતાં. યંત્રઉપર ગોળ ચૂડીઓ ચઢાવવામાં આવતી અને રબરની નળીઓ કાનમાં ભરવી તે સાંભળવામાં આવતું હતું. બાપજીશ્રીએ મનુષ્યોના સ્પષ્ટ અવાજ સાંભળ્યા. નગીનભાઇને કહ્યું: "નગીનભાઈ! તમારી વાત તો ખરી પડી!" નગીનભાઈ બહુ પ્રસન્ન થઈ ગયા! પરંતુ આશ્ચર્યસાથે જણાવ્યું: 'બાપજી! આપનો જ આ ચમત્કાર છે! આ મનુષ્ય અહીં આવશે અને મારી વાત ખરી ઠરાવશે એ મારી તો સ્વપ્ને પણ કલ્પના નહોતી!' આ પછી તો તે અંગ્રેજની ઇચ્છાથી બાપજીશ્રીપાસે એક ભજન ગવડાવી તે ચૂડીમાં ઉતરાવવું એવું નક્કી કર્યું! બાપજીશ્રીએ "આલસ્યાદિ દોષ નિવારો" એ પોતાનું રચેલું કીર્તન ગાયું. તેમાં ઉતર્યું! અનેક તે સાંભળી પ્રસન્ન થયા! પરંતુ થોડા સમય-પછી તેમાંથી અવાજ જતો રહ્યો! નહિ તો આજે પણ તેઓશ્રીના અપૂર્વ ભાવવાહક સ્વરને શ્રવણ કરવાનો લાભ અવશ્ય મળત!

શ્રી નગીભાઈ ત્યારથી વિજ્ઞાનમાં રસ તો લેતા રહ્યા, પરંતુ તેના મિથ્યા મોહમાં તણાતા બંધ થયા! આપણા ચમત્કારો તેથી વિશેષ છે, અને તેમાં કોઈ દૈવી શક્તિ કાર્ય કરે છે એ નિશ્ચય ધારણ કરતા ગયા! બાપજીશ્રીની અપૂર્વ શક્તિનો જ આ પ્રસંગ હતો એવું તે સ્પષ્ટ જણાવતા!

*

## સર્વજ્ઞત્વ-સત્યસંકલ્પ-દિવ્યદૃષ્ટિ-વગેરેના અપૂર્વ પ્રસંગો

બાપજીશ્રીની નિરાવરણ દૃષ્ટિમાં ભૂતભાવીનાં દર્શન સદા પ્રત્યક્ષ હતાં. અનેક પ્રસંગોમાં એમની દૃષ્ટિમાં વસ્તુ પ્રત્યક્ષ છે એવું વાતવાતમાં ભાન થયાવિના રહેતું નહિ. શ્રીયુત ઠાકોરલાલ મૌલાએ એક પ્રસંગે લેખક-સાથે વાત કરતાં કહેલું "બાપજીને તો જાણે બધું પ્રત્યક્ષ છે એવું વાત કરે, ત્યારે આપણને સમજાય. છતાં પોતાની સર્વજ્ઞતાને ઢાંકી એવી રાખે કે આપણને પોતાની અદ્ભુત શક્તિનો ખ્યાલ પૂરેપૂરો તો પાછળથી જ-લાંબે સમયે જ—આવે" આવા પ્રસંગો તો વારંવાર બનતા. તે જ પ્રમાણે તેઓશ્રીએ જે વસ્તુ કરવા સલાહ આપી હોય તેમાં અવશ્ય સફળતા મળે

જ. જે વસ્તુમાં પોતે ઉપેક્ષાવૃત્તિ દર્શાવી હોય, અથવા અનિચ્છાનો અંશ પણ પ્રતીત કરાવ્યો હોય, તેમાં નિષ્ફળતા જ મળે. આવા કેટલાક પ્રસંગો સાધકહૃદયને તો પોતાની શ્રદ્ધામાં દઢતા કરાવે છે, તેથી તેઓશ્રીના મહિમાને પ્રકટ કરનાર કોઈ કોઈ પ્રસંગો અત્ર આલેખવા ઉચિત ધાર્યાં છે.

*

## શ્રી રાવ સાહેબની બદલી

શ્રીયુત નારાયણભાઈ (રાવ સાહેબ) પોતાની નોંધમાં પૂર્વોક્ત વિચારો સ્પષ્ટ રૂપમાં દર્શાવે છે :

" વીરમગામથી બદલીપર મારે પારડી જવાનું હોવાથી તા. ૨૮–૯–૯૦ રવિવારે ભરૂચ બાપજીશ્રીનાં દર્શન કરવા, નડીઆદથી મેલમાં બેસી, રાત્રિએ સાડાઅગીઆરે જઈ, ત્યાં રહ્યો. બીજે દિવસે પોતાશ્રીને વિનંતી કરી કે હું પારડી જાઉં છું તો આપશ્રી સુરત પધારો ત્યારે એ બાજુ પધારવા કૃપા કરશો. પોતે કહ્યું " હા, પણ પારડીતરફ આવવાનું ના બને પણ આપ માંડવી હો તો વખતે જન્મસ્થાન હોવાથી કડોદ જવાય. પછી પોતે વડોદરે પધાર્યા અને હું મંગળવારે વીરમગામ ગયો. ત્યાંથી બુધવારે ટ્રેનમાં બેસી પારડી જતો હતો તો નડીઆદ સ્ટેશનપર મારી માંડવી બદલી થયાનો ભરૂચ કલેકટરનો હૂકમ પહોંચાડયો. આ બનાવ પોતાશ્રીની ઇચ્છાથી થયો હોય અગર પોતે સર્વજ્ઞપણાથી જાણતા હોય તેમ, ભરૂચમાં માંડવીનો ઈશારો કરેલો, પણ બીજા સર્વજ્ઞતાના ડોળધાલુની પેઠે એ વાત પોતે બીલકુલ સ્પષ્ટ કરી નહિ."

*

## લૉર્ડ એલ્જીનના સન્માનપ્રસંગે વડોદરામાં અકસ્માતની આગાહી

હિંદુસ્થાનના વાઈસરોય લોર્ડ એલ્જીન વડોદરામાં શ્રીમંત સયાજી-રાવ મહારાજાના આમંત્રણથી આવવાના હતા. આખા શહેરમાં ભારે ધામધૂમ ચાલી રહી હતી. બહારગામથી લોકો બહુ મોટા પ્રમાણમાં આ ધામધૂમ જોવાને આવવાનાં હતાં. પૂ૦ માજીશ્રીએ ઘણી મોટી ધામધૂમ થવાની છે, અનેક દશ્યો વગેરે જોવાજેવાં તૈયાર થઈ રહ્યાં છે, રોશની, આતશબાજી, સ્વારી વગેરે પણ જોવાલાયક હશે, એમ વિચારી, બાપજીશ્રીને

શ્રી જયંતીદેવીને સુરતથી બોલાવવામાટે સૂચન કર્યું. **બાપજીશ્રીએ** જણાવ્યું: "આવો મોટો પ્રસંગ: અકસ્માતો થાય: શું થાય શું નહિ! માટે એ વિચાર માંડી વાળો!" લેખકને સારી રીતે આ પ્રસંગનું સ્મરણ છે. હાઈસ્કુલપાસેનો કઠેરો તુટવાથી કેટલાક માર્યા ગયેલા. સાર્વજનિક કામાઠી બાગમાં લોકોની અસાધારણ ગીરદીના હેલાથી ઘણા વિશ્વામિત્રી નદીમાં પડી ગયેલા, અને એકંદરે ઘણાં મનુષ્યો મરેલાં! **બાપજીશ્રીએ** તો બે દૃષ્ટિથી માજીશ્રીના વિચારને અનુમતિ ન આપી. આવો મિથ્યા મોહ પણ ન જોઇએ અને જોખમ વિચારવું જોઇએ! **બાપજીશ્રીની** આગાહી અક્ષરશ: સાચી પડી હતી!

*

## ઉમયાશંકરના પુત્રનું ભાવી!

ઉમરેઠવાસી ઉમયાશંકરભાઇ અત્યંત શ્રદ્ધાવાન્ શિષ્ય હતા. તેમના ચિ. મધુસૂદનના ઉપવીતપ્રસંગે હાથીઉપર વરઘોડો કાઢી **બાપજીશ્રીની** પધરામણી કરેલી. એ મધુસૂદનના ગ્રહ એક પ્રસંગે **બાપજીશ્રીને** બતાવ્યા. **બાપજીશ્રીએ** ગ્રહ જોયા. કેટલીક આડીઅવળી વાતો કહી, પછી કહ્યું:

"ભાઈ! જગતમાં જે કોઈ પદાર્થ કે વસ્તુ મળે તે સદાકાળ આપણી જ રહેશે તેમ માનવું નહિ." પાછળથી ૨૦ વિશ વર્ષની વયે તે પુત્રનું અવસાન થયું ત્યારે **બાપજીશ્રીના** આ વાકયનું ઉમયાશંકરભાઇને સ્મરણ થયું અને **બાપજીશ્રીની** અપૂર્વ સર્વજ્ઞ દૃષ્ટિનો મહિમા સમજાયો.

*

## શ્રી જેકીસનદાસભાઈ કણીયાના ભાવીવિષે અપૂર્વ સૂચન

શ્રી જેકીસનદાસભાઈએ પોતે જ જણાવેલું: "ઈ. સ. ૧૮૮૬ માં આરંભમાં હું B. A. કલાસમાં Logic (ન્યાયશાસ્ત્ર) નો વિષય લઈ અભ્યાસ કરતો હતો, તે અરસામાં શ્રી *મગનલાલ તાપીદાસ ભાવનગરથી સુરત જતા હતા, ત્યારે **બાપજીશ્રીનાં** દર્શનમાટે વચમાં વડોદરે ઉતર્યા હતા. તે વખતે **બાપજીશ્રીએ** સ્મિતપૂર્વક એમને પૂછ્યું: "આપણા જેકીસનદાસ કણીઆને તમારી કોલેજમાં સંસ્કૃત પ્રોફેસરની જગા મળે કે નહિ?" મગનભાઈ તો શું ઉત્તર આપી શકે? હજી તો હું અભ્યાસ કરતો

* શ્રી મગનભાઈ પણ દૃઢ શ્રદ્ધાવાન્ શ્રેયસ્સાધક હતા અને ભાવનગરમાં લાંબો સમય અંગ્રેજી સ્કુલમાં શિક્ષક હતા અને પાછળથી રાણીવાસમાં પણ શિક્ષક હતા.

હતો ! પરંતુ બાપજીશ્રીનું આ ભાવીવિષેનું સૂચન ઈ. સ. ૧૮૯૦ ના ડિસેમ્બરમાં કેવળ સત્ય નિવડયું !"

આ જ પ્રમાણે પરીક્ષાના પરિણામનું બનેલું. શ્રી જેકીસનદાસભાઈના જ ઉદ્ગાર : "૧૮૮૬ના અંતમાં ચાણોદ-કરનાળી બાપજીશ્રીની સાથે મારે જવાનું થયું. રાત્રિએ પોતે એકલા જ હતા ત્યારે પોતે પૂછયુંઃ 'તમારી બી. એ. ની પરીક્ષાનો પરિણામ ક્યારે જણાવાનો છે ?' ત્યારે મેં જણાવ્યું કે તા. ૭ મી ડિસેંબરે જણાવાનો છે. આ નિવેદન કરતાં પોતેશ્રીએ તત્કાળ જણાવ્યું. "તા. ૭ મીએ પરિણામ જણાય તો પાસ થવાનો યોગ નથી. Postpone નહિ થાય ? (મુલતવી નહિ રહે ?) પરિણામ મુલતવી રહેવાનું બનતું નહોતું તેથી એ વાત એટલેથી જ અટકી ! બન્યું એવું કે તે જ વર્ષે તા. ૮ મી ઉપર, એક દિવસ પરિણામ મુલતવી રહ્યું, અને તેમાં સારી રીતે પાસ થયો !" 'ફર્સ્ટ ક્લાસ ફર્સ્ટ' આવ્યા !

*

## ભગત કે બગભગત !

મહુધામાં ગણપતરામ તલાટી હતા. બાપજીશ્રી ઉમરેઠ પધારેલા ત્યાં તે દર્શનમાટે આવેલા. ઉપરથી ભક્તનો ડોળ રાખે પરંતુ સાચા ભક્ત નહિ. બાપજીશ્રીને કીર્તન શ્રવણ કરાવવા વિનંતિ કરી. બાપજીશ્રીએ તરત નૃ૦ વા૦ વિ૦ બીજાનું પદ ૧૪૭મું ગાવાનું શરૂ કર્યું : "મન પાખંડી ! જાણું છું પાખંડો સઘળા તારા !" એ ગાયું અને પછી પૂછયું "હવે બીજું બોલાવવું છે ?" ભગત ચૂપ રહ્યા ! બે દિવસથી ઉમરેઠ આવી પડાવ નાંખ્યો હતો, તેથી કહ્યું "ભાઈ ! હવે નોકરીઉપર જાઓ. ઉપરી વખતે આવી ચઢે તો તમારો દંડ થાય !" તલાટી પાછા ગયા અને ખબર મળી કે મામલતદાર સાહેબ આવી ગયા અને તેમનો દંડ કરી ગયા છે !

પાછળથી બાપજીશ્રીની ઇચ્છાથી જ તે માફ કરાવાયો હતો.

*

## દિવ્ય દષ્ટિ !

શ્રીયુત વિઠ્ઠલદાસ ધનજીભાઈ રાજકોટ કેળવણી ખાતામાં ઈન્સ્પેક્ટર હતા. ઇતિહાસનું તેમનું લખેલું પુસ્તક પાઠ્ય પુસ્તક હતું. ઇતિહાસના સંશોધક હતા. શ્રી મહાકાલ માસિકમાં 'આત્મપુરાણનો સાર' ગુજરાતી અનુ-

વાદ કરીને આપતા. બાપજીશ્રીવિષે અપૂર્વ શ્રદ્ધાવાન્ હતા. વ્યાયામના શોખિન હોવાથી સાઠ વર્ષ ઉપરની વયે પણ મંદિરે આવી, બાપજીશ્રીની પ્રતિમાપાસે નિયમિત પ્રાતઃકાળે સ્નાન કરી, ૩૦૦ ત્રણસો સાષ્ટાંગ કરતા, લેખકે જોયા છે. નડીઆદથી ઉમરેઠ ઘણી વખત ચાલીને જતા !

એક પ્રસંગે બાપજીશ્રી સુરત હતા. શ્રી વિઠ્ઠલદાસભાઈ અચાનક રાત્રિએ જઈ ચઢયા. મંદિરનાં દ્વાર બંધ હતાં. બાપજીશ્રીને દ્વાર ઉઘડાવવા કેવી રીતે સૂચવવું તેના સહજ વિચારપૂર્વક ધીરેથી બારણું ખખડાવતાં જ પોતે એકદમ કહ્યું : "કોણ ? વિઠ્ઠલદાસ !" વિઠ્ઠલદાસભાઈને લાગેલું કે પોતે ઉપરથી જાણે પ્રત્યક્ષ તેમને જોયા જ છે !

આ જ પ્રમાણે પોતે ચાંદોદ પધારેલા હતા. સાથે સ્ત્રીવર્ગમાંથી કોઈ જ નહોતું ! રસોઈમાટે શું ગોઠવણ કરવી તેનો વિચાર સઉ કરવા લાગ્યા, એટલામાં બાપજીશ્રીએ જ જણાવ્યું : "તૈયારી તો કરો. કદાચ રુકિમણીબા આવી પહોંચે ! ત્યાં તો શ્રી હરિલાલભાઈ તથા તેમનાં પત્ની રુકિમણીબા, અમદાવાદથી આવી પહોંચ્યાં.

*

## શ્રી સંઘવીજીનું ભાવી !

શ્રીયુત નગીનભાઇ સંઘવીને કિશોરાવસ્થાથી શ્રીમન્ માસ્તર સાહેબ-સાથે અમદાવાદમાં મિત્રતા થયેલી. બંનેના વિચાર સમાજ સુધારણાના વેગી ! બંનેવચ્ચે કરાર હતો કે યોગ્ય ગુરુ જેને પ્રથમ મળે તેણે બીજાને તે ગુરુની જાણ કરવી. આ રીતે શ્રીમન્ માસ્તર સાહેબે બાપજીશ્રીનું શરણ સ્વીકાર્યાપછી તે પણ બાપજીશ્રીને શરણે થયેલા. આ વસ્તુ તેમણે 'પદ્મ-સંઘ' નામના પોતાના કાવ્યોના પુસ્તકમાં સ્પષ્ટ જણાવી છે, અને પૂર્વ પ્રકરણમાં તેનો ઉલ્લેખ કરેલો જ છે. તેમનામાં પ્રતિભા નાની વયથી જ ચમકતી. તેનું અભિમાન પણ તેમને વિશેષ હતું. એક પ્રસંગે વ્યાપારમાં રસ લેતી તેમની મિત્રમંડળીએ જાપાન કે ચીનસાથે વ્યાપાર કરવાનો નિર્ણય કર્યો. શ્રી સંઘવીએ તેમ રૂપિયા પચાસેક હજાર રોકવાના હતા. બધું નક્કી કર્યાપછી બાપજીશ્રીની અનુમતિમાટે તેઓશ્રીને વિનંતિ કરવા તે વડોદરે આવ્યા. બાપજીશ્રી મેડીઉપર વિરાજતા હતા. ત્યાં જઇ બાપજીશ્રીને સાષ્ટાંગ પ્રણામ કરી સઘળી હકીકત નિવેદન કરી. બાપજીશ્રીએ જણાવ્યું : 'ભાઇ ! આમાં રૂ. ૫૦,૦૦૦ પચાસ હજારનું

જોખમ તો તમારે શિર છે! તમે રહેવાના અમદાવાદ. ત્રીજી વ્યક્તિ રહે ચીન કે જાપાન! ચીનની હવા લાગી ને ચીનનો શાહુકાર એ બની જાય તો? મને તો એમ લાગે છે કે આમાં કાંઈ સાર નથી! પછી તમારી ઇચ્છા!' શ્રી સંઘવીએ કેટલીક ચર્ચા કરી પરંતુ પોતે તો સ્પષ્ટ એક જ ઉત્તર આપ્યું: "જોખમ છે!" પોતાની ઇચ્છાનુસાર સંમતિ ના મળવાથી સંઘવી તો અસંતોષ અને રોષની લાગણીથી ઉપરથી નીચે ઉતર્યા. શ્રી કૌશિકરામભાઈ ત્યાં પ્રત્યક્ષ હાજર હતા. તે જણાવે છે: "ભવાં વગેરે ચઢાવી બહુ આવેશપૂર્વક બોલ્યા: બાપજી વ્યવહારમાં શું સમજે?" શ્રદ્ધા-ગુરુવચનમાં અચલ શ્રદ્ધાની વાત, તેમણે કોરાણે મૂકી! સર્વજ્ઞ, સર્વશક્તિમાન્ ગણાતા બાપજીનાં વચન વ્યવહારમાટે સ્વીકાર્ય ન લાગ્યાં! પાઠક-સંઘવીની કંપની શરૂ થઈ! વ્યાપારઅર્થે ચીન જનાર ચીન ગયા અને થોડા જ સમયમાં પચાસ હજારનું પાણી થઈ ગયું! શ્રી નગીનભાઈને પ્રબલ આઘાત થયો. બાપજીશ્રીએ સાંત્વન કર્યું! બાપજીશ્રીએ તો તેમને તેટલી રકમની મદદ કરવાને પણ જણાવ્યું, કારણ તેમને પૈસા તેમના પિતાએ આપેલા. તે અત્યંત ઉગ્ર સ્વભાવના! અમદાવાદના તે એક પ્રતિષ્ઠિત નાગરિક! આખરે પિતાને ક્રમે ક્રમે શાંત કર્યા!

શ્રી સંઘવીએ ગુરુવાક્યમાં અશ્રદ્ધા કરી! પરિણામે ભાવીમાં પણ કોઈ વ્યાપારમાં તે સફળ થયા નહિ! ખાંડનું કારખાનું કાઢેલું, આબુઉપર વાહનવ્યવહાર ચલાવેલો, રૂનો વેપાર ખેડેલો, પણ એકેમાં સફળ નહિ!

શ્રીમન્ માસ્તર સાહેબે જણાવેલું: ઉપદેશ પણ બાપજીશ્રીએ તેમને વિધિસરનો આપેલો નહિ! એ પોતે કંઈ કંઈ ગ્રંથો વાંચી કોઈ કોઈ ક્રિયાઓ કરતા, તેથી બાપજીશ્રીને જણાવેલું: "બાપજી! હું અમુક અમુક કરૂં છું, આપને જરૂર લાગે તો આપ ઉપદેશ આપો!" બાપજીશ્રીએ જણાવેલું: "તમે કરો છો એ જ કર્યા કરો!" અને એ વચન એ જ ઉપદેશ એમ તેમણે સ્વીકારી લીધું!

આમ છતાં પરમપૂજ્ય બાપજીશ્રીમાટે સવિશેષ પૂજ્યબુદ્ધિ અને ગુરુભાવ તો તેમનામાં પ્રત્યક્ષ હતો. સદ્‌ગુરુશ્રીનું 'મહિમન્ સ્તોત્ર'

તેમણે રચ્યું છે તેમાં તેમનો ભક્તિભાવ નીતરે છે! કાવ્યશક્તિનો પણ એ એક સુંદર નમુનો છે, એ નિર્વિવાદ છે.

*

પ્રસંગે કોઈને શંકા થશે કે બાપજીશ્રીએ વ્યાપાર ન જ કરવો એવી આજ્ઞા કેમ ન કરી? આવા બંધુઓને ખાસ મહત્ત્વની વસ્તુ જણાવવી અગત્યની છે. બાપજીશ્રીના જીવનની એ જ મહત્ત્વભરી વસ્તુ હતી કે કોઈને પણ–શિષ્યવર્ગને પણ–આજ્ઞારૂપે કદી કશું જ કહેતા નહિ. તેમાં કારણો હતાં.

પ્રથમ તો આજ્ઞાનું પાલન શિષ્ય ન કરી શકે તો શિષ્ય વધારે દોષભાગી થાય છે. **आज्ञा गुरूणां ह्यनुलंघनीया** એ નીતિ છે. બધા જ શિષ્યો સમાન મનોબળવાળા હોવા અસંભવિત છે તેથી, તેમ જ અનુભવવિના સાચી સમજણ ઉઘડતી નથી તેથી. અનુભવજ્ઞાનની મહત્તા બુદ્ધિમાન્ સર્વ સમજે છે. કસોટી પણ દૃઢ અનુભવ જ કરાવે છે. આવા અનેક કારણોથી તેમ જ **પોતાની અતીવ નિરભિમાન વૃત્તિના કારણથી, કદી કોઈને આજ્ઞારૂપે કશું કહેતા નહિ.** આ સંબંધમાં એકબે પ્રસંગો પણ જાણવાયોગ્ય અતિ મહત્ત્વના છે.

શ્રી રાવ સાહેબની નોંધમાંનો બહુ સુંદર પ્રસંગ:

"તા. ૧૨–૭–૯૭ સં૦ ૧૯૫૩ના આષાઢ શુકલ ૧૫ને બુધવારની છેલ્લી પૂર્ણિમા વડોદરામાં કરી. બહુ આનંદ આવ્યો. બધાને જમાડી પોતે (બાપજીશ્રી) જમ્યા.......

આ વખતે કપડવંજના શ્રી પીતાંબરદાસ બાબુએ ઉપદેશ લેવા કહ્યું. પોતે કહ્યું, "ફરી બીજી વખત થઈ રહેશે." ત્યારે બાબુએ કહ્યું: "મને પચાસ વર્ષ થયાં અને હવે કેટલું જીવવાનું!" તે ઉપરથી પોતે કૃપા કરી ઉપદેશ આપ્યો. પછી બાપજીશ્રી અંદરથી બહાર મંદિરમાં પધાર્યા! ત્યારે ઉમીયાશંકરે કહ્યું, "બધાને આજ્ઞા થઈ છે કે કોઈ બોલે નહિ!" એટલે પોતે તરત જ કહ્યું "ઉમીયાશંકર! શું બોલો છો? આજ્ઞા થઈ છે, કેમ કહેવાય! તેમાં પણ બાબુજેવા વૃદ્ધ માણસને

---

* શ્રી પીતાંબર બાબુ કપડવંજના કુલીન મોઢ બ્રાહ્મણ. કલકત્તામાં મશહુર વ્યાપારીતરીકે પ્રતિષ્ઠા પામેલા તેથી "બાબુ" સંજ્ઞાથી ઓળખાવા લાગ્યા.

મારાથી આજ્ઞા થાય?" પોતે ગુરુપણું રાખતા જ નહિ! પોતે તો કહેતા કે મારામાં મને ગુરુપણું લાગે તો ગુરુ નહિ લઘુ થાઉં!"

## શ્રી માસ્તર સાહેબને આજ્ઞા?

પોતે કદી આજ્ઞારૂપે કોઈને કશું જ કહેતા નહિ તેનાં કારણો ઉપર દર્શાવ્યાં છે. એક પ્રસંગે શ્રી માસ્તર સાહેબે બાપજીશ્રીને આગ્રહપૂર્વક વિનંતિ કરી "આપ નાની પણ કોઈ કર્તવ્યપાલનમાટે આજ્ઞા કરો. બાપજીશ્રીએ ઘણી અનિચ્છા દર્શાવી, પરંતુ અંતે શ્રી માસ્તર સાહેબના પ્રેમભર્યા આગ્રહને માન આપ્યું. પોતે જણાવ્યું: "આવતી કાલે સવારના છથી સાંજના છસુધી મૌન રાખવું." બસ આટલી જ આજ્ઞા! શ્રી માસ્તર સાહેબ બાપજીશ્રીની સામાન્ય ઇચ્છાને પણ આગ્રહથી સંભાળી તેને અનુસરતા તો આ તો આગ્રહથી માગી લીધેલી આજ્ઞા! રજાનો દિવસ હોવાથી સ્કુલ જવાનું નહોતું. મંદિરમાં જ ઘણો સમય વ્યતીત કરવાનો હતો. અગાઉથી સૂચન થયેલું હોવાથી ઘેર તો કંઈ વિઘ્ન નહોતું. મંદિરે બપોરથી આવી શાંતિથી જપ કરતા પોતે બેસી રહ્યા હતા. સાંજના પાંચ-સાડા પાંચ થયા! શ્રી માસ્તર સાહેબનું હૃદય સંતોષાનંદ અનુભવવા લાગ્યું! કર્તવ્યપાલન થયું છે! છમાં પાએક કલાક કે દશેક મિનિટ જ બાકી હતી, ત્યાં શ્રી ઇચ્છાશંકરભાઈ આવ્યા! શ્રી ઇચ્છાશંકરભાઈ મુખત્યાર વકીલ હતા અને શ્રી માસ્તર સાહેબને બાપજીશ્રીનાં દર્શનમાટે આગ્રહ કરી આરંભમાં નિઝામપુરામાં સાથે લઈ ગયેલા અને તેમાંથી જ શરણભાવ જાગેલો! વળી વયોવૃદ્ધ! તેથી તેમનું માન બહુ જાળવતા. ઇચ્છાશંકરભાઇ પણ બાપજીશ્રીનો અપૂર્વ અનુગ્રહ શ્રી માસ્તર સાહેબપ્રતિ જોઈ શ્રી માસ્તર સાહેબને પ્રથમ 'જય ગુરુ' કરવા ચુકતા નહિ. આ વૃદ્ધ પુરુષે મંદિરમાં પ્રવેશતાં શ્રી માસ્તર સાહેબને 'જય ગુરુ' કહેતાં જ શ્રી માસ્તર સાહેબે પ્રતિનમસ્કાર તો કર્યો પણ તે કરતાં જ 'જય ગુરુ'નો ઉચ્ચાર અનાયાસ થઈ ગયો! મૌન થોડી ક્ષણમાટે છુટી ગયું! આજ્ઞાપાલનમાં એટલી ક્ષતિ થઈ, તેથી પણ તેમને વિશેષ દુઃખ થશે જાણી, બાપજીશ્રીએ તત્કાળ સ્મિતભરી મુદ્રાથી તેમના પ્રતિ દૃષ્ટિ કરી અને શ્રી માસ્તર સાહેબે બાપજીશ્રીના ચરણમાં પડી ક્ષમા યાચી! એ પણ એક ચમત્કાર જ હતો! શ્રી માસ્તર સાહેબે સ્વમુખે કહેલો આ પ્રસંગ છે!

*

## બંધન-મુક્તિમાટે સંકલ્પ !

વીરમગામના શેઠશ્રી મગનલાલ જેચંદના જ્યેષ્ઠ પુત્ર નગીનભાઈને કાળાપાણીની સજા થયેલી, એ પ્રસિદ્ધ વાત છે. પૂર્વ પ્રકરણમાં જણાવ્યું જ છે કે શેઠશ્રી મગનલાલભાઈ બાપજીશ્રીવિષે ઉચ્ચ નિષ્ઠાવાન્ હતા. તેમનાં પત્ની અર્થાત્ ભાઈ નગીનભાઈનાં માતાના હૃદયને આવી ભયંકર શિક્ષાથી કેટલો આઘાત થયો હશે તે સઉ કોઈ કલ્પી શકે તેમ છે. આવા પ્રસંગે બાપજીશ્રીવિના અન્ય આશ્વાસનનો આધાર પણ ક્યાંથી હોઈ શકે ? માતાએ આવી બાપજીશ્રીના ચરણમાં અશ્રુધાર વર્ષાવતાં નમી, અત્યંત શોકાર્ત ભાવે પોતાનું કષ્ટ નિવેદન કર્યું. બાપજીશ્રીએ તરત જ આશ્વાસન આપતાં જણાવ્યું : "શા માટે તમે એવો ખેદ કરો છો ? ત્યાં ગયા એટલે પાછા ન જ આવે, એવું શા માટે ધારો છો ?" આવા જ શબ્દો કોઈ દૃઢ નિશ્ચયના આવેશપૂર્વક પોતે બોલેલા ! પરિણામે કેટલેક વખતે એ ભાઈ ત્યાંથી પાછા આવ્યા ! પુનઃ વ્યાવહારિક ઉન્નતિના શિખરે પહોંચ્યા ! પરંતુ પ્રારબ્ધ કોઈ વિલક્ષણ લખાવી લાવેલા ! પુનઃ જેલ જવાનો પ્રસંગ બન્યો ! આવી પ્રતિષ્ઠિત વ્યક્તિનો પ્રસંગ સર્વ જનતા જાણે જ છે ! કાળાપાણીથી છુટી આવવાના સંબંધમાં શ્રી મહાકાલ માસિકમાં હકીકત પ્રકટ થયેલી છે.

## ફલ-પ્રદાન

પુરુષોત્તમ દામોદર પંડિતનો પ્રસંગ પૂર્વે વિચારાયો છે. દક્ષિણી છતાં બાપજીશ્રીવિષે આમરણાંત અપૂર્વ શ્રદ્ધાવાન્ રહ્યા. એમની શ્રદ્ધાની દૃઢતા અનેક પ્રસંગોથી થતી જ રહી હતી ! એમને પુત્રસંતતિ નહોતી. બાપજીશ્રીને અપૂર્વ સંયોગમાં પોતાનું એ દુઃખ નિવેદન કર્યું ! બાપજીશ્રીએ શ્રીફળ આપ્યું. પ્રસાદ તેમનાં પત્નીને આપવા સૂચવ્યું ! પ્રસાદરૂપે સુંદર પુત્ર થયો. અદ્યાપિ વિદ્યમાન છે.

આવા આવા પ્રસંગોથી એમના આખા કુટુંબને બાપજીશ્રીવિષે અચલ શ્રદ્ધા હતી. તેમના ભાઈ સીતારામ દામોદર પંડિત પણ દ્વારકામાં સબ આસિ. સર્જન હતા. તેમણે કેટલાંક સ્તોત્રો રચી નવપદ્ય-માલા નામથી તે પુસ્તકરૂપે પ્રકટ કરેલાં છે. તેમાં શ્રી નૃસિંહસ્તોત્ર રચેલું વાચકને જણાશે. સદ્ગુરુશ્રીપ્રતિનો ઉચ્ચભક્તિભાવ તેમાં દૃષ્ટિએ આવ્યા વિના નહિ રહે.

આ જ પ્રમાણે શ્રી આંબેગાંવકર સાહેબને પણ બે પુત્રરત્ન પ્રાપ્ત થયાની વાર્તા તેમના દ્વારા જ જાણી છે.

શ્રીમાન્ રામચંદ્ર આંબેગાંવકર વડોદરા રાજ્યમાં પ્રથમ પંક્તિના સરદાર હતા એ પૂર્વે જણાવેલું જ છે. બાપજીશ્રીવિષે અપૂર્વ શ્રદ્ધા-ભક્તિ તેમને હતી અને મે. ઈલિયટ સાહેબ, જે 'સર્વે કમિશનર' હતા, તેમના સંબંધમાં કેટલાક ચમત્કારિક અનુભવ તેમને થયેલા હતા, તે સંબંધમાં તે પ્રસંગોની નોંધ કરાવવા લેખકને એક પ્રસંગે જણાવેલું, પરંતુ સંયોગોવશાત્ તે રહી જ ગયું! અત્યારે તો તેમનું શરીર પણ વિદ્યમાન નથી એટલે નિરુપાય!

*

ઉમરેઠના એક ખેડાવાળ બ્રાહ્મણનો પ્રસંગ પણ કંઈક સમાન પ્રકારનો છે. બાપજીશ્રી ઉમરેઠ પધારેલા ત્યારે તેઓશ્રીનાં દર્શનમાટે તે સજ્જન આવેલા. એમના બે મોટા પુત્રો ગુજરી જવાથી તે ઘણા દુઃખી થઇ ગયા હતા, અને એ વાર્તા શોકાર્ત હૃદયે બાપજીશ્રીને જણાવી! બાપજીશ્રીએ આશ્વાસન આપતાં જણાવ્યું: "ભાઈ! દુઃખથી ગભરાવું નહિ. તમે પુનઃ લગ્ન કરો. તમને બે પુત્રો થશે!" એ ભાઇનું વય ૫૫ પંચાવન વર્ષ ઉપરનું હતું એટલે તેમને તે અસંભવિત તો લાગ્યું, છતાં લગ્ન તો કર્યું! બે પુત્રો થયા. દીર્ઘ સમયપછી શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાન્ જ્યારે ઉમરેઠ પધારેલા ત્યારે એ બંને પુત્રોને લઇને એ તેઓશ્રીનાં દર્શને આવ્યા અને ઉપર જણાવેલી હકીકત નિવેદન કરી, અને જણાવ્યું કે ખરેખર બાપજી તો સર્વ ભક્તોનાં સંકટહર્તા હતા!

*

## મૃત્યુશય્યાઉપરથી ઉઠાડયો.

દૃષ્ટિપાતથી કે સંકલ્પમાત્રથી વ્યાધિ વગેરે નિવૃત્ત કરવાના તો અનેક પ્રસંગો તેઓશ્રીના જીવનમાં બનતા. આ પ્રસંગોમાં અત્યારના સમયમાં મહત્તાજેવું કેટલાકને ઘણું ઓછું જણાય, કારણ કે અર્વાચીન માનસ-શાસ્ત્રના સિદ્ધાંતોવડે પાશ્ચાત્ય દેશોમાં વ્યાધિ નિવૃત્ત કરવાના અનેક પ્રયોગો થયા છે અને થાય છે. સુશિક્ષિત જનતા સારી રીતે તે જાણે છે, તેથી તેવા પ્રસંગો આલેખવા ઉચિત જણાતા નથી. પરંતુ એક ખાસ પ્રસંગ શ્રીરાવ સાહેબના સ્વહસ્તે નોંધેલો કંઈક વિશેષ મહત્તાવાળો છે, તેથી તે આલે-

ખવા સ્વાભાવિક વૃત્તિ વેગ ધરે છે. પોતે શ્રી રાવ સાહેબની ઇચ્છાથી મહુધા પધારેલા તે સમયનો પ્રસંગ છે :

"મહુધાના મુકામવખતે એક ચમત્કારજેવો બનાવ બન્યો. મારા કાકાના દીકરા મોતીભાઈનો અંબાલાલ નામનો સાત વર્ષનો દીકરો ત્રિદોષથી મરણુશય્યાપર હતો, તેથી પોતે મુકામ ઉપાડી જવાની તૈયારીમાં હતા, ત્યારે મેં પોતાને વિનંતિ કરી કે આપ કંઇક ઔષધ આપો. તે ઉપરથી પોતાની પાસે 'જવખાર'ની પડીકી હતી તેમાંથી પોતે થોડોક ખાધો અને પડીકામાં મૂકી, પડીકું વાળી, મને આપીને કહ્યું 'આ ખવડાવો જો મટે તો'... ... ... બન્યું એમ કે અંબાલાલને દવા આપી એટલે તરત જ આરામ થયો અને મુકામ ઉપાડવો બંધ રહ્યો અને મોતીભાઈને અપૂર્વ શ્રદ્ધા બાપજીશ્રીનામાં થઇ અને શિષ્ય થયા (ઉપદેશ ન લેવાયો.)"

આ ઉપરાંત પરીક્ષાનાં પરિણામવિષેના, મનોવિચાર જાણુવાના, ભવિષ્ય સૂચનના, સામાન્યસરખા ભાસતા છતાં ચમત્કારપૂર્ણ પ્રસંગો તો વાતવાતમાં બનતા જ રહેતા. તે સર્વ વિસ્તારભયથી આપવા નિરર્થક ગણ્યા છે. તેઓશ્રીનું વાસ્તવ ગૌરવ પણ તેમાં નથી. તેઓશ્રીની અસાધારણ મહત્તા અને ગૌરવ તો અનેક તિમિરાવૃત નેત્રોનું ઉન્મીલન કરી તેમને જે સુંદર અધ્યાત્મપ્રકાશ દર્શાવ્યો છે અને તેમનામાં તત્ત્વવસ્તુનો બોધ જાગૃત કર્યો છે, એમાં જ રહેલી છે, એ વારંવાર કહેવાની અગત્ય નથી.

*

## લેખકનો અપૂર્વ અનુભવ

પૂર્વોક્ત પ્રસંગો તો આચાર્યશ્રીના ભૌતિક તનુની વિદ્યમાનતામાં બનેલા છે. લેખકનો અનુભવ એ શરીર વિલાયાપછીનો છે. પ્રસંગને ચમત્કારરૂપ ગણુવો, ન ગણુવો, કે વિશેષ ચમત્કારરૂપ ગણુવો, એ નિર્ણય સહુ પોતપોતાની દૃષ્ટિઅનુસાર કરી લેવા સ્વતંત્ર છે. વિશેષ ચમત્કારરૂપ ગણુવાનો હેતુ સ્થૂલ શરીરની વિદ્યમાનતાપછી, જે દિવ્ય સત્તા એ શરીરમાં અવતરણુ પામી કાર્ય કરતી, તે સત્તા સ્વરૂપે શમતાં, શબલ બ્રહ્મમાં એકતાને પામી, સદા સર્વદા વિદ્યમાન રહી કેવું અદ્દ્ભુત કાર્ય કરે છે, તેનું સ્પષ્ટ સ્વરૂપ તેમાં દૃષ્ટિગોચર થાય છે. શબલ બ્રહ્મ એ જ સર્વજ્ઞ ઇશ્વર, સર્વેશ્વર, મહેશ્વર, ચિતિશક્તિ, સક્રિય બ્રહ્મ, સ્પંદ બ્રહ્મ.

ઇ. સ. ૧૮૯૯ના ઑગસ્ટ–સપ્ટેમ્બર માસની વાત છે. સંવત્ ૧૯૫૫નો ઘણું કરી શ્રાવણુ માસ હતો. સદ્ગુરુશ્રીનું તનુ વિલાયાને પૂરાં

બે વર્ષ વ્યતીત થઇ ગયાં હતાં. અંગ્રેજી અભ્યાસ આરંભથી વડોદરામાંજ કરેલો અને હું તે વખતે 'મેટ્રિકયુલેશન'ના વર્ગમાં હતો. મારૂં એ બીજું વર્ષ હતું તેથી માત્ર બીજી 'ટર્મ'માં જ હું દાખલ થયો હતો, અને સંસ્કૃત ભાષામાં કચાશ જણાતી તેથી બીજી ભાષા ગુજરાતી પસંદ કરી હતી. શ્રીમન્ માસ્તર સાહેબ ગુજરાતી ભાષાના શિક્ષક હતા, એટલે તેમના વર્ગમાં જવાનો યોગ આવ્યો. શ્રીમન્ માસ્તર સાહેબની શિક્ષણપદ્ધતિ જ અનેરી હતી. અભ્યાસક્રમ ચાળીશેક મિનિટમાં પૂરો કરી વિદ્યાર્થિઓને જીવનભરમાં ઉપયોગી થાય તેવી અનેક પ્રકારની સુંદર બોધક ચર્ચાઓ બાકીની વિશેક મિનિટના સમયમાં ચલાવતા. ઘણા વિદ્યાર્થિઓ તેમના પ્રતિ અપૂર્વ પ્રેમ અને માનની દૃષ્ટિ ધરાવતા અને અનેક પ્રશ્નો ચર્ચામાટે ઉપસ્થિત કરતા. અન્ય વર્ગના વિદ્યાર્થિઓ પણ પ્રસંગ મળતાં તેમની આ રસભરી ચર્ચાઓ સાંભળવા તેમના વર્ગમાં આવીને બેસતા. સત્સંસ્કારનાં બીજકો અનેક વિદ્યાર્થિઓમાં આથી સ્થપાતાં અને અનેકનાં જીવન ઉજ્જવલ બનતાં. શ્રીમન્ માસ્તર સાહેબ આવી હિતકર પ્રવૃત્તિ તો પોતે પોતાના જીવનના પ્રારંભથી જ કરતા રહ્યા છે અને એ સંબંધમાં ૧૨ મા પ્રકરણમાં પણ ઉલ્લેખ કરેલો છે. તેમાં વિદ્યાર્થિઓસાથે જ તેઓશ્રીનો મૂળથી સંબંધ થવાનો સાંકેતિક યોગ પ્રત્યક્ષ જણાય છે. શિક્ષણની સાથે અપૂર્વ ઉજ્જવલ સંસ્કારો આપવાનું તેમના માટે નિર્માણ જ થયું હોય એવું પ્રત્યક્ષ દેખાય છે, અને આ રીતે સંસ્કાર પામેલા અનેક યુવકો શ્રેયસ્સાધકતરીકે બહુ ઉન્નત સ્થિતિને પામ્યા છે. ધર્મ અને તત્ત્વજ્ઞાનના વિષયનું જ્ઞાન પણ મળે એ હેતુથી, અને શ્રીમન્ માસ્તર સાહેબની સંમતિથી, શ્રીનૃસિંહ-વાણીવિલાસ, તૃતીય પુસ્તક, કાવ્યગ્રંથતરીકે અભ્યાસક્રમમાં નિર્ણીત કરવામાં આવ્યું હતું. તેમાંના કેટલાંક કાવ્યો અમને શિખવવામાં આવતાં. આ ગેય કાવ્યો હોવાથી સંગીતના રસિયા કોઈ કોઈ વિદ્યાર્થીઓ તેના રાગ જાણવાની આતુરતા દર્શાવતા. શ્રીમન્ માસ્તર સાહેબ ત્યારે જણાવતા : " મારૂં સંગીતનું જ્ઞાન શૂન્ય છે." વળી કહેતા : "મારો કંઠ પણ કર્કશ છે. હું એ ગાઈ સંભળાવું તેમ નથી, છતાં તમારે આ કીર્તનો સાંભળવાં જ હોય તો અમારા આશ્રમમાં શ્રી કૌશિકરામ વગેરે છે તે તાઉસ–દિલરૂબાસાથે એ કીર્તનો ગાય છે; ત્યાં તમને સંભળાવવાની ગોઠવણ થઈ શકશે." આવી હકીકત જણાવી, તેથી એક રજાના દિવસે બપોરે ત્રણેક વાગે ત્યાં કીર્તન સાંભળવા જવાનો નિર્ણય કેટલાક વિદ્યાર્થીઓએ જણાવ્યો. તે પ્રમાણે વ્યવસ્થા થઈ.

સંગીતમાં પ્રેમ ધરતી મારી વૃત્તિ પણ એ વિદ્યાર્થી મિત્રોસાથે એ લાભ લેવા તત્પર બની અને અમે રજાના દિવસે ભુતડીને ઝાંપે શ્રીનૃસિંહાશ્રમમાં ગયા.

શ્રીનૃસિંહાશ્રમના મુખદ્વારઉપર ચારે વેદનાં ચાર મહાવાક્યોએ અમારૂં પ્રથમ ધ્યાન ખેંચ્યું. તે પછી મંદિરના ઓરડાની અંદર સામે નિસરણીપાછળના પાટીઆઉપર **एको देवः सर्व भूतेषु गूढः सर्वव्यापी सर्व भूतांतरात्मा** એ શ્રુતિવાક્ય નજરે પડયું! વાતાવરણ પ્રશાંતઃ આનંદપ્રદ. અમે સર્વ મંદિરના દ્વારની બાજુમાં પશ્ચિમ દિશામાં ગોઠવાઈ ગયા. સામે શ્રી માસ્તર સાહેબ બેઠા. દક્ષિણની દિવાલપાસે ઉત્તરાભિમુખ શ્રીમન્નૃસિંહાચાર્યજીની ગાદી હતી. ગાદીઉપર તેઓશ્રીની પ્રતિમા અને પાદુકાઓ હતી. ઉત્તરની દિવાલપાસે અને આચાર્યશ્રીની ગાદીની સન્મુખ શ્રી કૌશિકરામભાઈ તથા સંગાતૃવર્ગના અન્ય યુવકો બેઠા. દિલરૂબાના તાર ઝણઝણવા લાગ્યા. સુરો મેળવાયા. દિલરૂબાના મધુર નાદથી વાતાવરણ મધુર બન્યું અને શ્રી કૌશિકરામભાઇએ તૃતીય વાણી-વિલાસનું સદ્ગુરુસ્તુતિનું પ્રથમ પદ શરૂ કર્યું: "જય જય સદ્ગુરુરાય, જગમાં, જય જય સદ્ગુરુ રાય; હરિહર અજ ગુણ ગાય-જગમાં૦ શ્રીમન્ માસ્તર સાહેબ પદ્માસન વાળી ધ્યાનસ્થ થયા! મીઠી સોરઠ રાગણીએ શાંતિ અને મધુરતા છાઈ દીધી. અમારી વૃત્તિઓ શાંત અને કંઇક એકાગ્ર બની. હું શ્રીમન્ માસ્તર સાહેબની ધ્યાનસ્થ મુદ્રા જોઈ રહ્યો હતો એટલામાં મારી દૃષ્ટિ પૂર્વ દિશાની દિવાલઉપરની કેટલીક છબીઓતરફ આકર્ષાઈ. એમાં એક શ્રીમન્ નૃસિંહાચાર્યજીની 'પેન્સીલવર્ક'ની કોઈ ચિત્રકારે હાથે ચિત્રેલી છબી હતી. સર્વાંશે શુદ્ધ તેમની આકૃતિ નહોતી. છતાં ઘણી મળતી હતી. મેં પૂર્વે તેઓશ્રીની છબી જોઈ નહોતી કે તેમનાં તનુનાં દર્શન પણ નહોતાં કર્યાં! એ છબીપ્રતિ મારી દૃષ્ટિ થોડી ક્ષણ તો સ્થિર થઈ ગઈ! એ આચાર્યશ્રીની છબી છે એ તો સ્પષ્ટ સમજાય તેવું હતું. થોડીવારે વૃત્તિ સંગીતતરફ જોડવા પ્રયત્ન કરતાં છતાં વારંવાર મારી દૃષ્ટિ શ્રીમન્નૃસિંહાચાર્યજીની એ પ્રતિમાપ્રતિ પ્રબલ વેગથી આકર્ષાતી લાગતી. એક પ્રકારનું તારામૈત્રક રચાયું હતું. દૃષ્ટિના વેગને રોકવામાટે હું આગ્રહથી બીજી દિશાતરફ, સંગીતના સ્વરોમાં, મનને વાળતો, છતાં વૃત્તિ અણધારી જાણે ત્યાં જ ધાવન કરતી અને કોઇ અંતરમાં રસની ઊર્મિ જગવતી. ન સમજાય તેવો અદ્ભુત આંતર અનુભવ થતો. પાંચ સાત કીર્તનોપછી વિદ્યાર્થીઓ જવાનો વિચાર કરતા હતા. શ્રીમન્ માસ્તર સાહેબ પણ ધ્યાન-

માંથી જાગ્રત્ થઈ બેઠા હતા, એટલે સઉએ જવાની ઇચ્છા તેમને દર્શાવી. પોતે તો 'જેવી ઇચ્છા' એટલું જ પ્રસન્નતાપૂર્વક જણાવી મૌન રહ્યા ! સઉ ઉઠી ઉઠી ગાદીઉપર શ્રીમન્નૃસિંહાચાર્યજીની પ્રતિમા તથા પાદુકા હતી ત્યાં ગયા, અને વિવેકપુરઃસર નમન કરી કોઈ કોઈએ સાષ્ટાંગ પ્રણામ કર્યો ! કોઇ કોઇએ શ્રીમન્ માસ્તર સાહેબને પણ નમસ્કાર કરી ચાલવા માંડયું ! બીજા વિદ્યાર્થીઓ આ પ્રકારની પ્રવૃત્તિમાં હતા તે જોઇ મને પોતાને એમ લાગ્યું કે મારે પણ નમન તો કરવું જોઇએ, છતાં એ પ્રકારની ટેવ જ નહિ અને પ્રકૃતિ વધારે શરમાળ, એટલે કંઈ પણ નમસ્કારજેવો વિવેક કર્યાવિના હું સીધો બહાર નીકળી ગયો. વિદ્યાર્થી મિત્રોથી છુટો પડી ઘેર ગયો. ઘેર જતાંની સાથે હૃદયમાં બહુ ખેદ થવા લાગ્યો. કોઇ એવો ચણચણાટ લાગ્યો કે વૃત્તિમાં ચેન જ ન પડે. મને લાગ્યું કે મેં એક મહાપુરુષની ગાદીપાસે જઈ નમન પણ નથી કર્યું તેથી જ મને આ ચણચણાટ થાય છે. મનને સમજાવી બીજા વિચારમાં જોડવા પ્રયત્ન કરતાં તો ચણચણાટ વધતો જ ગયો. કોઈ પ્રેમીને તિરસ્કારી આવેલી વ્યક્તિ પાછળથી જેમ એક પ્રકારની આંતર વેદના અનુભવે છે તેવી વેદના જાગી. મને લાગ્યું કે મારે મંદિરે જઈ કોઈ પણ રીતે શ્રીમન્નૃસિંહાચાર્યજીની ગાદીઆગળ પગે લાગી આવવું પડશે, નહિ તો આ વેદના શમવાની નથી. પરંતુ મારી પ્રકૃતિ એટલી શરમાળ હતી કે અજાણ્યા નવીન સ્થાનમાં એકલા જતાં હિંમત જ થતી ન હતી. આથી મંદિરે કીર્તનો સાંભળવા આવેલા મારા એક મિત્રને ત્યાં જઈ તેમને જણાવ્યું :

"હું ગાદીઆગળ નમસ્કાર કર્યાવિના જ પાછો આવ્યો છું તેથી મને બહુ દુઃખ લાગે છે ! કોઈ પણ હિસાબે મારે ત્યાં જઈ અત્યારે જ ગાદીઆગળ સાષ્ટાંગ કરીને પાછા આવવું છે. પરંતુ મને એકલા જવાની હિંમત નથી. તમે સાથે ચાલો " એ ભાઈ હતા તો બી. એ. ના કલાસમાં, પરંતુ કેટલાક સમયથી મંદિરે નિયમિત જતા. જો ફરીથી મંદિરે આવું તો પિતાતરફથી બહુ ઠપકો મળશે, કારણ પરીક્ષાનો સમય સમીપ છે, એમ તેમણે જણાવ્યું, છતાં મારા અતિ આગ્રહથી તે આવ્યા. અમે મંદિરે ગયા. શ્રીમન્ માસ્તર સાહેબ પોતાને ઘેર ગયેલા તે આવ્યા નહોતા. મંદિર બંધ હતું. અમારે પાંચેક મિનિટ ખોટી થવું પડયું, પરંતુ એટલામાં શ્રી માસ્તર સાહેબ આવ્યા. મંદિર ઉઘડયું. શ્રી માસ્તર સાહેબે નિયમપ્રમાણે ગાદીપાસે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યો. તે જ પ્રમાણે અમે બંનેએ કર્યો.

આદીઉપર પાદુકા હતી, તેને સ્પર્શતાં શ્રીમન્નૃસિંહાચાર્યજીની ભવ્ય સુંદર આકૃતિઉપર મારી દષ્ટિ સ્થિર થઈ ગઈ! આશ્ચર્યકારક પ્રેમપ્રવાહ જગવતી તે હૃદયમાં સ્થપાઇ ગઇ ! મારૂં હૃદય એકદમ શાંત થઈ ગયું. કોઈ ઘેરી મીઠી લાગણી જાગી. એ ફેંટાવાળી પૂર્ણ ગૃહસ્થ વેષમાં સજ્જ મનોરમ મૂર્તિ જડ નહિ પણ ચેતનભરી—જાણે હમણાં હસીને બોલશે એવી—જણાઈ, અને મારી દષ્ટિસમીપ તરવરતી જ રહી ! પાંચેક મિનિટ શાંતિપૂર્વક ત્યાં બેસી, પુનઃ સાષ્ટાંગ પ્રણામ કરી અમે બંને મિત્રો ઘેર આવ્યા ! ... ... .. મારૂં મન શાંત, પ્રસન્ન હતું !

મારી તે આખી રાત્રિ જાણે સ્વપ્નમાં જ વ્યતીત થઈ. શ્રીમન્નૃસિંહાચાર્યજીની ચૈતન્યથી ચમકતી મૂર્તિ અખંડ ચારે કોર જાણે નજરમાં રમ્યા કરતી. પ્રાતઃકાળે સ્નાનસંધ્યા કરતાં પણ ધ્યાન એ મૂર્તિમાં જ લાગેલું રહ્યું ! ક્રિયા તો યંત્રવત જ ચાલતી. તે કાલે તો એટલો જ નિશ્ચય થયો કે ભવિષ્યમાં અભ્યાસથી નિવૃત્ત થયા પછી એમનું શરણ ગ્રહણ કરવું !

બીજા દિવસનો સાયંકાળનો સમય થવા આવ્યો. આજે તો હવે મંદિરે જવાની જરૂર નથી, કારણ મન શાંત છે, એમ વિચાર ચાલતો હતો, ત્યાં પુનઃ એ જ ચણચણાટ ઉત્પન્ન થયો અને અંતરમાં પુનઃ તેનો તે વેગ જાગ્રત્ થયો. કંઈ નહિ, આજે પણ દર્શન કરી પાછો આવી જઇશ, એવો નિશ્ચય કરી, શ્રીમન્ માસ્તર સાહેબના મંદિરે જવાના સમયપછી હું મંદિરે ગયો. પુનઃ ભાવથી સાષ્ટાંગ કર્યા. મન શાંત—પ્રશાંત થયું. થોડીવાર જ ત્યાં બેસી પાછો આવ્યો.

ત્રીજે દિવસે પણ વૃત્તિ નિશ્ચય કરવા લાગી : હવે તો અભ્યાસની જરૂર છે અને વારંવાર મંદિરે જવાની જરૂર નથી ! ત્યાં તો એ જ હૃદયનો ચણચણાટ જાગ્યો ! આખરે મંદિરે રોજ જઈ સાષ્ટાંગ કરવાનું નિયમિત ચાલુ જ રાખવું પડ્યું ! કોઇ પ્રબલ આકર્ષણ બળાત્કારે ત્યાં ખેંચી જતું, અને ત્યાં જતાં જ પરમશાંતિ, અપૂર્વ મધુર લાગણી, ઉદ્ભવતી !

આજે યોગીવર અરવિંદ ઘોષના આશ્રમવાસીઓ કહે છે, આશ્રમના વાતાવરણમાં જ કોઇ અકથ્ય ચેતનનો અનુભવ થાય છે. અપૂર્વ રસાનંદ પ્રકટે છે અને કંઇ કર્યાવિના પણ જીવન જાણે ઉન્નત પંથે પ્રગતિમાન્ થઇ રહ્યું હોય તેમ લાગે છે.

શ્રી રામકૃષ્ણ પરમહંસના અંતરંગ પરિચયવાળો શિષ્યસમૂહ પણ એજ ઉદ્ગાર કાઢતોઃ " આ મહાપુરુષમાં શું હશે? શા માટે વારંવાર એમની પાસે જવાનું મન થયા જ કરે છે? કોઇ અંતરનું આકર્ષણ ત્યાં ખેંચી જ રહ્યું છે!" કેટલું આશ્ચર્યકારક!

પાશ્ચાત્ય વિદ્વાન્ લેખક પૉલ બ્રન્ટનને પણ શ્રી રમણ મહર્ષિના પ્રથમ સમાગમમાંથી આવું કોઇ આંતર આકર્ષણ જાગ્યું છે, એ વસ્તુનો ઉલ્લેખ, એ વિદ્વાને Search in Secret India નામના પોતાના ગ્રંથમાં, સુંદર રીતે કરેલો છે. એ વિદ્વાન્ ભારતવર્ષના યોગીશ્વરોની શોધમાટે નીકળ્યાપછી અનેક સ્થળે અનેક પુરુષોને મળ્યા છે. તેમાં શ્રીરમણ મહર્ષિના આશ્રમમાં પણ ગયા છે અને તેમના સમાગમમાં કોઇ વિલક્ષણ આધ્યાત્મિક આંતર અનુભવની કલા જાગી છે, છતાં પોતાના પ્રવાસના હેતુની સિદ્ધિ થઈ નથી એવી અસંતોષની લાગણીસાથે તે વિલાયત પાછા ફરવાનો નિર્ણય કરી ચુકયા છે. મુંબઇ આવી 'પેસેજ' પણ કઢાવી લીધો છે. સાંજના સમુદ્રતટે વિહરતાં હૃદયમાં ઉંડું ઉંડું મંથન ચાલે છે. હૃદયે મહર્ષિના સમાગમમાં કંઇક વિલક્ષણ અનુભવ કર્યો છે તેની સ્મૃતિ જાગે છે. વૃત્તિ ત્યાં આકર્ષાય છે, છતાં પુનઃ ત્યાં જવા મન ના પાડે છે. મન કહે છેઃ 'પેસેજ' પણ કઢાવી લીધો છે. હવે શું? સંધ્યા સમયપછી પોતાના સ્થાને નિવૃત્ત થતાં પ્રવાસમાં મળેલા મિત્રોના પત્રો મળે છે. એક મિત્ર શ્રી રમણ મહર્ષિનાં દર્શને સાથે આવવા આગ્રહ કરે છે! હા-નાનાં તોફાન વૃત્તિમાં જાગે છે. આખરે સંતનો વિજય થાય છે! પુનઃ મહર્ષિના દર્શને જાય છે! પરિચય વધે છે! અવર્ણ્ય અનુભવ જાગે છે. એ અનુભવથી પ્રેરાયેલી વૃત્તિ ગ્રંથમાં એ મહર્ષિનાં ગુણગાન કરે છે! અનેક પાશ્ચાત્ય જિજ્ઞાસુ પુરુષો પણ એ વાંચી મહર્ષિના ચરણમાં આકર્ષાય છે! મહાપુરુષોનો-તત્ત્વાનુભવીઓનો આ અદ્ભુત પ્રભાવ!

આવા જ વિલક્ષણ આંતર અનુભવથી મારી વૃત્તિ શ્રીમન્નૃસિંહાચાર્યજીનામાં અપૂર્વ દિવ્યતા જોવા લાગી. તેમની પ્રતિમા પણ જાણે ચૈતન્યથી ભરેલી, અદ્ભુત હાસ્ય કરતી ન હોય તેમ લાગવા માંડી, અને તેપ્રતિ દૃષ્ટિ સ્થિર થતાં હૃદયમાં પ્રેમની પ્રબલ ઊર્મિઓ ઉછળવા લાગી! આ પછી મેટ્રિકની પરીક્ષા આપવા હું અમદાવાદ ગયો. અમદાવાદમાં પૂ૦ ભગવાન્શ્રીના ઉપર શ્રીમન્ માસ્તર સાહેબે પત્ર આપેલું તેથી નિત્ય

દર્શને જતો. અમદાવાદથી પછી ધોળકા ગયો! ત્યાં પણ વૃત્તિમાં એ સદ્‌ગુરુશ્રીનું અને શ્રીમન્ માસ્તર સાહેબનું સ્મરણ વિશેષ જાગૃત રહેતું. મેટ્રિકના પરિણામનો દિવસ આવી પહોંચ્યો. ઘણું કરીને તા. ૨૬ ડિસેમ્બરે પરિણામ બહાર પડવાનું હતું. તે જ પ્રભાતે બ્રાહ્મમુહૂર્તે મને સુંદર સ્વપ્ન આવ્યું. કોઇ ભવ્ય વિશાલ શિવ–મંદિરમાં હું જઇ પહોંચ્યો! શિવનું સ્થાન ભોંયરામાં હતું. બહાર સુશોભિત નંદી હતો. જરા વિશેષ ઉંચો! તેની પાસે હું ઉભો હતો ત્યાં બાપજીશ્રીના સુંદર મૂર્તિ પ્રત્યક્ષ થઇ! અપૂર્વ સ્મિતભર્યું મુખ! અત્યંત પ્રેમાવેશથી મારાં નેત્રોમાં અશ્રુ ભરાઇ ગયાં! બાપજીશ્રીના ચરણમાં સાષ્ટાંગ કરતાં જ હું જાગી ગયો! અપૂર્વ આનંદ મારા હૃદયમાં છવાઇ ગયો! મને પ્રથમ વિચાર સ્ફુર્યો: 'હું જરૂર પાસ થઇશ' અને એ જ પરિણામ આવ્યું!

આવા ચમત્કારથી કહો કે અવર્ણનીય આકર્ષક પ્રભાવથી, શ્રીમન્ નૃસિંહાચાર્યજીમાં અસાધારણ દિવ્યતા જોઇ તેમના વિષે નિશ્ચલ સદ્‌ગુરુ-બુદ્ધિ જાગી અને એ સદ્‌ગુરુશ્રીના એ પ્રથમ કૃપા–કટાક્ષે જીવનમાં વિલક્ષણ પરિવર્તન કર્યું! એ સદ્‌ગુરુશ્રીના અનુગ્રહપ્રભાવથી જ શ્રીમન્ માસ્તર સાહેબે લેખિની પકડાવી. શ્રી ઉપેન્દ્ર ભગવાને પ્રેરણાનાં પય પાયાં, અને એ સર્વના પરિણામે આજે આ ચરિત–આલેખનનું મહાન્ દુર્ઘટ કાર્ય સંપૂર્ણ થાય છે. કાર્યની પૂર્ણતાથી સંતોષાનંદને અનુભવતી વૃત્તિ સ્વાભાવિક જ એ સદ્‌ગુરુશ્રીના ચરણમાં પ્રણામાંજલિ અર્પવા અંતર્‌માંથી શ્રીમન્ માસ્તર સાહેબની જ પંક્તિઓ ઉચ્ચારી રહી છે. શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાને સં૦ ૧૯૭૬ (સન ૧૯૨૦)માં શ્રીકૃષ્ણ જયંતીથી 'શ્રેયસ્સાધક' સાપ્તાહિકનો પ્રારંભ કર્યો ત્યારે શ્રી માસ્તર સાહેબની એ જ કાવ્યપંક્તિઓ પ્રારંભક સ્તવનરૂપે અવતરણરૂપે આપેલી છે. શ્રીમન્નૃસિંહાચાર્યજીને સમાધિમાંથી જાગૃત કરનાર, પોતાના હૃદયસમાન એ પટ્ટશિષ્યનાં જ સ્તુતિવાક્ય હતાં, એ આપણે પૂર્વે જોયું છે. જે પરમ ચૈતન્યરૂપે–શબલ બ્રહ્મસ્વરૂપે–ચિરંતન સમાધિમાં એ મહેશ્વરાવતારી આત્મા લીન છે, ત્યાં પણ તે સ્વર પહોંચી જશે અને સર્વઉપર એ પરમ ચૈતન્ય અનુગ્રહ વર્ષણ કરશે એવી દૃઢ શ્રદ્ધાપૂર્વક એ પ્રણામાંજલિસહ વિરમવું એ વિશેષ શ્રેયસ્કર છે:

" જેમાં જગ ઉપજી રહી, પામે અંત વિરામ,
તે સદ્‌ગુરુપરમાત્મપદ, કરૂં હું કોટિ પ્રણામ.

ઈશકોટિનું મૂલ જે, અકલ સ્વરૂપસુખધામ,
તે સદ્‌ગુરુપરમાત્મપદ, કરૂં હું કોટિ પ્રણામ.
નિર્મલ નિગૂઢ નિત્ય જે, નિરાલંબ નિષ્કામ,
તે સદ્‌ગુરુપરમાત્મપદ, કરૂં હું કોટિ પ્રણામ.
જેને સ્તવતા ઋગ્ યજુઃ, સપ્ત સ્વરેથી સામ,
તે સદ્‌ગુરુપરમાત્મપદ, કરૂં હું કોટિ પ્રણામ.
યોગીમુનિસિદ્ધોતણું, જેહ અચલ વિશ્રામ,
તે સદ્‌ગુરુપરમાત્મપદ, કરૂં હું કોટિ પ્રણામ.
મહોદધિ સદ્‌ગુણતણા, સદ્વિદ્યાઆરામ,
श्रीनृसिंहपरमात्मपद, કરૂં હું કોટિ પ્રણામ.
કલિમલ હરવા પ્રકટી તનુ, ધરી श्रीनृसिंह નામ,
તે સદ્‌ગુરુપરમાત્મપદ, કરૂં હું કોટિ પ્રણામ.
સદ્વિદ્યા વિસ્તરી અતિ, રચી સદ્‌ગ્રંથ લલામ,
તે સદ્‌ગુરુપરમાત્મપદ, કરૂં હું કોટિ પ્રણામ.

# પ્રકરણ ૨૧

## ઉપસંહાર

**सतां प्रज्ञोन्मेषः पुनरयमसीमा विजयते ।**

**સંસારના** ભોગવિલાસ યથેચ્છ ભોગવી, પરિણામે તત્ત્વાનુભવના ગગનચુંબી શિખરઉપર સ્થિતિ કરનાર રાજર્ષિ ભર્તૃહરિનાં વચનોમાં જે અમાપ ઉંડાણુ અને અત્યંત સૂક્ષ્મ અવલોકન દૃષ્ટિએ આવે છે, તે વિદ્યાવ્યાસંગીઓને મુગ્ધ કર્યાવિના રહેતાં નથી.

ઉપર મૂકેલી કાવ્યપંક્તિવાળા શિખરિણીવૃત્તમાં કવિ કહે છે: પૃથ્વી, સમુદ્ર અને ગગન એકએકથી વિશાળ છે–અત્યંત વિશાળ છે–છતાં તેનું પણ પરિમાણ–માપ થાય છે. પૃથ્વી સમુદ્રથી આવૃત છે, સમુદ્ર સો યોજનનો છે અને સૂર્ય પથિક થઈને સદા ગગનનું પરિમાણ કાઢે છે; એ રીતે એ સર્વનું માપ થાય છે, પરંતુ સંતજનના–સત્પુરુષોના જ્ઞાનનું માપ થઈ શકતું નથી. તે જ્ઞાન અસીમ છે: અમાપ છે. આવું નિરવધિ જ્ઞાન સદા વિજયને પામે છે. સત્પુરુષોના દૃઢ સમાગમને દીર્ઘકાલ સેવી તેમના અસીમ જ્ઞાનસિંધુમાં નિમજ્જન કરનાર પુરુષો જ આ અનુભવ-પૂર્ણ ઉક્તિના મર્મને સમજી શકવા સમર્થ છે.

**શ્રીમન્નૃસિંહાચાર્યજીના** જ્ઞાનનો મહિમા આવો અસીમ–અપરિમિત છે. આદિથી અંતપર્યંત તેઓશ્રીના સમગ્ર ચરિતને અવલોકનારને તેની ખાતરી થયાવિના રહે તેમ નથી. એ મહાન્ જ્ઞાનનિધિના અધિષ્ઠાનરૂપ એમનું દિવ્ય તનુ વિલાઈ ગયું, પરંતુ એ જ્ઞાન સદા વિજયવંતું રહી પોતાનો અદ્ભુત પ્રભાવ અદ્યાપિ દર્શાવે છે, અને પોતાના અવધિરહિત-પણાની–પોતાના અમરત્વની–વિશેષ ખાતરી આપે છે.

આવા નિરવધિ જ્ઞાનસામર્થ્યસંપન્ન તત્ત્વદર્શી મહાપુરુષોના સમાગમનો લાભ પ્રબલ પુણ્યશાલી સુભાગ્યવંતને જ સાંપડે છે.

સત્પુરુષોના સમાગમનો મહિમા તો કોણે નથી ગાયો? બ્રહ્મવિદ્યા અથવા અધ્યાત્મવિદ્યાની સિદ્ધિમાટે એ જ મુખ્ય સાધન છે, એવું શાસ્ત્રો, પુરાણો, અને અનુભવી સંતજનો મુક્તકંઠે કથન કરે છે. સંત તુલસીદાસજીએ તો સંતપુરુષના અત્યંત અલ્પકાલીન સમાગમનો પણ અનલ્પ લાભ ગાયો છે. રાજર્ષિ ભર્તૃહરિ કહે છે: **सत्संगतिः कथय किं न करोति पुंसाम् ।** સત્સંગતિ પુરુષોને શા શા લાભ નથી આપતી?

અર્થાત્ સર્વ પ્રકારનાં ઉચ્ચ ફલ આપે છે. અને ભગવાન્ શંકરાચાર્ય કહે છે: જગત્‌માં ત્રણ વસ્તુઓ દુર્લભ છે. મનુષ્યત્વ, મુમુક્ષુત્વ અને **મહાપુરુષનો આશ્રય.** તત્ત્વદર્શી મહાપુરુષોનો આશ્રય તો મનુષ્યને તત્ત્વદર્શી મહાપુરુષ જ બનાવે છે. તેમના હૃદયમાં જે અદ્‌ભુત જ્ઞાન–જે આત્મચૈતન્યની દ્યુતિ પ્રકાશે છે, તે જ્ઞાન–તે ચૈતન્યદ્યુતિ–આશ્રિત હૃદયમાં પણ પ્રકાશિત થઈ જાય છે. તેમાં સ્વપુરુષાર્થ અને મહાપુરુષની અનુગ્રહ-દષ્ટિના સંયોગની અપેક્ષા માત્ર હોય છે.

સંતપુરુષો તો પ્રાણિમાત્રનું કલ્યાણ અવિચ્છિન્ન ઇચ્છનારા હોય છે. તેમના હૃદયમાંથી અનુગ્રહની વૃષ્ટિ અખંડ થયા જ કરે છે. પરંતુ તેમના પ્રતિની અભિમુખતા, અને એ અનુગ્રહને ઝીલનારની પાત્રતાના પ્રમાણમાં જ એ અનુગ્રહઅમૃતની પ્રાપ્તિ પ્રત્યેક કરી શકે છે.

કોઈ પણ વસ્તુ કે વ્યક્તિપ્રતિની અભિમુખતા તેના પ્રતિના પ્રેમની જ સૂચક છે. સદ્‌ગુરુતત્ત્વપ્રતિ જેટલો વિશેષ પ્રેમ તેટલી જ અભિમુખતાની વિશેષતા. તે પ્રેમના પ્રમાણમાં જ ત્યાગ, તિતિક્ષા અને સેવા. આથી જેટલો ઉચ્ચ ભક્તિભાવ, તેટલી અનુગ્રહઅમૃતની વિશેષ પ્રાપ્તિ. અને તેથી જ ઉપનિષદોએ શ્રવણ કરાવ્યું છે કે પરમાત્માપ્રતિ જેવી પરાભક્તિ હોય તેવી પરાભક્તિ ગુરુવિષે પણ હોય તો તેના હૃદયમાં પરમ સત્યનો પ્રકાશ થાય છે.

મનુષ્યના હૃદયમાં રહેલો તેનો આત્મા જ્ઞાનસ્વરૂપ છે. તે અખંડૈક-રસ ચિદ્‌ઘન છે. જાણ્યે કે અજાણ્યે એ આત્માપ્રતિ અભિમુખતા સધાતાં-એ આત્મચૈતન્યમાં વૃત્તિ સ્થિર થતાં, અદ્‌ભુત જ્ઞાનપ્રાપ્તિ થાય છે. ચિંતકો, કવિઓ, કલાભિજ્ઞો નવું નવું જ્ઞાન ક્યાંથી પ્રાપ્ત કરે છે? પોતાના અંતરાત્મારૂપ એ પરમચૈતન્યમાંથી જ. વિજ્ઞાનવિદોની આશ્ચર્યચકિત કર-નાર શોધોનું પ્રભવસ્થાન એ આત્મા જ છે એ કલ્પનાથી સહજ સ્પષ્ટ થાય તેમ છે.

આ ચેતનઘન–જ્ઞાનઘન–પ્રજ્ઞાનઘન આત્મા પ્રત્યેક હૃદયમાં અખંડ પ્રકાશે છે. તે નિત્યપ્રકાશ છે. પરંતુ માયાનાં આવરણોથી તે ઢંકાયેલો છે. જેમ શેવાળ જળમાંથી જ ઉત્પન્ન થઈ જળને ઢાંકે છે, તે જ પ્રમાણે માયા એ પરમચૈતન્યમાંથી જ ઉદ્‌ભવી એ ચૈતન્યને ઢાંકે છે. એ જ તેનું આવરણ છે. એ આવરણભંગ થવાની જ અગત્ય હોય છે. એ આવ-

રણુભંગને માટે જ સાધનાભ્યાસની જરૂર છે. પરંતુ સાધનાભ્યાસ યોગ્ય રીતે, યોગ્ય દિશામાં થાય તેમાટે સદ્‌ગુરુને અનુગ્રહ અદ્‌ભુત રીતે કાર્ય કરે છે. એ કલ્પનાતીત છે. અનુભવથી જ સમજાય તેમ છે. એ સંતની અનુગ્રહદૃષ્ટિ જ સદા વિજયવતી છે! એ અનુગ્રહવિના અભ્યાસ કરનાર ઘણા ધૂમાડામાં જ બાચકા ભરે છે, એ અનુભવીઓનું દૃઢ મંતવ્ય છે.

શિષ્યને અનુગ્રહદૃષ્ટિથી પોતાના અંતરાત્માસાથે સંબંધમાં સદ્‌ગુરુ લાવી મૂકે છે અને સદ્‌ગુરુનું કર્તવ્ય પૂર્ણ થાય છે. પછી શિષ્ય આત્મબળથી એ અંતરાત્મામાંથી વારંવાર પ્રેરણા મેળવી પ્રગતિના માર્ગે વહે છે અને પરિપૂર્ણતાને પામે છે. સદ્‌ગુરુશ્રીના અનુગ્રહબલથી આવી ઉચ્ચકક્ષાએ સ્થપાયેલા અગ્રણી શ્રેયસ્સાધકોના ઉપર, એ દિવ્ય લીલાતનુ વિલાયાપછી, વર્ગના ભારને વહન કરવાનું આવી પડયું હતું. પરંતુ એમને સત્ત્વપ્રસાદ અનેક ઉચ્ચ શ્રદ્ધાભક્તિસંપન્ન હૃદયોમાં સ્થપાઈ ચૂકયો હતો. શ્રીમન્ માસ્તર સાહેબને તો પ્રથમ સમાગમકાલે જ **तत्त्वमसि** મહાવાકયને બોધ સદ્‌ગુરુશ્રીએ કર્યો હતો. મહાવાકયને ઉપદેશ વિશિષ્ટ ઉચ્ચ અધિકારસંપન્ન વ્યક્તિઓને જ મહાપુરુષો કરે છે. શ્રીમન્ માસ્તર સાહેબના વિષે પટ્ટ શિષ્યનાં સર્વ ઉચ્ચ લક્ષણો સદ્‌ગુરુશ્રીની યોગદૃષ્ટિને તો પ્રત્યક્ષ હતાં. અનેક પ્રકારે તેમની કસોટી પણ થઈ ચૂકી હતી. હીરો સરાણે ચઢી ચુકયો હતો. પેલ પડી ગયા હતા, અને તેની પ્રભા સુરમ્ય, આકર્ષક બની હતી. સદ્‌ગુરુશ્રીના પ્રસ્થાપિત સત્ત્વબલને મહિમા તેમના વિષે પ્રત્યક્ષ નજરે આવતો હતો. તેમની દિવ્ય પ્રતિભા, અસાધારણ કાર્યદક્ષતા, મહાન્ સંયોજનશક્તિ, આશ્ચર્યકારક મનોબલ અને અપૂર્વ સંયમબલની ઝળક દીપી ઉઠતી હતી. એ સત્ત્વપ્રસાદને મહિમા તો પોતે સમુખે જ શ્રવણ કરાવ્યો છે:

'જેના સત્ત્વપ્રસાદવડે આ જીવથી શિવ થવાય—જગમાં.'

શિવપદમાં સ્થાપવાનું અમોઘ બલ એ પ્રસાદમાં છે તો તેથી અધિક શું?

આ પ્રકારની શ્રીમન્ માસ્તર સાહેબમાં પ્રત્યક્ષ થતી અપૂર્વ જ્ઞાનસામર્થ્યની કલાથી પ્રેરાઈ સહુ કોઈની દૃષ્ટિ એમના નેતૃત્વતરફ મીટ માંડી રહી હતી. આથી સદ્‌ગુરુશ્રીના દેહવિલયથી થયેલા પ્રબલ આઘાતમાંથી પણ બળપૂર્વક સ્વસ્થતા પ્રાપ્ત કરી, વર્ગની ઉન્નતિ-વર્ગના વિકાસમાટે, તેમ જ સદ્‌ગુરુશ્રીના ધ્યેયને સિદ્ધ કરવાઅર્થે, કટિબદ્ધ થવાની

અગત્ય તેમની પણ દષ્ટિસમક્ષ અખંડ તરવરતી હતી. અંતરાત્મારૂપે સદ્‌ગુરુશ્રી જ પ્રેરણાનું બલ આપી રહ્યા હતા, એ તો તેઓશ્રીની દઢ શ્રદ્ધા હતી, અને તેથી જ પ્રારંભમાં, એ અંતઃપ્રેરણાને અનુસરીને જ, લઘુ વય છતાં, શ્રીમદ્‌ ઉપેન્દ્ર ભગવાનને આચાર્યપદે આરૂઢ થવા પ્રાર્થના કરી હતી, એ આપણે જોયું છે.

શ્રી ઉપેન્દ્ર ભગવાનના સંબંધમાં તો સદ્‌ગુરુશ્રીએ પોતાની વિદ્યમાનતામાં અનેક ઉચ્ચ ભાવો વ્યક્ત કર્યાં હતા. અપૂર્વ સૂચનો પણ કર્યાં હતાં. 'ભાઈ તો વિષ્ણુનો અવતાર છે! મેં જે નથી કર્યું તે ભાઈ કરી બતાવશે!' એવાં મર્મભર્યાં વચનો કવચિત્‌ કવચિત્‌ સંભળાવ્યાં હતાં. આ ઉપરાંત ભાઈશ્રી ન્યામતરાય જે સદ્‌ગુરુશ્રીના દીર્ઘકાલના નિકટ નિવાસી હતા, તે જણાવે છે: ભગવાનશ્રીનું વય ૧૦–૧૧ વર્ષનું થયાપછી તો કોઈ પ્રસંગે પોતે સ્નાન કરી રેશમી વસ્ત્ર ધારણ કર્યું હોય અને કોઈ તેઓશ્રીનું પૂજન કરવા આવે, તો સ્મિતપૂર્ણભાવે કહેતા: "ભાઈ! હું જરા 'સોળામાં' છું; આ મોટાભાઈનું જ પૂજન કરી લો ને? મને પહોંચી જશે!" આવી વિલક્ષણ ચેષ્ટાથી પણ ભાવી માર્ગદર્શન કરાવતા! શ્રીમન્‌ માસ્તર સાહેબ તો બાપજીશ્રીની પ્રત્યેક કૃતિમાં અપૂર્વતા જ નિહાળતા, અને તેથી સદ્‌ગુરુશ્રીની માર્મિક કૃતિરીતિથી અને આંતર પ્રેરણાથી પોતે નિઃશંકપણે શ્રી ઉપેન્દ્ર ભગવાનને ગાદીઉપર બિરાજવા નમ્ર ભાવે વિજ્ઞપ્તિ કરી, તેઓશ્રીનો આચાર્યતરીકે જયઘોષ કરાવ્યો હતો. આમ છતાં તેમના નિગૂઢ આત્મ–પ્રકાશને પ્રકટરૂપે ઝળકવાને–તેમની પ્રચ્છન્ન શક્તિઓને વિકસિત થઈ પ્રકટ પોતાનો પ્રભાવ દર્શાવવાને, સમયની અપેક્ષા હતી, એ પણ તેમને સારી રીતે સ્પષ્ટ હતું. એટલે તત્કાલ તો સઘળો ભાર પોતાના ઉપર અને અન્ય અગ્રણી સાધકોઉપર હતો, એમાં વિવાદાસ્પદ કશું જ નહોતું. સદ્‌ગુરુશ્રીના પ્રબલ સંકલ્પથી ઉદ્‌ભવેલી અધ્યાત્મ-રસકુંજસરખી વર્ગનિકુંજને મનોહર તરુરાજિથી શોભાવવાને, તેનાં નાનાં મોટાં વૃક્ષો, વેલીઓને ફૂલફુલથી સભર બનાવવાને, અને જનતામાં તેનાં મધુર સુવાસને પ્રસારવાને, તેનાં રસપૂર્ણ ફલોનું જનતાને આસ્વાદન કરાવવાને, દઢ શ્રદ્ધાથી, અત્યંત ઉત્સાહથી, અને પોતાની સર્વ શક્તિસમેત તેઓશ્રીએ જે કર્યું છે તેની રૂપરેખા આ ઉપસંહાર કરતાં આલેખવાની માત્ર અગત્ય છે.

અન્ય અગ્રણી સાધકો તો તેમને સદ્ગુરુથી અભિન્નરૂપે જ જોતા હતા. માત્ર પત્રોમાં તે રીતે સંબોધતા એટલું જ નહિ, પરંતુ સર્વ કાર્યમાં તેમના માર્ગદર્શનને એ દૃષ્ટિથી જ ઇચ્છતા. શ્રી નર્મદાશંકરભાઇએ વડોદરા રાજ્યના ઈ. સ. ૧૯૨૧ના 'સેન્સસ રિપોર્ટ'માં શ્રેયસ્સાધક અધિકારી વર્ગ' સંબંધી જે ઉલ્લેખ કર્યો છે તેમાં શ્રીમન્ માસ્તર સાહેબના સંબંધમાં જણાવ્યું છે: was the premier disciple of the Guru, had the keys of all the fourfold yoga in his hands and was the referee of all the juniors in the matters of occult practice.

'સદ્ગુરુશ્રીના એ પટ્ટ શિષ્ય હતા. ચતુર્વિધ યોગની સઘળી ચાવીઓ તેમને પ્રાપ્ત હતી અને તેમના લઘુ બંધુઓ અધ્યાત્મવિદ્યાની સાધનામાં તેમનું માર્ગદર્શન ઇચ્છતા.'

આવી ઉચ્ચ કક્ષામાં છતાં અત્યંત નિરભિમાન વૃત્તિથી, સર્વ અગ્રણી પુરુષોનો સહકાર મેળવી, કેવી સુંદર રીતે વર્ગ-વિકાસનું કાર્ય કર્યું છે તે હવે અવલોકીએ.

*

## શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી

વયે લઘુ છતાં ગુણોથી મહાન્ હતા. અગીઆર વર્ષની વયે પણ તેમનામાં જે સંવિત્શક્તિ, ઉંડી અવલોકનશક્તિ, જનહૃદયની પરીક્ષા, ઉચ્ચ વિનય વિવેક, સર્વપ્રતિનો સ્નેહભાવ, ઔદાર્ય, નિરભિમાનતા વગેરે દૃષ્ટિગોચર થતાં હતાં, તે સામાન્ય નહિ, પરંતુ ઘણાં ઉચ્ચ કોટિનાં હતાં. શ્રીમન્ માસ્તર સાહેબપ્રતિના શ્રીમન્નૃસિંહાચાર્યજીના વર્તને તેમના ઉપર પ્રબલ છાપ પાડી હતી અને વધારેમાં વધારે સંગ તેમને શ્રીમન્ માસ્તર સાહેબનો જ રુચતો એ તો સર્વને પ્રત્યક્ષ હતું. શ્રીમન્ માસ્તર સાહેબપ્રતિ આથી જે મહદ્ ભાવ તેમનામાં જાગ્રત્ થયેલો હતો, તેને લીધે શ્રીમન્ માસ્તર સાહેબની સર્વ પ્રવૃત્તિપ્રતિ તેઓશ્રી અપૂર્વ સમભાવ ધરાવતા એટલું જ નહિ, તે પ્રવૃત્તિને વેગ આપવા-તેના ધ્યેયને સફલ કરવા, સર્વ પ્રકારે ઉદ્યુક્ત રહેતા. ઉભયનું વર્તન એક જ હૃદયથી પ્રેરાતું હોય એવું સૂક્ષ્મ દૃષ્ટિથી જોનારને સમજાયાવિના રહેતું નહિ.

આ પ્રકારના સર્વના સહકારથી **શ્રીમન્ માસ્તર સાહેબનું** વર્ગની ઉન્નતિનું કાર્ય કઠિન છતાં સરળ થયું, અને વર્ગ–વિકાસને આશ્ચર્યકારક વેગ મળ્યો.

*

## શ્રી સદ્દુપદેશ શ્રેણી

**શ્રીમન્નૃસિંહાચાર્યજીના** તનુના તિરોધનપછી વર્ષ દિવસ તો સર્વના હૃદયમાં શોકની છાયા પ્રસરેલી હતી. બાહ્ય ચિહ્નરૂપે કાળી પાઘડી **શ્રીમન્ માસ્તર સાહેબ** વગેરે અગ્રણી સાધકો ધારણ કરતા. આવી પરિસ્થિતિમાં એક વર્ષ તો કોઈ નવીન પ્રવૃત્તિના આરંભવિનાનું ગયું. ઉત્સવોનો ક્રમ ચાલુ હતો, પરંતુ સદ્દગુરુશ્રીની ઉણપથી ઉત્સવના વાતાવરણમાં ઉત્સાહ ન્યૂન જણાયો, અને એ વાતાવરણને વધારે ચેતનવંતુ બનાવવાને, તેમાં અભિનવ રસસિંચન કરવાને, કંઈક નવીન વસ્તુ ઉમેરવી જોઈએ, એમ **શ્રીમન્ માસ્તર સાહેબને** લાગ્યું. 'સુખાર્થે સદ્દુપદેશે' પ્રેરણાનું બીજક તો **શ્રીમન્ માસ્તર સાહેબના** હૃદયમાં સ્થાપેલું જ હતું, તે અંકુરિત થયું, અને સં० ૧૯૫૫ ની આષાઢી પૂર્ણિમાથી, સદ્દુપદેશશ્રેણી પ્રકટ કરવાનો આરંભ કર્યો. તે જ પ્રમાણે **શ્રીમન્નૃસિંહાચાર્યજીના** જયંતીના ઉત્સવપ્રસંગે પણ તે પ્રકટ કરવાનું રાખ્યું. શરૂઆત તો એકાદ બે લઘુ લેખ અને એકાદ બે નવીન કીર્તનોથી કરી, પરંતુ પછી વર્ગના અગ્રણી વિદ્વાનોના ઉચ્ચકોટિના ચિંતનીય સુંદર લેખો આવતા ગયા અને શ્રેણીનું ગૌરવ ઘણું જ ઉચ્ચ કક્ષાએ પહોંચ્યું.

શ્રેણીમાં વિવિધ નવીન રાગરાગણીઓનાં, નૂતન શૈલીનાં, નૂતનવિચારભર્યાં કીર્તનો પણ આવતાં ગયાં, અને ઉત્સવપ્રસંગે સંગાતૃવર્ગ મધુર કંઠથી તે શ્રવણ કરાવતો, ત્યારે શ્રોતૃવર્ગ અપૂર્વ આનંદને અનુભવતો. ઉત્સવોના વાતાવરણમાં આથી અકલ્પ્ય ઉત્સાહનું મોજું છવાઈ જતું અને સર્વનાં પ્રફુલ્લ હૃદયમાંથી **શ્રીમન્ માસ્તર સાહેબના** આ નવીન આરંભને માટે ધન્યવાદના ઉદ્દગાર નીકળતા.

સં. ૧૯૫૮ માં સાતમી શ્રેણીથી તો **શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાને** પણ કીર્તનો લખવાનો આરંભ કર્યો અને તેથી તો સાધકહૃદયો દ્વિગુણ ઉત્સાહ અને આનંદ અનુભવવા લાગ્યા.

આ ઉપરાંત વિદ્વાનોની વ્યાખ્યાનમાળા પણ ચાલુ થઈ અને ઉત્સવના દિવસે પ્રાતઃકાલથી રાત્રિના દશ અગિઆરસુધી અપૂર્વ આનંદની

રસરેલ થતી. વડોદરા શહેરની પ્રતિષ્ઠિત વ્યક્તિઓ પણ ઉત્સવપ્રસંગે આવી તેનો લાભ લેતી અને વર્ગની ઉન્નતિને પ્રબલ વેગ આપવામાં સહાયભૂત થતી. ઉત્સવોની રસલ્હાણુના અનુભવથી સંસ્થાપ્રતિ દિનપ્રતિદિન જનતાનું આકર્ષણ વધતું ગયું, અને અનેક જિજ્ઞાસુ મટી સાચા શ્રેયસ્સાધક બન્યા !

*

## શ્રી સાધન-સમારંભ મહોત્સવ

નિઃશ્રેયસની સિદ્ધિના માર્ગે અવિરત પ્રયાણ કરનાર શ્રેયસ્સાધકને મન સંયમ–સિદ્ધિ એ તો પ્રધાન લક્ષ નિર્ણીત થઈ ચુકેલું જ છે. સદ્ગુરુશ્રીએ આરંભથી જ સર્વ સાધકોને સંયમનાં વિવિધ સાધનોના અનેક માર્ગો દર્શાવી, અભ્યાસનું બલ વધારવાને જ વારંવાર ઉત્સાહિત કર્યા છે, એ પૂર્વ પ્રકરણોમાં આપણે જોયું છે. બાહ્ય જગતપ્રતિ ધાવન કરતી વૃત્તિઓને પોતાના અંતરાત્માપ્રતિ વાળી, તેમાં લય પમાડવાથી જ આત્મસાક્ષાત્કાર થાય છે, એ તો અધ્યાત્મશાસ્ત્રનો અચલ સિદ્ધાંત છે. તેથી સંયમનો અભ્યાસ અવિચ્છિન્ન સહુનો બન્યો રહે, તેનો પ્રત્યક્ષ દૃષ્ટાંતથી બોધ આપવામાટે, શ્રીમન્ માસ્તર સાહેબે સાંજના નિત્ય મંદિર આવી, દીપકો પ્રકટ્યાપછી, એક કલાક સંયમમાં બેસવાનો ક્રમ રાખ્યો હતો, અને એમના દૃષ્ટાંતને લઈને અન્ય સાધકો નિત્ય સાયંકાલે મંદિરે આવી, ધ્યાન, જપ વગેરેનું અનુષ્ઠાન કરતા શાંતિથી બેસતા અને સંયમબલને વધારતા. તે પછી એકાદ કલાક કીર્તનો થતાં. તદુપરાંત રવિવારની તેમ જ અન્ય રજાઓના દિવસે પ્રાતઃકાલે ૭ થી ૧૦ એક પ્રહર, સંયમમાટે નિર્ણીત કરવામાં આવ્યો હતો. તે પછી પૂજન, આરતિ, પુષ્પાંજલિ વગેરે વગેરે થતાં. આ પ્રમાણે નિયમિત ક્રમ ચાલવાથી ઘણા શ્રેયસ્સાધકોને પોતાના અભ્યાસમાં અપૂર્વ પ્રગતિ થયેલી અનુભવાતી. તેથી ઉત્સાહિત થઈ શ્રી ઈશ્વરભાઈ, શ્રી કૌશિકરામભાઈ જેવા સાધકવર્યોએ સંયમબલને વધારવામાટે નવીન કોઈ યોજના કરવા શ્રીમન્ માસ્તર સાહેબને પોતાની ઇચ્છા દર્શાવી. તે ઉપરથી પ્રતિવર્ષ નિદાન એક સપ્તાહ કોઈ એકાંત પવિત્ર સ્થળમાં, સર્વ જગતના વ્યવહારોથી કેવળ ઉપરામ પામી નિવાસ કરવો, અને આખો દિવસ પ્રધાનપણે સંયમનાં સાધનો અને તેને પોષક ક્રિયાઓમાં વ્યતીત કરવો, એવી એક યોજના શ્રીમન્ માસ્તર સાહેબે વિચારી. તેને

ઉત્સવનું સ્વરૂપ અપાયું અને તેને **સાધન-સમારંભ-મહોત્સવ** એવું સૂચક નામ આપવામાં આવ્યું.

આરંભમાં આ ઉત્સવમાટે અત્યંત એકાંત, પવિત્ર, નદીતટ વગેરેનાં સ્થળો પસંદ કરવામાં આવતાં હતાં. પરંતુ વર્ગબહારની અન્ય સત્સંસ્કારી જનતાને પણ તેનો લાભ મળે, અનુકરણશીલ જનસ્વભાવ દેખાદેખી પણ સંયમના માર્ગે ગતિ કરવા પ્રેરાય, અને ઉત્સવની વિવિધ પ્રવૃત્તિઓમાંથી તેમનામાં સત્સંસ્કારસિંચન થાય. એવા શુભ હેતુથી, મુંબઈજેવા સ્થળોએ પણ આ ઉત્સવ પાલન કરવામાં આવ્યો હતો. સંવત્ ૧૯૬૩ : ઈ. સ. ૧૯૦૭માં સાધન-સમારંભનો આઠમો મહોત્સવ, ત્યાં પાલન કરવામાં આવ્યો હતો, અને ત્યાંની ઉજ્જવલ સંસ્કારસંપન્ન પ્રતિષ્ઠિત જનતાએ જે સહકાર આપ્યો હતો, અને એ ઉત્સવે અધ્યાત્મક્ષેત્રમાં જે પ્રબલ આંદોલન ઉત્પન્ન કર્યું હતું, તે જોઈને ગુજરાતસમસ્તની પ્રજા આશ્ચર્યચકિત થયા વિના રહી નહોતી. આ ઉત્સવમાં પ્રાતઃકાલે ચાર પાંચ કલાક સંયમ, તે પછી ઇષ્ટશ્રીનું પૂજન, અર્ચન, આરતિ, પુષ્પાંજલિ વગેરે થાય છે. સાંજના વિદ્વાનોનાં અધ્યાત્મવિષયક વ્યાખ્યાનો, કીર્તનો, ધૂન વગેરેનો ક્રમ હોય છે. સાંજના ક્રમવખતે વર્ગબહારનાં પ્રતિષ્ઠિત સદ્‌ગૃહસ્થો અને સન્નારીઓ, મુંબઈમાં બહુ મોટી સંખ્યામાં આવતાં. તેમાંથી લીંબડીનરેશ યશસ્વતસિંહજી, શ્રી પ્રભ.શંકર પટ્ટણી, મુંબઈના પ્રતિષ્ઠિત ભાટિયા કોમના ગૃહસ્થો, પંડિત લાલન વગેરે, તેમ જ અન્ય અધ્યાત્મજ્ઞાનના જિજ્ઞાસુ પારસી ગૃહસ્થો, નિત્ય આવતા. આ સમારંભના કાર્યક્રમથી સર્વ અત્યંત પ્રસન્ન થયા હતા, અને પંડિત લાલને સમારંભની પૂર્ણાહુતિને પ્રસંગે બોલતાં વર્ગની આ ભવ્ય યોજનાને માટે મુક્તકંઠે પ્રશંસા કરી હતી.

સર વિઠ્ઠલદાસ ઠાકરસીના મહાલક્ષ્મીપાસેના ભવ્ય પ્રાસાદના રમ્ય ઉદ્યાનમાં, પ્રાતઃકાલે ૬ થી ૧૧ સુધી ૩૦૦-૩૫૦ સાધકો ધ્યાનસ્થ બેસતા. મધ્યે મુખ્ય સ્થાને શ્રી ઉપેન્દ્રાચાર્યજી અને તેમની બે બાજુમાં વરિષ્ઠ સાધકો બેસતા. એ સુરમ્ય શાંત સ્થળ, સામેથી સમુદ્રતટઉપરથી સરી આવતી શીતલ સમીરલહરી, અને તેમાં આત્મલીન ભવ્ય સાધકવર્યોની ધ્યાનસ્થ સ્થિતિથી ઉત્પન્ન થતું અત્યંત પ્રશાંત વાતાવરણ-એ અવલોકતાં, અને કોઈ અકથ્ય આનંદ અનુભવતાં, અનેકના હૃદયમાંથી ઉદ્‌ગાર નીકળતા : જાણે કોઈ મહર્ષિ-મંડળ સમર્થ નેતાના અધ્યક્ષપણાનીચે જગતને દૈવી જ્ઞાનનો સંદેશ આપવા કોઈ અલૌકિક ઊર્ધ્વ પ્રદેશમાંથી

ઉતરી આવ્યું હોય, તેવું આ ભવ્ય ચિત્તાકર્ષક દૃશ્ય છે! **શ્રીમન્ માસ્તર** સાહેબની જ્વલંત કારકીર્દિનો આ યશકલશ હતો. તે પછીના ચાર સમારંભ પણ તેમની વિદ્યમાનતામાં ઉત્તરોત્તર વૃદ્ધિંગત કલાનો ભાસ કરવતા હતા, અને સમારંભના મહિમાનાં વિજયગાનથી દિશાઓને ગજાવતા હતા.

મુંબઈના સમારંભથી **શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજીએ** વ્યાખ્યાન આપવાનો પ્રથમ દિવસથી જ પ્રારંભ કર્યો હતો.

આ સમારંભમાટે હોલિકાથી આરંભી સાત દિવસનું સપ્તાહ નિર્માણ કરવામાં આવ્યું છે. સંવત્ ૧૯૫૬: ઈ. સ. ૧૯૦૦ થી તેનો આરંભ થયો છે, અને અદ્યાપિ એ અદ્વિતીય ઉત્સવનું પ્રતિવર્ષ પાલન થયા જ કરે છે. અધ્યાત્મસિદ્ધિના માર્ગે સરળતાથી પ્રગતિ કરાવનાર આવો અપૂર્વ ઉત્સવ ઉજવવાનું કાર્ય, ગુજરાતભરમાં જ નહિ, સમગ્ર ભારતવર્ષમાં કરનાર, આ એક જ સંસ્થા છે, એ નિરીક્ષકને દૃષ્ટિગમ્ય થયા વિના રહેશે નહિ. સમારંભના આદ્ય-દ્રષ્ટા **શ્રીમન્ માસ્તર** સાહેબની આ યોજનાનો મહિમા અકલ્પ્ય છે. પ્રથમ સમારંભમાં આશરે ૭૫ સાધકોની સંખ્યા હતી. બારમા સમારંભસુધીમાં તે ૪૫૦ ની થઈ હતી, એ સંસ્થાની પ્રગતિશીલતાને પ્રત્યક્ષ દર્શાવે છે!

*

## પ્રાતઃકાલ-યમદંડ

અધ્યાત્મ સંસ્કારોને જાગૃત કરનાર સાહિત્ય અને ઉત્સવોની પ્રવૃત્તિમાંથી જે પ્રબલ આંદોલન ઉત્પન્ન થયું તેણે સંસ્કારી જનતાને વર્ગપ્રતિ વેગથી આકર્ષી. ઉચ્ચ શિક્ષણ પામેલો સંસ્કારી યુવકવર્ગ પણ સારી સંખ્યામાં આકર્ષાયો. એ સર્વને પ્રબલ શક્તિશાલી બનાવવા, **શ્રીમન્ માસ્તર** સાહેબ, નિત્ય ઉદ્યુક્ત રહેતા. યુવાન્ વર્ગમાં ઉત્તમ સદ્ગુણો સ્થપાય, તેમની શારીરિક, માનસિક અને આધ્યાત્મિક શક્તિઓ ખીલે, તેની સર્વથા કાળજી રાખતા. યુવકોની બુદ્ધિ નિર્મળ થઈ ઉજ્જ્વલ સંસ્કારોથી વિભૂષિત થાય, ઉચ્ચ જ્ઞાનસંપત્તિથી સમૃદ્ધ થાય, તે માટે આરંભમાં **સરસ્વતી-સત્રની** યોજના કરી હતી. દર શનિ-રવિએ આશરે બે કલાકનો એકત્ર થવાનો સમય રાખ્યો હતો. તે સમયે **શ્રીમન્ માસ્તર** સાહેબ, શ્રી કૌશિકરામભાઈ વગેરે, ઉત્તમ સાહિત્યના ભિન્ન ભિન્ન વિષયને લગતા સંસ્કૃત સાહિત્યમાંથી શ્લોકો, કોઈ સુંદર શ્રુતિવાક્યો, પાશ્ચાત્ય વિદ્વાન્ ચિંતકોના ઉચ્ચ સાહિત્યગ્રંથોના કોઈ

વિભાગો, સર્વને શિખવતા. આ પ્રવૃત્તિ આશરે વર્ષ દોઢ વર્ષ જ ચાલી, છતાં તેમાં વિદ્યાર્થીઓને જે સાહિત્યભંડાર પ્રાપ્ત થયો હતો, તેની તુલના થઈ શકે તેમ નથી.

વિદ્યાર્થીવર્ગ આ પ્રકારે કેળવાતો ગયો, શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાને પણ ઉત્કૃષ્ટ પ્રકારનાં કાવ્યો લખવાનો આરંભ કરી દીધો હતો, એટલે શ્રીમન્ માસ્તર સાહેબને લાગ્યું કે આ સર્વના વિશેષ વિકાસમાટે, સર્વની વિચારની કલાને ખીલવવાને માટે, તેમ જ અધ્યાત્મચિંતનની સ્વતઃ જાગૃતિમાટે, તેમને લેખનપ્રવૃત્તિમાં યોજવા જોઈએ. શ્રી મહાકાલ માસિક તો ચાલતું જ હતું, પરંતુ તેમાં અગ્રણી વિદ્વાનોના પ્રૌઢ, મનનશીલ લેખો આવતા, તેમ જ તેવા વિદ્વાનોની સંખ્યા પણ ન્યૂન નહોતી. એટલે ખાસ આ વિદ્યાર્થી-વર્ગને માટે નવું પ્રાતઃકાલ માસિક કાઢવાનો નિર્ણય કર્યો. સં. ૧૯૫૯ની કાર્તિક કૃષ્ણ ચતુર્દશીથી તેનો આરંભ થયો. શ્રીયુત જગન્નાથ પ્રભાશંકર પંડિતને તેનું સંચાલનકાર્ય સોંપવામાં આવ્યું. એ દ્વારા પોતાની લેખન-શક્તિનો વિકાસ સાધી અત્યાર સુધીમાં એ વિદ્વાન્ બંધુ ઉચ્ચ કોટિનું વિપુલ સાહિત્ય પ્રસિદ્ધ કરવા સમર્થ થયા છે.

ત્રણેક વર્ષમાં એ માસિક પણ લેખોમાટે ઓછું પડવા લાગ્યું, અને સંવત્ ૧૯૬૨ ના શ્રાવણ શુક્લ પંચમીથી યમદંડ માસિકનો આરંભ કરવામાં આવ્યો. તેનું સંચાલન લેખકને હસ્ત હતું. લેખનશક્તિના વિકાસમાં એ નિમિત્તરૂપ થયું, અને વર્ગના સાહિત્ય–પ્રવાહને વહેતો રાખવા જે કંઈ થયું છે, તેમાં એ કાર્યમાં ઉત્સાહ અને પ્રેરણાનું બલ આપનાર યોજક જ મહદ્ યશભાગી છે.

*

## ચિતિપ્રદીપપ્રકટીકરણોત્સવ

આત્મા ચિન્મય દ્યુતિરૂપે હૃદયમાં અખંડ પ્રકાશે છે. એ આત્મા જ મનુષ્યનું વાસ્તવ સ્વરૂપ છે. એ સ્વસ્વરૂપનું જ્ઞાન, સમગ્ર સુખનું મૂલ છે, એ વેદાંતશાસ્ત્રનો ડિંડિમનાદ છે. એ ચૈતન્યદીપના અપરોક્ષ અનુભવવિના સાચી જ્ઞાનપ્રાપ્તિ નથી, અને તેના અપરોક્ષ અનુભવમાટે સંયમ એ અત્યંત બળવાન્ સાધન છે. શ્રેયસ્સાધકો સંયમને અત્યંત મહત્ત્વ તેથી જ અર્પે છે.

સંયમ એટલે ધારણા, ધ્યાન, સમાધિ. **त्रयमेकत्र संयमः** એવી સંયમની વ્યાખ્યા પાતંજલ યોગસૂત્ર કરે છે. ધ્યેય વસ્તુમાં જ વૃત્તિને જોડેલી રાખવી અને તેના વિનાની અન્ય કોઈ વસ્તુમાં કે અન્ય કોઈ વિચારમાં વૃત્તિને જવા ન દેવી, એ કર્તવ્ય સંયમનાં ત્રણે અંગમાં સમાનરૂપે હોય છે. વિચારમાર્ગમાં વિજાતીય વૃત્તિના પ્રવાહને રોકી, સજાતીય વૃત્તિનો પ્રવાહ વહેવડાવવો એ મુખ્ય કર્તવ્ય હોય છે. આ રીતે યોગ અને વેદાંતનાં સાધન આ સ્થળે એકરૂપ થઈ જાય છે.

આ સંયમબળ જેમ જેમ વધતું જાય છે, તેમ તેમ આધ્યાત્મિક ક્ષેત્રના વિલક્ષણ અનુભવો કરવા, સાધક સુભાગી બને છે. ધ્યાનમાં દીર્ઘકાલ સ્થિતિ થતાં તો આશ્ચર્યકારક અનુભવો જાગે છે, અને પરિણામે સંપ્રજ્ઞાત સમાધિના અભ્યાસની દૃઢતા થતાં, અસંપ્રજ્ઞાત સમાધિનો અદ્‌ભુત અનુભવ કરી, અપરોક્ષાનુભૂતિના શિખરઉપર સાધક સ્થિર થાય છે. આથી જ **શ્રીમન્ માસ્તર** સાહેબ શ્રેયરસાધકોને પ્રધાનપણે સંયમમાટે ઉત્સાહ પ્રેરતા, અને પ્રત્યેક યોજનામાં સંયમબલની વૃદ્ધિના કાર્યક્રમ રચતા.

**શ્રીમન્નૃસિંહાચાર્યજીની** પુણ્યતિથિ શ્રાવણ માસની શુક્લ **પંચમીએ** આવે છે. સંવત્ ૧૯૫૯ની આ તિથિએ **ચિતિપ્રદીપપ્રકટીકરણોત્સવ** પાલન કરવાનો આરંભ કર્યો. આ દિવસ, અત્યંત ગાંભીર્યથી અને સદ્‌ગુરુતત્ત્વને જે વ્યાપક ચૈતન્યરૂપે જોવા સદ્‌ગુરુશ્રીએ અંતિમ ઉત્સવપ્રસંગે બોધ આપ્યો હતો, તે ચૈતન્યદીપને ધ્યેયરૂપે અંતરમાં સ્થાપી, તેનો સાક્ષાત્કાર કરવાના પ્રયત્નપૂર્વક ઉજવાય, એવી અપૂર્વ યોજના રાખી હતી. પ્રભાતે ૭ થી ૧૧, બપોરે ૨ થી ૩, સાંજના ૬ થી ૭, એમ સંયમમાટે ત્રિકાલની યોજના હતી. બાકીના સમયમાં પણ આવશ્યક વ્યવહારમાટે બહુ અલ્પ શબ્દોમાં, અત્યંત શાંતિથી જ વાતચિત કરવી, એવું સૂચન કરેલું હતું. આથી આખા દિવસનું વાતાવરણ અત્યંત શાંત, ગંભીર અને દિવ્યતાપ્રેરક ભાસતું.

સર્વ ક્રિયાના આરંભમાં પ્રસંગનિમિત્ત રચેલાં કીર્તનોમાંથી ઇષ્ટશ્રીના આવાહનગીતથી વાતાવરણમાં કોઇ અપૂર્વ ચૈતન્યનો અનુભવ થતો. ચૈતન્યમય સઘળું વાતાવરણ ભાસતું અને શાંત ઘેરી આનંદની લહરીઓ સર્વના અંતરમાં અપૂર્વ રસાનુભવ જગવતી. કીર્તનો રાત્રિએ ૮ થી ૧૦ ચાલતાં. અને સર્વ સાધકો ઉત્સવની સમાપ્તિએ કોઇ વિલક્ષણ દિવ્ય અનુનુભવની છાયાસાથે સ્વસ્થાને નિવૃત્ત થતા.

તત્ત્વવિદ્ મહાપુરુષોના સમાગમથી અને તેમના અનુગ્રહથી આત્મ-ચૈતન્યનો પ્રકાશ કેટલી સરળતાથી ઝળકી ઉઠવો સંભવિત છે એ શ્રીમન્ માસ્તર સાહેબના આ પ્રથમ ઉત્સવપ્રસંગે રચેલા સદ્‌ગુરુશ્રીના સ્તવન-ગીતની પંક્તિથી બહુ સુંદર રીતે સ્પષ્ટ થાય છે :

પ્રકટેલો આ એક દીપક જેમ અસંખ્ય દીપ પ્રકટાવે,
પ્રકટ થવા ચિદ્દીપ અમ હૃદયે, તદ્વત્ સ્પર્શો ભાવે,
શિષ્ય સઉ ચરણે ધરે રે પ્રીતે-શુભ સમયે નૃહરિ નાથ !

*

## અધ્યાત્મબલપોષક મંડલ

આ મંડળ રચવામાં વર્ગ અને વર્ગની બહારની જનતામાં અધ્યાત્મ વિદ્યાના સિદ્ધાંતો સુદૃઢ સ્થપાય અને સામાન્યમાં સામાન્ય અધિકારી પણ તે સિદ્ધાંતોને જીવનમાં ઉતારી પોતાના જીવનને ઉન્નતિના શિખરપ્રતિ લઇ જવા સમર્થ થાય, તેવી અપૂર્વ, શ્રીમન્ માસ્તર સાહેબની કલ્પના-લતાના મનોહર પુષ્પસરખી સુંદર, અને વ્યાપક યોજના, પ્રત્યક્ષ થાય છે.

અધ્યાત્મ-વિદ્યાના સિદ્ધાંતો સર્વ ક્ષેત્રમાં મનુષ્યને વિજય અપાવે છે એ અર્વાચીન અધ્યાત્મશાસ્ત્રના નિષ્ણાતો પણ સ્વીકારે છે. વિજયનું રહસ્ય જ આત્મામાં અચલ શ્રદ્ધા અને આત્મતત્ત્વની પ્રત્યભિજ્ઞા (Realisation) માં રહેલું છે. આવી સર્વોત્તમ સુખ, સમૃદ્ધિ, સામર્થ્ય, સ્વાસ્થ્ય અને પરમ શાંતિને અર્પનારી વિદ્યાનો પ્રસાર ઘરઘરમાં વ્યાપક થાય તો જનતા -અજ્ઞાનવશ જનતા-સુખના સરળ માર્ગે ગતિ કરી, સર્વ પ્રકારની ઉન્નતિને સાધી, પરિણામે સ્વરૂપસુખના મહારાજ્યની ભોક્તા બને, એવા કલ્યાણકર હેતુથી, શ્રીમન્ માસ્તર સાહેબે એક વ્યાપક યોજનાનો નિર્ણય કરીને, **અધ્યાત્મબલપોષક ગ્રંથમાળાનો** પ્રથમ અક્ષ પ્રકટ કર્યો હતો, અને તે દ્વારા **અધ્યાત્મબલપોષક મંડળ** રચવામાં આવ્યું હતું. એ સર્વ વિશેષરૂપે જાણવાની જિજ્ઞાસાવાન્‌ને તે ગ્રંથ વાંચી જોવાની સૂચના કરીને વિરમવું યોગ્ય છે : વિસ્તાર નિરર્થક હોવાથી.

આ ગ્રંથના આમુખના આરંભમાં જ તેનો ઉદ્દેશ સ્પષ્ટ કરેલો છે, તે ઉદ્ધૃત કરવાથી વાચક તેની પાછળ રહેલી ઉદાર અને ઉદાત્ત ભાવ-નાનું સ્વરૂપ સમજી શકશે.

" સ્વસ્વરૂપનું જ્ઞાન, એ સમગ્ર સુખનું મૂળ છે, એ અનાદિ સિદ્ધાંતને વાચકના અંતઃકરણમાં સુદૃઢ સ્થાપવો, તથા તે સિદ્ધાંતને તેના અંતઃ-

કરણમાં સુદૃઢ સ્થાપીને બેશી ન રહેતાં, જે પ્રકારે સ્વસ્વરૂપનું જ્ઞાન થવું સંભવે છે, તે પ્રકારને આચારમાં મૂકી શકાય તેવી રીતે વર્ણી, વાચકને શબ્દજ્ઞાની નહિ, પણ યથાર્થ અનુભવી કરવા પ્રયત્ન કરવો, એ તેનો મુખ્ય ઉદ્દેશ છે."

આ ઉપરાંત વ્યાવહારિક અને પારમાર્થિક સર્વ સુખ અધ્યાત્મબલવડે સુગમતાથી પ્રાપ્ત કરી શકાય છે, સુખપ્રાપ્તિનો એ જ રાજમાર્ગ છે, અને એ અધ્યાત્મ બલ કદી નિષ્ફળ જતું નથી, તે માટે નીચેનું અવતરણ સુંદર પ્રબોધ આપે છે.

"સુખને પ્રાપ્ત કરવાનો-પછી તે સુખ વ્યાવહારિક હોય કે પારમાર્થિક હોય-મનુષ્યોનો મોટો ભાગ હાલમાં જે માર્ગ લે છે, તેને અધ્યાત્મ વિદ્યાના ગૂઢ નિયમો જાણનાર મનુષ્યો યથાર્થ માનતા નથી ... ... ... સુખનું મૂળ સ્થાન જે આત્મસ્વરૂપ, તેને અવલંબીને જ્યારે એ જ ઉપાયો આદરવામાં આવે છે, ત્યારે શરીરના બહુ ઓછા શ્રમથી સુખ પ્રાપ્ત થાય છે. એટલું જ નહિ, પરંતુ પ્રયત્ન કરનાર હજાર મનુષ્યોમાંથી કોઇને પણ તેમાં નિષ્ફલ થવાનો સંભવ આવતો નથી."

આવી અમોઘ ફળને આપનારી અધ્યાત્મવિદ્યા સર્વસુલભ થાય, સહુ કોઈ તેમાં પ્રવેશ કરી શકે, તે માટે અત્યંત સરળ ભાષામાં, સચોટ રીતે, અને વાંચનારની તેમાં રસવૃત્તિ ઉત્તેજિત થાય તે પ્રકારે, આ વિદ્યાનું સ્વરૂપ સ્પષ્ટ કરી, તેની પ્રાપ્તિની કલા તેમાં દર્શાવી છે. સંયમનો માર્ગ એટલો સરળ પદ્ધતિથી સ્પષ્ટ કરેલો છે કે પ્રવેશકને પણ તેમાં મુંઝવણ ન થાય અને તે સરળતાથી તેમાં આગળ ગતિ કરી શકે.

અધ્યાત્મશક્તિની જાગૃતિ વિશેષ વ્યાપક બનાવવાને, તેમાં સહકારી વિચારબલમાટે પ્રયોગ દર્શાવવામાં આવ્યો છે. પ્રબલ સંસ્કારથી જાગૃત થયેલા એક જ વિચારથી પ્રેરાયેલો મનુષ્ય-સંઘ કેવાં મહાન્ કાર્યો કરી શકે છે, એ સંઘ-શક્તિનું બલ જનતા સારી રીતે અનુભવથી જાણે છે. ગ્રંથમાં દર્શાવેલા ભાવનાના સહકારી પ્રયોગને નિત્ય પ્રાતઃકાલે ૭ થી ૭|, હજારો મનુષ્યો આચરતા, અને તેનાં સત્ફલને પામતા. અનેકના ભયંકર વ્યાધિ નિવૃત્ત થયાના, આર્થિક સંકડામણમાંથી મુક્ત થવાના, અને ઈશ્વરપ્રાપ્તિના માર્ગમાં ઉન્નતપંથે આરોહણ થયાનાં દૃષ્ટાંતો મળી આવતાં. કોઇ કોઇ પ્રસંગે શિખરે સ્થિતિ કરવાના દૃષ્ટાંતો પણ બન્યા છે. આ પ્રયોગપછી

શ્રીમન્ માસ્તર સાહેબઉપર આવતા અનેક પત્રોમાં આ વસ્તુ પ્રત્યક્ષ થતી હતી.

મનુષ્યોને આત્મબલથી શક્તિશાળી બનાવવાથી જ દુઃખ, દારિદ્ય, દીનતા દૂર થશે, અને પ્રજા સુખ, શાંતિ અને સ્વાતંત્ર્યના શિખરે ચઢશે, એ આ યુગવર્તી મહાપુરુષને પ્રત્યક્ષ હતું, અને જનતાને તે સંદેશ આપવા તેઓશ્રીએ અપૂર્વ પ્રયત્ન કર્યો છે.

*

આવી આવી અપૂર્વ યોજનાઓથી, પ્રખર જ્ઞાનપ્રકાશથી અને અત્યંત પ્રબલ આંદોલન જાગૃત કરીને, શ્રેયસ્સાધકઅધિકારીવર્ગને અસાધારણ રીતે સમૃદ્ધ કરવાનું અદ્ભુત કાર્ય તેમણે કર્યું છે એ સૂર્યજેવા પ્રકાશથી વર્ગના વિશાળ ગગન પ્રદેશઉપર પ્રકાશે છે !

શ્રીમન્નૃસિંહાચાર્યજીના સંકલ્પથી ઉદ્ભવેલી અધ્યાત્મરસકુંજ શ્રીમન્ માસ્તર સાહેબે અત્યંત સુંદર રીતે ખીલવી હતી; તેને એક મનોહર ઉદ્યાન રૂપ બનાવી હતી, અને તેની શોભા નિરખીને શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજીએ તેના સંસ્મરણરૂપે ગાયું :

દીધો અમને વનમાળીએ એવો માળી,
કીધી જેણે વાટિકા અમ હરિયાળી;—

અને—? આ જ કાવ્યમાં આચાર્યશ્રી કહે છે :

પરિપૂર્ણ જ્યાં ખીલી વાડી, માળી નીકળ્યો ચાલી,
અન્ય ઉપાય ન જડતાં રહીએ, માત્ર અશ્રુને ઢાળી;—દીધો૦

સંવત્ ૧૯૬૮ : માર્ગશીર્ષ કૃષ્ણ ૫.

*

## શ્રી સિદ્ધેશ્વર–સમાજ

શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી, શ્રીમન્ માસ્તર સાહેબની વિદ્યમાનતાપર્યંત, વિશેષતઃ તેમની જ પ્રવૃત્તિઓને, યોજનાઓને, વેગ આપવા પ્રયત્ન કરતા, અને સ્વતંત્ર કોઈ પ્રવૃત્તિ કરતા નહિ. આમ છતાં, ક્રમે ક્રમે તેઓશ્રીની પ્રતિભા પણ સાહિત્ય-ગગનમાં ચમકવા લાગી હતી; કલા અને રસાલંકાર-ભર્યાં તેઓશ્રીનાં કાવ્યોએ જનતાને તેમની અદ્ભુત શક્તિનો પરિચય કરાવ્યો હતો; અનેક સુંદર બોધક લેખો, વ્યાખ્યાનોદ્વારા એમની સ્વતંત્ર શક્તિનું સ્વરૂપ પ્રકટ થવા લાગ્યું હતું; તેમની કલામય દૃષ્ટિ વર્ગના ઉત્સ-

વોના બહિરંગ સ્વરૂપમાં આકર્ષક રીતે પ્રત્યક્ષ થતી હતી; અને એ રીતે તેઓના આંતર સામર્થ્યનો પ્રકાશ ઝળકવા લાગ્યો હતો. આવી આવી પ્રવૃત્તિઓમાંથી ઉદ્ભવેલી તેઓશ્રીની સ્વતંત્ર, રસમય, કલામય, ભવ્ય કલ્પનાનું મૂર્ત સ્વરૂપ—**સિદ્ધેશ્વર-સમાજ.**

શ્રેયસ્સાધકોનું અંતરંગ કંઈક ગૂઢ મંડળ રચવાની યોજના તેમાં પોતે વિચારી હતી. તેનું કાર્યક્ષેત્ર વિશાલ હતું. તેનું દૃષ્ટિબિંદુ ઘણું ઉચ્ચ હતું. દૃઢપ્રતિજ્ઞ, લબ્ધભૂમિક, ઉચ્ચ કક્ષાવાળા શ્રેયસ્સાધકો તેના **અધિકારી** હતા. તેમાં પણ બે વિભાગ હતા. પ્રૌઢવયનાં, દીર્ઘકાળનાં અભ્યાસી અને સવિશેષ જ્ઞાનક્રિયાદિનાં બળવાળાં સ્ત્રીપુરુષોને સિદ્ધેશ્વર-સમાજમાં પ્રવેશ કરાવવામાં આવતો; તેથી ન્યૂન બળવાળામાટે સિદ્ધ-સમાજ હતી.

કેટલીક ગૂઢ વિદ્યાઓ-જેવી કે અગ્નિ-ચયન વિદ્યા, રસ-વિદ્યા, કેટલાક શુદ્ધ સાત્ત્વિક માંત્રિક પ્રયોગો, યોગનાં વિશિષ્ટ સાધનો, વગેરે સંબંધી વિચારણા, અન્વેષણ, અને પ્રયોગ, આવા વિશિષ્ટ અધિકારસંપન્ન સાધકોથી જ થવાં શક્ય હોવાથી, શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજીએ એક અપૂર્વ યોજના વિચારી, આ સમાજ-રચના કરી હતી. આ રીતે વર્ગની તે અંતર્ગત સમાજ હતી.

મહાન્ યોગેશ્વર શ્રીકૃષ્ણની જયંતીએ તથ. યોગીશ્વરમુકુટમણિ, અજન્મા, ભગવાન શંકરની મહાશિવરાત્રિએ, મોહરાત્રિ અને મહારાત્રિએ, રાત્રિએ ૯ થી ૧ સુધીનો આ ઉત્સવનો કાર્યક્રમ હતો. પ્રથમ ઉત્સવ સં૦ ૧૯૬૨ માં તા. ૧૧-૮-૦૬ ની રાત્રિએ ઉજવાયો હતો. બીજો ઉત્સવ મહાશિવરાત્રિએ ઉજવી શકાયો નહોતો. પરન્તુ બીજા બે ઉત્સવો ૧૯૦૭ અને ૧૯૦૮ માં કૃષ્ણ-જયંતીએ ઉજવાયા હતા.

સમાજના નિયમોની કઠિનતા, તેમાં નિર્દેશ કરાયેલી ક્રિયાઓની પણ કઠિનતા અને તેની સાધનામાં વિશેષ સમયની આવશ્યકતા હોવાથી, અને તેમાં વ્યાવહારિક પ્રતિબંધો અને અનેક પ્રકારના અંતરાયો આવી પડવાથી, આ પ્રવૃત્તિ વિશેષ પ્રગતિમાન્ થઈ શકી નહિ. પરન્તુ શ્રી નર્મદાશંકરભાઈ-જેવા વિવિધ વિદ્યાઓના પ્રખર અભ્યાસી, જ્યારે કોઈ રહસ્યપૂર્ણ, ગૂઢ વિદ્યાનું સાહિત્ય અવલોકતા, અને તે સંબંધી વિશેષ વિચારણા કરવામાટે કોઈ અંતરંગ પરિચયવાળી, રહસ્યજ્ઞાનને ગ્રહણ ધારણ કરવા સમર્થ વિશિષ્ટ વ્યક્તિઓની અગત્ય તેમને જણાતી, ત્યારે સિદ્ધેશ્વર-સમાજજેવી સમા-

જની બહુ જ અગત્ય છે. એમ ભારપૂર્વક અને ભાવપૂર્વક, તે દર્શાવ્યા વિના રહેતા નહિ. એ જ તેની મહત્તાનું પ્રબળ પ્રમાણ છે.

*

આવી આવી અપૂર્વ યોજનાઓથી અને એકતંત્રવાળા સહકારથી, શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી, શ્રીમન્ માસ્તર સાહેબ, તેમજ વર્ગના અન્ય અગ્રણીઓએ, શ્રીમન્નૃસિંહાચાર્યજીએ સંસ્થાપન કરેલી સંસ્થાને આશ્ચર્યકારક રીતે પ્રગતિમાન્ રાખી, તેને બળવાન્ અને યોગજ્ઞાનનાં રહસ્યપૂર્ણ સાધનોથી અત્યંત સમૃદ્ધ બનાવી છે. આ ભવ્ય યોજનાઓદ્વારા વર્તમાન તેમ જ ભાવી શ્રેયસ્સાધકોને પણ સુંદર માર્ગદર્શન કરાવ્યું છે. સર્વના આવા અવિરત ઉચ્ચ ધ્યેયાનુલક્ષી પ્રયત્નથી, શ્રીમન્નૃસિંહાચાર્યજીના સમયપછી, વર્ગના સંસ્થાપક આચાર્યશ્રીની અને વર્ગની કીર્તિનો ધવલધ્વજ બૃહદ્ ગુજરાતમાં ફરકતો રહ્યો છે. વર્ગનાં કાર્યોનો મધુર પરિમલ શુદ્ધ સંસ્કારી ચિત્તોને આહ્લાદિત કરી રહ્યો છે. વર્ગની આવી પ્રવૃત્તિઓ અને વર્ગના સાહિત્યે સદ્‌વિદ્યાને વિસ્તરી જનતામાં જે ઉચ્ચ સંસ્કારસિંચન કર્યું છે તેનું માપ નીકળી શકે તેમ નથી !

*

શ્રીમન્ માસ્તર સાહેબના સ્વરૂપસ્થ થયાપછી શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજીએ સ્વતંત્રપણે વર્ગનું સંચાલન કર્યું છે. તેમાં તેઓશ્રીની અદ્‌ભુત શક્તિનો પરિચય થયો છે. આરંભમાં તો થોડો સમય સાહિત્ય–પ્રવૃત્તિ કેટલેક અંશે શિથિલ થઈ ગઈ. શ્રીમહાકાલ, પ્રાતઃકાલ, યમદંડ, ત્રણે માસિકો બંધ થયાં, પરન્તુ થોડા સમય પછી શ્રેયસ્સાધક નામથી એક સામાહિક શરૂ કરાવ્યું હતું. તેમાં તેઓશ્રીના અત્યન્ત ચિંતનપૂર્ણ, કલામય અને મનોહર શૈલીવાળા આધ્યાત્મિક વિષયના લેખો એટલા આકર્ષક છે, કે અદ્યાપિ ઉત્સવોપ્રસંગે તે વંચાય છે, ત્યારે તેઓશ્રીનો લેખિનીપ્રભાવ, વિચારને સુંદર કલામયરૂપે મૂકવાની અનેરી શૈલી, તેઓશ્રીની કાવ્યમય ભાષા, શ્રોતાઓને મુગ્ધ કર્યાવિના રહેતાં નથી.

વિશેષમાં કાર્તક કૃષ્ણ પ્રતિપદા તેઓશ્રીની જન્મતિથિ હોવાથી, સંવત્ ૧૯૭૭ : સને ૧૯૨૦ : થી શ્રી ઉપેન્દ્રજયંતી–મહોત્સવ ઉજવવાનો આરંભ થયો છે અને અદ્યાપિ તે ઉત્સવ ભવ્યરૂપમાં ઉજવાય છે. આ પ્રસંગનિમિત્ત રચેલું તેમનું ગદ્ય–પદ્ય સાહિત્ય અને અનેક સુંદર નાટ્ય

કૃતિઓ, એટલાં ઉચ્ચ કોટિનાં છે કે વિદ્વાનો, કવિઓ, કલાવિદો તેની મુક્ત કંઠે પ્રશંસા કર્યાવિના રહી શક્યા નથી. વિશેષરૂપે એ સર્વનો વિચાર સ્વતંત્ર ગ્રંથમાં જ થઈ શકે. અત્ર ઉલ્લેખમાત્ર કરવો આવશ્યક છે.

આ ઉત્સવ એક નવીન પ્રકારે જ ઉજવાય છે. સામાન્યમાં સામાન્ય જનતા પણ તેમાં ભળી, નાનાં મોટાં આબાલવૃદ્ધ સહુ કોઈ તેનો લાભ લઈ શકે, એવી અનેરી રીતે એ ઉજવાય છે. રાસ ( મંડલાકાર કીર્તનો ), બાલ–ગીતો, સંવાદો, દશ્ય નાટકોદ્વારા ઉત્તમોત્તમ જ્ઞાનસામગ્રીથી ભરપૂર સાહિત્યની તેમાં રસ–લ્હાણ થાય છે! વિશ્વવંદ્ય–ઉદ્યાનમાં તેઓશ્રીએ ખીલવેલા રસ–પદ્મનો મધુર પરાગ, અનેકવિધ પ્રકૃતિના, અને ઉચ્ચનીચ અધિકારસંપન્ન સર્વને મુગ્ધ કરે છે! જ્ઞાનમય, કલામય અને સૌન્દર્યમય કોઈ અવર્ણ્ય ભૂમિમાં પ્રવેશી, જિજ્ઞાસુ, કોઈ અપૂર્વ ઉચ્ચ આનંદને ત્યાં અનુભવે છે. વિવિધ ઉચ્ચ સંસ્કારોથી પોષાય છે. એ સર્વની ઝીણવટમાટે આ સ્થળ નથી, પરન્તુ આ એક સ્વતંત્ર, ભવ્ય કલ્પનામાંથી ઉદ્‌ભવેલા રસ–પદ્મનો મહિમા અપૂર્વ છે. તેને અનુભવનાર શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજીની પ્રબલ શક્તિનાં ગુણગાન કરવા સહજ પ્રેરાય છે.

એ રસ–પદ્મને ખીલવનાર પણ તેને મૂકી ચાલ્યા ગયા છે એ અત્યન્ત ખેદની વાત છે. તેઓશ્રી સને ૧૯૩૭ : સંવત્ ૧૯૯૩ ના પૌષ માસની કૃષ્ણ ષષ્ઠીએ સ્વરૂપસ્થ થયા!

પરમપૂજ્ય બાપજીશ્રીએ પૂ૰ માજીશ્રીને જણાવેલું : "તમારા દેહાવસાન સમયે માત્ર એક પુત્ર હશે." જે સમયે જણાવેલું તે સમયે પૂ૰ માજીશ્રીને કલ્પના પણ નહિ હોય કે શ્રી ઉપેન્દ્રાચાર્યજી, તેમના પૂર્વે, તનુ ત્યજી જશે. માતૃ–હૃદયને આ પ્રબલ આઘાત હતો! અને અંતે પૂ૰ માજીશ્રી પણ માત્ર સાત માસપછી, તે જ વર્ષમાં, શ્રાવણ કૃ૦ ૯મીએ, ભગવાન્ નૃસિંહની છાયારૂપ હતાં, તે મૂલ સ્વરૂપમાં–તે આદ્ય સ્વરૂપમાં–સમાયાં! આવાં દિવ્ય તનુધારી માતાપિતાની સ્તુતિ કરતાં પરમ પૂજ્ય શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજીએ ગાયું છે :

ઉભય આપ સરખાં સુખદાતા, સાધકને શિર તાત ને માતા,
નહિ જન્મે, નથી જાયા, જય જય જગપતિ! જય મહામાયા!

*

વર્ષનાં અનેક ઉચ્ચ કોટિનાં સ્ત્રીપુરુષોએ વિવિધ જનકલ્યાણકર પ્રવૃત્તિઓ કરી જનસમાજનો ઉત્કર્ષ સાધવા, સમાજને સદ્ધર્માચરણી કરવા,

પ્રયત્ન કર્યો છે. સર્વ, વસ્તુતઃ વર્ગના સંસ્થાપકના મહિમાને જ વિસ્તારે છે. એ સર્વનું સ્વરૂપ આલેખવું શક્ય નથી તેમ એક દૃષ્ટિએ અસ્થાને છે. સાધારણતઃ જનતા તે સારી રીતે જાણે છે. સંસ્થાની સ્થાપના ઇ. સ. ૧૮૮૨ માં થઈ ત્યારથી–વસ્તુતઃ તે પૂર્વેથી–શ્રીમન્નૃસિંહાચાર્યજીએ અને તેઓશ્રીની સ્થાપિત સંસ્થાએ ભક્તિ, યોગ અને જ્ઞાનના સિદ્ધાંતો, રહસ્યપૂર્ણ વિચારો, સમાજમાં પ્રસારી, જે મહાન્ કાર્ય કર્યું છે તે સૂર્યબિંબની માફક સમાજની દૃષ્ટિસમક્ષ ઝળકે છે.

*

સામાન્ય જ્ઞાનવાર્તા કરનાર સંતો અને ગુરુઓની ભારતવર્ષમાં ખોટ નથી, પરન્તુ અસાધારણ જ્ઞાનસંપત્તિથી વિશાળ શિષ્ય–સમુદાયને સમૃદ્ધ કરી, તેમને ઐહિકપારલૌકિક ઉન્નતિના શિખરે સ્થાપનાર શ્રીમન્નૃસિંહાચાર્યજીજેવા ઇશ્વરાવતારી પુરુષવર વિરલ છે. આવા પ્રતાપી પુરુષવરો તો સુપાત્રને સંકલ્પમાત્રથી, સ્પર્શમાત્રથી પ્રબુદ્ધ કરી ઉચ્ચ અધ્યાત્મશક્તિનું દાન કરે છે. જગતભરમાં અધ્યાત્મશક્તિ સર્વોપરી છે. સુખ, સમૃદ્ધિ, સામર્થ્ય અને શાંતિ તેનાં જ મહાન્ સંતાનો છે!

જગતને આજે આવી અધ્યાત્મશક્તિની, આવા અધ્યાત્મજ્ઞાનની, કેટલી અનિવાર્ય અગત્ય છે, તે તો જગતભરમાં જે મહાન્ વિનાશકારી, સ્વચ્છંદ, અને નિંદ્ય પ્રવૃત્તિઓ ચાલી રહી છે, તેનાં અનિષ્ટ ફળોને જોનાર તત્ત્વજ્ઞ અથવા સુવિચારશીલ દીર્ઘદૃષ્ટિવાન્ વિશુદ્ધ આત્માઓ, સારી રીતે સમજે છે.

અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્યાદિના પાલનવિના, ઉચ્ચ માનવ પ્રેમ અને બંધુત્વની–આત્મૈક્યની–ભાવનાવિના, જગત સુખશાંતિનો કદી અનુભવ કરી શકશે નહિ! એ સર્વ સદ્ગુણો જ સર્વ સુખને આપનાર છે, એ અનાદિ સિદ્ધાંત છે. અધ્યાત્મવિદ્યાના ઉપાસકો પ્રેમથી આવા સદ્ગુણોને ધારણ કરે છે. આવા ઉચ્ચ સદ્ગુણોથી અલંકૃત, ઉચ્ચ ચારિત્ર્યવાન્ વિશુદ્ધ આત્માઓ, સમાજઉપર કેવું મહાન્ ઉપકારકૃત્ય કરે છે, તે સદ્વિચારશીલને અજ્ઞાત નથી! ખરેખર અધ્યાત્મવિદ્યા જ સાચાં સુખ, શાંતિ, તૃપ્તિ અને મુક્તિ અપાવનાર દૈવી વિદ્યા છે! આવી વિદ્યાનું દાન કરનાર વિરલ ઇશ્વરાવતારી પુરુષો ભૂતલઉપર ક્વચિત્ જ આવે છે. શ્રી રામકૃષ્ણ પરમહંસજેવા મહાન્ સંત પુરુષ કહે છેઃ "જ્યારે મોટી રેલ

આવે છે, ત્યારે સમસ્ત નાના વહેળાઓ અને ખાડાઓ પોતાના પ્રયત્ન વા જ્ઞાનવિના જં છલાછલ ભરાઇ જાય છેઃ તે જ પ્રમાણે જ્યારે ઈશ્વરાવતાર થાય છે ત્યારે જગત્માં આધ્યાત્મિક જ્ઞાનની રેલ આવે છે અને લોકોને વાતાવરણ અધ્યાત્મજ્ઞાનથી પરિપૂર્ણ લાગે છે." શ્રીમન્નૃસિંહાચાર્યજી ઈશ્વરાવતારી હતા એ આ મહાપુરુષનું કથન સુંદર રીતે સિદ્ધ કરે છે. અધ્યાત્મજ્ઞાનનું અદ્‌ભુત વર્ષણ તેમણે કર્યું છે, અને બાહ્ય સૃષ્ટિ જેમ મેઘધારાઓથી જલપ્લાવિત થઈ અદ્‌ભુત સૌન્દર્યને ધારણ કરે છે, તે જ પ્રમાણે શ્રીમન્નૃસિંહાચાર્યજીના સમાગમમાં આવનાર નાના મોટા સર્વ શ્રેયસ્સાધકોનાં અંતઃકરણ આવા જ્ઞાનવારિથી છલાછલ થતાં અપૂર્વ સૌંદર્યને ધારણ કરે છે. તેમના જીવનમાં દષ્ટિપાત કરનાર, તેમનાં જ્ઞાનવારિથી છલાછલ થતાં હૃદયસરોવરની શોભાથી, અનેક વિશુદ્ધ મતિનાં સ્ત્રીપુરુષો આશ્ચર્યચકિત થયા વિના રહ્યાં નથી, રહેતાં નથી, રહેશે નહિ! આ તેઓશ્રીનો અદ્‌ભુત જ્ઞાનમહિમા! એ જ્ઞાન અને એનો મહિમા અસીમ છે–અમાપ છે! શ્રીમન્નૃસિંહાચાર્યજીનું અદ્‌ભુત જ્ઞાન અપરિમિત છે–અમર છે. એ સદાસર્વદા વિજયવંતું છે!

**ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्यते ॥ पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥ ॐ शांतिः शांतिः शांतिः ॥**

## પરિશિષ્ટ

### ૧

### ( દિ. બા. શ્રીયુત નર્મદાશંકર દે. મહેતાનો પત્ર )

ગોધા ૬ : ૬ : ૨૧

દૈવીસંપત્તિસમન્વિત, પ્રાણાત્મસ્વરૂપ, પરમપ્રિય શ્રી ઈશ્વરભાઈ,

મુ. **અમદાવાદ.**

ગઈ કાલે મેં એક સવિસ્તર પત્ર સ્કંદ વિદ્યાના અનુસંધાનમાં **સોમવિદ્યાના** સ્વરૂપનો પ્રકાશ કરનાર લખ્યું છે. આપને પણ સમાન વિચારના વેગવડે **नमः शिवाय सोमाय।** એ આરંભમંત્રવાળું પત્ર લખવા વેગ થયેલો જણાય છે. તે પત્ર વાંચી પ્રતિવેગ થવાથી કલમ હાથમાં લઈ આપના ચિત્તમાં સમાન રશ્મિયોગવડે **સોમવિદ્યાના** કેટલાક સવિશેષ મર્મો પ્રકટાવવા વર્ણવ્યું છે તે **ઉમા** સાથેના ચંદ્રનો **અમા** સાથે સ્પર્શ જણાય એવા ખગોલના યોગને 'સોમવતી અમાવાસ્યા'ની પુણ્ય તિથિ કહે છે.

પ્રિય બંધો! **સતીના અમાલયમાં** જે કાર્ય ચંદ્રબિંબે કર્યું તે કાર્ય પ્રત્યેક શાંભવ યોગીએ કરવું જોઈએ. ચંદ્રમંડલ ભૂમંડલસાથે આર્દ્ર એટલે ભીના જ્યોતિના સંબંધવાળું છે; જ્યારે સૂર્યમંડલ ભૂમંડલસાથે જ્વલત્ એટલે સળગતા જ્યોતિના સંબંધવાળું છે. પ્રત્યેક પિંડમાં આર્દ્ર જ્યોતિ અને જ્વલત્ જ્યોતિના પરસ્પર સંબંધવડે ત્રીજો જાઠરાગ્નિ જન્મે છે; અને તંત્રજ્ઞો આ ત્રીજા જ્યોતિનું નામ **तनूनपात्** એટલે તનુને-દેહને-ન પાડનાર-દેહનું આરોગ્ય અને આયુષ્યનું રક્ષણ કરનાર એવું કહે છે. આર્દ્ર જ્યોતિ ચંદ્રનું; જ્વલત્ જ્યોતિ સૂર્યનું; અને મિશ્ર જ્યોતિ પિંડસ્થ અગ્નિનું-આ પ્રકારે ત્રણ આધિદૈવત જ્યોતિ ચળકે છે. પ્રત્યેક પ્રાણીના જીવનમાં આ ત્રણ જ્યોતિ પોતાનાં નિયત કાર્યો કરે છે. પરન્તુ આ યોગો સરસ, વિરસ અને સમરસ-એવા ત્રણ પ્રકારનાં પરિણામો પ્રકટાવે છે. જેમાં શક્તિનું બળ આગળ પડે તે સરસ યોગ; જેમાં શક્તિનું બળ કમી થાય તે વિરસ; અને જેમાં શિવતત્ત્વસાથે શક્તિરસ તન્મય થઈ જ્યોતિર્લિંગ ઘડે-જેમ પારાનું હરગૌરી રસવડે મારણ થઈ પારાના ચિન્તામણિ થાય તેમ-ત્યારે સમરસ થયો કહેવાય. આ સમરસને ઉપજાવનાર આ જગત્માં શાંભવ યોગીઓ ઘણા દુર્લભ છે. સરસ ભાવ ઉપજાવનાર ઘણા યોગીઓ મળી આવે; ઘણા કવિઓ તેવા સરસ ભાવની ક્ષણો જીવનમાં ઉપજાવે; પરન્તુ

સ્થિર ચિન્તામણિ સમરસવિના બનતા નથી. આવા સ્થિર–આમલકજેવા ચિન્તામણિ–ઉમાદેવીએ કર્યાં હતા. તે મર્મને સમજી અગસ્ત્યપત્ની લોપામુદ્રાએ કર્યાં હતા. જેમ સતીએ જન્માન્તર કરી ઉમાનો દેહ ધર્યો તેમ લોપામુદ્રાએ પુરુષ જાતિ પલટી સ્ત્રીજાતિનો દેહ ધરી અગસ્ત્યસાથે દાંપત્ય સુખ મેળવ્યું હતું.

એમ કહે છે કે લલિતાદેવીનો પાવક લાક્ષારસ (લાખનો રસ) કામેશ્વરના શુભ્ર રસ (ધોળા રસ) સાથે મળતાં એક ચિન્તામણિ પ્રકટ થયા અને તેના પ્રભાવવડે અગસ્ત્યનો આંતર જાઠરાગ્નિ ઘણો જ બળવાન્ થયો. તેઓ સર્વભક્ષી થઈ ગયા હતા; રાક્ષસોને સ્વાહા કરતા; સમુદ્રનું પાન કરતા અને તે તે રાક્ષસો અને સમુદ્રનું અભિમાન છોડાવી પોતે પોતાના રૂપમાં સ્થિત રહેતા. પરન્તુ તેમનો ચિન્તામણિ અતીવ ચલભાવવાળો હતો અને તેને લોપામુદ્રાએ સ્થિતિ આપી અને ત્યાર પછી તેઓ **दक्षिण** દિશામાં સ્થિતિ કરી રહ્યા, એટલે તેમનામાં જે ઉત્તર દિશાનું વામીપણું હતું તે નિવૃત્ત થયું. **वाम** એટલે દેખાતું અવળું અને ભીતરમાં સવળું અથવા સુંદર; **दक्षिण** એટલે આંતરબહિર્ સુંદર અને સરળ. **उमा** હૈમવતીનો દેહાન્તર કરવાનો માર્ગ ભયંકર હોવાથી **वाम** ગણાયો. **काली**ની ચેષ્ટા; સતીનું દહન; શિવનું ભૈરવપણું; સતીના દેહનું પ્રાણ વિલાયાપછીનું શબ ત્રિશૂલઉપર ધરી ભૈરવ અવસ્થામાં તે શબને વિષ્ણુએ ચક્ર મૂકી કપાવવાનું પરિણામ; તે તે અવયવો જ્યાં જ્યાં પડ્યા ત્યાં ત્યાં શક્તિપીઠોની સ્થાપના–ઇત્યાદિ અગમ્ય ઘોર ચેષ્ટાઓમાં ગુંચાએલા મર્મો **वामदेव** જ સમજતા હતા, અને તેથી તે મહર્ષિને ગર્ભાવસ્થામાં જ બ્રહ્મજ્ઞાન થયું હતું. પરન્તુ શ્રી શિવજીએ કૃપા કરી **दक्षिण** માર્ગ અગસ્ત્ય–લોપામુદ્રાજેવાં જોડાંમાદ્વરત પ્રકટાવ્યો હતો.

લોપામુદ્રાએ નીચેનો મંત્ર સાધ્યો જણાય છે:—

> **आर्द्रं ज्वलति ज्योतिरहमस्मि ज्योतिर्ज्वलति ब्रह्माहमस्मि**
> **योऽहमस्मि ब्रह्माहमस्मि । अहमस्मि ब्रह्माहमस्मि ।**
> **अहमेव अहं मां जुहोमि स्वाहा ॥**

આર્દ્ર જ્યોતિ ( ચંદ્રમંડલની શક્તિ ) તે હું છું; સળગતું જ્યોતિ બ્રહ્મ ( આદિત્ય મંડળની શક્તિ ) તે હું છું. ( મારામાં આવી સ્ત્રીની અને પુરુષની એવી બે મુદ્રાઓ છે ) પરંતુ જે હું (પત્નીરૂપ) છું તે જ (પતિરૂપ)

**બ્રહ્મ હું છું; (પતિરૂપ) બ્રહ્મ (પત્નીરૂપ) હું છું. મારામાંના અહંને–પત્ની ભાવને–મોટા અહંમાં (પતિભાવમાં) હું હોમું છું, અને તે હોમવડે મારા સામરસ્ય સ્વરૂપને બોલાવી તેની પ્રતિષ્ઠા કરૂં છું. (સ્વાહા–સ્વરૂપમાં સારા ભાવથી બોલાવી સ્થિતિ કરવી.)**

આ મંત્રના ધ્યાનયોગવડે **અગસ્ત્ય** અને **લોપામુદ્રા** સામરસ્ય પ્રકટાવી સ્થિર ચિંતામણિને ધારણ કરનારાં થયાં. મર્યાદાવાળા અહંજ્યોતિનું અમર્યાદ બ્રહ્મજ્યોતિમાં–ચંદ્રમંડલનો સૂર્યમંડલમાં–લય કરી જેઓ નવા ભુવનને શુક્લપક્ષની દ્વિતીયાની પેઠે ધડે, તેઓ પૂર્ણચંદ્રના બિંબને કેમ ન પ્રકટાવે? શાંભવ યોગીઓ અને યોગિનીઓ આ **સોમવિદ્યાના** મર્મને જાગતો રાખવા ધર્મધ્વજતરીકે પોતાની જટામાં અથવા ચોટલામાં દ્વિતીયાના ચંદ્રના ચિહ્નને રાખે છે. પરંતુ સમુદ્રના ઉપર ફરતાં વહાણોનાં જૂદાં જૂદાં રાજ્યોનાં વાવટાનાં ચિહ્નો બધા મુસાફરો કંઈ ઓળખી શકતા નથી. માત્ર તે તે રાજ્યની પ્રજા પોતપોતાનાં ચિહ્નો–જેવાં કે 'યુનિયન જેક' વિગેરે ઓળખી શકે છે. કેટલાક યોગીઓને અને યોગિનીઓને આ ચિહ્ન સામુદ્રિકતરીકે દેહમાં જણાય છે. **બાપજીશ્રીને સ્પષ્ટ જણાતું હતું.** પણ તેની કોણે ઉકેલ કરી હતી? આપણે પરંપરાથી સાંભળ્યું કે **ચંદ્રકલાનું ચિહ્ન હોવાથી બાપજીશ્રી મહેશ્વરનો અવતાર હતા.** પરંતુ તે ચંદ્રકલા શાથી **માહેશ્વરભાવ** સૂચવે છે તેનો આપણામાંના ઘણાએ વિચારસરખો પણ કર્યો નહિ; અને કોયડા ઉકેલ્યાવિના રહ્યા!

એમ કહે છે કે **પાર્વતીઉપર** લગ્ન થયાપછી **શિવજીએ** અનુગ્રહ કર્યો કે મારા આવિર્ભાવની તિથિ **ચતુર્દશી–જે તિથિએ બાપજીશ્રીનો આવિર્ભાવ થયો હતો**–પહેલાંના **સોમવારે** પ્રદોષસમયે જેઓ શિવપૂજન કરે તેઓ શિવના સ્વરૂપને સમજી શકે, એટલે કે ઉમાસાથેનો શાક્ત સંબંધ કરી જેઓ **સોમ** ભાવથી પ્રદોષસમયે ઉપાસના કરે, તેમને શિવ-રાત્રિના (ચતુર્દશીના) વ્રતનો અધિકાર. શક્તિ અનુગ્રહવિના–વિદ્યાદેવીની કરુણાવિના–શિવ અનુગ્રહ કોને થયો છે? કોઈને નહિ. ઇન્દ્ર, **અગ્નિ** અને વાયુને પણ **ઉમા** હૈમવતીના અનુગ્રહવડે જ યક્ષાવતારનું સ્વરૂપ સમજાયું હતું; તો આપણા ભૂલોકના વસનારાને તે અનુગ્રહની જરૂર હોય તેમાં શું આશ્ચર્ય?

આ તાંત્રિક ચંદ્ર અને સૂર્ય આર્દ્રજ્યોતિ અને જ્વલત્ જ્યોતિ–

પદાર્થ માત્રમાં ગુંચાયેલાં છે. પણ તેનાં ચિત્રો ઘુણાક્ષર ન્યાયજેવાં એટલે કે ઝાડના થડમાં એક કીડો ખોતર ખોતર કરી લિપિજેવી આકૃતિઓ કાઢે તેની ઉકેલ કરવી જેવી કઠિન તેવું આ ચંદ્ર-સૂર્યની મિશ્ર મુદ્રાઓ ઉકેલવાનું કઠિન છે. અગસ્ત્યજેવા એ ઉકેલી લોપામુદ્રા-લોપ પામેલી મુદ્રાના આદ્ય યોનિના ભોક્તા થાય. "મારી મોટી મહત્‌ યોનિમાં હું ગર્ભ સ્થાપું છું"-એવું શ્રીકૃષ્ણનું ગીતાનું-**मम योनिर्महद्ब्रह्म तस्मिन् गर्भं दधाम्यहम्**-વાક્ય ઘણા ઉંડા ભાવવાળું છે. ચંદ્રની આર્દ્ર યોનિમાં સૂર્યનું જ્વલત્‌ તેજ ( **भर्गः** ભરણ કરનારૂં, રમણ કરનારૂં, અને ગમન કરનારૂં ) પેસી આ ભૂલોકની વનસ્પાત, અને પ્રાણિનાં શરીરોને પોષણ આપે છે; તેવું પ્રત્યેક **શાંભવ યોગીનું તેજ શક્તિપાતવડે પરચિત્તોને સગર્ભ બનાવે છે.** વનસ્પતિઓ અને પ્રાણિઓ ચંદ્રસૂર્યના આ ઉપકારને જાણતાં નથી, તેમ સિદ્ધ મહર્ષિઓ અને ઋષિઓનો આ પરચિત્તોને વિચારગર્ભ-વાળાં કરવાનો વિલાસ સામાન્ય સાધકો જાણી શકતા નથી. પ્રકૃતિનાં સર્જનકાર્યો અગમ્ય ભૂમિકામાં થાય છે; તેવાં જ અધિકારી ચિત્તોને સગર્ભ કરવાનાં મહર્ષિઓ અને મહર્ષિપત્નીઓનાં કાર્યો અગમ્ય જ હોય છે. આથી શ્રુતિ કહે છે કેઃ—

**योऽपानप्राणयोरैक्यं स्वरजोरेतसोस्तथा ।**
**सूर्यचंद्रमसोर्योगो जीवात्मपरमात्मनोः ॥**

જે ક્રમથી પ્રાણ અને અપાનનું ઐક્ય થાય છે; જે રીતે મનુષ્ય જાતિમાં રજસ્‌ અને રેતસ્‌નું ઐક્ય થઇ ગર્ભ બંધાય છે; અને જે ક્રમથી સૂર્ય અને ચંદ્ર એકમેક થઇ વિશ્વને જીવન આપે છે, તે જ ક્રમથી જીવાત્મા અને પરમાત્માનું સમરસપણું થાય છે.

આવું સામરસ્ય એક પણ શ્રેયસ્સાધકને જાગે તો **બાપજીશ્રીનો** શાંભવ આવિર્ભાવ **ચતુર્દશીનો** સફલ થયો ગણાય.

૨

## The Hindu View of Life

( Hindu Dharma II )

An interesting record of one Martin Kallakak appeared in the "Popular Science Siftings" the other day. Martin Kallakak was a young soldier in the Revolutionary war. His ancestry was excellent. But in the general laxity and abnormal social conditions of war-time he forgot his noble blood. He met a physically attractive but feeble-minded girl. The result of the meeting was a feeble-minded boy. This boy grew up and married a woman who was apparently of the same low stock as himself. They produced numerous progeny. These children in turn married others of their kind, and now for six generations this strain has been multiplying. Since that night of dissipation long ago the population has been augmented by 480 souls who trace their ancestry back to Martin Kallakak and the nameless girl. Of these 143 have been feeble-minded, 33 have been immoral, 36 illegitimate, 3 epileptics, 3 criminals, and 8 brothel-keepers. The original Martin however, after sowing this appalling crop of wild oats, finally married a young Quaker woman of splendid talents and noble ancestry. From this union there have been 496 direct descendants. Many of them have been governors, soldiers, one founder of a great university, doctors, lawyers, judges, educators, land-holders, and useful citizens & admirable parents prominent in every phase of social life. The last one in evidence is now a man of wealth and influence.

'પોપ્યુલર સાયન્સ સીફ્ટીંગ્સ'માં 'માર્ટન કાલાકાક' નામના પુરુષસંબંધમાં એક રસિક પ્રસંગ થોડા દિવસપૂર્વે પ્રસિદ્ધ થયો હતો. અમેરિકાના બળવાના યુદ્ધમાં તે યુવાન્ સૈનિક હતો. તેના પૂર્વજો ઉચ્ચ શ્રેણીના હતા. પરંતુ યુદ્ધ સમયની શિથિલ નીતિરીતિ અને સામાજિક વિષમ પરિસ્થિતિમાં તેણે પોતાના કુટુંબની ઉચ્ચતા–ખાનદાનીને વિસારી. તે એક શરીરે સુંદર છતાં નબળા માનસની યુવતીતરફ આકર્ષાયો. પરિણામે નબળા માનસવાળો તેને એક પુત્ર થયો. આ યુવક મોટો થયો અને તેના જેવી ઉતરતી પંક્તિની સ્ત્રીસાથે પરણ્યો. તેને ઘણી પ્રજા થઇ. આ પ્રજાએ પણ પાછી તેમના જેવી હલકી જાતિનાં સ્ત્રીપુરુષોસાથે લગ્ન કર્યાં. એમ કરતાં છ પેઢી થયાં એકએકની પ્રજા વૃદ્ધિને પામતી ગઇ છે. દીર્ઘ સમયપૂર્વેની પ્રથમ પુરુષની વિષયતૃપ્તિમાંથી આજ સુધીમાં ૪૮૦ જીવાત્માઓ જન્મ્યા છે! બધા એ માર્ટિન કાલાકાક અને પેલી નિકૃષ્ટ શ્રેણીની યુવતીના વંશજો છે! એમાં ૧૪૩ નબળા મનના; ૩૩ અનીતિમાન્; ૩૬ વ્યભિચારના ફલરૂપ; ૩ વાઇના રોગી; ૩ ગુન્હા કરનાર ગુંડા; ૮ અનીતિનો ધંધો ચલાવનારા!

આ જ 'માર્ટિને' આવી અધમ પ્રજાનો વારસો આપ્યા પછી, 'કુવેકર' સોસાયટીની, બહુ બુદ્ધિમાન્ અને ઉચ્ચ કુલીન કુટુંબની સ્ત્રીની સાથે લગ્ન કર્યું! આ કુલીન ઉચ્ચ લગનના ફલરૂપે ૪૯૬ સીધી પેઢીના વારસો છે. એમાંના ઘણા ગવર્નરો છે, સૈનિકો છે, એક મોટી વિદ્યાપીઠનો સંસ્થાપક, બીજા ડાક્ટરો, વકીલો, જજો, કેળવણીકાર, જમીનદાર અને જનતાને ઉપયોગી નાગરિકો છે. સમાજના ભિન્ન ભિન્ન ક્ષેત્રમાં પ્રશસ્ય પ્રકારે સહાયક સ્તુતિપાત્ર વડીલો છે. છેક છેલ્લો પુરુષ જે જોવામાં આવ્યો તે ધનવાન્ અને સમાજમાં સારી લાગવગવાળો પ્રતિષ્ઠિત પુરુષ છે!'

## ૩

## ઉદ્ગાર

### દોહરા

નિકટ વસે મુજ હૃદયમાં, સકલ વિશ્વના નાથ,
ભયથી એસું શિથિલ થઈ, શીદ લમણે દઈ હાથ.
સજીવ નિર્જીવ વસ્તુને, જીવનના દેનાર,
મુજમાં અખંડ છે રહ્યા, રડીશ ન હવે લગાર.
સબળ ધણીના અંકમાં, બેઠો થઈ હું બાળ,
કોટિ વિપદ છો આવતી, મને ન પડતી ફાળ.
દોરા વા પણ દૂર નથી, મુજથી મુજ પ્રિય ઇષ્ટ,
ત્રિકાળ સંભવ ક્યાં હવે, થાવા મારૂં અનિષ્ટ.
જંગલમાં નૃપતિ વસ્યે, મંગલ ત્યાં થઈ જાય,
મુજમાં વિશ્વપતિ વસ્યા, શું શું શુભ ન સધાય.
ગંગાતટસ્થિત જેમ ના, તૃષાભયે ગભરાય,
મુજ મન નિરખી, પ્રભુ નિકટ, વિકળ કશે ન થાય.
અનંત શ્રીપતિનો લહી, મુજ અંતરમાં વાસ,
દ્રવ્યની ચિંતા ધારીને, બનું ન કદી ઉદાસ.
કદી કદી દુઃખ વિવિધ રૂપે, મુજ પર કરે ચઢાઈ,
ઘેરી સર્વાંગે મને, રીબે બની કસાઈ.
ઓછી મતિનાં જોઈ આ, કરતાં મારૂં હાસ્ય,
પણ હું દુઃખને માનતો, મમ પ્રિય નાથવિલાસ.
દુઃખસમય પ્રભુ મુજપ્રતિ, જોતા સસ્મિત મુખ,
હું પણ જોતો તેમને, વિસરી જઉં મુજ દુઃખ.
શાથી આપ્યું દુઃખ આ, વત્સ! તને સમજાય ?
કદી પૂછતા હોયની, એમ મને ઉર થાય.
હું કહું આપ્યું આપનું, ગણું હું અમૃતતુલ્ય,
હાલાહલસમ છો પછી, ગણે સર્વ પ્રતિકૂલ.
બેઠા મારા હૃદયમાં, અહો ધન્ય મુજ ભાગ્ય,
સુખદુઃખની સ્થિતિમાં મને, થતો ન રાગવિરાગ.
તનુમંદિરમાં જ્યારથી, જાણ્યું નિવસે નાથ,
કરતાં ત્યારથી ક્રોધને, લજાઉં હું મનસાથ.
વ્યવહારે પણ જે સમય, મોટા હોયે પાસ,
અપલક્ષણ નિજ દાબતા, જનો ચેતીને ખાસ.

પ્રભુથી મોટું કોઇ ના, સકળ જગત્‌માં જોઉં,
અખંડ ને મુજ નિકટ તો, કેમ પ્રમત્ત હું હોઉં.
કદી કદી બહુ વ્યવહારમાં, ભૂલી જતો હું ભાન,
સ્મરણ આવતાં નિકટ પ્રભુ, વદન થતું મુજ મ્લાન.
સૂર્યતણો થાતાં ઉદય, હિમ પીગળતું જેમ,
વિકાર મારા ક્ષીણ થતા, પ્રભુ પ્રકટતાં તેમ.
ષડ્રિપુથી ભય ના હવે, કિંચિત્ મુજને થાય,
કાં જે અષ્ટ પ્રહર મને, પ્રભુ મુજ નિકટ જણાય.
અનુગ્રહ મારા નાથનો, મુજ પર કહ્યો ન જાય,
દોરે મુજને સર્વદા, હિત મુજ જેથી સધાય.
બાળપણે પણ મુજને, દોર્યો હિતને પંથ,
યદ્યપિ હું નવ જાણતો, વસે હુંમાં મુજ કંથ.
વેદ–ધર્મ–નિંદક હતો, બાળપણે હું મૂઢ,
નાસ્તિક અવિચારી અતિ, અભિમાને આરૂઢ.
તોપણ ત્યજ્યો ન મુજને, પણ ગ્રહી ઉલટી બાંહ્ય,
ક્રમથી ઊર્ધ્વ ચઢાવીયો, જ્ઞાન પ્રેરી ઉરમાંહ્ય.
અપર સ્વરૂપ પોતાતણું, સચ્ચિત્ સદ્‌ગુરુરૂપ,
આકર્ષ્યો ત્યાં પ્રેમથી, અનુગ્રહ કરી અનુપ.
સદ્‌ગુરુએ મુજને કહ્યું, પ્રભુ તુજથી નથી ભિન્ન,
તું તે ઈશ્વરરૂપ છે, ઈશ્વરને તું અભિન્ન.
રુચ્યો ન મુજને બોધ એ, હૃદય થયો પરિતાપ,
'હું ઈશ્વર' એ માનવું, કહ્યું ગણ્યું હું પાપ.
સદ્‌ગુરુ હસીને બોલીયા, આજે ન ગમે જેહ,
સમય જતાં તે દૃઢ રીતે, સમજીશ નિઃસંદેહ.
ઉપાસનાક્રમમાં મને, પછી સ્થાપ્યો ધરી હેત,
લય વિક્ષેપ થતાં થશે, કહ્યું, લોપ ભ્રમપ્રેત.
થોડે કાળે આ પછી, પ્રિયતમ મુજ ભગવાન્,
સ્થૂલ તનુને ત્યાગીને, પામ્યા અંતર્ધાન.
શૂન્ય ગણ્યું મેં જગત્‌ને, થતાં પ્રભુ અદૃષ્ટ,
સ્વલ્પ સમય પ્રભુવિરહથી, શોષ્યું અપરિમિત કષ્ટ.
ગુરુપ્રબોધિત સાધને, પછી સાંધ્યો મેં સ્નેહ,
અલ્પ શ્રમે અનુગ્રહ થયો, અકથ્ય શબ્દે જેહ.
મુજ હૃદયે સદ્‌ગુરુ દીઠા, મુજ આત્માથી અભિન્ન,
જોયું મેં મુજ હુંપણું, કલ્પિત ને પરિચ્છિન્ન.

'હું ઈશ્વર' એ ગુરુતણો, સમજ્યો બોધ યથાર્થ,
મુજ પ્રભુપદને ભેટીને, થયો હું સદ્ય કૃતાર્થ.
જાણીને તે દિવસથી, મુજ જીવનઆધાર,
હુંપણું વિસરી, હરિવિષે, વહું થઈ એકાકાર.
ભિન્નપણું કદી કદી મને, અધ્યાસે સ્ફુરી જાય,
પણ પાછો વળી હું પુનઃ, અભિન્ન રહું પ્રભુમાંહ્ય.
જેમ રહ્યા મારા વિષે, અખિલ જગત્આધાર,
તેમ અણુઅણુમાં રહ્યા, વદું પાડી પોકાર.
મિથ્યા જનો દુઃખી થઈ, ખોળે પ્રભુને બાહ્ય,
અંતરમાં છે નાથ, એ-સત્ય, ન માની પીડાય.
જેવો અનુગ્રહ મુજપ્રતિ, કીધો પ્રિયતમ ઈશ,
કરજો તેવો સર્વપર, માગું પ્રણમી શીશ.

## ૪

### રાગ—અગમ ઉદાસી

સજ્જન સહુ સુણજો રે વચન વિવેકનાં
અમે પ્રવાસી કરીશું આજ પ્રયાણ જો;
સ્વરૂપવિષે શમી રહેજો પ્રિય જન માહરા,
જેહ અનાદિ છે મુજ પદ નિર્વાણ જો. સજ્જન૦

આ ભવરણમાં સુખે વહેવું દોહલું,
(જો) ગુરુસાહાય્ય ન વર્યું વારંવાર જો;
તે સુખ તો સહુ કોને સહેજે સાંપડ્યું,
ન્યૂન નથી કાંઇ કરજો હૃદય વિચાર જો. સજ્જન૦

વિષયતણી પ્રીતિથી ડરજો સર્વદા,
વહ્યા ઘણા એ વિકટ પ્રવાહે જાણ[1] જો
(આ) શબ્દરૂપી શસ્ત્રો બાંધીને મહાલજો,
ભુલવણીથી બાર થશો અપ્રમાણ જો. સજ્જન૦

વિકટ ભૂમિમાં વાહનની આશા નથી,
વળી નહિ કો બોજ ઉપાડણહાર જો;
ચેતી સવેળા વાળી દેજો માલને,
નહિ તો શિરપર ક્યાં લગી વહેશો ભાર જો. સજ્જન૦

સર્વ પ્રવાસી છીએ અંતર જાણજો,
(કાંઈ) રૂડી કમાણીઅર્થે કીધા મુકામ જો;
ખોટતણા વ્યાપારે જો જો ઠેરતા,
થાશો દુઃખી વળી ખોવાશો નિજ ધામ જો. સજ્જન૦

સદ્‌ગુરુશાસ્ત્ર પોકાર કરે છે એટલો,
જોજો વિચારી આ સંસાર અસાર જો;
બળતા ઘરને મારૂં કહીને પેસતાં,
માલ મળે ના, પ્રાણતણો સંહાર જો. સજ્જન૦

સ્વજન પરસ્પર કો કોનું જાણો નહિ,
પય પીતાં પણ વિષ ના છોડે વ્યાલ જો;
અણઘટતી પણ ઘટિતસમી થઈને રહી,
દુઃખદાયક આ નામરૂપ જંજાળ જો. સજ્જન૦

---

૧ સુજાણ

વીર વિચારો અંતે જાવા એકલું,
મધ્યે પણ કો સંગી નથી નિરધાર જો;
કોઈક દોષથકી વૃત્તિ વળગી રહે,
વીરપણું અહીં થાજો તત્ત્વાકાર જો; સજ્જન૦

સુજન વિયોગ થતાં તો કહે છે એટલું,
લીધો છે કાંઈ ઝાઝો સંગનો લ્હાવ જો;
પ્રાણ જતાં પણ અંતરથી ના છાંડશો,
સ્વરૂપતણો જે નિશ્ચય દ્વૈતઅભાવ જો. સજ્જન૦

પ્રેમાધીન ન લૌકિક વેણ વદે હવે
સુખમાં રહેજો ધરતાં સદ્‌ગુરુધ્યાન જો,
ઉચિત અનુચિત શબ્દે ઓછું કો સમે,
આવ્યું હોય તો કરજો સર્વે ક્ષમા જો; સજ્જન૦

છે સંયોગ સ્વરૂપે દેહ વિયોગ છે,
આદિ નીતિ છે ત્યાં શો ધરવો શોક જો;
આનંદે રહી ક્લેશથકી થઈ વેગળા,
પ્રવાસઅંતે આવી મળજો છચોક જો; સજ્જન૦

સદ્‌ગુરુદેવ કૃપાથકી જો સંયોગનો,
ક્ષણિક શરીરે સમય ન આવે ચાર જો,
નરસિંહ સ્વજન સ્વરૂપે જાણીને કહે,
વહાલાંપ્રત્યે વળી વળીને નમસ્કાર જો. સજ્જન૦

## ૫

॥ ॐ श्री ॥

## आरात्रिकम् ।

जयसि नृसिंहगुरो ! जयसि नृसिंहगुरो ।
जयसि नृसिंहगुरो ! त्वं, जयसि नृसिंहगुरो ! ॥ जयसि० १

सुरवरनिकरैर्वन्द्यः पवनजितां ध्येयः ।
यतिजनगतिरविनाशो दिक्समयामेयः ॥ जयसि० २

निजजनसंकटशमनो मनोभिरामेशः ।
निरामयोऽभयदानी शमितभवक्लेशः ॥ जयसि० ३

निगमवचनलक्ष्यार्थः सकलातीतस्त्वं ।
[illegible]रणहरणेशः विमलपरमतत्त्वम् ॥ जयसि० ४

शिष्यसंग्रहे सदयः स्वमित्रवत् सभ्यः ।
प्रवीणयमिभिः कठिनप्रयत्नदुर्लभ्यः ॥ जयसि० ५

श्रेयस्साधकवर्गं प्रणतं पालयसि ।
चरणाधारं दत्वा पतितं धारयसि ॥ जयसि० ६

હે નૃસિંહ ગુરો ! આપનો જય છે; હે નૃસિંહ ગુરો ! આપનો સદા જય છે–૧

આપ સમગ્ર સુરવરોના વંદ્ય એટલે વંદન કરવાયોગ્ય છો, પવનને જીતનારના એટલે યોગિઓના ધ્યેય છો, યતિજનોના ગન્તવ્ય સ્થાનરૂપ છો, અવિનાશી છો, અને દિક્કાલાદિથી અમેય એટલે નહિ માપી શકાય તેવા છો–૨

આપ નિજ જનનાં સંકટ શમાવનાર છો, મનને આનંદ આપનારમાં ઉત્તમ છો, કોઈ પણ પ્રકારના આમયથી રહિત એટલે નિરામય છો, અભયને આપનાર છો, અને જેમના ભવક્લેશ એટલે આ સંસારના ક્લેશ શમી ગયા છે એવા છો–૩

નિગમ એટલે વેદના વચનના લક્ષ્ય અર્થરૂપ છો, આપ સર્વથી અતીત છો, જન્મમરણ ટાળવાની સત્તાવાળા છો, અને નિર્મલ પરમ તત્ત્વરૂપ છો–૪

શિષ્યસમુદાયઉપર દયાવાળા, પોતાના અંગત મિત્રના જેવા વિવેકી, ચતુર યોગિઓથી સખત પ્રયત્નવડે પણ પ્રાપ્ત થવા મુશ્કેલ તેવા છો—૫

આપને પ્રણામ કરનાર શ્રેયસ્સાધકવર્ગને આપ પાળો છો, અને પતિતને આપના ચરણ (કમલ)ની સાહાય્ય આપીને તારો છો—૬

---

## मन्त्रस्तुतिः ।

हरिः ॐ यज्ञेन यज्ञमयजंतदेवास्तानि धर्माणि प्रथमान्यासन् । तेहनाकं महिमानः । सचंतयत्रपूर्वे साध्याः संति देवाः ॥ ॐ राजाधिराजाय प्रसह्यसाहिने नमो वयं वैश्रवणाय कुर्महे । स मे कामान्कामकामाय मह्यं कामेश्वरोवैश्रवणो ददातु । कुबेराय वैश्रवणाय महाराजाय नमः ॥ ॐ स्वस्ति। साम्राज्यं भौज्यं स्वराज्यं वैराज्यं पारमेष्ठ्यं राज्यं महाराज्यमाधिपत्यमयं समंतपर्यायी स्यात्सार्वभौमः सार्वायुषआन्तादापरार्धात् पृथिव्यैसमुद्रपर्यन्ताया एकराडिति तदप्येषश्लोकोभिगीतोमरुतः परिवेष्टारोमरुत्तस्यावसन्गृहे । आविक्षितस्य कामप्रेर्विश्वेदेवाः सभासद इति ॥

**ભાવાર્થ :** હરિ ૐ દેવોએ વિરાડાત્મારૂપ યજ્ઞવડે યજનીય વિષ્ણુને યજ્યા. તેમનાં યજ્ઞકર્મો તે પ્રથમ ધર્મરૂપ થયાં. તેઓ સ્વર્ગના મહિમારૂપ બન્યા. જ્યાં પુરાતન સાધ્યદેવો આનંદમાં રહે છે.

રાજાધિરાજ બળવાન્ સાહાય્ય કરનાર વૈશ્રવણને અમે નમસ્કાર કરીએ છીએ. તે વૈશ્રવણ હું સંસારના જે પદાર્થોને ઇચ્છું છું તે આપનાર કામેશ્વર છે, તે સર્વ કામના પૂરી કરો. વૈશ્રવણ કુબેર મહારાજને નમસ્કાર હો ! ૐ સર્વત્ર સુખ થાઓ. (જે વૈશ્રવણ કુબેરના અનુગ્રહપાત્ર છે) તે સામ્રાજ્ય ભોગવે છે, સ્વરાજ્ય ભોગવે છે, વૈરાજ્ય પણ (એટલે જેમાં રાજા રાજ્ય કરનાર નથી, પણ પ્રજાના અગ્રણીનું પ્રજાની ઇચ્છાનુસાર રાજ્યતંત્ર ચાલે છે તે ) ભોગવે છે, એક ચક્રવર્તીનું પારમેષ્ઠ્ય પણ ભોગવે છે. એટલું જ નહિ પણ એકાધિપતિની સત્તાવાળું મહારાજ્ય પણ ભોગવે છે; વળી જે રાજ્યમાં સામંતોની સત્તા છે તેવું સાર્વભૌમ રાજ્ય પણ ભાગવે છે. તે

સર્વાયુષી થાય છે. સમુદ્રની મેખલાવાળી પૃથ્વીનું રાજ્ય બ્રહ્માના આયુષ્યના અવધિસુધી ધારાવાહી તે ભોગવે છે, અને એકસત્તાધીશ થાય છે. આ બાબત એક પ્રાચીન શ્લોક ગવાય છે:–"મરુત્તના ગૃહમાં યજ્ઞવૈભવ થયો ત્યારે વાયુદેવતાઓ દેખરેખ રાખનારા હતા; વળી "આવિક્ષિતકામપ્રિ'ના યજ્ઞમાં દેવો સભાસદ થયા હતા." (સારાંશ–જેઓ પરમેશ્વરનું યજ્ઞદ્વારા યજન કરે છે તેમને દેવોની સાહાય્ય હોય છે એટલું જ નહિ પણ તે યજ્ઞ કરનારને ઐહિક સાર્વભૌમ સત્તા પ્રાપ્ત થયા વિના રહેતી નથી.)

## પુષ્પાઞ્જલિ

### વસન્તતિલકવૃત્ત

કર્મો ન કામ્ય કરીયાં સુરલોક જાવા,
ના તો નિષિદ્ધ તજીયાં દુઃખમુક્ત થાવા;
ના પાત્ર, માત્ર વિનતિ શુણી સુખ આપો,
ટાળો પ્રભો ! કરી કૃપા પ્રતિબન્ધ–પાપો. ૧

નિષ્કામ કર્મ કરવા થકી શ્રેય થાશે,
જાપે સ્તવે તવ પદો તવ પાપ જાશે;
ના જાપ ના તવ સ્તુતિ કરી ક્લેશ કાપો,
ટાળો પ્રભો ! કરી કૃપા પ્રતિબન્ધ–પાપો. ૨

ના તો વિવેક પ્રકટ્યો મમ ઉર સ્વામિ!
ના મેં પ્રયત્ન કીધું છે કહું ગ્લાનિ પામી;
વૈરાગ્ય ચાહી હૃદયે કરુણાળુ સ્થાપો,
ટાળો પ્રભો ! કરી કૃપા પ્રતિબન્ધ–પાપો. ૩

ના તો કદી બળથી સંયમીં ઇન્દ્રિયોને,
ના અંતરે વિષયથી ગ્રહી વૃત્તિઓને;
ના શીતને સહી વળી નહિ વૃષ્ટિ તાપો,
ટાળો પ્રભો ! કરી કૃપા પ્રતિબન્ધ–પાપો. ૪

પ્રીતિ કરી ન કદીએ તપ કાંઇ કીધું,
ના તો ધરી સુમતિને વ્રત રૂડું લીધું;
શ્રદ્ધા ન ધારી પ્રણવાદિ કીધા ન જાપો,
ટાળો પ્રભો ! કરી કૃપા પ્રતિબન્ધ–પાપો. ૫

રે રે ગુરો ! હજી મુમુક્ષુપદે ન આવ્યો,
આયુષ્યકાળ સઘળો જ વૃથા ગુમાવ્યો;
જન્માદિ ક્લેશ ન નડે ગુરુ ! છાપ છાપો,
ટાળો પ્રભો ! કરી કૃપા પ્રતિબન્ધ-પાપો. ૬
વેદાન્તનું શ્રવણ તો અધિકારી પામે,
તે તો સદા મનનથી મનને વિરામે;
દોષો નથી શમી ગયા પતિ આપ માપો,
ટાળો પ્રભો ! કરી કૃપા પ્રતિબન્ધ-પાપો. ૭
પાપે પ્રબોધી મતિ મેં નથી યોગ સાધ્યો,
ના સાધનો કરી હું અન્તર્મુખ વાધ્યો;
મુદ્રા તપાવી અતિ સદ્ય નૃસિંહ ચાંપો,
ટાળો પ્રભો ! કરી કૃપા પ્રતિબન્ધ પાપો. ૮

*

असितगिरिसमं स्यात्कज्जलं सिन्धुपात्रे
सुरतरुवरशाखा लेखिनी पत्रमूर्वी ।
लिखति यदि गृहीत्वा शारदा सर्वकालम्
तदपि तव गुणानामीश पारं न याति ॥ १
अतिमितिजलतत्त्वं तेजसा रंजितं च
भवति सुपरिपूर्णं भूमिपात्रे प्रयत्नात् ।
पवनलहरिरूपा वर्णिका खं सुपत्रम्
न हि तदलमसंख्याः शारदाः कीर्तिलेखे ॥ २

કાળા પર્વતસમાન કાજળ (શાહી) સિન્ધુરૂપી પાત્રમાં ભર્યું હોય, સુરતરુની શાખારૂપી લેખિની (કલમ) હોય, પૃથ્વીરૂપી પત્ર (કાગળ) હોય, અને (સાક્ષાત્) સરસ્વતી આ સર્વ લઇને નિરન્તર લખે તો પણ હે ઈશ! આપના ગુણોનો પાર આવે તેમ નથી—૧

અપાર જલતત્ત્વ તેજસૂતત્ત્વથી રંગાઇ પૃથ્વીતત્ત્વરૂપ પાત્રમાં પ્રયત્ને કરી ભરપૂર ભરવામાં આવે, વાયુની લહરીઓ લેખિનીરૂપ હોય, આકાશ સુંદર પત્રરૂપ હોય, અને અસંખ્ય સરસ્વતીઓ લખનાર હોય, તોપણ આપની કીર્તિના વર્ણનઅર્થે તે સર્વ શક્તિમાન્ થાય એમ નથી—૨

૬

# મં ગ લ-વિ ચા ર

## ગ્રંથ-પ્રયોજન

આ ગ્રંથ આરંભથી અંતપર્યંત વાંચી વિચારવા સર્વ સુજ્ઞ મનુષ્યોને વિનંતિ છે. એમાં ગુણ જોઈ સુબોધ લેવો એ જ્ઞાનીનું લક્ષણ છે અને દોષ જોઈ નિંદા કરવી એ અજ્ઞાન દુર્જનોનું લક્ષણ છે. પરન્તુ જ્ઞાનવાન્ કોઈની સ્તુતિથી હર્ષ અને નિંદાથી શોક માનતા નથી. કારણ કે શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે જ્ઞાનવાન્‌નાં શુભ કર્મોનાં ફળ તેમની સ્તુતિ કરનારને અને અશુભ કર્મોનાં ફળ તેમની નિંદા કરનારને મળે છે. એ રીતે વહેંચાઈ જાય છે તેથી તે તો કેવળ નિરાળા નિષ્કર્મ રહે છે અને કર્મથી રાગદ્વેષ થાય છે તે કર્મના ફળની ઇચ્છારહિત એવાનાં કર્મફળો બે ભાગે વહેંચાઇ જવાથી રાગદ્વેષ જે કર્મનાં કાર્ય તે પણ તે ભેળાં જ જાય છે તેથી તે નિરાળા જ રહે છે. કાગડાને અમૃત આહાર આપ્યા છતાં એ નર્કનો ભોગી છે તે ત્યાં જ ચાંચ ભર્યાવિના રહેશે નહિ. બગલું જે મત્સ્યાહારી છે તે મુક્તા દેખી ચ્હાતો નથી, પરન્તુ ઉત્તમ રાજહંસ તેને પ્રીતિથી ભક્ષણ કરે છે. એમ આ રસને પામર અને વિષયી અજ્ઞાન મનુષ્યો કદાપિ ધિક્કારશે તો પણ જ્ઞાતાઓ તેનો સ્વાદ લીધાવિના રહેશે નહિ.

સાંપ્રતકાળમાં પુરુષો પુસ્તકો રચવાને જેવી આતુરતા રાખે છે તેવી સ્ત્રીઓને જણાતી નથી. એમાં મુખ્ય દોષ પુરુષનો જ છે, પરન્તુ એ દોષોનું આ પ્રસંગે વિવેચન કરવું અગત્યનું નથી એમ સમજી માત્ર આ ગ્રંથ લખવાનું પ્રયોજન દર્શાવું છું.

૧ વ્યવહારયોગે સ્ત્રીજાતિમાં ગણાતી હું આ પુસ્તક લખીશ તો મારી પ્રિય બ્હેનો જેઓ વિદ્યાનો શોખ રાખતી હશે તેઓને પણ પ્રસંગોપાત્ત લખવાને ઉત્તેજન મળશે, એટલું જ નહિ, પણ માતાપિતાઓ પોતાની પ્રિય પુત્રીને અને જ્ઞાતા પુરુષ પોતાની અર્ધાંગનાને વિદ્યા ભણાવવાથી આ ઉત્તમ લાભ જાણી કેળવણી આપવા વિચારશે.

૨ આ જગત્‌માં મનુષ્ય માત્ર ભાષા ભણીને લખી વાંચી જાણવું ને કમાઈ ખાવું એને વિદ્યા માને છે પણ જ્ઞાનવાને તો એને અવિદ્યા ગણી છે. પ્રમાણ શ્લોક ૧૧ મણિરત્નમાલાનો.

विद्या हि का ब्रह्मगतिप्रदा या ।
बोधो हि को यस्तु विमुक्तिहेतुः ॥
को लाभ आत्मावगम हि यो वै ।
जिंत जगत् केन मनो हि येन ॥

શિષ્ય પૂછે છે (ગુરુપ્રત્યે) કે હે સદ્‌ગુરો! વિદ્યા તે શી? ગુરુ ઉત્તર આપે છે કે હે ભાઈ! જે વડે બ્રહ્મગતિને પામીએ તે. તો બ્રહ્મગતિને પામવાની વિદ્યાવિષે શ્રુતિ શું કહે છે? કે

સામવેદાદિ ચાર વેદ, છએ શાસ્ત્ર, અઢાર પુરાણ, ભારત, કાવ્ય, વ્યાકરણાદિ સર્વ ગ્રંથ યથાર્થ જાણે અને બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ ન થાય તો એ સર્વ વેઠ જાણવી. વળી

वेदागम पुराणज्ञाः परमार्थं न वेत्ति यः ।
विडम्बनं तु तस्यैव तत्सर्वं काकभाषितम् ॥

અર્થઃ—વેદશાસ્ત્ર પુરાણ ભણ્યો અને પરમ અર્થ જે બ્રહ્મ તે ન જાણ્યો તો તે સર્વ વિટંબણા છે અને તે જે જે બોલે છે, ભણે છે, વા સંભળાવે છે તે કાગડાના કળકળવાસમ છે.

વળી—न वेदाध्ययनान्मुक्ति न शास्त्रपठनादपि ।
ज्ञानादेव मुक्तिः स्यान्नान्यथा वीरवंदिनि ॥

વેદ ભણે અને શાસ્ત્ર ભણે તેથી મુક્તિ થતી નથી. હે પાર્વતિ! એક જ્ઞાનવડે જ મુક્તિ છે.

એ વિના ઘણાં પ્રમાણો છે. માટે હે ભાઈ! વિદ્યા તો તે જે બ્રહ્મની પ્રાપ્તિ કરાવે.

મૂળ શ્લોકનો બીજો પ્રશ્ન : બોધ તે શું?

ઉત્તરઃ—જે વડે મુક્તિનો હેતુ નામ મોક્ષ મળે તે.

ત્રીજો પ્રશ્ન : લાભ તે શું? ઉત્તર : આત્મા જાણવો એ જ પરમ લાભ છે. એ વિના આ સંસારમાં બીજો કોઈ જ લાભ નથી, અને ચોથો પ્રશ્ન : આ જગત્ કેમ જીતાય? ઉત્તર : મન જીતવાથી અર્થાત્ મનની કલ્પના સ્ફુરણાથી જગત્ ભાસે છે માટે તે જિત્યો તો સર્વ જિત્યો. માટે હે ભાઈઓ! બ્રહ્મવિદ્યા સંપાદન કરવી એનું જ નામ ભણવું, અને એ જ

કેળવણી. એથી અન્ય તમામ વિદ્યાઓ અવિદ્યારૂપ દુઃખનું ઘર છે, તેથી જ્ઞાતા સ્ત્રી અને પુરુષોએ આત્મજ્ઞાન સંપાદન કરવા પ્રયત્ન કરવો જોઇએ, પણ આ કાળે તે સર્વ ઢંકાઈ ગયું છે, તો તે ઉપર લક્ષ ધરાવનાર પણ આ ગ્રંથના ઉદયનું પ્રયોજન છે.

૩ આ સંસારમાં મારા ઉદયના મૂળરૂપ કૃપાળુ માતાપિતા તેમ જ હિતેચ્છુ સ્વજનોનું મને વિદ્યા સંપાદન કરાવવા ઉપરનું પ્રયત્ન સફળ થયું જણાવવાના હેતુથી-વગેરે વગેરે ઘણા લાભનો સૂચક આ ગ્રંથ છે.

આ શુભ પ્રસંગમાં મારાં માતાપિતા વગેરે સ્વજનોના મારા ઉપર થયેલા ઉપકારબદલ તેમના શુભ ગુણો તથા નામ જોડાયેલાં રહેવાને તેમ જ મારો આ જગત્‌માં ઉદય થયો ત્યારથી હાલપર્યંતનો ટુંક હેવાલ જે હાલ ટાંકી રાખું છું તે જાહેરમાં કોઈ પ્રસંગે મુકાશે ત્યારે વાંચનાર સુજ્ઞ સ્ત્રીપુરુષો કંટાળશે નહિ એવી આશા છે.

પ્રથમ બાકાભાઈ અને પાછળથી મંગળાગૌરી એ સંજ્ઞાને પામેલી દેહનો ઉદય સંવત્ ૧૯૨૨ ના માઘ માસમાં થયેલો છે. ( શુકલ પક્ષની તિથિ ૭ ). ગુર્જર પ્રાંતમાં સુરત નામના પ્રસિદ્ધ શહેરના વાસી જ્ઞાતે વિશલનગરા નાગર પંડિતની અવટંકથી ઓળખાતા અને કુલીન પંક્તિમાં ગણાતા પંડિત જેઠાભાઈસુત જયશંકર મારા પિતા છે તથા મારી માતાની નામસંજ્ઞા જડાવ છે. એઓનો મારા પર અત્યન્ત પ્યાર હોવાથી અને એમની સ્થિતિ સારી હતી તેથી બાલ્યાવસ્થામાં મને ઉંચા પ્રકારનાં સુખ આપી મારી ચિત્તવૃત્તિઓ વિદ્યાભ્યાસતરફ દોરવી. મારા પિતાને ઉદરપોષણાર્થ ઉદ્યમ દક્ષિણ પ્રાંતમાં અહમદનગર નામના પ્રસિદ્ધ શહેરમાં હોવાથી મને જન્મથી જ મરાઠી ભાષા બોલવાનો અભ્યાસ થયો અને શાળામાં જઈ એ ભાષાનું સારૂં જ્ઞાન થોડા વખતમાં મેળવ્યું. બાદ ગુર્જર ભાષાનો અભ્યાસ કરવા મારી આતુરતા જોઇ ઉત્તરોત્તર કલ્યાણ ચાહનાર પરમ કૃપાળુ પંડિત ઇચ્છાશંકર જે મારા કાકા થાય છે તેઓએ મુંબઇમાં પોતાને શરણે રાખી એ ભાષાનું પૂરતું જ્ઞાન મેળવાવ્યું જે બદલ તેઓનો અત્યંત આભાર માનું છું. તેમ જ પ્રસંગોપાત્ત મારા જ્યેષ્ઠ બંધુઓ પંડિત નરસિંહરામ તથા વિઠ્ઠલભાઇએ મને સુબોધ આપવામાં પરિશ્રમ લીધેલો તેઓનો પણ આ પ્રસંગે ઉપકાર માનું છું.

# પરિશિષ્ટ

મારાં માતાપિતાએ મારૂં લગ્ન યોગ્ય સ્થળે કરવામાં જે ડહાપણ વાપર્યું છે તે નિઃસંશય સ્તુતિપાત્ર છે. આ સમયમાં દ્રવ્યના લોભથી ઘણાં દુષ્ટ માતાપિતા પોતાની પ્રિય પુત્રીનો સ્વાર્થ બગાડે છે અને એ વિષે 'નાગરખંડ' નામના ગ્રંથમાં કલિકાળનું ભવિષ્ય ભાખ્યું છે તેમાં લખે છેઃ—**कुलीनमपि संत्यज्य वरं रूपवयोऽन्वितम् । वित्तलोभात्प्रदास्यंति कुत्सिताय नरः सुताम् ॥** અર્થઃ—રૂપ અને વયવડે યોગ્ય એવા કુળવાન્ વરને ત્યજીને દ્રવ્યના લોભથી નિંદ્ય વરને દીકરી દેશે. તાત્પર્ય કે કન્યાની વયથી લગભગ બમણી અને પરિણામે અઢીગણી વયનો સ્વામી જોઇએ. અર્થાત્ બાર વર્ષની છોકરીને વિશથી ત્રિશ વર્ષની વય સુધીનો પતિ યોગ્ય અને એથી વધુ હોય તો અયોગ્ય જાણુવો અને રૂપ અને ગુણકર્મમાં પણ વિચાર કરતાં સામાન્ય હોય તો લગ્ન કરવું પણ ઉપરના શ્લોકપ્રમાણે દ્રવ્યના લોભથી આ કાળે બહુ અનાચાર વર્તાય છે પણ મારાં સુજ્ઞ માતાપિતાએ એવા દુષ્ટ વિચારો અંગીકાર ન કર્યાં જેથી હું મનવાંછિત સુખને મેળવી સર્વાંતર્યામી ઇશ્વરની નિરંતર સ્તુતિ કરૂં છું કે એવાં માતાપિતાનો સર્વદા ઉભય લોકને વિષે જય થાઓ અને આ સૃષ્ટિનાં સર્વ મનુષ્યોના હૃદયમાં એવા જ સુવિચારનો ઉદય થાઓ–અસ્તુ.

મારૂં લગ્ન નવમે વર્ષે થયું અને બારમા વર્ષની અવધિના સમયે મને સાસરે વિદાય કરવામાં આવી હતી. જ્યાં કે મારા પ્રાણપ્રિય પતિ જેઓને શાસ્ત્ર **पतिरेको गुरूः स्त्रीणां ।** તેમ જ મને થોડા સમયમાં સ્વયંજ્યોતિ આનંદસ્વરૂપ આત્માના સાક્ષાત્કારદ્વારાએ ક્લેશની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિ કરાવવાથી હું સદ્ગુરુરૂપ માનું છું. તેઓના ઉપદેશવડે અને જે અમૂલ્ય જ્ઞાનરૂપ ભંડાર મળ્યો તે પ્રસંગોપાત્ત મારી અલ્પ મતિ પ્રમાણે લઘુ ગ્રંથરૂપ આકારમાં ગોઠવીને લખી રાખું છું તે એવા હેતુથી કે કોઈ પ્રસંગે જાહેરમાં મૂકાશે તો તેનો સજ્જનો વિવેકપૂર્વક લાભ લેવાને ચુકશે નહિ.

આ મારો પ્રથમ પ્રયાસ છે તેમ જ મારી વયના આ ચાલતા ચઉદમા વર્ષમાં લખાયો છે તેથી વિવેકી અને વિદ્વત્તાનું અભિમાન ધરાવનાર સ્ત્રીપુરુષો એમાં નજર આવતા દોષોની ક્ષમા આપશે એવી ઉમેદ રાખું છું. અસ્તુ. **तत्सत् परमात्मने नमः ॥**

॥ ॐ श्री ॥

# श्री श्रेयस्साधकअधिकारिवर्गना सद्गुरु
## श्रीमद् ઉપેન્દ્રાચાર્યજીના રચેલા આકર્ષક ગ્રંથો

| | मूल्य | पोस्टेज |
|---|---|---|
| श्री उपेन्द्रगिरामृत-प्रथम परिवाह | १- ८-० | ०-२-० |
| श्री उपेन्द्रगिरामृत-द्वितीय परिवाह | १- ८-० | ०-२-० |
| श्री दिव्यमूर्ति | १- ०-० | ०-१-० |
| श्री सुदामाख्यान | ०- ८-० | ०-१-० |
| श्री शुकजनकाख्यान | ०- ३-० | ०-१-० |
| श्री सद्बोधमन्दार-प्रथम गुच्छ | २- ०-० | ०-३-६ |
| श्री सद्बोधमन्दार-द्वितीय गुच्छ | २- ०-० | ०-३-६ |
| नित्य-संदेश | १- ४-० | ०-२-० |
| विद्युत्-लेखा | १- ०-० | ०-२-० |
| जीवनव्रत | ०- २-० | ०-०-९ |
| साधनश्रेणी | ०-१२-० | ०-१-६ |
| साधकोनो सूर्योदय | ०- २-० | ०-०-९ |
| प्राणीमात्रप्रति विशुद्ध प्रेम धरवो ए सत्सुखनो सरल उपाय छे | ०- २-० | ०-०-९ |
| नवीन कर्तव्य | ०- २-० | ०-०-९ |
| साधनोनी सिद्धि शाथी नथी थती ? | ०- २-० | ०-०-९ |
| मातृहृदयनिवेदन | ०- ८-० | ०-२-० |
| गुरुभक्तिमाहात्म्य | ०- ४-० | ०-०-९ |
| रसदर्शन દરેકનું મૂલ્ય ૬થી ૧૨ આના. દરેકનું પોસ્ટેજ | | ०-१-० |
| संवाद : | | |
| जवाबी श्रद्धा | ०- ८-० | ०-१-० |
| बालनी फाल | ०- ४-० | ०-१-० |
| महदाश्रय | ०- ८-० | ०-१-० |

| | | |
|---|---|---|
| अधमोद्धरण | ०– ८–० | ०–१–० |
| मंत्रमहत्व | ०– ८–० | ,, |
| सेवनसिद्धि | ०– ६–० | ,, |
| भक्तिबल | ०– ४–० | ,, |
| जीवनपतनो | ०– ४–० | ,, |
| संध्याबल | ०– ८–० | ,, |
| चिरंजीवन | ०– ६–० | ,, |

કીર્તનાદિ સાહિત્ય  દરેકનું મૂલ્ય ૪થી ૧૦ આના. પોસ્ટેજ જુદું.

| | | |
|---|---|---|
| रसाञ्जलि | १– ०–० | ०–१–० |
| चिन्तन गीता | १– ०–० | ०–०–९ |
| विश्ववंद्यविभूतिवैभव } उपेन्द्राचार्यजी<br>प्रथम आविष्कार } जयन्तीदेवी | २– ०–० | ०–४–० |

## શ્રીમતી જયન્તીદેવીરચિત ગ્રંથો

| | | |
|---|---|---|
| श्रीजयन्तीपद्यपीयूष | १– ०–० | ०–२–० |
| श्रीउपेन्द्र भगवत् स्तोत्र | ०– ८–० | ०–१–० |

કીર્તનમઞ્જરી  દરેક છૂટા ભાગનું મૂલ્ય ૩થી ૮ આના. પોસ્ટેજ જુદું.

| | | |
|---|---|---|
| श्रीउपेन्द्रभगवत् स्तोत्रम् | ०– १–६ | ०–१–० |
| श्रीउपेन्द्रलीलामृत | ०– ६–० | ०–१–० |

## શ્રી શ્રેયસ્સાધકવર્ગના શ્રીમહાકાલના તંત્રી શ્રીમાન્ છોટાલાલ જીવનલાલ ( શ્રીમાન્ વિશ્વવંદ્ય )ના રસપૂર્ણ ગ્રંથો

| | | |
|---|---|---|
| श्री योगिनीकुमारी–प्रथम विभाग | २– ८–० | ०–४–६ |
| श्री योगिनीकुमारी–द्वितीय विभाग | ३– ४–० | ०–५–६ |
| श्री सुधास्रोतस्विनी–प्रथमकल्लोल | ०– ५–० | ०–०–९ |
| श्री सुधास्रोतस्विनी–द्वितीयकल्लोल | १– ८–० | ०–३–० |
| विज्ञाननी रसिक वार्ताओ | ०–१२–० | ०–२–० |
| मंगलप्रेरित सन्देशा अथवा दूरदर्शकतत्त्वनुं अद्भुत प्रकाशन | १– ०–० | ०–२–० |
| अध्यात्मबलपोषक ग्रंथमाला–प्रथम अक्ष | १– ८–० | ०–२–० |
| विद्यार्थीनो साचो मित्र | १– ०–० | ०–१–६ |
| बंधकोशनो उपाय | ०– १–६ | ०–०–९ |

| | | |
|---|---|---|
| बालकोने केवी रीते केळववां ? | ०– ५–० | ०–०–९ |
| ब्रह्मचर्य | ०– १–६ | ०–०–९ |
| रोग टाळवाना उपायो | ०– १–६ | ०–०–९ |
| प्लेगथी बचवानो कोई उपाय नथी शुं ? | ०– १–६ | ०–०–९ |
| ईश्वरभक्ति मनुष्योए शा माटे करवी ? | ०– २–० | ०–०–९ |
| श्रेयस्साधकअधिकारिवर्ग ए शुं छे ? | ०– १–६ | ०–०–९ |
| मूर्तिपूजानुं खंडन करनारा मूर्तिपूजाना रहस्यथी केटला अज्ञान छे ? | ०– १–६ | ०–०–९ |
| दुग्धोपचार अथवा दूधना सेवनवडे सघळा रोगो टाळवानो उपाय | ०– २–६ | ०–०–९ |
| धनवान थवानी अमोघ कला | १– ०–० | ०–१–० |
| श्री विश्ववंद्यविचाररत्नाकर–प्रथम राशि | २–१२–० | ०–२–० |
| श्री भारती प्रतिभा ( श्री भारतीदेवी ) | ०– ८–० | ०–२–० |

## શ્રી શ્રેયસ્સાધક અધિકારીવર્ગના અન્ય લેખકોના ગ્રંથો

| | | |
|---|---|---|
| श्री भारती अर्चन–अञ्जलि | ०– ८–० | ०–२–० |
| हृदयनिवेदन | ०– ४–० | ०–०–९ |
| पुरुष अने स्त्री | १– ०–० | ०–२–० |
| श्री सद्बोधस्रवन्ती | ०– ४–० | ०–१–० |

श्री सदुपदेशश्रेणी } ૬૨થી ૭૬ સુધીના દરેક ભાગનું મૂલ્ય ૦–૮–૦ થી ૦–૧૨–૦. પોસ્ટેજ : ૦–૨–૦

श्री श्रे. अ. व. ना संस्थापक श्रीमन्नृसिंहाचार्यजी ૬–૮–૦. પોસ્ટેજ જુદું.

ઉપર જણાવેલાં પુસ્તકો મળવાનું સરનામું :—

વ્યવસ્થાપક : **શ્રી ઉપેન્દ્ર ભગવત્–સ્મારક ટ્રસ્ટ,**

શ્રી વિશ્વવંદ્ય–ઉદ્યાન, કારેલીબાગ, વડોદરા.